અને કેટલું ગંભીર આલોચન હતાં, એ જાણવા માટે આપણે સહજ પ્રયત્ન કરીએ એમાં વધારે પડતું કશું જ નથી.

સ્વર્ગવાસી ગુરુદેવે રચેલા મુખ્ય મુખ્ય ગ્રંથોની અમે ઉપર જે નામાવલી આપી ગયા છીએ તેમાં જે સંખ્યાબંધ આગમ અને શાસ્ત્રોની વિચારણાઓ ભરેલી છે એ દ્વારા તેઓ-શ્રીના બહુશ્રુતપણાની તેમ જ વિજ્ઞાન અને ઊંડા આલોચનની આપણને ખાત્રી મળી જાય છે, તેમ છતાં આપણે તેઓશ્રીના સંગ્રહિત જ્ઞાનભંડારો–પુસ્તકસંગ્રહો તરફ નજર કરીએ તો આપણને તેઓશ્રીના ગંભીર વિજ્ઞાનની સવિશેષ ઝાંખી થઇ જાય છે.

સ્વર્ગવાસી ગુરુદેવના જ્ઞાનભંડારમાં તેમના સ્વહસ્તે સંશોધિત અનેકાનેક ગ્રંથો છે તેમાં '**સન્મતિતર્ક**' શાસ્ત્રની હસ્તલિખિત પ્રતિને એ ગુરુદેવે પોતે વાંચીને સુધારેલી છે. એ સુધારેલા પાઠોને મુદ્રિત સન્મતિતર્કના સંપાદકોએ તેનો ટિપ્પણીમાં ઠેકઠેકાણે સ્થાન આપ્યું છે. જે ગ્રંથના અધ્યયન માટે હજારો રૂપિયાનું ખર્ચ કરી નાખવા છતાં ય આજે કોઈ જૈન સાધુ ખરી રીતે એમાં પાર પડી શકયા નથી એ ગ્રંથનું વાચન–અધ્યયન, સ્થાનક-વાસી જેવા અવિદ્યાપ્રધાન સમાજમાંથી આવેલ એક વ્યક્તિ, પોતાની સ્વયંપ્રતિભાને બળે સન્મતિતર્ક જેવાં શાસ્ત્રોની મહત્તાને સમજી, પોતાના જીવનની ટૂંક કારકીર્દીમાં કરે એ કરતાં એ સ્વર્ગવાસી મહાપુરુષની પ્રતિભાનું અને તેઓશ્રીની વિજ્ઞાનશક્તિનું જ્વલંત ઉદાહ-રણ બીજું શું હોઇ શકે! જે મહાપુરુષ આવા મહર્દ્ધિક ગ્રંથોના અધ્યયન–મનન માટે જીવતી પ્રવૃત્તિ કરે એ મહાપુરુષમાં તર્કવિદ્યાવિષયક સ્વયંપ્રતિભાજનિત કેટલું વિશદ પાંડિત્ય હશે એ સ્પષ્ટ કરવાની આ ઠેકાણે આવશ્યકતા રહેતી નથી.

પંજાબ દેશમાં આજે સ્થાન–સ્થાનમાં સ્વર્ગવાસી ગુરુદેવના વસાવેલા વિશાળ જ્ઞાનભંડારો છે. પંજાબ આખામાં દીપતા જ્ઞાનભંડારો જો કોઈ હોય તો તે ગુરુદેવના વસાવેલા આ જ્ઞાનભંડારો જ દીપતા છે. એ ભંડારોમાં સાર સાર ગ્રંથોનો સંગ્રહ કરવા આપણા ગુરુદેવે અથાગ પ્રયત્ન કર્યો છે. ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીમાન્ યશોવિજયોપાધ્યાયકૃત પાતંજલયોગદર્શન ટીકા, અનેકાંતવ્યવસ્થા આદિ જેવા અનેકાનેક અલભ્ય–દુર્લભ્ય પ્રાસાદગ્રંથોની નકલો આ ભંડારોમાં વિદ્યમાન છે. આજે આ ગ્રંથોની નકલો બીજે કયાંય જોવામાં નથી આવતી. સ્વર્ગવાસી ગુરુદેવે પોતાના વિહાર–પરિભ્રમણ દરમિયાન ગામ–ગામના જ્ઞાનભંડારોની બારીકાઈથી તપાસ કરતાં જ્યાંથી મળી આવ્યા ત્યાંથી તે તે ગ્રંથોના ઉતારા કરાવ્યા છે. અહીં આપણે માત્ર એટલું જ જોવાનું છે કે એ ગુરુદેવમાં અપૂર્વ સાહિત્યને પારખવા માટે કેટલી સૂક્ષ્મેક્ષિકા હતી! જો ગુરુદેવના ભંડારોને બરાબર બારીકાઇથી તપાસવામાં આવે તો તેમાંથી આપણે કેટલીયે અપૂર્વતા જોઇ–તારવી શકીએ.

સ્વર્ગવાસી ગુરુદેવ તેમના જમાનાના એક પ્રષ્ટવ્ય–પૂછવા લાયક પુરુષ હતા, એટલે તેઓશ્રીને ગામે ગામના શ્રીસંઘો તરફથી તેમ જ વ્યક્તિગત રીતે પણ નાની કે મોટી દરેક બાબતના વિધવિધ પ્રશ્નો પૂછવામાં આવતા. અને ત્યારે તેઓશ્રી તે તે પ્રશ્નોના જે ઉત્તરો આપતા (જેમાંના કેટલાક તે સમયના જૈન ધર્મ પ્રકાશ માસિકના અંકો વિગેરેમાં છપાએલા છે) એ જોતાં આપણે તેઓશ્રીની ઉત્તર આપવાની પદ્ધતિમાં સ્થિતપ્રજ્ઞપણું, ઉદારતા, નિષ્પક્ષપાતપણું તેમ જ અનાગ્રહીપણું વગેરે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ. કેટલાક એકજ વિષયના પ્રશ્નોના ઉત્તરો એ ગુરુદેવે પ્રશ્નકારની જિજ્ઞાસા, પરિસ્થિતિની યોગ્યતા વગેરે ધ્યાનમાં રાખી એટલી ગંભીરતાથી તેમજ યોગ્યતાથી આપ્યા છે કે જેમાં આપણને એ ગુરુદેવની સ્થિતપ્રજ્ઞતા તેમજ અનાગ્રહીપણાનો સહેજે ખ્યાલ આવી જાય છે. આ ઠેકાણે અમે ઉદાહરણ ખાતર,—પર્યુષણામાં મહાવીર જન્મના દિવસે શ્રીફળ વધેરવાં એ શાસ્ત્રોક્ત છે કે કેમ? એ રિવાજ કાયમ રાખવો કે કેમ? એ ચાલુ રિવાજ બંધ કરી શકાય કે નહિ? અને બંધ કરવો યોગ્ય જણાય તો શો માર્ગ લેવો?,—આ પ્રશ્નો સંબંધમાં સ્વર્ગવાસી ગુરુદેવે જે જુદા જુદા માર્ગદર્શક ઉત્તરો આપ્યા છે (જુઓ, જૈન ધર્મ પ્રકાશ પુસ્તક ૯, અંક ૮ અને ૧૦) તેમજ તેમાં શ્રીસંઘમાં કોઇ પણ પ્રકારનો વિક્ષેપ ઊભો થવા ન પામે તે માટે જે માર્ગદર્શન કરાવ્યું છે એ જોવાની માત્ર ભલામણ કરીએ છીએ.

અંતમાં ટૂંકમાં અમે એટલું જ કહીએ છીએ કે જ્યારે જ્યારે પ્રજામાં ધાર્મિક તેમજ નૈતિક નિશ્ચેતનતા પ્રગટે છે ત્યારે ત્યારે તેનામાં પ્રાણ પૂરવા માટે એકાદ અવતારી પુરુષ જન્મ ધારણ કરે છે, તેમ સ્વર્ગવાસી ગુરુદેવે અવતાર ધારણ કરી જૈન પ્રજામાં અનેક રીતે પ્રાણ પૂર્યા છે. જે જમાનામાં તેઓશ્રીએ ગૂજરાતની ધરા ઉપર પગ મૂકયો ત્યારે જૈન સાધુઓની સંખ્યા અતિ અલ્પ હતી, તેમાં શાસ્ત્રજ્ઞો ગણ્યા–ગાંઠ્યા હતા, દેશ–વિદેશમાં જૈન સાધુઓનો પ્રચાર અતિવિરલ હતો તેવે સમયે આ બધી બાબતોમાં એ ગુરુદેવે પોતાની પ્રતિભાદ્વારા સંગીન ઉમેરો કર્યો છે. એમની પ્રતિભાને બળે જ શ્રીમાન્ વીરચંદ રાઘવજી ગાંધી ચિકાગોની સર્વ ધર્મપરિષદમાં જઈને જૈનધર્મના તત્ત્વોને વિશ્વના મેદાનમાં રજુ કરી શકયા છે.

એ સ્વર્ગવાસી પરમપવિત્ર ગુરુદેવના અગમ્ય તેજને પ્રતાપે આપણે સૌ વર્ત્તમાન યુગને અનુરૂપ ધર્મસેવા, સાહિત્યસેવા અને જનસેવા કરવાનું બળ મેળવીએ એટલું પ્રચ્છી વિરમીએ.

कुण्ठाऽपि यदि सोत्कण्ठा, त्वद्गुणग्रहणं प्रति।
ममैषा भारती तर्हि, स्वस्त्येतस्यै किमन्यथा? ॥

आचार्य हेमचन्द्र

दक्षिणविहारी मुनिराजश्री अमरविजयजी महाराजना
विद्वान शिष्य—



मुनिराजश्री चतुरविजयजी महाराज पृ. २०, २७, ८१

प्रवर्तक श्री कांतिविजयजी महाराजना
प्रशिष्यरत्न—



साहित्यसेवी मुनिराजश्री पुण्यविजयजी पृ. १



# ન્યાયાંભોનિધિ શ્રીમત્ પૂજ્યપાદ આચાર્યશ્રી આત્મારામજીનું વ્યક્તિદર્શન

શ્રી પોપટલાલ પુંજાભાઈ શાહ

[ લેખક એક યુવાન જૈન ગ્રેજ્યુએટ વિચારક છે, અને સાથે સુંદર ગદ્યલેખક છે. વાંકાનેરની હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કાર્ય કરવા સાથે અવકાશના સમયમાં શિક્ષણક્રમના ગ્રંથ, સંવાદો, કાવ્યો અને લેખો પોતે લખે છે. તેમણે શ્રીમદ્ આત્મારામજી આચાર્યનું વ્યક્તિદર્શન, તેમનો સાક્ષાત્પરિચય કે દર્શનલાભ ન હોવા છતાં તેમની છબી, અક્ષરદેહ તેમ જ જીવનચરિત્ર પરથી પોતાના અજબ ચિંતનની ' સર્ચલાઈટ ' ફેંકી જે ભવ્ય, મનોરમ અને પ્રભાવશાળી શબ્દોમાં કર્યું છે તે સંપૂર્ણપણે વાંચી જવા યોગ્ય છે એટલું જ નહિ પરંતુ યુવક વર્ગે—સાધુ શ્રાવક વર્ગે—ન્હાના મ્હોટાંએ વિચારવા યોગ્ય છે.

અનેક દૃષ્ટિબિંદુથી, અનેક ઉપમા—અલંકારથી લેખકે સૂરિજીનું વ્યક્તિત્વ છણ્યું છે, શોભાવ્યું છે. કોઈક વિચાર સાથે કદાચ કોઈનો વિચારભેદ થવા સંભવ છે, પરંતુ એકંદરે જૈનતાં વિચારશ્રેણિ યથાર્થતાને પામી છે. લેખકનો વિચાર—સંયમ પદે પદે દેખાય છે, અને તેથી તેઓ વાણીવિલાસના—શબ્દાડંબરીના પ્રવાહમાં તણાયા નથી.

સમગ્ર લેખ અથેતિ વાંચી તેનું મનન કરવા અને તેમાં સુંદર પદાવલીથી આળેખાયેલા આચાર્યશ્રીના ગુણોનો આદર કરવા—વર્તનમાં મૂકવા સર્વ સુજ્ઞને નમ્ર વિનંતિ છે—**સંપાદક** ]

યુગે યુગે, યુગના પ્રમાણમાં ઘણીવાર સમાજની ધારક શક્તિ પ્રમાણે યુગાવતાર જન્મે છે; કોઈ કોઈ વાર સમાજ—શક્તિથી અધિક પ્રચંડ, સમાજ ઝીલી ન શકે એવું સામર્થ્ય પ્રગટ થાય છે. એ સામર્થ્ય માત્ર યુગાવતાર જ નહિ પણ યુગપ્રધાન અવતારે છે. યુગપ્રધાન આખા યુગને દોરે છે, ફેરવે છે અને તેને પલટો આપીને તેનું નવું સર્જન કરી નાંખે છે. યુગાવતાર યુગને દોરે છે, તેને પલટો આપે છે અને તેનો સંરક્ષક બનીને તેને કાંઈક નવીનતા દે છે. એક હોય છે અજોડ ક્રાંતિકાર, બીજો હોય છે સમર્થ સુધારક: બંને સમાજનાં ધોરણોથી ખૂબ ઊંચા હોય છે.

બંનેમાં સુધારકતા અને ક્રાંતિકારત્વ હોય છે જ, પણ વધતા—ઓછા પ્રમાણમાં. નિશ્ચય, અડગતા અને સ્વતંત્રતા બન્નેમાં હોય છે, પણ સંરક્ષક—સુધારક ક્રાંતિને પગલે ચડી છેવટ સમાજની સ્થિતિને સુધારવા મથે છે; જ્યારે ક્રાંતિકાર તેને ખીલવી, પલટાવી, સારું હોય તેને પણ નવીનતા આપી તેમાંથી ક્રાંતિ જન્માવે છે. એક સુધારો જન્માવે છે, બીજો ક્રાંતિ અવતારે છે.

આ બેમાંથી આત્મારામજી કયા વર્ગમાં આવી શકે? એ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં તેમની સ્થિતિનો-સંયોગોનો વિચાર કરીએ.

રાજ્ય સ્થાપનાના હોંશીલા છતાં તેમાં નિષ્ફળ નીવડતાં, ધાડપાડુ ગણાએલા પિતાનો ક્ષત્રિય પુત્ર ભાગ્યયોગે વણિક-વૈશ્યના રક્ષણ તળે આવી રહ્યો. તે જ અરસામાં લગભગ પંજાબકેસરી રણજીતસિંહનું મૃત્યુ થયું. પંજાબના વિગ્રહો થયા અને ઇસ્લામ યુગમાં સૌથી પ્રથમ પરદેશીઓને શરણે જનારો પ્રાંત હારેલા, થાકેલા યોદ્ધા જેવો સૌથી છેલ્લો વિદેશીઓને તાબે થયો. એ સમય પંજાબનો જ નહિ પણ આખા ભારતના સંક્રાન્તિકાળનો આરંભ-યુગ હતો. દીત્તા સમજણી ઉમરનો થયો તે વેળાયે પંજાબના વિગ્રહ પૂરા થઇ ગયા હતા અને લોરેન્સ ભાઇઓ પંજાબને થાળે પાડતા હતા. અઢાર વર્ષની વયે દીક્ષા લીધા પછી ત્રણેક વર્ષે બળવો થયો અને શમ્યો. તે કાળ અશાંતિ, અવ્યવસ્થા અને અવિશ્વાસનો હતો. ધર્મ-ભયની બૂમ તો ચોમેર પડી રહી હતી, એટલે ધર્મરક્ષણનું ઝનૂન તે કાળે ભારતનો જીવનમંત્ર થઇ ચૂકયું હતું.

આત્મારામજીનું વ્યક્તિત્વ, એ અશાંતિ, અવિશ્વાસ અને અવ્યવસ્થા તેમ જ હિંસાના તાંડવથી ત્રાસી ઊઠયું અને છેવટ ધર્મઝનૂને ઘડાયું. એ ઘડતરને અહિંસક ધર્મે જુદી દિશાએ વાળ્યું, એટલામાં એને અનુકૂળ સન ૧૮૬૧ થી વિક્ટોરીઆનો શાંતિયુગ બેઠો. તે દરમ્યાન આત્મારામે અભ્યાસ કરી લીધો હતો અને ધર્મ-જાગ્રતિનાં સાચાં સ્વપ્નની ઝાંખી તેને થઇ ચૂકી હતી.

બળવાનાં પરિણામની અને શાંતિયુગની અસર તેનામાં સંગઠનના વિચારરૂપે, શરીરને ધર્મ અર્થે સબળ બનાવવાના આચાર ઉપદેશરૂપે અને ધાર્મિકતાના સાત્ત્વિક ઝનૂનરૂપે પરિણમી. દયાનંદસ્વામીને બળવાને પરિણામે નિઃશસ્ત્ર, નિરાધારી, કુસંપ અને સ્વાભિમાનનો લોપ દેખાયાં એટલે એમને આર્યત્વનું ઉગ્ર અભિમાન, સંગઠન, શુદ્ધિ અને બળશાલિત્વ માટે શસ્ત્ર શિક્ષણ-એટલાં તત્ત્વ પ્રજાના ધર્મોદ્ધાર માટે આવશ્યક લાગ્યાં.

આત્મારામજી મહારાજ ઉપર પાછી ગૂજરાતના શાંત વાતાવરણની અસર પણ થઇ અને એથી એમણે જૈનશાસનની સેવા સ્વીકારી.

તે કાળે જૈનશાસન છિન્નભિન્ન હતું : એક તરફ યતિવર્ગ, બીજી તરફ સંવેગી સાધુ વર્ગ અને ત્રીજી તરફ સ્થાનકવાસી સંપ્રદાય. એ ત્રણે શ્વેતાંબર જૈન શાખાને વીંખીપીંખી રહેલ હતા. કુસંપ, શિથિલાચાર અને શાસ્ત્રોના અવળા વિચાર ને આચારનાં ગોથાંમાં જૈન જનતા ગબડ્યા કરતી હતી. આ બધું જોઇને આત્મારામજીનો આત્મા કકળી ઊઠ્યો અને તેમણે, પોતાને જે સત્ય જણાયું હતું, પોતે જે શાસ્ત્ર-શાસનને સંપૂર્ણ માન્યું હતું તેનો ઉદ્ધાર કરવા કમર કસી, અને એ ઉદ્ધારની યોજનામાં એમનું જીવન ખર્ચાઇ ગયું અને ઘણેક અંશે તે કાળે તો તેમનો ઉદ્દેશ સફળ પણ થઇ ચૂકયો.

આવી રીતે તેમના ઉપર યુગબળની અસર થઇ અને તેમનું વ્યક્તિત્વ તે પ્રમાણે ઘડાયું. આત્મારામજી આમ પ્રખર અને પ્રચંડ ક્રાંતિકાર નહિ, પણ સુવ્યવસ્થારૂઢ સુક્રાંતિના બીજ-વાળા સુધારક બન્યા.

તે યુગે હજી વિલાસનાં દર્શન કર્યાં ન હતાં; સટોડીયો વેપાર, ઝીણાં અને હિંસક વસ્ત્રો તેમ જ ખાનપાનનો સ્વચ્છંદ હજુ તે ટાણે પ્રવેશ્યાં ન હતાં. વળી શ્રમ, શસ્ત્રબળ અને સંતોષી જીવનથી સ્વાભાવિક રીતે જ શરીરબળ ટકાવી રાખવાની કળાનો પણ તે વેળાએ હજુ લોપ થયો ન હતો. એટલે શીખ–ક્ષત્રિયપુત્ર દીત્તાનું શરીર ખૂબ જ વિકસ્યું હતું. દીક્ષિત આત્મારામજીને પછી વિહારનો શ્રમ, અપરિગ્રહી સાધુજીવન અને કડક સંયમ સાંપડ્યાં, એટલે એ શરીર સુદૃઢ રહ્યું.

આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીને એમનો અંગત જીવન પરિચય હતો. તેઓશ્રી લખે છે કે—

**इस छबीमें प्रशस्त ललाट, अलौकिक तेज भरें शांत स्वरूप, दीर्घनयन, शरीरमें देवभावका प्रभाव, मुखमंडलमें सर्व जीवोंको अभय करनेवाली अपूर्व शोभा है।**

વિશાળ કપાળ, પ્રતિભાવંતું મુખ, માંસલ ગાત્રો અને તેજભર્યાં જ્ઞાનાતુર નયનો–એ એમની દેહ વિભૂતિ. એ વિભૂતિમાં એમનું પંજાબી વ્યક્તિત્વ ઢાંકયું રહી શકે તેમ ન હતું. એક ભારથી ચગદાઇ ગયેલા–દુર્બળ પ્રાણીનો બોજો ઉપાડીને તેને બચાવવામાં કે સમશેર-ધારી ભીલનું કાંડું હચમચાવીને તેને વગડામાંથી ગામમાં ઢસડી જવાનાં અહિંસક શૌર્યમાં એ વ્યક્તિત્વનો કાંઇ અનોખો જ પ્રભાવ દેખાઇ આવે છે.

એમનો સ્વભાવ વિનોદી અને તાત્ત્વિક પણ હતો, તે એમની વાતો પરથી અને ચર્ચા પરથી દેખાઈ આવે છે. નિર્દોષ વિનોદ આ સાચા આત્મારામનું લક્ષણ છે. આજ ગાંધીજી પણ એ વિનોદને ઘણીએ વાર બહેલાવે છે, એમ આત્મારામજી પણ પોતાની સાધુ–મંડળીમાં વિનોદ કરતા.

એમના વ્યક્તિત્વમાં ધ્યેય–પ્રાપ્તિનો તનમનાટ એટલો જ દેખાય છે. એમનામાં ક્રાંતિકાર જેવી શક્તિ બીજરૂપે હતી. ચાલતે ચીલે ચાલે તે સામાન્ય માનવી, સુધારક કે ક્રાંતિકાર બની શકે નહિ. સાત્ત્વિક અસંતોષ, આત્મિક ઉગ્રપનો ખટકો, એ હરકોઇ સાચા ક્રાંતિકારમાં જન્મથી જ હોય છે. એટલે જ દીત્તાની બાળજિજ્ઞાસા રમતગમતમાંથી જ્ઞાનની આતુરતામાં પરિણમી. અમરસિંઘજીના પ્રયત્નો શિખ પંથ માટે, એ ક્રાંતિના બીજને વિકસાવવા માટે જ હતા, જીવણમલ્લજીએ પણ એ બીજનાં દર્શન કરીને જ દીત્તાને આત્મારામ બનાવ્યો હતો; પણ જેના ભાગ્યમાં શીખપંથના મુખી થવાનું સરજાયું નહોતું, લગ્ન, સંસાર–સુખ કે જોધમલની મિલ્કત જેને જીતી શકયાં નહિ, પાલક માત–પિતાનો સ્નેહ જેને પલાળી–ખાળી શકયો નહિ, એ સ્નેહને **તરછોડીને** દીક્ષા લેવા જેટલી પામરતા જેણે બતાવી નહિ અને છતાં એ જ સ્નેહને વિશાળ બનાવીને દીક્ષા લેવાની આનંદપ્રદ અનુમતિ મેળવવામાં જે શક્તિશાળી થઇ શકયા–એ આત્મારામને ન સંતોષી શકયા જીવણમલ્લજી, ન આકર્ષી શકયા અમરસિંઘજી

કે ન જીતી શકયા ચંદનલાલજી. એમનો આત્મા સ્વતંત્રતાનો ચાહક અને શોધક હતો, એટલે એને પોતે જ્યાં હતો ત્યાં મજા ન પડી.

આત્મારામ જ્યારે મુંઝાય છે ત્યારે સ્વતંત્રતા માટે તલસે છે અને એનું દ્વાર જોવા મથે છે. એની એ સ્વતંત્રતાને બાધક કોઈપણ તત્ત્વને એ ગણકારતા નથી તેમજ એનાથી ડરતા કે અચકાતા નથી.

આત્મારામજીએ એ દશા અનુભવી આઠ દશ વર્ષ સુધી, અને એમાંથી છૂટવાની તમન્નાને સંતોષવા શાંત પ્રયત્નો આદર્યા. એમનામાં ફાટી નીકળતા પ્રલયના ધામ જેવી જ્વાલામુખીની દશા નહોતી, પણ ધરતીકંપની ગરમ થથરાટી અને એ થથરાટીમાંથી ઉત્પન્ન થતી માર્ગ કાઢવાની તીવ્રતા ભારોભાર ભરી હતી. એ તીવ્રતાએ એમને વ્યવહારુ બનાવ્યા.

પૂરી તૈયારી વિના સ્વતંત્રતા માટે ફાંફાં મારનાર પાછો પડે છે અને તેની બેડીઓ વધારે મજબૂત બને છે. ઉતાવળો કુદકો આપઘાત કરાવે છે, એ સત્ય આત્મારામજી સમજતા હતા તેથી તેમણે વડવાનલભર્યા સમુદ્રની શાંત ગંભીરતા સેવીને પોતાનું કર્ત્તવ્ય ચાલુ રાખ્યું. છતાં જેમ એ સાગર પણ ટાણે-ટાણે તોફાની થઇ તરંગ ઉછાળે છે, પવનને સુસવાવે છે અને એમ કોઇ કોઇ વાર વડવાનલને ગુપ્ત રાખીને પણ પોતાની ગંભીરતા છોડે છે અને પોતાનું ઉગ્ર સ્વરૂપ દેખાડે છે તેમ આત્મારામજી પણ વ્યાકરણ ભણવામાં, પોતાના સાધ્ય તરફ કૂચ કરવામાં કોઈ કોઇ વાર અડગ અને ઉગ્ર બની જાય છે.

એટલે જ એઓ પ્રતિજ્ઞા કરે છે કેઃ—

" मैं अपनी शक्ति अनुसार भव्य जीवों के आगें सत्य सत्य बात प्रगट करूंगा, जीसको रुचेगा बोह ग्रहण कर लेवेगा, जीसको न रुचेगा उसकी सत्यके खातर मैं परवा न करूंगा । "

છતાં તેઓ વ્યવહારકુશળ છે. એ કુશળતા આત્મવંચના માટે નહિ પણ આત્મિક તૈયારી માટે રખાય છે. તેમનો વિનય હાર્દિક છે છતાં કોઇને પણ સાફ સાફ કહી દેતાં તેમને આંચકો આવતો નથી. એમના પૂજ્યને આડા ફરીને પોતાની પૂજક બુદ્ધિ બતાવતાં, વિનયથી વંદણા કરીને પરસ્પર ભક્તિ-પ્રેમ વધે એવું સાચું વર્તન એ આદરે છે; પણ જ્યારે પૂજ્ય એમનો દોષ કાઢે છે અને આલોચના લેવા કહે છે ત્યારે એમનો સ્વતંત્ર સ્વભાવ કકળી ઊઠીને એમને સુણાવી દે છે કેઃ-" કાં તો આપના શ્રાવકો આલોચના લે અને કાં તો આપ ઘો. હું દોષિત નથી. "

આમ વિનય, વ્યવહારકુશળતા અને સ્વતંત્રતા એ એમનાં સ્વભાવનાં લક્ષણો છે. એક સત્યાગ્રહીને છાજે તેમ એ પૂજ્ય અમરસિંહજી સાથે વિનયવર્તન આદરે છે, પણ જ્યારે અસત્તની વાત આવે છે ત્યારે એ એટલી જ નીડરતાથી વિવેકપૂર્વક સાચી હકીકત સંભળાવી દે છે.

એમનો આત્મા સ્વતંત્રતાનો ભૂખ્યો છે. સાચી ભૂખ પોતાની બુદ્ધિનો ઈજારો કોઈને આપે નહિ. તે ખૂદ ભગવાનનાં વચનને પણ કસોટીએ ચડાવે અને તેમાં કંઇ પણ દોષ ન



ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા. M. B. B. S.
[ પૃ. ૮૦, ૪૪



શ્રી પોપટલાલ પુંજાભાઈ શાહ B, A. વાંકાનેર.
[ પૃ. ૫, ૨૫

આવે તો જ માને; કારણ કે ભગવાનનાં વચનોમાં પણ કોઇક વાર કોઇએ ભ્રમ ઊભો કર્યો હોય અને તેનો ખોટો અર્થ કર્યો હોય તો ?

એટલે સાંપ્રદાયિક ચીલે ચાલવાનો રાહ તો એવા આત્માનો સ્પર્શ કરી પણ શકે નહિ. એટલે જ તે એક સાધુને કહી દે છે કે:—

**" मैं कोई गुरुका, दादागुरुका बंधा हुवा नहि हुं; मुजे तो महावीरस्वामीके शासनके शास्त्रोंका मानना ठीक हैं। यदि कीसिके पिता, पितामह कूपमें गीरे हुवे तो क्या उसके पुत्रको भी कूपमें ही गीरना चाहिये ? "**

એ જ અડગ સ્વતંત્રતા મેજરનામાને ઉડાવી દે છે અને ગુરૂને શાંત પાડતાં આશ્વાસન દે છે કે:—

**" कुछ चिंता नहि, आप फीकर मत करो, मैं मेरा संभाल लउंगा। "**

એ જ સ્વભાવ છેવટ સુધી રહે છે અને તપગચ્છમાં આવ્યા પછી, તે સંઘના સાધુઓને અને અગ્રેસરોને કહી દે છે કે:—

**" रूढिओने हुं तपगच्छनी समाचारी मानवा तैयार नथी। "**

આમ એમનો અસંતોષ અને સ્વતંત્રતા છાનાં રહેતાં નથી, ઢાંક્યાં રહે તેવાં લાગતાં નથી. છેવટ એમને બળવાની તૈયારી કરીને ખુલ્લો વિરોધ કરવો પડે છે. એ વિરોધને માટે તૈયાર થઇ, તેની સામે જમે તે મુશ્કેલીઓ આવે તે સહવા પોતે તૈયાર થઇ જાય છે.

બળવાની હિંસાથી એ ત્રાસી ઊઠે છે, અને પરિણામે એમની વૈરાગ્યભાવના ઉત્કટ થાય છે; પણ એથી તે શુષ્ક, આધ્યાત્મિક એકલતાની ઓથે જવાની સાફ ના પાડે છે. એને હૈયે તો જાગે છે શાસન-ઉદ્ધારના કોડ, અને એને ખાતર એ વ્યવસ્થાનાં પગરણ માંડે છે. એમને એકલાને આત્માનો ઉદ્ધાર જોઇતો નથી, એમની ઇચ્છા તો બને એટલાને " શાસન-રસી " કરવાની થાય છે. નથી એમનામાં શુષ્ક ક્રિયાજડતા આવતી કે નથી એમનામાં શુષ્ક જ્ઞાનજડતા ઉત્પન્ન થતી. એટલે જ એ શ્રાવક અને સાધુઓની ધાર્મિક ક્રિયાના શુદ્ધ આગ્રહી બને છે અને શાંતિસાગરને તેમજ હુકમ મુનિને નિરુત્તર કરી દે છે.

એ યુગ એટલે નવા નવા પંથોનો જમાનો, ખંડન-મંડનનો કાળ. એમના પર એની અસર પ્રબળપણે થાય છે. હિંદુત્વને, આર્યત્વને શુદ્ધ કરવા જેમ દયાનંદ ખંડન-મંડનની હાકલ કરે છે તેમ જૈનશાસનને ઉદ્ધારવા આત્મારામજી પણ એવો જ પડકાર કરે છે. એમનો પડકાર એકલા સ્થાનકવાસી સામે જ થતો નથી, પણ એમની યુક્તિઓ સર્વ ધર્મોને ફગાડે છે. વળી એ જૈનશાસનમાંથી યતિવર્ગને, શિથિલાચારી મૂર્તિપૂજકોને તેમ જ અમૂર્તિપૂજકોને, હુકમ મુનિઓને અને શાંતિસાગરોને પણ વીણી વીણીને ખંડન-મંડનની યુક્તિથી ઢીલા કરી નાંખે છે.

પણ એ માત્ર ખંડનથી જ અટકીને ઊભા રહેતા નથી. મકાન પાડવાનું કામ જેટલું સહેલું છે તેથી કઠણ મકાન ચણવાનું છે અને એથી યે વધારે મુશ્કેલ કામ તો છે સારું જૂનું સાચવીને તેની સાથે કે ઉપર નવું ચણતર ઊભું કરવાનું. આત્મારામજીએ ખાસ નવું કાંઈ કર્યું નથી, પણ જૂનું સારું સાચવી રાખીને, નકામું ને નબળું પાડી નાંખીને તેને સ્થાને નવું ચણતર જરૂર જોગું ઊભું કરવાનો સબળ પ્રયાસ સેવ્યો છે.

એમનો સમકિતશલ્યોદ્ધાર ગ્રંથ કે એમનો અજ્ઞાનતિમિરભાસ્કર ગ્રંથ ખૂબ યુક્તિથી ભરેલા ખંડનનાં ઉદાહરણ પૂરાં પાડે છે, તો એમનો તત્ત્વનિર્ણયપ્રાસાદ ખંડન ઉપર નિર્ણયાત્મક મંડન કરે છે. અને એમનો જૈનતત્ત્વાદર્શ તો ખંડન-મંડન ઉપરાંત વ્યવહારનો પણ ઉત્તમ ગ્રંથ થઈ પડે છે.

એ ગ્રંથનો કેટલોક ભાગ એટલો સુંદર છે કે તેના લેખકને જૈનશાસનના અર્વાચીન મનુ કહીએ તો જરા ય અતિશયોક્તિ ગણાય નહિ. શ્રાવકના-ગૃહસ્થ ધર્મના આચારવિચાર અને રહેણીકરણી, તેમ જ સાધુતાના આચારવિચાર અને તે સર્વ વ્યવહાર સાથે તત્ત્વના મેળની ગૂંથણીમાં એમનું અનેકાંગી જ્ઞાન, વિશાળ વાચન અને મનન તેમજ શાશ્વત ધર્મ સાથે મેળ ખાતી સાચી વ્યવહારકુશળતા એ સર્વે એ ગ્રંથના રચનારના બૌદ્ધિક, વ્યવહારુ, તાર્કિક અને સયુક્તિક વ્યક્તિત્વની પ્રબળ છાપ તટસ્થ વાચનાર પર પણ પાડયા વિના રહેતાં નથી.

મુંબઈ વિગેરે સ્થળોના વિરોધને પી જઈને એ શ્રી વીરચંદ ગાંધીને અમેરિકા મોકલે છે.

એમાં પણ એમની શાસન-સેવાની ધગશ અને નીડરતાથી એમની નસે-નસ તરબોળ થઈ રહી હોય એમ દેખાય છે.

એ જ મહિનામાં એક અંગ્રેજી ભણેલા યુવકને જૈન તત્ત્વનો નિશ્ચયનય અને વ્યવહારનય બેલડીનો આખો સાર ગળે ઊતારી દઈ, તેને જગતની સર્વ ધર્મ પરિષદ્ માટે તૈયાર કરવો અને તેમાં યશપ્રાપ્તિની ઇચ્છા વગર પણ અઢળક યશ કમાવો એ જેવી તેવી બુદ્ધિપ્રતિભાનું-જેવા તેવા વ્યક્તિત્વનું કામ ન હોય!

યૂરોપીય વિદ્વાનોની શંકાનાં સમાધાન પણ એટલી જ કુશળતાથી એ કરે છે અને જૈન-મત, બૌદ્ધમતની શાખા નહિ પણ એક ભિન્ન સનાતન ધર્મ-શાસન છે, એમ સાબીત કરી શકે છે, એ એમના વ્યક્તિત્વની જ્ઞાનસમૃદ્ધિનાં દર્શન કરનારને સાનંદ સંતોષ આપી રહે છે.

જૈનસાધુની નમ્રતાનાં અને સ્વતંત્રતાનાં તો એ વ્યક્તિમાં આદર્શ દર્શન થાય છે. ધ્રાંગધ્રા-વાળા બે અજાણ્યાઓને દીક્ષા દેતાં તેમને બહુ જ પસ્તાવો થાય છે અને તેમાં તેમ જ અન્ય પ્રસંગે પોતે પોતાની અપૂર્ણતા-પોતાના શબ્દોમાં નાલાયકી અને તુચ્છ બુદ્ધિ-કબૂલે છે, તે પણ કેવળ વ્યવહાર કે સભ્યતા ખાતર કે અમદાવાદના અગ્રણીને રાજી કરવા ખાતર નહિ પણ સાચે દિલે પોતાના આત્માને સંતોષવા. પણ એ જ નમ્રતાનો નિશ્ચયાત્મક નિરધાર બાબૂ બદ્રીદાસજી જેવા ધનપતિની નમ્ર અરજ પણ ફેરવી શકતો નથી. આજના મુનિરાજો આ બે ગુણોનો, ભૂલ માટે શ્રાવકને શું? ગમે તેને **મિચ્છામિ દુક્કડં** દેતા અચકાય નહિ અને સાચા સ્વતંત્ર નિરધારને ગમે તેવા ધનપતિની શેહમાં તણાઈને પણ ફેરવે નહિ-એવા સ્વભાવનો-સમન્વય કરે તો આજની

કેટલી ય અરાજકતા એની મેળે નાશી જાય. આત્મારામજીની ઇચ્છાશક્તિ, નિરધારપાલન અને કઠણુ વિનયરક્ષા જો આજ હોય તો જૈનશાસનમાંથી, શ્રાવકો સાધુને પંપાળે અને સાધુઓ શ્રાવકને પંપાળે એ લાચાર સ્થિતિ પલટાઇ જઈ જૈનશાસનનાં તેજ ઔર ઝળહળી ઊઠે.

બાબૂજી પોતે જ કહે છે કે:—

"મને તો મહારાજજીની નિશ્ચયાત્મકતા જોઇ બહુ જ આનંદ થયો. આવા નિશ્ચયબળવાળા અને શ્રીમંતોની પરવાહ નહિ રાખનાર મુનિનાં દર્શન ખરેખર વિરલ હોય છે. અમારી લાગવગથી કે ભક્તિથી ચલિત થઈ જાય તે મુનિઓ શું પરાક્રમ કરી શકે? મને તો આત્મારામજીનું નિશ્ચયબળ જોઇને બહુ જ સંતોષ થયો છે."

મુનિઓના આચારવિચાર માટે પોતે ખૂબ જ કડક રહે છે, એટલું જ નહિ પણ પોતાને વંદણા કરવા આવનારમાં પણ પોતે એટલી જ સંયમની—ખાનપાનની—કડકાઈ ઇચ્છે છે અને વ્યવસ્થા કરે છે. આજ વાંદવા આવતા મહેમાનો અને સાધુઓને એમનું વ્યક્તિત્વ સ્પષ્ટ કહી રહ્યું છે કે:—

"વાંદવા આવે તેને માટે કે મહેમાનો માટે સાદું દાળ, રોટીનું જ ભોજન જોઈએ."

વચનની કિમ્મત, જે બોલાય તે પળાવું જ જોઈએ એવો આગ્રહ પણ તેમનામાં એટલો જ તીવ્ર છે, અને એમાં પણ સ્પષ્ટતા તરી આવે છે. ગુરુજી ના પાડશે એમ માનીને ઇચ્છા નહિ છતાં, ચોમાસાની હા પાડનાર એમના સરલ શિષ્ય મુનિશ્રી હર્ષવિજયજીને પોતે કહે છે કે:—

"જો એવું હતું તો પહેલા હા કહેવી નહોતી. બોલતાં પહેલાં વિચાર કેમ ન કર્યો? તમે ઘોઘાના ગૃહસ્થોને જે વચન આપ્યું છે તે પાળવું જ જોઇએ. હવે બીજી વાર વચન કાઢતાં પહેલાં વિચાર કરજો. તમારા શબ્દોની તમે પોતે કંઇ કિમ્મત ન આંકો તો બીજાની પાસે તો એની ફુટી બદામ પણ કિમ્મત ન અંકાય."

પોતાની વચનગુપ્તિની કેટલી કિમ્મત? એની કેટલી સબળ અને સફળ રક્ષા?

જેટલી શબ્દની કિમ્મત એટલી વ્યાક્તત્વની પ્રતિભા, એ સૂત્રને જીવનમાં ઊતારવા માટે વચનગુપ્તિની સંભાળ રાખવાની અને રખાવવાની કેવી પ્રચંડ ઉદ્‌ઘોષણા?

આપણે એમની છબીનાં દર્શન કર્યાં, આપણુને એમની પ્રકૃતિની અને આત્મસ્વભાવની ઝાંખી પણ થઈ ગઈ અને સાથે સાથે એમના અક્ષરદેહમાંથી પણ થોડુંક દર્શન આપણે કરી લીધું.

હવે એમના વિચાર—વ્યક્તિત્વનાં દર્શન કરવા એમના અક્ષરદેહને શોધીને તેમાંથી થોડુંક જ જાણીએ.

જૈનદર્શન અને જૈનશાસન માટે જ એમનું જીવન છે એ આપણે જોઇએ છીએ. જૈનદર્શનને એ પોતે "ષડ્ દર્શન જિન અંગ ભણીજે" એમ કહીને સવ દર્શનનો સરવાળો માને છે અને એમાં પોતે સ્યાદ્‌વાદ શૈલીનો આશ્રય લઇને આબાદ સફળ નીવડે છે.

પણ જૈનશાસન માટેની એમની વ્યવહારુ ધગશ પણ એટલી જ તીવ્ર છે. એ પોતે માને છે કે શાસન વિના દર્શન પ્રત્યક્ષ કેવી રીતે થઈ શકે? તેથી જૈન શાસન માટે, તેની પુનરૂરચના કાજે, તેના સંરક્ષણ અને સંગઠન માટે ખૂબ ખૂબ આજ્ઞાઓ આપે છે અને પળાવે છે.

જૈનશાસનની દશા માટે પોતે કહે છે કેઃ—

**" जैनियोमें विद्याका जैसा चाहियें वैसा प्रचार और प्रेम नहीं है, ऐक्यता नहीं है, साधुओमें भी प्रायः परस्पर इर्ष्या बहुत है; यह व्यवहार जैनीओंका हैं, जैनधर्मका नहीं।"**

સંગઠન એમના વ્યાખ્યાન–ઉપદેશ–નો મુખ્ય સૂર છે. ખંડન–મંડનના મોરચામાં એ સાદ ન પડાય કે ન સંભળાય તો કોઈ સંઘ કે સમાજ પોતાની અસ્મિતા કે અસ્તિત્વ ટકાવી શકે નહિ. એટલા માટે તેઓ પોકારી પોકારીને કહે છે કેઃ—

**" अपणे सरीखी जीनकी सुवृत्ति होवे, उनके साथ एक चित्तसें सुख, दुःख, व्यसन–कष्ट, राजउपद्रवादिमें बराबर संगठित रहे; गाम, नगर ( देश ) निवासीओंसें फटे नहि, निःपक्ष हो कें करें।"**

આમાં પોતાની જાતિના જ નહિ પણ સાર્વજનિક સંગઠન ઉપર ભાર મૂકયો છે. વળી પોતે આગળ કહે છેઃ—

**" अपनी जातिवालोंके कष्टकी उपेक्षा न करे, तथा सबा माननीयका मानभ्रंश न करे। दरिद्री, पीड़ित, साधर्मिक जातिमें बुद्धि और गुणो करके बड़ा होवे उसकी पालना करें।"**

એમનામાં ખંડન–મંડનનું ઝનૂન છે. એ ઝનૂન વાદવિવાદમાં ઉગ્ર બને છે, સામા પક્ષની દલીલો તોડી–ફોડી નાંખી ફેંકી દેવામાં શૂર બને છે અને જૈનદર્શનનું સત્ય પ્રતિપાદિત કરવામાં મસ્ત બની રહે છે; છતાં એમના સ્વભાવની શાંત સાત્ત્વિકતાને એ ઝનૂન અભડાવી શકતું નથી. પરમતાવલંબીના મતદર્શનને વિવાદથી જીતવા પ્રચંડ તાર્કિક અને અહિંસક ઝનૂની બનનાર આત્મારામજી પરમતવાળા સાથેનો વર્તનનો વ્યવહારુ બોધ જુદી જ રીતે આપે છે. એમાં જ એમની જૈનદર્શનની સાચી અહિંસક શ્રદ્ધા ઝળકી ઊઠે છે. એ શ્રદ્ધાનો આચાર એમના તર્કવાદને સબળ સમર્થન આપી રહે છે. એ ઉપદેશમાં સત્યાગ્રહી ઉદારતાની–સમભાવી દયાભર્યા સૌજન્યની લહેરો ઊડી રહે છે. તેઓ કહે છે કેઃ—

**" परमतवालोंके साथ, परतीर्थी के साथ उचित व्यवहार करें, उचित कृत्यसें यथा-योग्य दान करें; अन्यमतवालोंके साधु–संत आवे तो उनको उचित दान करें, भिक्षा देवें, आसन, दान देवें, ऊठकर सन्मान करें।"**

આગળ વધારે સ્પષ્ટ કરતાં કહે છે કેઃ—

" परमतवाला कीसी कष्टमें पडा होवे, तदा उसका उद्धार करें, कामना पूछनादि करें, पीछे जो कार्य वो कहें सो कार्य उचित होवें तो पूरा कर देवें। दुःखी, अंधा, बधीर, रोगी, प्रमुख लोकोंकी पीडाकों यथाशक्ति मित्रभावसें प्रतिकार करें, क्योंकि जो श्रावकादि पूर्वोक्त लौकिक उचिताचरणमें कुशल नहिं होवे तो वो जिनमतमें भी क्यों कुशल होवे ? "

વર્ણ-વિભાગ કે જાતિ-ભેદ જૈનશાસનમાં છે જ નહિ; અહિંસાપ્રધાન ધર્મમાં એ હોઇ શકે નહિ. એટલા માટે તે કાળે પણ તેઓશ્રી સાચી હકીકત રજુ કરતાં કહે છે કે:—

" અસભ્ય-હીન જાતિઓને-જે બૂરી માને છે તેમને અમે બુદ્ધિમાન કહેતા નથી, કારણ કે અમારો એવો નિશ્ચય છે કે બૂરાઇ તો ખોટાં કર્મ કરવાથી થાય છે. જો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય બૂરાં કામ કરે તો તેમને અમે પણ અવશ્ય બૂરા માનશું. નીચ ગોત્રવાળા સાથે જે ખાનપાનનો વ્યવહાર રાખતા નથી, તે તો માત્ર કુળ-રૂઢિ છે. એ લોકોની જે નિંદા કરે છે તે ખરા અજ્ઞાની છે. તેમને જે અસ્પર્શ્ય માનવામાં આવ્યા છે, તે પણ કુલાચાર જ છે."

વળી પોતે જૈનધર્મને માનતી જાતિયોના અરસ્પરસ વર્ણાચાર વિષે કહે છે કે:—

" जातिका मद करना अच्छा नहि है। जितने मनुष्य जैन धर्म पालते होवे तिन सब के साथ अपने भाइसे भी अधिक प्यार करना चाहियें, जिससे साथ खानेपीने की जैन शास्त्रानुसार कुछ अडचण मालूम नहि होती है। "

વર્ણ-ભેદ વિષે વધારે સ્પષ્ટતાપૂર્વક અને ભારપૂર્વક માત્ર જૈનો માટે જ નહિ પણ સર્વ માટે કહે છે કે:—

" इस कालके वैश्य लोक अपने समान कीसी दूसरी जातिको नहि समजते हैं, यह अडचल है। "

" जैन शास्त्रोंमें तो जिस कामके करने सें दूषण लगे सो बातकी मनाइ हैं। अब भी कोई समर्थ पुरुष सर्व जातियोंको एकठी करे तो क्या विरोध है ? "

" जो अपनी जातिको उत्तम मानते हैं, वह केवल अज्ञानसें रूढि चली हुई मालूम होती है। "

જીવનમાં નીતિ અને વ્યવહારશુદ્ધિ વિના બધું નકામું છે, એમ સાચા ધર્માર્થી સુધારકને લાગ્યા વિના રહેતું નથી. સાચો સુધારક પ્રથમ નીતિ અને વ્યવહારશુદ્ધિ માટે જ તૈયારી કરે છે અને પછી પોતે પોતાનું વિશેષ કહેવાનું કહે છે. નીતિ અને કડક વ્યવહાર-શુદ્ધિ એ આત્મધર્મનો પહેલો એકડો છે. એટલા માટે જ આત્મારામજી વેપારની વાત કરતાં, પહેલી એક ચેતવણી આપી દે છે કે:—

" क्षत्रिय जातिका व्यापारी राजा प्रमुख होवे तिसके साथ व्यापार न करें। धर्मी-जनोंसें ही व्यवहार-व्यापार करना चाहिये। "

ત્યારપછી પોતે વ્યવહારશુદ્ધિ માટે ઉદ્‌ઘોષણા કરે છે કે:—

**" सबे श्रावक न्यायसें झघडा मिटावे, निर्लोभी पक्षपात रहित होवें । "**

વ્યવહાર ને વ્યાપાર માટે જૈનશાસનના ઉપાસક વેપારીઓને પોતે સાદ પાડીને સંભળાવે છે કે:—

**" दुर्भिक्षे अन्नका अधिक भाव न लेवें, अधिक व्याज न लेवें, कीसीका गीर पडा धन न लेवें, खोटा तोल, खोटा माप, न्यूनाधिक वाणिज्य, रसमें भेल–संभेल न करें, वस्तुका अनुचित मौल न लेवें, अनुचित व्याज न लेवें, घसा हुआ खोटा रुपकादि कीसीकों खरे में न देवें, दुसरोके व्यापारमें भंग न करे, ग्राहक न बकावे, वानकी और न दीखावे, परवंचनपणाको वर्जे, परवंचन के साथ वेपार–व्यवहार–न करें, जूठ सर्वथा न बोलें और न्यायसें धन उपार्जन करे । "**

આ વ્યવહાર અને વ્યાપારશુદ્ધિ માટે સાદ પાડીને તેની માનવતા માટે કેટલી આવશ્યકતા છે તે સમજાવતાં કહે છે કે:—

**" व्यवहारशुद्धि जो है सो ही धर्मका मूल है; जिसका व्यापार शुद्ध है उसका धन भी शुद्ध है, जिसका धन शुद्ध है उसका आहार शुद्ध है, जिसका आहार शुद्ध है उसकी देह और वृत्ति शुद्ध है, जिसकी देह और वृत्ति शुद्ध है वो धर्मके योग्य है । जो व्यवहारशुद्धि न पाले, व्यापार शुद्ध न करें वो धर्मकी निंदा करनेसें स्वपरकों दुर्लभबोधि करते है । "**

દેહધારી માનવી તરીકે, ગુરુ તરીકે, સુધારક તરીકે, ખંડન–મંડનના એક કર્ણધાર તરીકે, સાધુ તરીકે, આત્મારામજીના વ્યક્તિત્વની ઝાંખી–તેનાં અપૂર્ણ દર્શન–થઇ રહ્યાં. એ દર્શન પણ પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ રીતે કરવાનું જ આપણા ભાગ્યમાં લખાયલું છે, અને તે પ્રમાણે એમની છબી, એમનો અક્ષરદેહ અને એમના જીવનચરિત્રો પરથી એમના વ્યક્તિત્વનાં દર્શન આપણે કર્યાં.

એ દર્શનમાં પ્રતિભા, પ્રતાપ અને શક્તિ, તેજસ્વિતા, તર્ક અને યુક્તિ ઝળહળે છે, એ ઝાંખીમાં શાસનસેવા, કાર્યતત્પરતા, અભ્યાસનાં ઊંડાણ, તલસ્પર્શી વિચારશ્રેણી અને રહેણી–કહેણીની એકરૂપતા પ્રકાશી રહે છે, અને એમ એમનું વ્યક્તિત્વ અસામાન્ય સુધારકતાથી, નિડર વક્તૃત્વથી, દૃઢ નિશ્ચયબળથી, સાદા સંયમથી, મહાવીરદેવ પ્રત્યેની સાચી શ્રદ્ધાથી તેમ જ ઉદારતા, વ્યવહારકુશળતા અને વ્યવહારશુદ્ધિની અખૂટ ખેવનાથી ખીલતું દેખાય છે.

છતાં એમનો લાભ જૈનશાસને બહુ ઓછો લીધો છે–લઇ શકાયો છે, કારણ કે એવા વ્યક્તિત્વની પૂરી ઓળખાણ અને તેનો પૂરેપૂરો લાભ ઊઠાવવાની શક્તિ કે પાત્રતા તે વખતના સંઘમાં ન હતી. ખરી રીતે આજની અરાજકતાનાં તે કાળે બીજ વવાઇ ચૂક્યાં હતાં. આત્મારામજીના સમર્થ વ્યક્તિત્વે તો થોડીકવાર આભને થોભ દઇ એ પતન અટકાવી રાખ્યું અને એમ કોઈ ભાવી આત્મારામનું એ સાચું માર્ગદર્શક થઇ ગયું.

### શ્રી. પોપટલાલ પુંજાભાઈ શાહ

કેટલીક વાર ઓછી શક્તિની કે ઓછી પાત્રતાની સેવા સ્વીકારતાં સેવકને પોતાની શક્તિને ગોપવવી પડે છે અને એ ગોપનને પરિણામે એ શક્તિઓનો વિકાસ અને પમરાટ અટકે છે. આત્મારામજી મહારાજને પણ એમ જ થયેલું; નહિ તો તેઓ ઓર ઝળકી ઊઠત.

છતાં જેટલી સંયોગોને વશ કરવાની તેમનામાં ત્રેવડ દેખાય છે તેટલી તેમને પલટાવીને જુદું જ સ્વરૂપ આપવાની પ્રતિભા ઝળકતી નથી. સંયોગોને અનુકૂળ બનાવી, પાત્ર પ્રમાણે દાન દેવા ઝરમર ઝરમર વરસવાની જેટલી તેમનામાં ઝાલક જણાય છે તેટલી મુશળધાર વરસી, જે આવે તેને ઉથલાવી–ઘસડી–ઢસડી–તાણી જવાની પ્રચંડતા માલૂમ પડતી નથી.

અને તો પણ એમનું વ્યક્તિત્વ નીરખનારનાં મનમાં “તો” ઠીકઠીક ખડો થઈ જાય છે.

‘જો તેઓ ખંડન–મંડનમાં ન પડ્યા હોત તો?’ ‘જો તેઓ વાણીઆ, વેપારીઓના પૂજ્ય ન બન્યા હોત તો?’ ‘જો તેઓ આજના ગાંધી યુગમાં જન્મ્યા હોત તો?’

પણ એ ‘તો’ ની ઉત્તર આપવાની માનવીની શક્તિ ન હોય, અને એવા ‘તો’ ની કલ્પનામાં રાચવાની તેને જરૂરે ય ન હોય.

વ્યક્તિ જે કાળે અવતરી, ઊગીને ઊભી થઈ તે કાળ પ્રમાણે તેનું વ્યક્તિત્વ કેટલું વિકસ્યું તે જોવાનો જ આપણને અધિકાર છે. એ વ્યક્તિત્વ આપણે આજ પરોક્ષ રીતે જાણીને જોઈએ છીએ તેવું છે. એની ઝાંખી આપણા અધિકાર પ્રમાણે આપણે કરી શકીએ તેવી છે.

એમના વ્યક્તિત્વમાં ભડ–ભડ બળતા અને લાવાથી બાળી દેતા જ્વાળામુખીની પ્રલય-પ્રચંડતા નથી, પણ ફાટફાટ થતા ભૂકંપની વિનાશકતા છે; એમાં જે આવે તેને બાળીને ખાખ કરી નાંખે એવો ઉનાળાના મધ્યાહ્ન સૂર્યનો ધોમ–ધખારો નથી, પણ ઠંડીને દૂર કરી, વાદળાંને ધીમે ધીમે વીખેરી, ઝાકળ ને ધૂમસને શોષી લેવાની બાલ–રવિની ધીમે વધતી મક્કમ ગરમી છે; એમાં બરફની શિલાને ઘસડતા, પથ્થર પહાડ ને ખડકને વિદારતા, ઉપરથી નીચે પાતાળ ફોડવા ધોધ છોડતા, મોટા મેદાનની રેતીને ઘસડી જતા અને તેની પથરાળી ભૂમિને લીલીછમ બનાવવા તેના પર વિશાળકાંપના થરના થર પાથરી દેતા અને અનેક હસ્તે સાગરને ભેટતા મહાનદની પ્રખર વિશાળતા નથી, પણ કાંટાને ઘસડતી, ઝાંખરાને ઢસડતી, ખડક વચ્ચે થઈને ધીમો માર્ગ કાપતી, કૈકના મેલ હરતી, પાસેનાં ખેતરોને નહેરો જેવા નાના હાથવડે પાણી પાતી અને જરૂર પડ્યે કોઈ કોઈ વાર તોફાનથી ગાજતી અને સાગરને–ધ્યેયને, એકલીનતાથી શાંતિપૂર્વક ભેટતી નદીની મીઠી પ્રબળતા છે; એમાં એક તડાકે કે એક તીરે હરિફને હરાવવાની સચોટતા નથી, પણ એક પછી એક તીર છોડી વાદીને હંફાવવાની સાચી શૂરવીરતા છે.

આપણે એ પરમ દર્શનથી ધન્ય ત્યારે જ બનીએ કે જ્યારે એમનું કર્યું કાંઇક કરીએ, આપણે એમની શતાબ્દિ ત્યારે જ ઉજવી કહી શકીએ કે જ્યારે એમની સુધારકતા, ઉદારતા અને સંગઠન–ઝંખનાને પાર પાડી શકીએ.

# શ્રીવિજયાનંદસૂરીશ્વરનો અમર કાવ્યદેહ

[ આ લેખમાં ચરિત્રનાયક શ્રી આત્મારામજીની કવિતાનાં સ્તુતિ–ગાન લેખકે કર્યા છે. તેની થોડી વાનગી આપી છે અને છેવટે તેના સમગ્ર કાવ્યસાહિત્યની વૈજ્ઞાનિક ચર્ચા પુચ્છી છે. લેખ વાંચવા જેવો છે. લેખક પ્રસિદ્ધ વ્યક્તિ, ગ્રંથકાર અને નિબંધકાર પણ છે.–સંપાદક ]

કવિત્વ જ્યારે એના પૂર જોમમાં જામેલું હોય છે ત્યારે એ મસ્ત થાય છે અને પછી એમાંથી જે શબ્દ–ચિત્ર પ્રકટ થાય છે તે પદલાલિત્યથી ભરપૂર હોય છે. એમાં શબ્દાલંકાર અને અર્થાલંકાર એવી સુંદર રીતે મઘમઘાયમાન થાય છે કે બોલનાર અને સાંભળનારનાં રોમરાય વિકાસ પામે છે, એની ઊર્મિઓ જાગૃત થાય છે અને એ અનિર્વાચ્ય સુખનો અનુભવ કરે છે. કવિત્વની પ્રસાદી એની હૃદયંગમતામાં છે, એની ભાષાવિશિષ્ટતામાં છે, એના રસમાધુર્યમાં છે, એની શ્રુતિપેશલતામાં છે, એની ઝમકમાં છે, એના પ્રવાહની છટામાં છે. એવી કાવ્યપ્રસાદી જેને જન્મપ્રાપ્ય થઈ ગઈ હોય છે એનામાં નૈસર્ગિક મધુરતા અને કાવ્યચમત્કૃતિ એવી સુકર અને સહજ થઈ જાય છે કે એનાં ગેય કવનો જ્યાં જ્યાં ગવાય છે ત્યાં ત્યાં રસની છોળો ઊડે છે અને આખા વાતાવરણમાં ઝોમ વ્યાપી જાય છે.

એવો રસસિદ્ધ નૈસર્ગિક કવિ જ્યારે સહૃદય હોય છે, જ્યારે એનો આત્મા અંદરથી જાગતો હોય છે, જ્યારે એની ભાષામાં કુદરતી સૌંદર્ય હોય છે ત્યારે એ ઊર્મિઓને ઉછાળે છે અને ગાનાર તેમજ સાંભળનારને રસમાં લદબદ કરી મૂકે છે. મર્મસ્પર્શી કવનો સુંદર સંગીતના સાજ સાથે ગવાતાં હોય ત્યારે અંતરાત્મા અનેરો સ્વાદ અનુભવે છે, અને એક અતિ સુંદર પરિસ્થિતિ જામી જાય છે. એવાં શબ્દચિત્રો એકલાં ગાવામાં આવે તો પણ દુનિયાની ઉપાધિને ભૂલી પ્રાણી રસમગ્ન થઈ જાય છે અને જાહેરમાં હારમોનિયમ, વાયોલીન, વીણા, સારંગી અને નરઘાંનો યોગ તેમાં ભળે ત્યારે એ કાનને મંત્રમુગ્ધ કરી નાખે છે.

એવા પ્રકારના ગેય કાવ્યની શબ્દ–ચમત્કૃતિનો સાક્ષાત્કાર કરવા માટે એક વિશેષણ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. શબ્દ–ચિત્ર જો સર્વ ગુણસંપન્ન કાવ્યમય હોય અને એમાં

ભાવ હૃદયંગમ હોય તો એક વાર સાંભળ્યા પછી એ વારંવાર ગાવાનું કે સાંભળવાનું મન થાય છે અને જ્યારે જ્યારે અંતરાત્મા આનંદઊર્મિ અનુભવતો હોય ત્યારે તેના કાનમાં એનો ગણગણાટ થયા કરે છે, એ એવા ઊર્મિ–કવનને વારંવાર ગાયા કરે છે અને છતાં એ શબ્દ–ચિત્રના પુનરાવર્તનમાં એને વધારે ને વધારે મજા આવતી જાય છે.

પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજે જે કવનો ગુંથ્યાં છે તેમાંના ઘણાંખરાં આવા પ્રકારનાં છે. તમે એક વાર એને સાંભળ્યા હોય તો તમને તેમાં એવા પ્રકારનો રસ જામશે કે તમે એને વારંવાર ગાયા કરશો. જ્યારે તમે એકાંતમાં આનંદ લેતાં તે પદોને સંભારશો ત્યારે તમને ખૂબ લહેર આપશે અને સાથે અંતરાત્મા, જાણે કોઇ અપૂર્વ ઉદાત્ત દશા અનુભવતો હોય એમ લાગશે.

આ હકીકતને અંગે એક બે દાખલાઓ લઈએ તે પહેલાં અત્ર સ્પષ્ટ કરવું યોગ્ય લાગે છે કે એમણે બનાવેલી પૂજાઓ અને સ્તવનોમાં આ ભાવવાહી શબ્દ–ચિત્ર જરૂર દેખાય છે. એમાં પણ પ્રત્યેક પૂજાની આંકણી( કોરસ )નાં પદો તો અનુપમ શબ્દચિત્ર છે. એમના ચરિત્ર પરથી જણાય છે કે એમણે સંગિતનો રીતસર અભ્યાસ કરેલ નહોતો, કોઇ વખત આજુબાજુમાં સંગિતકાર ગાય તે પરથી મેળવેલું જ્ઞાન માત્ર એમને હતું; છતાં એમણે જે શબ્દ–ચિત્ર આલેખ્યાં છે તે વિચારતાં એમ લાગ્યા વગર રહે તેમ નથી કે તેમનામાં નૈસર્ગિક કાવ્યશક્તિ હતી અને તે ઉપર ઉપરની નહિ પણ ખરેખરી રસસિદ્ધ ગેયશક્તિ હતી.

" ' તુમ ચિદ્દ્ઘન ચંદ આનંદલાલ તોરે દરશનકી બલિહારી '
લાલ તોરે દરશનકી બલિહારી. "

આ પદ દશ–વીશ વખત એની અસલ લે'માં ગવાય ત્યારે એની મજા ઓર છે, એમાં ભાવ ઓર છે, એની શાંતિ ઓર છે. એ ગાતાં અંતરાત્મા મહાન ઉદાત્ત ભાવના અનુભવે છે અને ધીમે ધીમે જાણે પોતે જ પ્રભુમય હોય એવી દશા અનુભવે છે. આવી રસસિદ્ધ કવિતા નૈસર્ગિક બક્ષીસ વગર નીકળતી નથી. એ આખા પૂજાપદમાં અનેરી સૌરભ છે, વિશિષ્ટ આત્માવલોકન છે, અસાધારણ રસપુંજ છે. એમાં જ્યારે ' પુદ્દગલસંગ નિવારી ' અને ' અલખ-નિરંજન જ્યોતિ સ્વરૂપી ' એ પદો આવે છે ત્યારે અંદર એક જાતનો સ્વયંપ્રકાશ થાય છે અને અપૂર્વ શાંતિ જામે છે. તમે કોઇ વખત શૃંગારનાં કાવ્યોમાં મસ્ત થયા હશો, પણ આત્મસન્મુખ કાવ્ય શાંતરસની છણાવટ કરે ત્યારે જે સહજાનંદ પ્રાપ્ત થાય છે તેનો પ્રત્યક્ષ ચમત્કાર નીરખવો કે અનુભવવો હોય તો આવાં જ કાવ્યો તમને ડોલાવી શકે. મદમસ્ત મોહરાયની જાળ તો એવી ફેલાયલી છે કે એ પોતાની જાળમાં સફળ રીતે પ્રાણીને પકડી શકે છે, પણ જિંદગીની જંજાળને વિસરી જઇ આત્મરમણતા કરાવે તેવાં કવનો બહુ અલ્પ છે, આત્મા ડોલાવે તેવાં કવનો તેથી પણ અલ્પ છે અને તેવાં પ્રકારનાં કવનો આ નૈસર્ગિક કવિનાં હોઈ ખાસ નોંધવા લાયક છે.

હવે તમે 'આઈ સુંદર નાર કર કર શૃંગાર' ગાઓ કે 'નાચત સુરવૃંદ છંદ, મંગલ ગુણકારી–નાચત સુર૦' ગાઓ. પ્રત્યેક પદ્ય તમારા હૃદયની અંદર ઊતરી જશે, વિશિષ્ટ દશાનો અનુભવ કરાવશે અને કાનમાં ગુંજારવ કરાવશે. આવા પ્રકારની ડોલનશક્તિ અને પ્રતિભા જે કવિમાં હોય તેને કયું સ્થાન ઘટે તે કહેવા કરતાં કલ્પી લેવું વધારે યોગ્ય થઈ પડશે.

'મેરે જિણંદકી ધૂપસેં પૂજા, કુમતિ-કુગંધી દૂર હરી રે'–આ કવનમાં એવી મજા છે કે એને પચાસ વાર ગાઓ તો પણ તમને તૃપ્તિ થાય નહિ અને દરેક વખતે તમારા અંતરમાં નવા નવા ભાવ પ્રકટે, ઉછળે અને તમને પ્રમોદ કરાવે. આનું નામ તે કાવ્ય. ખાલી જોડકણાં કરીને છેવટે પોતાના નામનો ઉલ્લેખ કરવો એમાં કવિતા નથી, ગેયતા નથી, માધુર્ય નથી, રસ નથી અને ઊર્મિનું સંચલન નથી.

એમના કાવ્યથી જો એમનો અંતરાત્મા ઓળખી શકાતો હોય તો એ અતિ ઉદાત્ત ભાવમાં સર્વદા મસ્ત રહેતો હશે એમ લાગ્યા વગર રહે તેમ નથી. વાણી અંતરદશાનો આવિર્ભાવ છે, શબ્દ–ચિત્ર અંતરાત્માનું પ્રદર્શન છે, અને પ્રાણીને સમજવા માટે એના હૃદયનો ફોટોગ્રાફ છે. આ રીતે શ્રી આત્મારામજી મહારાજને સમજવા માટે તેમનું એક કવન સુંદર પ્રસંગ પૂરો પાડે છે. તેઓશ્રી શત્રુંજય ગિરિ પર યાત્રા માટે પધાર્યા ત્યારે તેમણે ગિરિમંડન શ્રી આદિનાથ સન્મુખ ઊભા રહી એક સ્તવન–કવન ઉચ્ચાર્યું છે. એ પ્રથમથી બેસીને ઘડી રાખ્યું હોય તેવું નથી, પણ અંદરથી તેજ વખતે નીકળી ગયું હશે એમ જણાય છે. એમાં જાણે પોતે અને ભગવાન બે જ આત્માઓ દુનિયામાં હોય તેમ એકાગ્રતા કરીને તેમણે ભગવાન સાથે વાતો કરી છે, તેમાં તેમણે અંતરપ્રાણ રેડ્યા છે. એ કવનની આખી ભાષા કુદરતી, સાહજિક, મર્મગ્રાહી હોઇ તેઓશ્રીને યથાસ્વરૂપમાં બતાવે છે અને બહુ સંક્ષેપમાં એમની આખી જીવન–ભાવના વ્યક્ત કરે છે.

'મનરી બાતાં દાખાંજી મ્હારાજ હો, ઋખભજી થાને મનરી બાતાં દાખાંજી મ્હારાજ.'

આવી રીતે શરૂઆત કરી શ્રી આદિનાથ–ઋષભદેવ સન્મુખ મનની વાતો કરવા લાગી જાય છે. પછી પોતે ક્યાં ક્યાં રખડી–ભટકીને અહીં શાંતિ મેળવવા આવ્યા છે તેનો સુદામ અહેવાલ આપે છે. જૈનધર્મ અને તત્ત્વરૂચિની પ્રાપ્તિ પોતાને થઇ એ જાણે મહાન સામ્રાજ્ય મળ્યું હોય એવી રીતે હકીકત રજુ કરી, પછી એક અતિ સુંદર કબૂલાત કરે છે. ભગવાનને કહે છે કે–'સાહેબ! આમ મારાં સર્વ કાર્ય સફળ તો થઇ ગયા, પણ મન–મર્કટ હજુ માનતો નથી, સમજાવ્યો સમજતો નથી અને જ્યાં ત્યાં દોડાદોડ કરી મૂકે છે.' એમણે એમાં ચાર અગત્યની વાતો કરી છે:—

૧. મન હજુ ઇંદ્રિયના વિષયો તરફ લાલચુ રહ્યા કરે છે.

૨. મન હજુ માયા–મમતા છોડતું નથી.

૩. જ્યારે મારો મહિમા થાય છે, મારી પૂજા થાય છે ત્યારે મનડાને એ વાત ગમે છે.

૪. હું નિર્ગુણી છું છતાં જાણે ગુણવાન હોઉં એવી વાત એ સાંભળે છે ત્યારે એ રાજી થાય છે.

આવી રીતે મન–મર્કટ પોતાની ચપળતા છોડતું નથી એવી ફરિયાદ કરે છે. પોતે મહિમા–પૂજાને યોગ્ય હતા એ નિર્વિવાદ વાત છે, છતાં એ મહિમા–પૂજાને કઇ નજરે જોતા હતા એ ખાસ નોંધવા જેવું છે. એમને હૃદયથી એનો ત્રાસ હતો, એ પોતાની જાતને એવી મહિમા–પૂજાને યોગ્ય થવાની ફિકરમાં જ રહેતા હતા. ગુણપ્રાપ્તિ અને ગુણવત્વની આ અચૂક નિશાની છે. પોતાની લઘુતા વિચારનાર જ ગુણપ્રાપ્તિમાં પ્રગતિ કરી શકે છે. એટલે છેવટે ભગવાનને વિજ્ઞપ્તિ કરે છે કે–' સાહેબ ! મન વાંદરું પોતાને ઘેર આવે, એવું શીખવો.' અત્યારે એ પરભાવમાં રમણ કરી રહ્યું છે, એને હજુ બાહ્યાડંબરમાં મજા આવે છે, એને હજુ માન ગમે છે, એને બદલે એ સમતારંગે રંગાઇ જાય અને એ પરભાવ છોડી સ્વભાવમાં આવે એવું આપ કરી આપો.

આ આત્માનુભવ કોને થાય ? આ વિમલા આત્મદશા કયો આત્મા અનુભવે ? અનુભવી યોગી આનંદઘનજીએ કહેલ છે કે–' મનડું કિમ હી ન બાઝે, હો કુંથુજિન મનડું કિમ હી ન બાઝે.' અને છેવટે પોતાનું મન વશ આવે એવી માગણી કરી; તેને મળતી આ દશા છે. એ દશા સામાન્ય રીતે બહુ અગમ્ય છે, સાધારણ રીતે એ દશાની વાતો સુઝે છે પણ એને માટે ચિંતા બહુ ઓછાને થાય છે. અપૂર્વ ગેયતા સાથે આ હૃદયનો ભાવ જે મહાન વિભૂતિને થાય તેની અંતરદશા કેવી વર્તતી હશે તેનો સહજ ખ્યાલ આવે તેમ છે. ત્યાં ભગવાનને કહે છે કે–' સાહેબ ! હું છઠ્ઠી વાર તમારી પાસે આવ્યો છું અને તમે દુનિયામાં કરુણાસમુદ્રનું બિરુદ પ્રાપ્ત કર્યું છે તો મારી તો એક નાની સરખી જ માગણી છે. આટલી તો જરૂર આપો.' અને પછી મનને ' નિજ ઘર ' આવવાની–લઇ આવવાની નાનકડી ( ? ) માગણી કરે છે. એ નથી માગતા સારી ભિક્ષા કે નથી માગતા સ્વર્ગનાં સુખ; નથી માગતા રાજ્યવૈભવ કે નથી માગતા શારીરિક સુખાકારી; એ નથી માગતા મોટાં સામૈયાં કે નથી માગતા લબ્ધિસિદ્ધિ. પોતે હૃદયની મુંઝવણ ભગવાન પાસે રજુ કરે છે અને સાવ સાદી પણ ઉચ્ચગ્રાહી માગણી રજુ કરે છે અને તે દ્વારા આડકતરી રીતે પોતાનો અંતરાત્મા કેવા આદર્શો સેવી રહ્યો છે તે વ્યક્ત કરે છે.

આ રહ્યાં એમાંનાં થોડાં કવનો:—

મનરી બાતાં દાખાંજી મ્હારા રાજ હો,<br>
રિખભજી થાને, મનરી બાતાં દાખાંજી;<br>
કુમતિના ભરમાયાજી, મ્હારા રાજ રે, કાંઇ વ્યવહાર કુળ મેં,<br>
કાલ અનંત ગમાયા જી મ્હારા રાજ.

× ×

સઘળાં કાજ સરાયાં જી મ્હારા રાજ,
મનડો મરકટ સમજે નહિ સમજાયા જી મ્હારા રાજ.
કુવિષયાસંગ ધાવે જી મ્હારા રાજ હો,
મમતા માયા સાથે નાચ નચાવે જી મ્હારા રાજ.
મહિમા પૂજા દેખી મન ભરમાવે જી મ્હારા,
નિરગુણીઆને ગુણીજન જગમેં કહાવે જી મ્હારા.
છટ્ઠી વારે તુમચેં દ્વારે આયા જી મ્હારા,
કરુણાસિંધુ જગમેં નામ ધરાયા જી મ્હારા રાજ.
મન-મરકટકું શિખો નિજ ઘર આવે જી મ્હારા,
સઘળી વાતે સમતા રંગ રંગાવે જી મ્હારા રાજ.
અનુભવ રંગ રંગિલા સમતા સંગી જી મ્હારા,
આતમ તાજા અનુભવ રાજા રંગી જી મ્હારા રાજ.

આ પદ્યમાં આખું હૃદય ગાન કરી રહ્યું છે.

આ પ્રસંગે એમના થોડાં અન્ય કવનો પણ વિચારી જઇએ, એથી હૃદયની પ્રતિભા માલૂમ પડશે. અંગ્રેજી વાજાની ચાલમાં ગાય છે કેઃ—

આનંદ કંદ પૂજતાં, જિનંદચંદ હું,
મોતી જ્યોતિ લાલ હીર, હંસ અંક જયું;
કુંડલું સુધાર કરણ મુકુટ ધાર તું. આનંદ૦
સુરચંદ કુંડલે શોભિત કાન હું;
અંગદ કંઠ કંઠલો મુનીંદ તાર તું. આનંદ૦

આખું પદ્ય જ્યારે તાલ સૂર સાથે ગાવામાં આવે છે ત્યારે હૃદયમાં એના થણુકા પડે છે, કાનો ઊંચા થાય છે અને ચિત્તવૃત્તિ અનન્યાનંદ અનુભવે છે.

એક પ્રસંગે ઉસ્તાદ ગવૈયા પાસે કવિવરનો ‘ પીલુ ’ સાંભળ્યો.

મેરે જિનંદ કી ધૂપસેં પૂજા, કુમતિ-કુગંધી દૂર હરી રે-મેરે જિનંદ કી૦

પછી લય આગળ ચાલ્યોઃ—

રોગ હરે કરે જિનગુણ ગંધી, દેહ જંજિર કુગુરૂ કી બંધી,
નિર્મળ ભાવ ધરે જગધંદિ
મુજે ઊતારો, પાર મેરા કિર-
તાર કે અધ સબ દૂર કરી રી.
મેરે જિનંદ કી૦

આ હૃદયગાન હજુ પણ વિસરાતું નથી. એમના 'જિનગુણ ગાવત સુરસુંદરી' ના શ્રીરાગમાં શૃંગાર અને શાંતરસની એવી અદ્ભુત મીલાવટ છે કે એ ગાતાં કે સાંભળતાં અંતરાત્મામાં રસનાં ટપકાં પડે છે. તેઓશ્રીનું પ્રત્યેક પદ્ય ખૂબ રહસ્યમય હોય છે અને અંતરના ઊંડાણમાંથી નીકળેલ હોઇ તલસ્પર્શી હોય છે. પ્રત્યેક કાવ્યની શરૂઆત કાવ્યમય ભાવભરી હોવા ઉપરાંત એના અંતમાં આત્મા અને અનુભવની વાત એવી વેધક રીતે મૂકેલી મળી આવે છે કે વર્ષો પછી એનાં શ્રવણ, ચિંતવનમાં નૂતન નૂતન માર્મિકતા અને રમણીયતા અંદરથી ઝળકયાં જ કરે છે. એની જેટલી મજા જાહેર પૂજન કે અન્ય જલસામાં આવે છે તેટલી જ એકલા એકલા એને ગાયા કરવામાં પણ આવે છે અને એક વારનું એનું શ્રવણ કાનમાં વારંવાર ગુંજારવ કર્યા કરે છે.

કવિત્વની ધૂન તેઓશ્રીના દરેક પદ્યમાં દેખાયા વગર રહે તેમ નથી. વીશસ્થાનકમાં 'ક્રિયા' પર વિવેચન કરતાં માઢ રાગમાં:—

'થારી ગઈ રે અનાદિની નિંદ, જરા ટુક જોવો તો સહી;
જોવો તો સહી, મેરા ચેતન જોવો તો સહી.' થારી૦

પછી એવી મસ્તી જમાવી છે કે તે પદ્યમાં જ્ઞાન અને ક્રિયાનો બરાબર સહયોગ સાધ્યો છે અને છતાં અતિ વિશિષ્ટ ગૌરવ જાળવી રાખવા સાથે ક્રિયાને સમુચિત સ્થાન જ આપવામાં આવ્યું છે. એ આખા પદ્યનું ગેયસ્થાન અતિ ઉચ્ચ છે અને ભાવ અપ્રતિમ છે. બાકી તો એમની ઠુમરી જોઇએ કે ખમાચ જોઇએ, ધ્રુપદ જોઇએ કે જોગીઓ રાગ જોઇએ–સર્વત્ર અલંકાર અને વિશિષ્ટ તત્ત્વ ઝળકી રહે છે.

એક છેવટનો દાખલો આપી આ વિવેચન પૂર્ણ કરીએ. એક અતિ મધુર સિદ્ધાચલમંડન આદિનાથનું સ્તવન બનાવી કવિવરે હાથ ધોઇ નાખ્યા છે. મરાઠી ચાલમાં એ અતિ અદ્ભુત ગેય વસ્તુ કાવ્ય–ચમત્કૃતિનો નમૂનો છે.

'ઋષભ જિનંદ વિમલગિરિમંડન, મંડન ધર્મ-ધુરા કહીએ;
તું અકલ સરૂપી, જારકે કરમ ભરમ નિજ ગુણ લહીએ. ઋષભ૦ ૧
અજર અમર પ્રભુ અલખનિરંજન, ભંજન સમર સમર કહીએ;
તું અદ્ભુત યોદ્ધા, મારકે કરમ ધાર જગ જસ લહીએ. ઋષભ૦ ૨
અવ્યય વિભુ ઇશ જગરંજન, રૂપરેખ વિન તું કહીએ;
શિવ અચર અનંગી, તારકે જગજન નિજ સત્તા લહીએ.' ઋષભ૦ ૩

ત્યારપછી ભગવાનને ભક્તિપૂર્વક આકરો ટોણો માર્યો છે:—

શતસુત માતા સુતા સુહંકર, જગત્ જયંકર તું કહીએ;
નિજ જન સબ તાર્યે, હમોંસે અંતર રખના ના ચહીએ.' ઋષભ૦ ૪

અરે સાહેબ! તમારા સો દીકરાને તાર્યા, તમારી માતા ને પુત્રીઓને તારી, જગતમાં જે કોઇ આપનાં 'નિજ જન' થયાં એ સર્વને તાર્યાં અને અમારો આંતરો રાખવો આપને ઘટે? આ અલંકાર છે, એ વાકયમાં શબ્દાલંકાર તેમ જ અર્થાલંકારો છે. એ આખા લયની પરાકાષ્ઠા છેવટે આવે છે:—

'આતમ ઘટમેં ખોજ પિયા રે, બાહ્ય ભટકતો ના રહીએ;
તું અજ અવિનાશી ધાર નિજરૂપ, આનંદઘન રસ લહીએ.' ઋષભ૦ ૧૨

આખા અધ્યાત્મ અને યોગશાસ્ત્રનો આ વાકયમાં સાર છે, એમાં વિશિષ્ટ ભવ્યતા છે, આંતર યોગ છે, નૈસર્ગિક સરળતા છે અને છેલ્લા મહાન યોગી( આનંદઘન )ના નામનું આડકતરૂં સ્મરણ છે. આ પદ્યના ઉચ્ચભાવ ઉપરાંત એના પ્રત્યેક પદમાં કાવ્ય છે, રસ છે, અલંકાર છે અને સ્થાયી ભાવોનું સામ્રાજ્ય છે. અને ત્યારપછી પ્રથમ જિનેશ્વરને 'આત્માનંદી'નું અત્યંત ઉપર્યુક્ત વિશેષણ આપતાં લઘુલાઘવી કળાથી પોતાના બન્ને નામ જણાવી દીધા છે અને પછી 'સિદ્ધાચળરાજા' ઉદ્દેશીને આનંદરસનું પાન કર્યું-કરાવ્યું છે.

જે થોડાં પદ્યો તેમના બહાર પડેલાં સાંપડે છે તે વિચારતાં તેમનામાં અસાધારણ વાકય-રચનાશક્તિ, મધુરતા અને સાહજિકતા પ્રાપ્ત થાય છે. તેમાં કુદરતની સરળતા અને મધુર ઉન્માદ દેખા દે છે અને આંતરવેદના તથા સાધ્યસામિપ્યતા તરવરી રહે છે. એમણે એક પણ સ્થાને રસની ક્ષતિ થવા દીધી નથી, લઘુપાર્થિવતા આવવા દીધી નથી, અધોગામિત્વ આવવા દીધું નથી.

નૈસર્ગિક કવિ જ્યારે સહૃદય હોય ત્યારે એની પ્રતિભા કેવું કામ કરે છે એની આ તો માત્ર વાનકી છે. બાકી એમનાં પ્રત્યેક કવનો, શબ્દ-ચિત્ર અને અંતરોદ્ગારના નમૂના છે, ભાવથી ભરેલાં છે, પ્રેરણાથી આળેખાયલાં છે, શાંતિથી છવાયલાં છે, ઊંડાણમાંથી નીકળેલાં છે અને આત્મિક પ્રગતિનાં દર્શક છે. એ રસસિદ્ધ કવિની પ્રત્યેક કૃતિ વિસ્તારથી ઉલ્લેખ અને ચર્ચા માગે છે. એ પ્રત્યેક ભાવવાહી કૃતિઓ એક વાર વાંચી-સાંભળીને દૂર કરી નાખવા યોગ્ય નથી. એનું સાહિત્યમાં અમર સ્થાન છે અને એને વિશેષ અપનાવવામાં સ્વપરહિત રહેલું છે.

'સાહિત્ય' શબ્દ સંકુચિત અર્થમાં કાવ્યની વૈજ્ઞાનિક ચર્ચા કરે છે. એવા પ્રકારની સાહિત્યકીય ચર્ચા આચાર્યશ્રીના કાવ્ય સાહિત્યની થાય તો એના પ્રત્યેક અંગ-ઉપાંગમાં એવી ઉચ્ચ શ્રેષ્ઠતા નિઃશંકપણે પ્રકટે તેમ છે. એમનો કાવ્યદેહ અમર તપો!



# વિનયપ્રધાન મહાપુરુષ

શ્રી કુંવરજી આણંદજી

[ જીવનના સાવ સાદા પ્રસંગો પણ, એના અંતરાળમાં ઢંકાએલી ભવ્યતાના બળે, ઐતિહાસિક બની જાય છે. સ્વ. સૂરિજીની નમ્રતા અને વિનયશીલતાના દ્યોતક એવા "અનેક પ્રસંગો" જે માનનીય શ્રી કુંવરજીભાઈના ઊંડા સ્મૃતિભંડારમાં સંગ્રહાયેલા પડ્યા છે તેમાંના ત્રણ પ્રસંગો અહીં તેમણે તારવી બતાવ્યા છે. ]

## विणयमूलो धम्मो

આ મહાપુરુષે જૈનશાસનને જે અતિશય દીપાવ્યું તેનું મૂળ કારણ વિચારતાં તેમનામાં વિનયગુણ અતિ પ્રબળ હતો તે જ જણાય છે. જૈનશાસ્ત્ર વિનયમૂળ ધર્મ કહે છે. એ વિનયને એ મહાત્માએ હૃદયમાં કોરી રાખેલો હતો. એમનો વિનય ઉપરનો ન હતો પણ શુદ્ધ અંતઃકરણનો હતો. એમના વિનય ગુણને લગતા બે–ત્રણ પ્રસંગો આ લેખમાં બતાવવાની મને ઇચ્છા થાય છે.

૧ પ્રથમ જ્યારે એમણે અમદાવાદમાં શાંતમૂર્તિ મુનિરાજ શ્રી બૂટેરાયજી મહારાજ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું ત્યારે વાસક્ષેપ કરવાને અવસરે એમણે મુનિમહારાજશ્રી મૂળચંદજી ગણિને કહ્યું કે:–'મને આપના નામનો વાસક્ષેપ કરી આપનો શિષ્ય બનાવો.' મુનિરાજશ્રી મૂળચંદજીએ કહ્યું કે–'ભાઇ તો પિતાની હયાતિમાં જ થશે, પુત્ર તો ત્યારપછી પણ થશે. વળી આપની યોગ્યતા ગુરુમહારાજના શિષ્ય થવાની છે, માટે આપને તેમના નામનો વાસક્ષેપ થાય તે જ યોગ્ય છે.' આમ કહેવાથી તેઓ મુનિરાજશ્રી બૂટેરાયજીના શિષ્ય અને મુનિરાજશ્રી મૂળચંદજીના ગુરુભાઇ થયા. જુઓ, આ પ્રસંગમાં એમનો વિનય ગુણ અને લઘુતા કેવી પ્રદર્શિત થાય છે! ધન્ય છે એવા નિરભિમાની મહાત્માને!

૨ બીજો પ્રસંગ. મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ છેલ્લી વયમાં શરીર અટકી જવાથી વિહાર કરી શકતા ન હોવાથી ભાવનગરમાં જ સ્થિતિ કરીને રહ્યા હતા. તે પ્રસંગે મહાત્માશ્રી આત્મારામજી મહારાજ સિદ્ધાચળ મહાતીર્થની યાત્રા કરીને, એમને વંદન કરવા ભાવનગર શિષ્ય પરિવાર સાથે પધાર્યા હતા. તે વખતે મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી

મહારાજની ખાસ પ્રેરણાથી શ્રી ભાવનગરના સંઘે એમનું ઉચ્ચ પ્રકારનું સ્વાગત કર્યું હતું. તેઓ સાહેબ સામૈયા સાથે જ્યાં મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી બિરાજતા હતા ત્યાં મારવાડીના વંડાના નામથી ઓળખાતા ઉપાશ્રયમાં પધાર્યા ત્યારે મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી દાદરા સુધી સામા આવ્યા અને બંને ગુરુભાઇઓ જેમ ગૃહસ્થ મળે તેમ બહુ આનંદપૂર્વક ભેટયા (ગાઢ આલિંગનવડે મળ્યા). પછી મંગળિક સંભળાવવા માટે જવાનું કહેતાં એ મહાપુરુષ બોલ્યા કે–'આપની હાજરીમાં હું પાટે બેસી ન શકું.' મહારાજશ્રી વૃદ્ધિચંદ્રજીએ કહ્યું કે–'હું કહું તો બેસો કે કેમ?' ત્યારે આત્મારામજી મહારાજ બોલ્યા કે–'આજ્ઞા કરો તો માથે ચડાવું.' પછી મંગળિક સંભળાવવા વ્યાખ્યાનપીઠ પર બિરાજ્યા પણ માત્ર માંગળિક સંભળાવતા જ અલ્પ વખતમાં શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી નાખે તેમ મુગ્ધ–પ્રેમી બનાવી દીધા.

પછી ત્યાંથી ઊઠીને મુનિરાજશ્રી વૃદ્ધિચંદ્રજી પાસે આવી વંદન કરવાનો આદેશ માગતાં વૃદ્ધિચંદ્રજી મહારાજે કહ્યું કે—'આપ તો હવે આચાર્ય થયા છો.' એટલે આત્મારામજી મહારાજ બોલ્યા કે—'આચાર્ય કોનો? શ્રાવકોનો, આપનો તો સેવક.' એમ કહીને વિનયપૂર્વક વંદન કર્યું. જુઓ વિનય ગુણનું અતિશાયીપણું! લઘુતામાં જ પ્રભુતા વસે છે તેનું અહીં તાદૃશ્ય દિગ્દર્શન થાય છે.

ત્યારપછી એ દિવસ રાત્રિનો મોટો ભાગ બંને ગુરુભાઇઓ એકાંતમાં બેઠા અને શાસનહિતની, સાધુ સંસ્થાની અનેક વાતો કરી અને પરસ્પર ખુલાસાઓ કર્યા.

૩ ત્રીજો પ્રસંગ. એઓ સાહેબ જ્યારે લુધીઆનામાં વ્યાધિને અંગે બેશુદ્ધ થઇ ગયા હતા ત્યારે લુધીયાનાથી એમને એકદમ અંબાલે લાવવામાં આવ્યા હતા. ત્યાં શુદ્ધિ આવ્યા પછી તે હકીકતની ખબર પડવાથી પોતે મૂળચંદજી મહારાજ ઉપર પત્ર લખીને આલોયણ માગી લીધી હતી! આનું નામ મહાપુરુષપણું! જુઓ, એમનામાં વડીલ ગુરુભાઇ પ્રત્યે કેટલો વિનય, બહુમાન અને પ્રેમ હતો? પોતે આલોયણ જાણતા હતા પરંતુ આલોયણ તો વડીલ આપે તે જ લેવી ઘટે, એવા મુનિમાર્ગને સમજનારા તેમ જ અનુસરનારા હતા.

એમના વિનયગુણને લગતા બીજા પણ અનેક પ્રસંગો છે તેમાંથી માત્ર આ બે–ત્રણ પ્રસંગ અનુકરણીય હોવાથી લખવાનો પ્રયાસ કર્યો છે. આશા છે કે એમાંથી વર્તમાન મુનિગણ સાર ગ્રહણ કરી તદનુકૂળ વર્તન કરશે કે જેથી વર્તમાન સમયે દેખાતી નિર્નાયક જેવી સ્થિતિ દૂર થશે અને સ્વયોગ્યતાને સમજી વિનયગુણનું અવલંબન લેવામાં આવશે, જેને પરિણામે આપણે ઐકયતારૂપ સુપ્રભાત જોવાને ભાગ્યશાળી થઈ શકશું.*

*શ્રી વિજયાનન્દસૂરિ (આત્મારામજી) મહારાજનું આચાર્ય–પદાર્પણ પછી ભાવનગર પધારવું જ થયું નથી તો આ પ્રસંગ ભાવનગરના નામથી શી રીતે પ્રસિદ્ધિમાં આવ્યો? સંભવે છે કે કોઇ બીજા સ્થળનો પ્રસંગ પ્રસિદ્ધિ પામ્યો હોય. **વલ્લભવિજય.**




[ બંને ધર્મવીરોની તુલના લેખકે શબ્દછટાથી તેમજ બંનેના જીવનના ઊંડા પ્રદેશમાં ઊતરી, તલસ્પર્શી વિચારદષ્ટિથી કરી છે. વિચારક તે સમજી શકશે. લેખ ટૂંકા, મિતભાષી, વિચારોત્પાદક છે અને સમભાવદષ્ટિથી વિચારવા યોગ્ય છે.—**સંપાદક** ]

ઇતિહાસ–લેખકો લખે છે કે પંજાબ–પાંચાલ અને ગુજરાત બે ય દેશનો સંબંધ જૂનો છે. કોઇ કલ્પના કરે છે કે શક લોકો પ્રથમ પંજાબમાં પેઠા અને ત્યાંથી એક શાખા ગુજરાતમાં આવી. આમ એક જ જાતિની બે શાખા ગુજરાતમાં અને પંજાબમાં રહી, ઊગી ને આથમી; પણ એથી ય વધારે કલ્પના તો દોડે છે ગુર્જર લોકો વિષેના ઇતિહાસની. તેઓ પણ પંજાબમાં પ્રવેશ્યા, સ્થિર થયા અને પાછા ગુજરાતમાં આવ્યા. અને એ પ્રાંતને પોતાનું નામ દઇ તેના સંજ્ઞાદાતા થયા. આજ પણ પંજાબમાં ગુજરાત નામનો નાનકડો પ્રદેશ છે.

આમ બે ય પ્રાંતોનો સંબંધ હોવાની કેટલી ય કલ્પના છે, પણ બે ય પ્રદેશની ભૌગોલિક સ્થિતિ જુદી છે. એથી બંનેના વ્યાપાર–વ્યવહાર નિરનિરાળા બની ગયા છે. એક સૈનિકના શૌર્યે ખડતલ બનેલો પ્રાંત છે, તો બીજો વેપારની કુશળતાએ અતિકોમળ બની રહેલો પ્રદેશ છે.

બે ય પ્રદેશને પવિત્ર કરનાર કેટલીક વિભૂતિઓનો ઇતિહાસ પણ રોમાંચક અને બોધક છે. ગુજરાતની કેટલીક અદ્‌ભુત વિભૂતિઓનાં જીવન તપાસીએ તો જણાશે કે કૃષ્ણચંદ્ર મથુરામાં ઊગ્યા, પણ ગુજરાતમાં સાહસ શૌર્ય પામ્યા અને ત્યાંથી જ ભારતમાં પ્રકાશ્યા અને આથમ્યા પણ ગુજરાતમાં. મીરાંબાઇ મેવાડમાં ઊગ્યા, ભક્તિ પામ્યા પણ પ્રગટ થયા ગુજરાતમાં અને "બાઇ મીરાં કે પ્રભુ ગિરધર નાગર" જેવી અમર કાવ્ય તૂક ગુજરાતને ચરણે ધરી વિલીન બન્યાં ગુજરાતમાં. શ્રી સહજાનંદ સ્વામી અયોધ્યાથી આવીને પંથપ્રવર્તક બન્યા ગુજરાતમાં. એવી જ રીતે ગુજરાતની કેટલીક વિભૂતિઓ પરદેશમાં ઝળકી. શ્રીમદ્ વિજયાનંદસૂરિ કે આત્મારામજી જેમ પંજાબમાંથી આવીને ગુજરાતમાં ઝળક્યા, તેમ સ્વામી શ્રી દયાનંદ સરસ્વતી ગુજરાતમાંથી જઇને પંજાબમાં પ્રકાશ્યા.

## શ્રી આત્મારામજી અને શ્રી દયાનંદજી.

એકે પંજાબથી આવીને ગુજરાતને પાવન કર્યું; બીજાએ ગુજરાતમાંથી વિદાય લઈ પંજાબને પુનિત કર્યું.

બંને ક્રાંતિકાર હતા, બંને ધર્મ-પ્રવર્તક હતા, બંને સત્યાગ્રહી હતા, બંને શૌર્યરત હતા, દૃઢાગ્રહી હતા, કર્તવ્યનિષ્ઠ હતા. બંનેનાં શરીર સુદૃઢ અને બળ-પોષક ગ્રામ્યજીવન અને ગ્રામ્ય-હવાપાણીથી બંધાયાં તેમ જ પોષાયાં હતાં.

બંનેની શરીર-સંપત્તિ અદ્‌ભુત હતી. આત્મારામજીને એ સંપત્તિ વારસામાં મળી હતી, દયાનંદજીએ પરાક્રમવડે એને સાધી હતી. બંનેએ સાધુતા લીધા પછી પણ બેઉની એ સંપત્તિ એવી જ રહી હતી, ખીલી હતી અને એનાવડે અનેક માનવીઓ મુગ્ધ થયા હતા.

આત્મારામજી સાધુ થયા પછી સાધુ તરીકે અખાડામાં, કસરતમાં કે કુસ્તીમાં માનતા નહોતા, ન માને એ સ્વાભાવિક હતું; છતાં વિહાર, આહાર-સંયમ, દેહને કોમળ ન બનવા દેવાની તાલાવેલી અને બેઠાડુપણાનો અભાવ-એટલાં વાનાં એમણે એવાં કેળવ્યાં કે એમનો દેહ પણ સામર્થ્ય અને પ્રભાથી ઝળકી રહ્યો. સ્વામી દયાનંદજીએ અખાડાની, કસરતની અને કુસ્તીની તાલીમ લઈને દેહરત્નને સબળતા અને શક્તિથી તેજસ્વી કરી દીધું.

બંનેને મન ઇન્દ્રિય-સંયમ, પોતપોતાની શાસ્ત્રમાન્યતા મુજબ મોટામાં મોટી વસ્તુ હતી. બ્રહ્મચર્ય સાધુ તરીકે તો હોય જ; પણ ગૃહસ્થને અડગ અને તીવ્ર ઉપદેશ કરવામાં બંને એટલા જ ચુસ્ત અને તીવ્ર રાગી હતા.

બંનેની છબીઓ નીરખો, ન્યાળી ન્યાળીને જુઓ. ઘઉંવર્ણો લાલ ચહેરો, પ્રતાપ-ભર્યું સૌમ્ય મોઢું, તેજભરી શાંત છતાં ધ્યેય માટે અડગ ઉગ્ર આંખો, શૌર્ય ખેલ ખેલે તો શત્રુનું હૈયું પણ જોઈને થીજી જાય એવી વિશાળ સ્નાયુબદ્ધ છાતી, લાંબા કર્મરત હાથ, ઉદાર ઉદર અને પંથથી ન થાકે એવા, અધમતાને કચડવા તત્પર, છતાં કરુણાભર્યાં ધમધમાટવાળાં પગલાં પાડી, અજ્ઞાનની છાતી ધ્રુજાવે એવા ચરણ અને ઉગ્ર છતાં શાંત, તેજે સરળ છતાં આગ્રહી નિશ્ચયે તપતું ભાલ. બે ય વિભૂતિઓમાં શરીર-સમૃદ્ધિ એક જ, પલટી પલટાઇ જાય એવી.

શ્રી સુશીલ લખે છે કે:—

"બંને પોતાનાં વસ્ત્રો બદલાવી નાંખે તો કદાચ કોઈને પણ ભ્રાંતિ ઉપજ્યા વિના ન રહે. બંનેના દેહગઠનમાં એટલું સરખાપણું હતું કે દયાનંદજી આત્મારામજી તરીકે અને આત્મારામજી દયાનંદજી તરીકે ઓળખાઇ જાય."

બંને વાચનમાં ભડવીર, વિચાર અને આચારમાં યુક્તિ-પ્રયુક્તિ વાપરનારા વ્યવહારુ; છતાં એકરૂપ અને વિદ્વત્તાના સાગર હતા.

વિકટોરિયા યુગ બેસે છે, દેખીતી શાંતિ પ્રસરે છે, દેશના હાથમાંથી ધીમે ધીમે હથિયાર સરકતાં જાય છે અને ખમીર ને ખામોશનાં હીર બળવા માંડે છે. એવે ટાંકણે બંને અવતરે છે, ઊગે છે અને પ્રકાશે છે.

એકની જીવનકથા કહે છે કે એણે બ્રહ્મચર્ય ને કસરતને પ્રતાપે, જોધપુર, જયપુર વગેરે નરેશોની ઘોડાગાડીઓ એકલે હાથે દોડતી થંભાવી દીધેલી, કૈંક કસરતબાજોને મહાત કરેલા અને પોતાની મુખપ્રભાથી પણ કેટલાયને આંજી દીધેલા; એના કાંડા–બળે કૈકનાં ધાર્યાં ધૂળ મળી ગયેલાં.

બીજાની જીવનગાથા પણ આપણને સંભળાવે છે કે એણે બ્રહ્મચર્યને પ્રતાપે એક ભીલને ડારીને અહિંસક બનાવી દીધેલો, બીજા એક સમશેરધારીનું કાંડું પકડીને તેને વગડામાંથી ઘસડી ગએલા અને તેને પણ માફી દઈને અહિંસક શૌર્યનો સાચો પરચો બતાવેલો, તેમ જ અતિ બોજાથી દબાઈ પડેલા એક ગરીબ પ્રાણીનો ભાર એકલે હાથે ઉપાડી લઈ તેને બચાવેલું.

એક ક્ષત્રિય કુલમાંથી ઉત્પન્ન થયા, વૈશ્ય કુળમાં પોષણ પામ્યા અને વૈશ્ય ગુરુ બન્યા. બીજા બ્રાહ્મણ કુલે ઉત્પન્ન થયા અને આર્યસમાજના ગુરુ બન્યા.

બંનેની દેહસિદ્ધિ જેમ એક હતી તેમ બેયની આત્મસિદ્ધિ પણ એક જ હતી. બંનેમાં ચાલતી સ્થિતિથી પ્રગટ થનારો અસંતોષ અને તેને મીટાવવાનો પુણ્ય–પ્રકોપ ઉગ્ર હતો. બંને ક્રાંતિના ઉત્સાહક અવતાર હતા, છતાં એક આર્યસમાજનો–એક નવીન પંથનો પ્રસિદ્ધ સ્થાપક બન્યો અને બીજો જૈન ધર્મની એક શાખાનો પ્રચંડ સંરક્ષક થયો. એ સંયોગોની અનુકૂળતાનો જ પ્રભાવ.

એક આખા આર્યાવર્તનો જ્યોતિર્ધર બને છે, દેશની રાષ્ટ્રીય અસ્મિતાના અસ્તિત્વનો આભાર અર્ઘ્ય પામે છે, આર્યસમાજ જેવી જગપ્રસિદ્ધ સંસ્થાનો પ્રાણ બને છે. વળી એનાથી સત્તા થરથર કાંપી ઊઠે છે, અધર્મના કિલ્લાઓ ડગમગી ઊઠે છે, સનાતન ધર્મીઓમાં ફફડાટ થઈ રહે છે, રૂઢિઓનાં ખંડેર ખળભળી રહે છે અને હિંદુત્વમાં પ્રાણનો સંચાર થઈ રહે છે. એની ધર્મ પ્રવૃત્તિ જોઈને થીઓસૅાફી પણ ઘડીભર થંભી જાય છે, અને એનો "સત્યાર્થ પ્રકાશ" વાંચીને કેટલાં ય હૈયાં ડગમગી જાય છે.

બીજો માત્ર જૈનોનો જ–શ્વેતાંબર મૂર્તિપૂજકોનો જ પૂજ્ય સંરક્ષક બની રહે છે. જૈન ધર્મનો શિથિલાચાર એને દુશ્મન દેખી એનાથી થરથરે છે, શુષ્ક અધ્યાત્મવાદ એનાથી ત્રાસીને મુંગો બની રહે છે, નાસ્તિક જડવાદ એનાથી હારીને સંતાઈ જાય છે અને જડ ક્રિયાવાદ એનાથી સીધોદોર બની સાચે માર્ગે વળે છે.

બંનેને ઓછા-વધતા પ્રમાણમાં વિદ્વત્તા વરે છે અને તેનાં પ્રમાણપત્ર મળે છે. બંનેને યૂરોપીય વિદ્વાનો પણ ઓળખે છે ને શંકા-સમાધાન માટે તેમને ચરણે પડે છે. છતાં એકની પ્રસિદ્ધિ માત્ર એક નાના વર્તુળમાં જ સમાપ્તિવાળી બને છે, અને બીજાની વિખ્યાતિ દેશ-વિદેશમાં પ્રસરી રહી છે.

બંને એકબીજાને સ્વભાવે ઠીક-ઠીક મળતા, બંનેની પ્રકૃતિ લગભગ સરખી, છતાં બંને તદ્દન વિરોધી દિશામાં કાર્ય કરનાર બને છે. એક મૂર્તિપૂજન-ખંડનનાં ધાવણ પામીને મૂર્તિપૂજન-ખંડનનાં જ ખંડન આરંભે છે, બીજો એ જ મૂર્તિપૂજનનાં દૂધ ધાવીને મૂર્તિપૂજન-ખંડનનાં મંડન શરૂ કરે છે.

જ્યારે જ્યારે આર્યાવર્તની નાડ રાજકીય, શૌર્યરંગી, સામાજિક કે અન્ય લૌતિક ધબકારામાં મંદ પડે છે ત્યારે ત્યારે તે એ બધા ધબકારાને સબળ બનાવવા ધર્મનું શરણું શોધે છે. ઈશ્વરનો ઇન્કાર થાય, ધર્મનો બહિષ્કાર બને કે સામાજિક વ્યવસ્થા ને બંધનો પ્રપંચો કહેવાઇ તેનો ઉદ્ધાર થવાને માટે ભલે તે ઉચ્છેદાય, પણ આર્યત્વની નાડીમાં જે સ્વભાવ-પ્રકૃતિ, જે ધર્મ-ધબક ધબકી રહે છે તેને ઓળખ્યા વિના અને તે પ્રકૃતિ જ સામાજિક સંયમ, સ્વસ્થતા અને સ્વતંત્રતા માટે યોગ્ય હતી, છે અને હિંદ માટે તો રહેશે, તે જાણ્યા વિના આપણો સાચો ઉદ્ધાર શક્ય નથી.

આ ઈતિહાસ ભારતમાં યુગે-યુગે પુનરાવૃત્તિ પામ્યો છે અને પામશે, કારણ કે ભારતના ધર્મવાદમાં સર્વ વાદ સમાઇ જાય છે, અને યુગપલટો એ ધર્મવાદનાં સમર્થન પામીને સબળ બને છે.

આ જ કારણે તે કાળે પણ ધર્મ-મંથન ચાલુ રહે છે. અને એ ધર્મ-મંથનમાં એક સંરક્ષક બનીને સાદ પૂરે છે; બીજો નવીન પંથ સ્થાપનનાં નવસર્જન કરીને સાથ આપે છે.

આમ બંનેના પર તે સમયનો પ્રભાવ પડી રહે છે. બંને તે સમયના સમર્થ દેહધારી છે, બંને શાંતિથી સંતોષ અનુભવતા છતાં, એ શાંતિનાં મૂળ તરફ અવિશ્વાસ ને અસંતોષથી જુએ છે અને એ મૂળ ઊંડાં જાય તો ધર્મ કચરાઇ જાય એમ માનીને એ શાંતિ-યુગનો લાભ લઇને ધર્મ-જાગૃતિ માટે જ પોતાનું સર્વસ્વ હોમવા તૈયાર થાય છે. બંને સંસારને આંગણેથી, ગાર્હસ્થ્યને બારણેથી ત્રાસી નાસી છૂટે છે. એક પિતાની, કુટુંબીજનોની આશા, આજ્ઞા, સંબંધ-બધું ય વછોડી નાસી છૂટે છે; જ્યારે બીજો, પાલક માતાપિતાને અને બધાને મનાવીને દીક્ષા ગ્રહણ કરે છે.

આમ ઘણી જાતના સમાન શીલથી આ બે મહાપુરુષોનાં વ્યક્તિત્વ દીપી રહ્યાં છે, છતાં બે ય એકબીજાથી તદ્દન ઊલટી દિશામાં કામ કરે છે. એક ધર્મધુરંધર સંરક્ષક બની

પોતાના સંપ્રદાયને શુદ્ધ કરવા તપ તપે છે, કેટલા ય જ્ઞાન–વીરડા ઉલેચી ઉલેચીને પી જાય છે, એ પાનનાં જ્ઞાનફળ જૈન, જૈનેતર સૌને ચખાડે છે અને ચિકાગોના ધર્મ સમારંભ સુધી એની મીઠાશ પહોંચી જાય છે. બીજો ધર્મ–ક્રાંતિકાર બને છે અને તે પણ તપ તપી, ગ્રંથોના ગ્રંથો ઉથલાવી, જ્ઞાન–સમૃદ્ધ બની નવો જ સંપ્રદાય સ્થાપી દે છે, ને ભારતને નવા પ્રાણ અર્પે છે.

આમ છતાં એક પુરુષની ફળ–સિદ્ધિ એક નાનકડા, અસ્તવ્યસ્ત સંઘસમૂહના સંરક્ષણમાં જ સમાપ્ત થઈ જાય છે, જ્યારે બીજાની ફળ–સિદ્ધિ એક મોટા સબળ ને સમર્થ સમાજના અવતારમાં પ્રગટી નીકળે છે. એકનો પ્રકાશ બાળસૂર્યના પ્રભાત સમો થઈ રહે છે, બીજાનો મધ્યાહ્ન જેવો તપી રહે છે. આનાં કારણોમાં શક્તિ–સંપન્નતા, સંયોગો અને એવું કેટલું ય સરખાવવું પડે અને તેમાં ન્યૂનાધિકતા પણ હોય.

પણ ખાસ કરીને એક સંયોગ નજર આગળ તરી આવે એવો છે, ને એ જ સંયોગે મહાન્ આત્મારામજીને અતિ મહાન્ તરીકે પ્રગટવા ન દીધા. જો એ જ આત્મારામજી આર્યસમાજી, બ્રહ્મસમાજી જેવા એક સ્વતંત્ર પંથના પ્રચારક થયા હોત તો તેમનો પ્રભાવ ઓર દીપી નીકળત, પણ ક્ષત્રિય બાળક જૈન સંઘના સુભાગ્યે તેના હાથમાં આવી પડ્યો અને તેથી તેની કિંમત જોઈએ તેવી અંકાઈ નહિ. તેના કાર્યનાં ફળ સંઘ–સમાજની અતિ શુદ્ધિ અને અતિ વૃદ્ધિમાં પરિણમી શક્યાં નહિ.

વેપારી સમાજ ગમે તેવા ગુરુને પણ પોતાની વેપારી નજરે જોઈ શકે છે, તેનામાં સંઘ કે સમાજનો સડો કાઢવા તે ગુરુને ચરણે કે શરણે જવા જેટલી યાહોમ કરવાની તાકાત પ્રગટી શકતી નથી, અને એથી એ સમાજનાં કેટલાં ય અણમૂલાં રત્નો અણપારખ્યાં રોળાઈ જાય છે. આત્મારામજી પણ ભાગ્યયોગે એ સમાજમાં આવીને પોતાનું હિત–સ્વપરકલ્યાણ સાધી ગયા; પણ તેનો લાભ નિર્બળ વ્યાપારી જૈનત્વે જોઈએ તેટલો લીધો નહિ.

આમ સંયોગોએ એકને ઓછી પ્રસિદ્ધિ આપી, એકને વધારે દીધી; પણ બંને સમકાલીન હતા. તે બંને એક પ્રાંતમાં રજપૂતસ્થાન અને પંજાબમાં ઘણીવાર એક બીજાનાં મંતવ્યોથી વિરુદ્ધ ઉપદેશ આપતા હતા, છતાં બંને મળ્યા કેમ નહિ હોય ?

તેમના જીવનચરિત્રમાં તેનો સ્પષ્ટ ખુલાસો સાંપડે છે.

એક વાર સ્વામીશ્રી દયાનંદજી જોધપુરમાં હતા, તેમની વ્યાખ્યાન–ઝડી વરસી રહી હતી, ખંડનની તલવારના ફટકા ઉપર ફટકા લાગી રહ્યા હતા અને શ્રોતાઓ શંકાશીલ બનીને, મંત્રમુગ્ધ થઈને મુંગા થઈ જતા હતા, તે વેળાએ જોધપુરના જૈન દીવાને સ્વામીજીને વિનતિ કરી કેઃ—

"અમારા એક આચાર્ય છે, તેમનું નામ આત્મારામજી છે, તે મહાપંડિત છે. તેઓ અને આપ જો મળો તો અમને ઘણું જાણવાનું મળે."

સ્વામીજીએ હા પાડી અને દિવસ નક્કી થયો. પણ મહારાજશ્રીને આવતાં–વિહાર કરતાં–વાર લાગે તેમ હોવાથી સ્વામીજી ઠરાવેલે દિવસે આવવાનું વચન આપી અજમેર તરફ વિદાય થયા.

આત્મારામજી નિશ્ચિત દિવસે જોધપુર આવી પહોંચ્યા. ઘણા જૈન, જૈનેતર આ ચર્ચા સાંભળવા એકઠા થયા. સૌ ઉત્સુકતાથી સ્વામીજીની રાહ કાગને ડોળે જોવા લાગ્યા. બધી તૈયારી થઇ રહી એટલામાં શોકજનક વર્તમાન મળ્યા કે:—

"સ્વામીજી સ્વર્ગવાસી થયા."

ભારતના દુર્ભાગ્યે આ બે સમયમૂર્તિઓને–સમર્થ પંડિતોને મળવા ન જ દીધા અને જૈન શાસ્ત્રનું કથન સાચું પડ્યું કે:—

"બે ચક્રવર્તીઓ મળી શકે નહિ."

આમ બે ય આપણાથી દૂર દૂર ચાલ્યા ગયા છે. બેયના આત્મા કોઇ અમર દેહધારી બની હજી માનવ–કલ્યાણ સાધતા હશે, પણ બેયની કાર્યશક્તિ આપણી નજર આગળ ખડી રહી છે. બંનેને સમજી બેયમાંથી સાચું કે સારું લઇને આપણે બેયને ભજીશું કે માત્ર ખાલી ગુણગાન કરીને પછી બેયનાં કથનને તજીશું ?

આત્મારામજી જેવી નહિ તો, તેનાથી ઓછી શક્તિશાળી વ્યક્તિઓ જૈન સમાજમાં હશે જ, તેમનાથી પણ જૈન સમાજ હજી તરી શકશે; પણ તેમને પારખી કાઢવા જેટલી ચકોર ને નિષ્પક્ષપાત તેમજ કડક બુદ્ધિ જૈન સંઘ બતાવી શકશે ? એવી એક કે વધારે સાધુ વ્યક્તિઓને એક કરી, તેમને શરણે–ચરણે જવા જેટલી એકત્ર તત્પરતા ને હિમ્મત દાખવશે ?

કે એવી વ્યક્તિઓને અજાણ્યે કે ઉપેક્ષાએ ધૂળમાં રોળાવા દેશે ?

સારી ને સાચી સાધુ વ્યક્તિઓને જન્માવનાર પણ સમાજ છે. સમાજ એવી વ્યક્તિઓને અવતારવા સરલ, શુદ્ધ, સ્પષ્ટ અને નિષ્પક્ષ આચારવિચારવાળી બનશે ? અગ્રેસરોને એ મંગળ કાર્ય સૂઝશે ?

તો તો અવશ્ય પૂજ્યપાદ ન્યાયાંભોનિધિ આચાર્યશ્રી વિજયાનંદસૂરીશ્વરજીની શતાબ્દિ સાર્થક થશે.




[ લેખકની પીછાન કરાવવાની જરૂર નથી. તેમણે ગૂજરાતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ ટૂંકમાં બે પુસ્તકમાં લખ્યો છે. વડોદરા રાજ્યના અનેક મોટા અમલદારી હોદ્દાઓ ભોગવી એક કુશળ રાજકર્મચારી પુરુષ તરીકેની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે, છતાં સાહિત્યનો વ્યાસંગ ઉપરાંત ધર્મજિજ્ઞાસા જારી રાખવાનો પુરુષાર્થ સેવ્યા કર્યો છે. બાલદીક્ષા-પ્રતિબંધક કાયદા માટે વડોદરા રાજ્યે નિમેલી સમિતિના પ્રમુખ તરીકે અનેક જૈન સાધુ અને શ્રાવકોના વિશેષ પરિચયમાં આવ્યા અને જૈનધર્મ સાહિત્યનો પણ સારો સ્પર્શ કર્યો. તેમણે શ્રી હેમાચાર્યકૃત ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિતમાંથી જે મનનીય ભાગ લાગ્યો તેનો સંગ્રહ 'ધર્મોપદેશ' નામના પુસ્તકમાં રજુ કર્યો છે. એવા એ ગૂર્જરરત્નનો લેખ સમાજમાં વિશેષ ધ્યાન ખેંચશે એવી અમારી ખાત્રી છે. તેમાં આચાર્યશ્રીની આદર્શતા બતાવવા સાથે દીક્ષાનો પ્રશ્ન પણ છેડીને પોતાના વિચાર તેમણે આપ્યા છે.—**સંપાદક.** ]

મહાત્મા કબીરે કહ્યું છે કેઃ

**કથની બથની છોડ દે, રહેની સેં ચિત લાય,**
**નિરખી નીર પીયે બિના, કબહુ પ્યાસ ન જાય;**
**કથતે બકતે મર ગયે, મુરખ કોઇ હજાર,**
**કથની કાચી પર ગઈ, રહની રહી સો સાર.**

૧ મતલબ કે બહુ બોલવું જવા દે અને કરણી તરફ ચિત્ત લગાડ. કથતાં-બકતાં તો હજારો ઉપદેશકો મરી ગયા. તેમની કથની થોડા વખતમાં કાચી પડી જાય છે પણ રહેણી તો હજારો વર્ષ સુધી ઉપદેશ કરનારી થઇ પડે છે. મહાત્માના શબ્દો જેટલી અસર કરે છે તેથી ઘણી વધારે તેમનાં મુંગાં આત્મભોગનાં કૃત્યો, જગસેવાનાં કૃત્યો જ કરે છે. એટલા માટે જ આદર્શ જીવન ગાળી, જૈન ધર્મ અને જૈનોની ભારે સેવા કરનાર શ્રી જૈનાચાર્ય મહારાજ શ્રી વિજયાનંદસૂરિ( શ્રીમદ્ આત્મારામજી મહારાજ )ના ઉપકારક જીવનનાં સો વર્ષ હમણાં પૂરા થતાં શતાબ્દિનો મહોત્સવ ઉજવવાનું ઠરાવવામાં આવ્યું જાણી મને ઘણો આનંદ થયો છે.

૨ આચાર્યશ્રીની હયાતીમાં તેમના દર્શન કરવાને અને તેમનો બોધ સાંભળવાને હું નશીબવાન થયો નહોતો, પરંતુ જૈનશાસન અને જૈન સમાજને માટે તેમણે શું શું કર્યું હતું

તે સંબંધી કંઇ માહિતી મેળવવાનો પ્રસંગ, વડોદરા રાજ્ય તરફથી નિમાયેલી અયોગ્ય દીક્ષા-પ્રતિબંધક સમિતિના પ્રમુખ તરીકે મને મળ્યો હતો. આથી તેઓશ્રી પ્રત્યે અને તેમના અનુયાયીઓ પ્રત્યે હું ઘણા માનની લાગણી ધરાવું છું. વિશેષમાં હાલ રા. સુશીલે લખેલું અને શ્રી આત્માનંદ જૈન સભા તરફથી પ્રસિદ્ધ થયેલું તેઓશ્રીના જીવનચરિત્રનું એક લઘુ પુસ્તક વાંચવાની મને તક મળી છે, તેથી સદ્‌ગત આચાર્યશ્રીએ શ્રીસંઘ સમસ્તના હિતાર્થે શું શું કર્યું હતું તે સંબંધી મને જે વિશેષ માહિતી મળી છે તેથી તેમના પ્રત્યેની મારી પૂજ્યબુદ્ધિમાં ઘણો વધારો થયો છે.

૩ બાળપણમાં દીત્તા અથવા દેવીદાસ નામે ઓળખાતા, આત્મારામજી સ્થાનકવાસી સાધુઓના સહવાસમાં આવતાં, સામાયિક, પ્રતિક્રમણ, નવતત્ત્વ વિગેરેના પાઠ શીખી ગયા હતા; અને બાળક મટી યુવાન થયા પછી, પૂરી સમજે, સ્વેચ્છાથી, દીક્ષા તરફ તેમનું મન વળ્યું હતું. જેમની પાસે દીક્ષા લેવા તે ગયા હતા તે *આચાર્ય, માતાપિતા કે વાલીની સંમતિ છે કે નહીં? ઉમેદવારમાં લાયકી છે કે નહીં? તેની સ્થિતિ અનુસાર તેનાં વૃદ્ધ માતા-પિતા, સ્ત્રી અને નાનાં પુત્ર-પુત્રીઓના નિર્વાહનો પ્રબંધ કરેલો છે કે નહીં? એ વિગેરેની ખાત્રી કર્યા વગર ગમે તેને દીક્ષા આપવાને બહાને મુંડી નાંખે એવા ચેલા-ચાપટના લોભી નહોતા. તે કુમળી વયના બાળકોના ભોળપણનો લાભ લે તેવા નહોતા. સંમતિ વગર બાળકને તો શું પણ મોટી ઉમરનાને પણ દીક્ષા આપે એવા તે નહોતા. જ્યારે દીત્તો વૈરાગ્ય શું છે એ સમજે છે અને તેનાં માતા તથા પાલક પિતાની સંમતિ છે એવી તેમની ખાત્રી થઇ ત્યારે જ તેમણે જાહેર રીતે વિધિપૂર્વક તેને દીક્ષા આપી હતી. દીત્તો પણ દીક્ષા લીધી એટલા જ ઉપરથી પોતાનામાં પુરું જ્ઞાન આવી ગયું અને પૂજ્ય ગણાઇ સુખચેનમાં દહાડા કાઢવાનો વખત આવ્યો છે, એમ સંતોષ માની બેસી રહે એવો નહોતો. તેણે તો ખૂબ મહેનતથી શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો અને તેનું ખરું રહસ્ય સમજવા માંડયું.

૪ પોતાના ધર્મ અને તેને અનુકૂળ શાસન વિષે જૈન લેખકોએ પોતાના ગ્રંથો ઘણે ભાગે સંસ્કૃત અથવા પ્રાકૃત ભાષામાં લખ્યા છે અને તે ઉપર તેમણે પોતે અથવા તેમના શિષ્યોએ અગર બીજાઓએ ટીકા લખી છે. દીક્ષા લીધા પછી પોતાના અભ્યાસ દરમ્યાન શ્રી આત્મા-રામજીને જણાયું કે શાસ્ત્રોનાં કેટલાંક ફરમાનોનો અર્થ જુદા જુદા સાધુઓએ જુદી જુદી રીતે કરેલો છે અને તેવા જુદા અર્થનો મેળ પાડવાને ચાર-પાંચ અગ્રગણ્ય સાધુઓએ તેનો "પંચાયતી" અર્થ પણ ઉપજાવી કાઢેલો છે. પણ આવા પંચાયતી અર્થથી સંતોષ માનીને બેસી રહે એવા શ્રી આત્મારામજી પોતે નહોતા. તેમણે જોયું કે ખરો અર્થ સમજવાને વ્યા-કરણના જ્ઞાનની જરૂર છે. કહ્યું છે:

> तद्‌द्वारमपवर्गस्य वाङ्मलानां चिकित्सकम् ।
> पवित्रं सर्वविद्याना-मधिविद्यं प्रचक्षते ॥

* સ્થાનકવાસીના જે સાધુઓ પાસે શ્રી આત્મારામજીની ઢુંઢકદીક્ષા થઇ તેઓ આ વિચારના હતા કે નહીં એની ખાત્રી નથી, પણ દીક્ષા તો જરૂર આજ્ઞાપૂર્વક જ થઇ છે. શ્રી હરિભદ્રસૂરિજીના ધર્મબિંદુના આધારે જૈન દીક્ષાનો વિધિ તો એ જ પ્રમાણે છે. **વલ્લભવિજય.**



દીવાનબહાદુર ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ.

[ પૃ. ૩૧



શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડીયા.

B. A. LL. B. Solicitor.

[ પૃ. ૧૬

"વ્યાકરણ સ્વર્ગનું દ્વાર છે, વાણીના દોષોનું ઔષધ છે, સર્વ વિદ્યાઓમાં એ પવિત્ર, સર્વ વિદ્યાઓમાં તે ઉપર છે." તેથી પોતાના ગુરુએ એવી માથાફોડ ન કરતાં, પૂર્વાચાર્યોએ કરેલા અર્થ સ્વીકારી લેવા કહ્યા છતાં પણ, શ્રી આત્મારામજીએ વ્યાકરણનો અભ્યાસ કર્યો અને જ્યાં પોતાને શંકા હતી ત્યાં પોતે જ સત્યાસત્યનો નિર્ણય કરી લે એવું સંસ્કૃત સાહિત્યનું અને ખાસ કરીને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન તેમણે મેળવ્યું હતું અને "અજ્ઞાનતિમિરભાસ્કર" "તત્ત્વનિર્ણયપ્રાસાદ" "જૈનતત્ત્વાદર્શ" "ચિકાગો પ્રશ્નોત્તર" "જૈન પ્રશ્નોત્તર" વિગેરે ગ્રંથો લખી જૈન ધર્મની શ્રેષ્ઠતા, પ્રાચીનતા અને ઉપકારકતા સિદ્ધ કરી હતી.

૫ ઈ. સ. ૧૮૯૩ માં અમેરીકાના ચિકાગો શહેરમાં આખી દુનિયાના પ્રસિદ્ધ ધર્મોના પ્રતિનિધિઓ એકત્ર થવાના હતા. તે પ્રસંગે જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે સદ્દગત વીરચંદ રાઘવજી ગાંધી, બાર–એટ–લૉ.ને મોકલવાને તૈયાર કરનાર અને એ રીતે જૈન ધર્મને અમેરીકામાં પ્રસિદ્ધિમાં લાવનાર શ્રી આત્મારામજી મહારાજ હતા. જો તેઓ પોતે ત્યાં જઈ શકે એમ હોત તો તેમને માટે બધી યોગ્ય વ્યવસ્થા પરિષદ્‌ના અગ્રેસરો કરવા તૈયાર હતા, પરંતુ પગે ચાલીને વિહાર કરવાના અને જૈન મુનિને પાળવાના બીજા નિયમોને લીધે તે બનવાજોગ નહોતું. વળી બીજા કોઇને મોકલવાને પણ મુંબઇ જેવા સ્વતંત્ર અને સુધારક ગણાતા શહેરના કેટલાક જૈનો, ધર્મ વિરુદ્ધનું તે કાર્ય ગણી વિરોધ કરતા હતા, તો પણ આચાર્યશ્રીએ કુનેહથી તજવીજ કરી. શ્રી જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆના કાર્યવાહકો મારફત રા. ગાંધીને મોકલવાનું ઠરાવી તેમને પોતાની પાસે રાખી વિશેષ અભ્યાસ કરાવ્યો અને "ચિકાગો પ્રશ્નોત્તર" નામનું પુસ્તક ખાસ આ પ્રસંગ માટે તૈયાર કર્યું. તેના પરિણામે રા. ગાંધીએ અમેરીકામાં જૈન દર્શનનો ડંકો બજાવ્યો અને જેમને જૈનધર્મ વિષે કાંઇ પણ માહિતી નહોતી તેમને પણ જૈનદર્શનનાં મૂળતત્ત્વો સમજાવી જૈનધર્મનું ગૌરવ વધાર્યું. આત્મારામજી મહારાજની જૈનધર્મ પ્રત્યે આ કાંઇ નાની–સૂની સેવા નહોતી.

૬ તેમના શિષ્યો તથા નજીકના સંબંધમાં આવેલા બીજાઓના કથન ઉપરથી જાણવામાં આવ્યું કે તેમનામાં કેટલીક ખાસ ખૂબીઓ અને વિશેષતાઓ હતી. તેઓ વ્રત–સાધનમાં અને કરેલા નિશ્ચયોમાં પહાડની પેઠે અચળ રહેતા પણ તેની સાથે તેમનામાં બાળકના જેવી મધુરતા અને વિનોદશીલતા હતી. તેમની એક આંખમાં યોગીની કઠોરતા અને બીજીમાં માતાનો નિર્મળ પ્રેમ દેખાતો. તેમના હૃદયમાં જૈનશાસન–સેવાની ધગશ ચોવીસે કલાક ધગ્યા જ કરતી હતી. સંઘના ભલા માટે પોતાને યોગ્ય લાગે તેવી સૂચનાઓ આચાર્યશ્રી હંમેશ કરતા પણ તેનો સ્વીકાર કરવો કે કેમ ? તે સંઘની મુન્સફી ઉપર રાખતા.

૭ દીક્ષા સંબંધી કે દેવ–દ્રવ્ય સંબંધી કે એવી બીજી દેશ–કાળને અનુસરીને કરવાની સુધારાની વાત આગળ આવે કે, ધર્મ ડૂબે છે, શાસન ડૂબે છે ( Religion in danger ) વિગેરે પોકળ બૂમો અને બરાડા પાડી કેટલાક આચાર્યો ઉગ્ર વિરોધ કરે છે અને કેટલાક સાધુઘેલા શ્રાવકો પોતાનો કિંમતી વખત ખોઇ તથા દ્રવ્યનો આડેઅવળે રસ્તે છૂટથી ઉપયોગ કરી ઊહાપોહ કરવામાં તેમને ટેકો આપે છે, પણ તેઓ પરિણામે ધર્મનું રક્ષણ કરનારા નહીં પણ તેને વગોવનાર અને હલકો પાડનાર નિવડે છે. પોતાનું વ્રત બરોબર નહીં પાળનારા, ક્રોધી અને બડાઇખોર સાધુઓથી શાસનનું શ્રેય થયું નથી અને થવાનું પણ નથી, એ

વાત શ્રી **આત્મારામજી** મહારાજ સારી રીતે જાણુતા હતા અને તેવું કાંઈ પોતાનાથી ન થાય તેને માટે ખૂબ કાળજી રાખતા. તેઓ પોતે કડકપણે નિયમનું પાલન કરતા અને પોતાના શિષ્યો પાસે કરાવતા. પોતાના તર્ક, શાસ્ત્રજ્ઞાન અને અનુભવથી, આચાર્યશ્રી જૈન ધર્મનું ખરું રહસ્ય શું છે ? રૂઢી રિવાજથી દાખલ થયેલી અનાવશ્યક બાબતો શી છે ? એ વિગેરેની બરોબર સમજાવટ કરી, ધર્મનાં વાસ્તવિક તત્ત્વોને અનુસરીને ચાલવા બોધ કરતા. શ્રાવકોના જીવન ઉપર સારી ધાર્મિક અસર કરનાર અને તેમનાં જીવનને જૈન ધર્મની ભાવનાને અનુસરતાં બનાવનાર, જે મહાન્ સાધુઓનાં નામ આપણુને ઇતિહાસમાંથી મળી આવે છે અને જેમને સર્વ સંપ્રદાયના જૈનો બહુમાન આપે છે એવા મોખરાના સાધુઓમાં **આત્મારામજી** મહારાજની ગણુના વ્યાજબી રીતે થાય છે, એમ તેમના એકંદર જીવનચરિત્ર ઉપરથી લાગ્યા વગર રહેતું નથી.

૮ જૈન સાધુ મંડળનું મહત્ત્વ અને ગૌરવ, જાણે તેમાં અણુસમજુ અને અજ્ઞાન બાળકોને મુંડી નાખી ભરતી કરવામાં જ સમાયેલું હોય એવી ભૂલભરેલી માન્યતાવાળા મુઠીભર સાધુઓ અને શ્રાવકો વડોદરા રાજ્યે કરેલો અયોગ્ય દીક્ષા-પ્રતિબંધક કાયદો ધર્મના સિદ્ધાંત વિરુદ્ધનો, બીનજરૂરી, નકામી ડખલ કરનારો તથા ધાર્મિક લાગણી દુખાવનારો છે એમ બરાડા પાડી તેના સામે હજી પણુ વિરોધ કરે છે, તો પણુ સમજુ અને ધર્મનું ખરું રહસ્ય અને હિત સમજનારા દીર્ઘદર્શી જૈનો તો તેને આવશ્યક અને આવકારદાયક જ માને છે. ત્રણુ ચાર વર્ષ પહેલાં, સગીરોને ફોસલાવી, પટાવી, તેમનાં મા-બાપની સંમતિ વગર છુપી રીતે દીક્ષા આપી દેવાની ગેરરીત કેટલાક ધર્માન્ધ અને સંકુચિત વિચારના સાધુઓ ચલાવતા હતા તેને લીધે જૈનોમાં જે કલહ વ્યાપી રહ્યો હતો અને ટંટા-ફીસાદ થતાં હતાં તે વડોદરા રાજ્યે કરેલા કાયદાને લીધે ઘણે ભાગે બંધ થઇ ગયાં છે. જો **આત્મારામજી** મહારાજ આજે હયાત હોત *તો તે વડોદરાનરેશને તેમણે કરેલી જૈન ધર્મની અપૂર્વ સેવા માટે ધન્યવાદ આપત, એટલું જ નહીં પણ જૈન ધર્મના જે અનુયાયીઓ તેમણે કરેલા કાયદા સામે નકામો પોકાર કરી રહ્યા છે તેમને કહેત કે: " ભાઇઓ, કમીમાં કમી કેટલી ઉંમરે દીક્ષા આપી શકાય એ વિષે પ્રાચીન કાળમાં જે ઠરાવેલું હતું, તેની માત્ર વ્યત્તામાં ફેરફાર કરવાથી દીક્ષા આપવાના સિદ્ધાંતમાં કાંઇ ફેરફાર થતો નથી. સિદ્ધાંત તો વાસ્તવિક રીતે વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય તેને જ દીક્ષા આપવાનો અને તેણે જ લેવાનો છે. વૈરાગ્ય એટલે શું ? તે સમજી શકે નહીં એવા, આઠ, દસ, બાર કે ચૌદ વર્ષના બાળકને તેમના મા-બાપ કે વાલીની સંમતિ લઈને પણુ દીક્ષા આપવાથી એવા બાળકમાં ખરેખર વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એમ કહી શકાય નહીં અને એવી રીતે આપેલી દીક્ષા સશાસ્ત્ર પણુ ગણી શકાય નહીં. વૈરાગ્ય ઉત્પન્ન થયો છે કે નહીં તે તો દીક્ષા લેનાર પોતે લાયક ઉંમરનો થયા પછી પોતાની મેળે સંમતિ આપવા લાયક થાય ત્યારે તે પોતે જે કહે તે ઉપરથી જ જાણી શકાય. દીક્ષા કઇ ઉંમરે લઈ શકાય એ બાબતમાં દેશકાળને અનુસરી ફેરફાર કરવાથી ધર્મના મૂળ સિદ્ધાંતોને કાંઇ બાધ આવતો નથી, માટે હાંસીને પાત્ર થવાય તેવો નકામો ઊહાપોહ અને ધમપછાડા શા માટે કરો છો ?"

* જો પોતે હયાત હોત તો આવો પ્રસંગ જ ન સાંપડત **વલ્લભવિજય.**



# ગુરુજીના કેટલાક જીવનપ્રસંગો અને તેપરથી લેવાનો બોધ

પ્રસિદ્ધ વક્તા શ્રી મુનિ ચારિત્રવિજયજી

[ લેખક વયોવૃદ્ધ છે અને ચરિત્રનાયકના સમકાલીન છે. તેમણે કેટલાક જીવનપ્રસંગો પોતાની સ્મૃતિમાંથી બહાર લાવી મૂક્યા છે. તે પૈકી કેટલાક સામાન્ય જણાશે, પણ તે પરથી જે બોધ લેવા યોગ્ય છે તે વધુ મૂલ્યવાન્ છે.—**સંપાદક.** ]

આચાર્ય શ્રીમાન્ શ્રીવિજયવલ્લભસૂરિજીના ભક્તિનિર્ભર હૃદયની પ્રેરણાથી આચાર્ય શ્રીમાન્ વિજયાનંદસૂરિજી ( આત્મારામજી ) મહારાજની શતાબ્દિ ઉજવવાનો જે નિર્ણય કરવામાં આવ્યો છે તે માટે શ્રી વિજયવલ્લભસૂરિજીની ગુરુભક્તિ માટે ધન્યવાદ ઘટે છે.

જે મહાન્ પુરુષની શતાબ્દિ ઉજવવામાં આવે છે તેઓનાં મને દર્શન થએલ છે, તેમનાં વ્યાખ્યાનો મેં સાંભળ્યાં છે અને તેઓશ્રીના પરિચયમાં પણ હું ખૂબ આવેલ છું. તેઓનાં ગુણગાન ગાવા એ તો મયૂરના પીછા ઉપર રંગ ચડાવવા જેવું છે. એટલે માત્ર તે વખતની પરિસ્થિતિ, તે વખતનો સંપ અને વિનય, તે કાળના પૂજ્ય પુરુષોમાં કેવા હતા તેનો ચિતાર હું જુદા જુદા પ્રસંગો આપી બતાવવા માગું છું. તે પહેલાં, તે કાળના મુખ્ય પુરુષોમાં કોણ કોણ હતા અને તેઓ પોતપોતાની જીવનચર્યા કેવી ઉત્તમ રીતે પસાર કરી રહ્યા હતા તે જણાવીશ.

શ્રી બૂટેરાયજી મહારાજના મુખ્ય શિષ્ય શ્રી મુક્તિવિજયજી પ્રસિદ્ધનામ શ્રી મૂળચંદજી મહારાજ, શ્રી વૃદ્ધિવિજયજી પ્રસિદ્ધનામ શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ, નીતિવિજયજી મહારાજ, ખાંતિવિજયજી મહારાજ તેમ જ આપણા શતાબ્દિના નાયક શ્રી આનંદવિજયજી પ્રસિદ્ધનામ શ્રી આત્મારામજી મહારાજ હતા. શ્રી મૂળચંદજી મહારાજ ગણી પદવી ધારણ કરનારા હતા અને બૂટેરાયજી મહારાજનો તમામ સાધુ સમુદાય તેમની આજ્ઞામાં હતો. શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજ વિચારક અને રાજકીય પુરુષ હતા. તેમની સલાહ તે કાળમાં કિમતી ગણાતી. શ્રીમાન્ આત્મારામજી મહારાજ વાદી હતા, જેઓએ આર્યસમાજીઓ સાથે, વેદાંતીઓ સાથે તેમ જ સ્થાનકવાસીઓ સાથે વાદ કરી અનેકને નિરુત્તર બનાવ્યા હતા. સારામાં સારા પુસ્તકો લખી જૈન સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો હતો અને એક રીતે તેઓ તે કાળમાં 'વાદીવૈતાલ'ની પદવીને લાયક હતા; છતાં પોતે એક પણ પદવી સ્વીકારી ન હતી. શ્રી નીતિવિજયજી

મહારાજ ક્રિયાકાંડકુશળ હતા. તેઓ દરેકને યોગોદ્વહન વિગેરેની ક્રિયા કરાવતા હતા. ખાંતિવિજયજી તપસ્વી, દ્રવ્યાનુયોગના જ્ઞાતા હતા. આ રીતે તે મહાન્ પુરુષો અનેક સદ્ગુણ-સંપન્ન હતા. તેઓમાં મોટામાં મોટો એક ગુણ એ પણ હતો કે પોતાના શિષ્યોને દરરોજ બપોરે બે કલાક ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરાવતા હતા. તે વખતે ગમે તે બીજી કોઇ મહાન્ વ્યક્તિ આવી હોય તો પણ તેઓ તેટલો કાળ અધ્યયન કરાવતાં અટકતા ન હતા.

## : તે સમયના સાધુઓ :

અમદાવાદખાતે તે સમયે ડેલાના ઉપાશ્રયે પંન્યાસ શ્રી રત્નવિજયજી, વીરના ઉપાશ્રયે વયોવૃદ્ધ પંન્યાસ શ્રી ઉમેદવિજયજી, વિમળના ઉપાશ્રયે પંન્યાસ શ્રી દયાવિમળજી અને લુહારની પોળે પંન્યાસ શ્રી ગુલાબવિજયજી તેમ જ ઉજમબાઇની ધર્મશાળામાં શ્રી મૂળચંદજી મહારાજ વિચરતા હતા. દરેક ઉપાશ્રયના સાધુઓ એક બીજા ઉપાશ્રયના મુખ્ય પુરુષોને વંદન કરવા જતા હતા. કોઈ જાતની શાસ્ત્ર સંબંધી શંકા હોય તો એક બીજાના ઉપાશ્રયે એક બીજા જઈ નિર્ણય કરતા હતા. મને યાદ છે કે એક વખત મેં બે ત્રણ નીવી કરેલી, તેમાં વઘારેલી છૂટી મગની દાળ શ્રી મૂળચંદજી મહારાજને પૂછીને વાપરેલી. નીવી, યોગોદ્વહનમાં લાગેલા દોષોના પ્રાયશ્ચિત્તરૂપે કરવાની હતી. તે પૂરી કરી પ્રાયશ્ચિત્ત આપનાર શ્રી નીતિવિજયજી મહારાજને મેં જાહેર કર્યું કે આપશ્રીએ આપેલ પ્રાયશ્ચિત્તની નીવી મેં પૂરી કરી છે. ત્યારે તેઓ બોલ્યા કે તેં વઘારેલી છૂટી મગની દાળનો ઉપયોગ કર્યો છે તેથી તે નીવી ગણાય નહિ. મેં કહ્યું કે મૂળચંદજી મહારાજને પૂછીને મેં કર્યું છે. આ બાબતમાં તે બંને પુરુષો વચ્ચે મતભેદ પડ્યો તેથી છેવટ એવો નિર્ણય કર્યો કે વીરવિજયજીના ઉપાશ્રયે પંન્યાસ શ્રી ઉમેદવિજયજી મહારાજને પૂછી આવતાં તેઓ જે કહે તે સાચું માનવું. આ ઉપરથી પંન્યાસ શ્રી ઉમેદવિજયજી મહારાજને પૂછવામાં આવ્યું. તેઓએ યોગોદ્વહનના પ્રાયશ્ચિત્તની નીવીમાં વઘારેલી મગની છૂટી દાળ વપરાય એવો ખુલાસો કર્યો, તેને બંને મહાપુરુષોએ કબૂલ રાખ્યો. તે કાળના મહાન્ પુરુષોનું આવું ઉત્તમ માનસ હતું.

બીજો પ્રસંગ રજુ કરું છું. પંજાબમાં વિચરતા શ્રીમાન્ આત્મારામજી મહારાજે, પંદર સોળ શિષ્યોને મોટી દીક્ષા આપવાની હોવાથી ગુજરાત તરફ વિહાર કર્યો. વચમાં તેઓશ્રી મારવાડમાં રોકાઈ જવાથી મોટી દીક્ષા લેનારમાંથી મુનિરાજ શ્રી હંસવિજયજી અગાઉથી અમદાવાદ આવી પહોંચ્યા. તેઓના પિતાશ્રી વડોદરાના લક્ષાધિપતિ ગૃહસ્થ હતા. તેમણે અમદાવાદ મૂળચંદજી મહારાજ પાસે આવી વિનંતિ કરી કે આપ વડોદરે પધારો તો મારા પુત્રને મોટી દીક્ષા મારે ધામધૂમથી અપાવવી છે. વળી ત્યાં પંડિતોનો યોગ પણ સારો છે એટલે આપના શિષ્યોને અભ્યાસની અનુકૂળતા પણ દરેક જાતની થઇ શકશે. મહારાજશ્રીને આ વાત ગમી અને તેઓએ હા પાડી, કેમકે તેઓ પોતાના શિષ્યોને ખૂબ વિદ્વાન કેમ બનાવવા એ જ ઉત્કંઠા રાતદિવસ રાખતા હતા.

તે દરમ્યાન બનેલો એક બીજો બનાવ. પંજાબના એક યતિ કે જે સંસ્કૃતમાં અને ન્યાયમાં કુશળ હતા, તેણે મૂળચંદજી મહારાજ પાસે આવી દીક્ષા લીધી. દાનવિજયજી એવું તેમનું

आचार्य श्रीमद् विजयवल्लभसूरीश्वरजी
महाराजना प्रशिष्य—



आचार्य श्रीविजयउमंगसूरिजी महाराज

आचार्य श्रीमद् विजयवल्लभसूरीश्वरजी
महाराजना शिष्य—



तपस्वी श्रीविवेकविजयजी महाराज



प्रसिद्धवक्ता
**मुनिराज श्री चारित्रविजयजी महाराज**

[ पृष्ठ ३५

आचार्य श्रीमद्विजयवल्लभसूरीश्वरजी महाराजना
शिष्य उपाध्यायश्री सोहनविजयजी
महाराजना शिष्य



**मुनिराजश्री समुद्रविजयजी महाराज**

નામ પાડવામાં આવ્યું, પણ તે સ્વભાવે અતિ ઉગ્ર હોવાથી તેમ જ શરીર વ્યાધિગ્રસ્ત હોવાથી દીક્ષા પાળવી મુશ્કેલ થઈ પડતાં, રેલમાં બેસી વડોદરે પ્રેમાભાઈ શેઠના મકાનમાં જઈ રહ્યા. શેઠના અને મૂળચંદજી મહારાજના દુરંદેશીપણાને લઈને, વળી ભવિષ્યમાં આ પુરુષ મહાત્યાગી નીવડશે એવી ખાતરી હોવાથી વડોદરાખાતે પ્રેમાભાઈ શેઠે દરેક સગવડતા તેમને માટે પૂરી પાડી. હવે જ્યારે હંસવિજયજી મહારાજને શ્રીગંભીરવિજયજી મહારાજ સાથે લઈ અગાઉથી વડોદરે આવ્યા ત્યારે શ્રીદાનવિજયજીને પોતાના કૃત્યનો પશ્ચાત્તાપ થવાથી, અમદાવાદ શ્રી મૂળચંદજી મહારાજને પશ્ચાત્તાપ સાથે માફીપત્ર લખી પોતાને પણ યોગમાં પ્રવેશ કરાવવાની માંગણી કરી, જે ઉપરથી મુનિરાજ શ્રીહંસવિજયજી તથા દાનવિજયજીને યોગમાં નાંખ્યા.

થોડા દિવસ પછી મૂળચંદજી મહારાજ વડોદરે આવ્યા. મોટી દીક્ષા આપવાના પ્રસંગે ગમે તે કારણ હો પરંતુ દાનવિજયજીને પહેલાં દીક્ષા આપી અને શ્રીમાન્ હંસવિજયજીને પછી આપી. જો કે શ્રીમાન્ હંસવિજયજી શાંત સ્વભાવના હતા એટલે તેઓને તો મોટી દીક્ષા સાથે કામ હતું, નાના મોટાની ગણતરી તેમના મનમાં ન હતી; પણ તેમના કુટુંબે અને સગાંવહાલાંઓએ મોટો કોલાહલ કરી મૂક્યો. એટલાથી ન અટકતાં અનેક કાવાદાવાભરેલા કાગળો પૂજ્યશ્રી આત્મારામજી મહારાજને લખવા શરૂ કર્યા. આ ખટપટના કારણે મૂળચંદજી મહારાજ અને શ્રી આત્મારામજી મહારાજ વચ્ચે વૈમનસ્ય ઊભું થયું.

ચોમાસુ ઊતરતાં શ્રી આત્મારામજી મહારાજ સંવત્ ૧૯૪૧ ની સાલમાં અમદાવાદ પધાર્યા અને દલપતભાઈ શેઠના વંડામાં ઊતર્યા. અમદાવાદમાં પણ કેટલાક ગૃહસ્થોએ ખટપટ ઊભી કરી. બીજા ઉપાશ્રયના પંન્યાસો પાસે બાકીના સોળ સાધુઓને યોગોદ્‌વહન કરાવી મોટી દીક્ષા આપવાની ગોઠવણ કરવી શરૂ કરી; પરંતુ તે કાળના પંન્યાસો ડાહ્યા, સમજુ અને સંપને જાળવનારા હોવાથી ના પાડી જણાવ્યું કે મૂળચંદજી મહારાજના સંઘાડાના સાધુઓ વચ્ચે અમે કુસંપ કરાવવા માંગતા નથી. આ વાતની ખબર જ્યારે આત્મારામજી મહારાજને પડી ત્યારે ચોખ્ખું કહી દીધું કે **तुम बनीये लोग साधुओंके बीचमें क्यों पडते हों ? हमारे साधुओंका योगोद्वहन और बडी दीक्षा श्री मूलचंदजी महाराजजीके हाथसें ही होगी।** ત્યારબાદ દલપતભાઈ શેઠને ખાસ વડોદરે મૂળચંદજી મહારાજને વિનંતિ કરી તેડવા મોકલ્યા અને મૂળચંદજી મહારાજ અમદાવાદ પધાર્યા. તે વખતે જેવું સામૈયું મૂળચંદજી મહારાજનું થયું છે તેવું સામૈયું હવે પછી કોઈનું થાય એ સંભવિત નથી. બીજે દિવસે આત્મારામજી મહારાજ ઊજમબાઈની ધર્મશાળાએ મૂળચંદજી મહારાજને વંદન કરવા આવ્યા. તે વખતે મૂળચંદજી મહારાજ દાદર સુધી સામા ગયા. બંને ગુરુભાઈઓ ખૂબ પ્રેમથી ભેટ્યા. એક બીજાનાં નેત્રમાં હર્ષનાં આંસુ આવ્યાં. પછી મૂળચંદજી મહારાજને વંદના કરી, પોતાની કાંઈ પણ ભૂલ થઈ હોય તેની ગદ્‌ગદ્ કંઠે માફી માંગી. આ દરેક પ્રસંગ ઉપર આ સેવક હાજર હતો. એ બંને મહાપુરુષોનું ઐક્ય અને હૃદયની નિર્મળતા બતાવતું પ્રેમભરેલું મિલનનું દૃશ્ય પથ્થરને પણ પીગળાવી નાંખે તેવું હતું. ત્યારબાદ સાધુઓને યોગમાં દાખલ કર્યા અને મોટી દીક્ષા મૂળચંદજી મહારાજને હાથે અપાઈ.

## : નવી ખટપટ :

અમદાવાદમાં જે વખતે આત્મારામજી મહારાજ ચોમાસુ હતા તે વખતે ત્રણ થોઇવાળા રાજેંદ્રસૂરિ પણ પાંજરાપોળમાં ચોમાસુ હતા. ત્યાં પણ અમદાવાદના ખટપટી જૈનોએ, ત્રણ થોઇ ચાર થોઇની ચર્ચા તે વખતમાં નીકળતા ન્યાયદર્શન અને વડોદરા વત્સલ પેપરોમાં ઊભી કરી. તે ચર્ચાએ જ્યારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું ત્યારે પ્રેમાભાઈ શેઠે એકદમ પોતાને બંગલે સંઘને બોલાવ્યો અને સંઘ વચ્ચે ઠરાવ કરી, તે સત્તાધીશ પુરુષે પોતાની સહીથી એક હેન્ડબીલ બહાર પાડયું. તેમાં લખવામાં આવ્યું કે અમદાવાદખાતે શ્રી રાજેંદ્રસૂરિ અને આત્મારામજી મહારાજ વચ્ચે ત્રણ થોઇ ચાર થોઇ સંબંધી ચર્ચા બીલકુલ થઇ નથી. અમદાવાદમાંથી કોઇ પણ શ્રાવકે ત્રણ થોઇ સ્વીકારી નથી માટે રાજેંદ્રસૂરિવાળા તરફથી પેપરોમાં જે લખાણો આવે છે તે તદ્દન ખોટાં છે. તે લખાણોને કોઇએ પણ સાચાં માનવાં નહિ. બસ, હેન્ડબીલ બહાર પડયું કે તરત જ પેપરોમાં ચાલતી ચર્ચા બંધ થઇ અને ખટપટીઆઓના હાથ હેઠા પડયા. હાલ તો હું માત્ર જુદા જુદા પ્રસંગો જ લખીશ. ત્યારબાદ ઉપસંહારમાં આ લેખમાં મારું વક્તવ્ય શું છે તે હું જણાવીશ.

પાલીતાણાખાતે મહારાજશ્રીને આચાર્ય પદવી અપાણી. આથી મૂળચંદજી મહારાજને ઠીક ન લાગ્યું છતાં પોતે આચાર્ય પદવીના સંબંધમાં પોતાની પ્રસન્નતા બતાવી–અનુમોદના કરી. શ્રી આત્મારામજી મહારાજે આચાર્ય પદવી પ્રાપ્ત હોવા છતાં પણ શ્રી મૂળચંદજી મહારાજજીની હયાતી સુધી પોતાના શિષ્યોના યોગોદ્વહન–વડી દીક્ષા શ્રી મૂળચંદજી મહારાજજીની પાસે જ પ્રથમની પેઠે કરાવવાનો રિવાજ કાયમ રાખ્યો હતો. ત્યારબાદ શ્રી મૂળચંદજી મહારાજનો સ્વર્ગવાસ થઇ ગયો અને વિજયાનંદસૂરિ ( આત્મારામજી ) મહારાજ પંજાબ તરફ પધાર્યા. ગુજરાતના કમનસીબે તે પરમપૂજ્યનાં દર્શન ગુજરાતને ફરી થયા નહિ.

## : ઉપસંહાર :

વાંચકો ! નીવીમાં છૂટી મગની દાળ વધારેલી ખવાય કે નહિ તે પ્રસંગ તમોને સામાન્ય લાગશે અને તે સામાન્ય છે એ હું કબૂલ કરું છું, પણ ત્યાં મુદ્દો એક જ છે કે તે કાળના મુનિરાજો જુદા જુદા સંઘાડાના પૂજ્ય પુરુષોને કેવી ઉચ્ચ ભાવનાથી જોતા હતા કે જેથી પંન્યાસ શ્રી ઉમેદવિજયજી મહારાજે મગની દાળ ખવાય એટલું કહ્યું તેથી તકરારનો અંત તરત જ આવી ગયો. આવો સંપ આજે આપણા કમનસીબે એક સંઘાડાના સાધુઓમાં પણ દેખાતો નથી.

દિગ્ગજ પંડિત, સેંકડો સાધુઓના ઉપરી, વળી ગુજરાત, મારવાડ, પંજાબમાં જેઓની પંડિતાઇની બીજી કોઇ જોડ ન હતી એવા મહાપુરુષ વડીલોનો વિનય સાચવતા. વડીલો પણ પોતાની મોટાઇ એક બાજુ મૂકી નિરભિમાનપણે યોગ્ય પુરુષનો યોગ્ય સત્કાર કરવા સામા ચાલીને લેવા જતા અને ભેટતા. એક બીજાના નેત્રોમાંથી હર્ષનાં આંસુ ટપકતાં. શો અપૂર્વ પ્રેમ ! એક બીજાના દિલની વિશાળતા, એક બીજાની નમ્રતા તેઓમાં જે હતી તેવી હાલ

ક્યાંય છે? આવા પુરુષોના જીવનમાંથી શીખવાનું હોય તો એ જ છે કે તેમના તે ગુણો પોતાના વર્તનમાં મૂકવાની જરૂર છે.

શ્રાવકોએ પણ આ મહારાજશ્રીના જીવનના અવશેષોના અભ્યાસમાંથી એ શીખવાનું છે કે પોતાની નિર્માલ્યતા–બેદરકારી દૂર કરી, મોટાઓને પણ સત્ય કહી, તેમની ભૂલો સુધારવી જોઇએ. પ્રેમાભાઇ શેઠે જો રાજેંદ્રસૂરિ અને આત્મારામજી મહારાજ વચ્ચે દરમ્યાનગીરી ન કરી હોત તો ખટપટીઆઓ ત્રણ ચાર થોઇના બાના હેઠળ અમદાવાદખાતે મોટો ઝઘડો ઊભો કરત અને તેની ચિનગારી ગામો–ગામ ફેલાત; પરંતુ સવેળા પોતે પોતાની ફરજ બજાવી એટલે ભયંકર ઝઘડાનો તુરત જ અંત આવી ગયો.

હાલના શ્રાવકો પણ જો શાસનના હિતની ખાતર રાતી આંખ દેખાડી મુનિરાજોની થતી ભૂલોને સુધારવા પ્રયત્ન કરે તો હજુ પણ મોટા અને નાના આચાર્ય, પંન્યાસો અને મુનિરાજોમાં જે નિરંકુશતા દાખલ થઇ ગઇ છે, તેને લીધે કલેશના જે ભડકા સળગી રહ્યા છે, અને સાધુ સમાજની ઉત્તમતા બળીને ખાખ થઇ રહી છે તેમાં સુધારો થાય. જે જૈન અને જૈનેતરો એક કાલે જૈન મુનિધર્મની પ્રશંસા કરી રહ્યા હતા તે જ આજે નારાજ થઇ રહ્યા છે. એ પ્રસંગને દૂર કરવા પ્રેમાભાઇ શેઠ જેવાનું અનુકરણ જૈનો કરે એ હેતુથી પરમ પુરુષના જીવન સાથે આ વાત નિકટ સંબંધ ધરાવનારી હોવાથી તે લખવાની જરૂર પડી છે.

શ્રી વિજયાનંદસૂરિજીને શ્રી સંઘે આચાર્ય પદવી તો દીધી પણ પોતે પોતાની હયાતીમાં કોઇને પણ આચાર્ય પદવી આપી નહિ; કારણ કે આવી પરંપરા ચલાવવા તેઓ પોતે ખુશી ન હતા, નહિ તો તેમની સમીપે અનેક યોગ્ય મુનિરાજો અસ્તિત્વ ધરાવતા હતા છતાં આચાર્ય પદવીની જોખમદારી પોતે સમજતા હતા; પરંતુ પાછળથી, તેમના સ્વર્ગવાસ પછી શ્રી વિજયકમળસૂરિ આચાર્ય થયા એટલે એ ચેપી રોગ બીજા સંઘાડાઓમાં પણ શરૂ થયો. આજે એનું પરિણામ એ આવ્યું છે કે એકેક આચાર્ય પોતાના શિષ્યોમાંથી પોતાની હયાતીમાં ત્રણ–ત્રણ, ચાર–ચાર આચાર્યો બનાવી બેઠા છે. એ પરમ પૂજ્યના જીવન સંબંધમાં બીજાઓ ઘણું સારું લખશે પણ મને તો એમના જીવનમાંથી જે કાંઇ અનુકરણીય અભ્યાસ કરવા લાયક લાગ્યું તે મેં અહીં લખ્યું છે.

> સર્વ ગુણોમાં નમ્રતા, નિરભિમાનતા, એ મુખ્ય ગુણ છે એ ન ભૂલશો. જેનો રસ–કસ સૂકાઇ ગયો છે એવાં સૂકાં ઝાડ હંમેશાં અક્કડ બનીને ઊભાં રહે છે, પણ જેમનામાં રસ છે, જે પ્રાણી માત્રને મીઠાં–પાકાં ફળ આપે છે તે તો નીચા નમીને જ પોતાની ઉત્તમતા પૂરવાર કરે છે. નમ્રતાથી શરમાવાનું નથી. કોઇ ગાળ દે, અપમાન કરે, તો પણ આપણે ફળથી ઝૂકેલાં આમ્રતરુની જેમ સર્વદા નમ્રીભૂત બનીને લોકોપકાર કરવો. —શ્રી વિજયાનંદસૂરિ



[ ગચ્છ કે મતના ભેદ મહાપુરુષોને મુંઝવી શકતા નથી. મહારાજશ્રી આત્મારામજી એ જ કોટીના મહાપુરુષ હતા, એમ બતાવવા પંન્યાસ શ્રી રિદ્ધિમુનિજી શ્રી મોહનલાલજી મહારાજ સાથેના એ વખતના થોડા યાદગાર પ્રસંગો આ લેખમાં વર્ણવે છે. ]

આજથી લગભગ અરધી સદી પૂર્વે જૈનશાસનમાં બે મહાપુરુષો પોતપોતાની લાક્ષણિક ઢબે શાસનની ઉન્નતિના ધ્વજને ઊંચે ને ઊંચે ફરકાવી રહ્યા હતા. બન્ને એક જ શાસનના સમકાલીન મહાપુરુષો હતા. તેમના પુણ્યશ્લોક નામોથી જૈન સમાજમાં ભાગ્યે જ કોઈ અપરિચિત હશે. તે મહાપુરુષો તે અન્ય કોઇ નહીં પણ શ્રીમદ્ આત્મારામજી મહારાજ અને શ્રીમાન્ મોહનલાલજી મહારાજ.

મહાન્ પુરુષોની મહત્તા તેમની સરળતામાં અને અન્યને મોટા બનાવવામાં હોય છે. તેઓ કદી પણ ગચ્છ–મતના ક્ષુદ્ર ઝગડાઓમાં ખેંચાતા નથી. શ્રી આત્મારામજી મહારાજ અને શ્રી મોહનલાલજી મહારાજ વચ્ચે એવો જ સુંદર અને અસ્ખલિત પ્રેમભાવ હતો તે દર્શાવનારા અનેક પ્રસંગો બનેલા છે, પરંતુ અહીં તો જે પ્રસંગો નજરે જોવાયેલ છે તેનો જ ઉલ્લેખ કરેલ છે. આશા છે કે જૈન સમાજ આ પુણ્ય–સંભારણું વાંચીને પોતાના યથાર્થ કર્ત્તવ્યને પંથે પડે–અસ્તુ !

આત્મારામજી મહારાજ સુરતમાં ચોમાસુ રહ્યા હતા. ચાતુર્માસ પૂર્ણ થયા બાદ મહારાજશ્રીએ વિહારની તૈયારી કરી ત્યારે ત્યાંના સંઘના આગેવાનોએ આત્મારામજી મહારાજને પૂછયું કે: ‘ સાહેબ ! આપ તો પધારો છો, પરંતુ આપના જેવા બીજા કોઇ મહાપુરુષ વર્ત્તમાનમાં વિદ્યમાન છે ખરા કે જેને અમે અમારે આંગણે લાવીને શાસનની પ્રભાવના કરીએ.’ જવાબમાં મહારાજશ્રીએ કહ્યું કે: ‘ શ્રીમાન્ મોહનલાલજી મહારાજ નામના એક મહાપુરુષ અત્યારે મારવાડની ભૂમિમાં વિચરે છે. તેમને જોશો તો મને પણ ભૂલી જશો. ’ અર્થાત્ કે તેઓ પણ મહાન્ વિદ્વાન્ અને જિનશાસનનો ઉદ્યોત કરનાર છે. આ પ્રમાણે શ્રી મોહનલાલજી મહારાજની ગેરહાજરીમાં શ્રી આત્મારામજી મહારાજે મોહનલાલજીની કીર્તિરૂપ સુગંધને ફેલાવી. ત્યારબાદ તુરતમાં જ સુરતના સંઘે શીરોહીના દીવાન શ્રી મીલાપચંદભાઇ કે જેઓ સુરતના વતની હતા તેમને પૂછાવ્યું કે શ્રી મોહનલાલજી મહારાજ હાલમાં કયાં છે ? જવાબમાં મહારાજશ્રી શીરોહીમાં છે એવા ખબર મળતાં સુર-

न्यायांभोनिधि जैनाचार्य श्री १००८ श्रीमद् विजयानंदसूरि-
श्री आत्मारामजी महाराजना समकालिन—



१००८ सुप्रसिद्ध श्री मोहनलालजी महाराज.

१००८ सुप्रसिद्ध श्रीमान् मोहनलालजी महाराजना शिष्य—



पंन्यासजी श्री ऋद्धिमुनिजी महाराज.

पृ. ४० वि. १

તના આગેવાન ગૃહસ્થો ત્યાં ગયા અને મોહનલાલજી મહારાજને સુરત પધારવા વિનંતિ કરી. પ્રત્યુત્તરમાં શ્રી મોહનલાલજી મહારાજે કહ્યું કે:—

'मैं जब उस प्रदेशमें आउंगा तब देखुंगा।'

*  *

શ્રીમદ્ આત્મારામજી મહારાજ મારવાડ તરફ વિહાર કરતાં ધોલેરામાં પધારેલા. તે જ અરસામાં શ્રી મોહનલાલજી મહારાજ ત્યાં આવવાના સમાચાર જાણીને શ્રી આત્મારામજી મહારાજે ધોલેરાના સંઘને ખાસ પ્રેરણા કરીને મોહનલાલજી મહારાજનું ધામધૂમપૂર્વક સામૈયું કરાવ્યું અને તેમને લેવા માટે ઉપાધ્યાય વીરવિજયજી, પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી તથા શ્રી હંસવિજયજી મહારાજ આદિને સામા પણ મોકલ્યા. તેમ જ અન્યાન્યનો વંદન–વ્યવહાર પણ જાળવ્યો હતો. અત્રે વિષયાંતર કરીને પણ તે સમયે બની ગયેલ બીજી ઘટનાને જણાવવી યોગ્ય લાગે છે. શ્રી મોહનલાલજી મહારાજ ધોલેરાથી શ્રી આત્મારામજી મહારાજથી જુદા પડીને પાલીતાણે પધાર્યા અને ખૂબ હર્ષપૂર્વક સિદ્ધગિરિજીની યાત્રા કરી. તે અરસામાં તેમના સાંભળવામાં આવ્યું કે ભાવનગરમાં અત્યારે શ્રીમાન્ વૃદ્ધિચંદ્રજી મહારાજ ખૂબ બીમાર છે. તે ખબર જાણતાં શ્રી મોહનલાલજી મહારાજે શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજને મળવાના ઇરાદાથી ભાવનગર તરફ વિહાર કર્યો. એ ખબર શ્રી વૃદ્ધિચંદ્રજી મહારાજને મળતાં તેમણે ત્યાંના સંઘના આગેવાનોને ખાસ સૂચના કરીને શ્રી મોહનલાલજી મહારાજનું ખૂબ ધામધૂમપૂર્વક સામૈયું કરાવ્યું અને તેની સાથે પંન્યાસ શ્રી ગંભીરવિજયજી આદિ મુનિઓને લેવા માટે સામા મોકલ્યા. એ રીતે તે કાળના બન્ને મહાપુરુષો એક બીજાને આનંદપૂર્વક કોઇ પણ જાતના સંકોચ વિના મળ્યા. આ બધી ઘટનાઓમાં તે મહાપુરુષોની અન્યાન્ય પ્રત્યેની ઉદારદૃષ્ટિ, ગચ્છના મમત્વથી રહિતપણું અને નિર્દોષ સરળતા તેમના પ્રત્યેક વ્યવહારમાં જણાઇ આવે છે. તેમની આવી મહત્તાથી જ આજે સમગ્ર જૈન સમાજને તેમના પ્રત્યે અપૂર્વ માન છે, કેમકે તેમનામાં મારા–તારાપણું કરતાં શાસનની દાઝ અને સમાન મહાપુરુષોની સાથે મળતાપણું–સૌજન્ય–એ મુખ્યત્વે જોઇ શકાય છે.

*  *

શ્રીમદ્ આત્મારામજી મહારાજની આજ્ઞાથી અમેરિકાની સર્વ ધર્મ પરિષદમાં હાજરી આપીને–ત્યાં જૈનધર્મનો સુંદર પ્રચાર કરીને–સ્વ૦ વીરચંદ રાઘવજી ગાંધી તુરતમાં જ પાછા ફરેલા. તે વખતના મુંબઇનું માનસ અત્યારના કરતાં તદ્દન જુદા જ પ્રકારનું વર્તતું હતું, અર્થાત્ કે ગમે તે કારણે પણ યૂરોપ જનાર ધર્મથી ભ્રષ્ટ થઇ જ જાય એવી માન્યતાનાં મૂળ ઊંડાં ગયાં હતાં અને તેથી શ્રી વીરચંદભાઇના યૂરોપ–ગમન માટે લોકોમાં ખૂબ ઊહાપોહ થઇ રહ્યો હતો. સૌ પોતપોતાનો અભિપ્રાય દર્શાવતા હતા. એકંદર તે વખતનું મુંબઇનું વાતાવરણ ઉકળાટભરેલું હતું. તે સમયે શ્રી મોહનલાલજી મહારાજ મુંબઇમાં બિરાજતા હતા. શ્રી

આત્મારામજી મહારાજને જ્યારે આવા ઉગ્ર વાતાવરણની ખબર પડી ત્યારે તેમણે મુંબઈના સંઘના આગેવાનોને કહેવરાવ્યું કે શ્રી મોહનલાલજી મહારાજ આ વિષે જેમ કહે તેમ માર્ગ કાઢવો. આથી તે વખતના સંઘના આગેવાનો શેઠ વીરચંદ દીપચંદ તથા શેઠ પ્રેમચંદ રાયચંદ વિગેરે સામાન્ય જનતાને કાબૂમાં રાખીને મોહનલાલજી મહારાજ પાસે આવ્યા અને હવે આ સંબંધમાં શું કરવું ? તે પૂછયું. પ્રત્યુત્તરમાં મહારાજશ્રીએ કહ્યું કે દરિયાપાર જવા માટે શ્રી વીરચંદ ગાંધીએ જિનેંદ્ર પ્રભુની એક સ્નાત્રપૂજા ભણાવવી. સૌએ આ ફેંસલાને વધાવી લીધો અને એ રીતે ઉગ્ર વાતાવરણ શાંત પડયું.

* *

સંવત્ ૧૯૫૩ ના જેઠ વદિ ૮ ના પ્રભાતે શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગગમનના સમાચાર ચારે તરફ ફરી વળ્યા. આ દુઃખદ ખબરથી દરેક ગામોના શ્રી સંઘમાં શોક અને ગ્લાનિની કાલીમા છવાઇ ગઈ. તે સમયે શ્રી મોહનલાલજી મહારાજ વાલકેશ્વર ઉપર શ્રી ચુનીલાલ સાંકળચંદનાં બંગલામાં બિરાજતા હતા. તેમણે જ્યારે આ ખેદજનક સમાચાર સાંભળ્યા ત્યારે ગદ્ગદિત કંઠે કહ્યું કેઃ "જૈનશાસનનો એક મહાન સ્થંભ આજે આપણી વચ્ચેથી અદૃશ્ય થયો છે. મારી જમણી ભુજા ગઈ હોય તેવું મને જણાય છે." એ કહેતાંની સાથે જ તેમણે મંડળીને કહ્યું કે–"આહારપાણી પછી કરાશે પણ પહેલાં શ્રી આત્મારામજી મહારાજના સ્વર્ગગમનના દેવ વાંદીએ." એ ક્રિયા સમાપ્ત થયા બાદ તારથી ખબર મળ્યા કે વિરોધીઓએ શ્રી આત્મારામજી મહારાજ માટે ખોટી અફવા ફેલાવી હતી અને તેના પરિણામે તપાસ કરવા માટે તેમના દેહની રક્ષા ( રખ્યા ) ને સરકારી અમલદારોએ અટકાવેલ છે. આ ખબર મળતાં શ્રી મોહનલાલજી મહારાજે આગેવાન ગૃહસ્થોને ભેગા કર્યા અને તત્કાળ તે કાર્યના નિવારણાર્થે એક ફંડ કરાવ્યું જેમાં તેજ વખતે ૫–૭ આગેવાનોમાંથી લગભગ રૂા. ૩૦૦૦૦ થઈ ગયા. તે ફંડ કરવાની સાથે મુંબઈમાંથી મોટા પ્રમાણમાં પંજાબના આગેવાન સરકારી અફસર ઉપર આત્મારામજી મહારાજની નિર્દોષતા જાહેર કરતા હજારો તારો કરાવ્યા. છેવટે વિરોધીઓનું કંઇ પણ ચાલ્યું નહીં અને તે પ્રસંગ શાન્તિથી ઉકલી ગયો.

આ મહાપુરુષોનું અરસપરસ આવું ઉચ્ચ વર્તન જો દૃષ્ટિ સન્મુખ રાખીને વર્તવામાં આવે તો આજે જૈન સમાજમાં ચાલી રહેલા અનેક ઝગડાઓ એક ક્ષણ પણ ટકી શકે ખરા કે ?

જૈન ધર્મ અને જૈન સમાજના ઇતિહાસમાં ઊંડું અવગાહન કરતાં સર્વજ્ઞ અને સમયજ્ઞ વિભૂતિઓએ એનાં મૂળ દૃઢ કરવામાં જે ભાગ ભજવ્યો છે એ ન ભુંસી શકાય તેવો છે, એમ વિના સંકોચે કબૂલવું પડે છે.

સર્વજ્ઞ અને સમયજ્ઞ એ શબ્દ–યુગલ પ્રથમ દૃષ્ટિએ ન્હાનકડું જણાય છે, પણ એમાં ઊંડાણથી જોતાં તીર્થંકરો, સામાન્ય કેવલીઓ, શ્રુતકેવલીઓ, ગણધર મહારાજાઓ, પ્રાભાવિક આચાર્યો અને પોતામાં રહેલ એક યા અન્ય પ્રકારની પ્રભાવિકતા કે વિશિષ્ટતાથી જન સમાજનું કલ્યાણ કરનાર પ્રત્યેક આત્માનો સમાવેશ થઈ જાય છે.

વિશિષ્ટ જ્ઞાનબળથી સર્વજ્ઞ ધર્મતત્ત્વના મંડાણ કરે છે. શાશ્વત વસ્તુઓને–સનાતન સત્યોને–મૂળભૂત સિદ્ધાંતોને પ્રથમ કેવળજ્ઞાનરૂપ આરિસામાં જોનાર સર્વજ્ઞ, એની રજુઆત સીધી, સાદી અને ટૂંકી તેમ જ સમજવામાં ઝાઝી મુશ્કેલી ન પડે તેવી ભાષામાં કરે છે. પણ એ સુવર્ણ–યુગ લાંબા સમય સુધી ચાલતો નથી. સર્વજ્ઞો કાંઇ ડગલે ને પગલે ઉદ્ભવતા નથી એટલે એ બધો વારસો સમયજ્ઞોના હસ્તમાં સોંપાય છે અને પેઢી ઉતાર આગળ વધે છે.

જ્ઞાનીના શબ્દોમાં કહીએ તો દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ પ્રમાણે અને પ્રચલિત વાણીમાં વદીએ તો દેશકાળાનુસારે એમાં ઉચિત પરિવર્તન થયાં કરે છે. તત્ત્વો–સિદ્ધાંતો બદલાતા નથી જ પણ એની પ્રરૂપણા સમજાવવાના પ્રકાર, એને આલેખવાની ઢબ, ઉચ્ચારવાની ભાષા અને એને દૃઢ કરવા માટે અપાતા દૃષ્ટાન્તો કે યુક્તિઓ એ જુદા જુદા વ્યક્તિત્વને લઈ જરૂર બદલાય છે જ. જન–સ્વભાવને એક ને એક વસ્તુ એક ને એક રૂપે જોવા–જાણવાની રુચતી જ નથી. 'मुंडे मुंडे मतिर्भिन्ना' એ ન્યાયે એકની એક વસ્તુ ભિન્ન ભિન્ન વ્યક્તિઓના હસ્તમાં જઈ રૂપાંતર પામે એ સહજ સમજાય તેવું છે. આમ તત્ત્વોની શાશ્વતતા ટકી રહેવા છતાં એનો વિસ્તાર વધતો જાય છે. એ કાર્યમાં

# સમયજ્ઞ સંત

શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી

[ દેશભક્તિ અને ધર્મભક્તિ સાથે સમયભક્તિની પણ ગણના થવી જોઇએ. જેમને પોતાના સમયને વિષે ભક્તિભાવ ન હોય, વીસમી સદીના સમયમાં જન્મવા છતાં જે બારમી–તેરમી સદીનાં સ્વપ્ન સેવતો હોય તે ભલે સમર્થ, શાસ્ત્રજ્ઞ હોય તો પણ એના સમયમાં એની કંઇ જ કીંમત નથી રહેતી. સ્વ. આત્મારામજી બીજી બધી રીતે સમર્થ હતાઃ તેમ સમયજ્ઞ પણ હતા. એમણે સમયને ઓળખ્યો અને તેનો બની શક્યો તેટલો સદુપયોગ પણ કર્યો. રા. ચોકસી, એ સ્વર્ગસ્થ સૂરિવરની સમયજ્ઞતાને સ્પષ્ટ કરી બતાવે છે. ]

મોટો ફાળો આપનાર વર્ગ સમયજ્ઞોનો જ હોય છે. પોતપોતાના સમયની–માનવ સ્વભાવની–જરૂરીયાતો તેઓ પીછાને છે. એ વાત ધ્યાનમાં લઇ સર્વજ્ઞપ્રણીત સિદ્ધાંતોને જનરુચિને અનુરૂપ બીબાંમાં ઢાળે છે અને પ્રચાર કરી આત્મકલ્યાણ સાથે જનકલ્યાણ સાધવામાં ઉદ્યુક્ત રહે છે. સમયને યથાર્થરૂપે ઓળખનાર હોવાથી જ તેઓ સમયજ્ઞો કહેવાય છે.

જૈન ધર્મનો ઇતિહાસ જોતાં ઉપરોક્ત પ્રકારના સમયજ્ઞ મહાત્માઓની સંખ્યા નાનીસૂની નહિં જણાય. આજે અહીં તો માત્ર એમાંના એક જે એ શ્રેણીના છેવટનાં ભાગે આવે છે છતાં આપણી નજીકમાં માત્ર સો વર્ષના અંતરાળે જન્મ્યા હતા તેમની વાત કરવાની છે. પોતાના જીવન દરમિયાન પ્રાપ્ત થયેલ સામગ્રીબળથી તેઓશ્રીએ જે સેવા બજાવી છે તેનું માત્ર ટૂંકમાં દર્શન કરવાનું છે. તેઓશ્રીનું નામ આત્મારામજી છે. એ જેટલું અર્થસૂચક છે એટલું જ આત્મસ્વરૂપ પીછાનનાર આત્માઓને પ્રિય પણ છે.

આત્મારામનો બાપીકો ધર્મ તો જુદો હતો, કેમકે તે ક્ષત્રિયકુળમાં જન્મ્યા હતા; પણ સંયોગોવડે તે એવી સ્થિતિમાં મૂકાયા કે એમને જૈનોનો સહવાસ થયો અને એના પરિણામે તે સામાયિક, પ્રતિક્રમણ, નવતત્ત્વ આદિનું સ્વરૂપ સમજ્યા. ત્યારથી જ જૈનધર્મ પ્રતિ હૃદયમાં લગની લાગી. જ્યાં બાલ્યકાળ વટાવી યુવાનીના આરે પગ મૂકે છે ત્યાં 'ભાવતું હતું ને વૈદ્યે કહ્યું' એ ઉક્તિ અનુસાર સ્થાનકવાસી સાધુઓ નામે ગંગારામ અને જીવણરામનો તેમને યોગ સાંપડ્યો. પરિચયથી જૈન ધર્મના સુંદર તત્ત્વોપ્રતિ રુચિ વધવા માંડી, સાંસારિક વૃત્તિઓ તરફનો સ્નેહ ઓગળવા લાગ્યો અને વૈરાગ્ય ભાવનો પ્રાદુર્ભાવ થયો. એ જોતાં જ પાલક–પિતા જોધમલે કોમળ સ્વરે કહ્યું:

"બેટા! દેવીદાસ (આત્મારામનું વ્હાલસોયું નામ), તું મારો ધર્મપુત્ર છે. મારી મીલકતના ત્રીજા હિસ્સાનો ભાગીદાર છે. તારા લગ્ન કરવાની હું પેરવીમાં છું. શા સારુ દીક્ષાના મોહમાં તણાય છે?"

આમ એક બાજુ સંસારના પ્રલોભન ખેંચી રહ્યાં હતાં. કંચન અને કામિનીનાં આકર્ષણોવડે જગતનો મોટો ભાગ લોભાય છે તેમ આત્મારામ પણ લોભાય તો એમાં આશ્ચર્ય જેવું નહોતું જ, પણ અહીં જ ક્ષાત્રતેજ ઝળકી ઊઠયું, વૈરાગ્યની સાચી છાપ હવે જ પ્રકાશી ઊઠી. ઉપરલો રંગ ઊડી જવા સંભવ છે પણ જે અંદરલો–ખરો રંગ બેઠો હોય છે એ કેટલાં ય નિમિત્તો ઉપસ્થિત થાય છતાં ઊડી નથી જતો. તેથી જ એ સાચો ગણાય છે, માટે જ એની ચોળમજીઠ સાથે સરખામણી થાય છે. આત્મારામે આત્માના નાદને પીછાની કનક–કાન્તાની લાલસાને ફગાવી દીધી અને વડીલોને સમજાવી જીવણરામ પાસે દીક્ષા લીધી.

સંતો, મહંતો કે સાધુ પુરુષો માત્ર ક્ષત્રિય જાતિમાંથી જ થયા છે એવું તો નથી. બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્ર તરિકે ઓળખાતી વર્ણોએ પણ એમાં ફાળો નોંધાવ્યો છે. આમ છતાં ક્ષત્રિય વંશ પર જે જાતનો ભાર મૂકવામાં આવ્યો છે અને કલ્પસૂત્રમાં એક કરતાં વધુ પ્રસંગોમાં એની નોંધ લેવાઈ છે તે અસ્થાને તો નથી જ. ક્ષાત્રવૃત્તિમાં કોઇ અજબ જાદુ ભર્યો છે. એનો નિરધાર પાષાણ-સ્થંભ સમ દૃઢ ને સ્થિર હોય છે. એક વાર નિશ્ચય કર્યો એટલે પછી એ સામે પ્રલોભનોની ઝડી વરસે છતાં એ નહિં જ ફરવાનો. આ જાતના અડગ નિશ્ચયી જનો કાર્યસિદ્ધિમાં વિજયશ્રીને વરે છે, એ વાતની કોણુ ના પાડી શકે તેમ છે? આત્મારામના ક્ષાત્રતેજનો આ તો હજુ માત્ર ચમકારો છે; બાકી એનું યથાર્થ સ્વરૂપ જોવાનું તો આપણને હજુ હવે સાંપડે છે.

## શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી

જ્યાં સંસારની ખટપટને લાત મારી ત્યાં પછી બાકી રહી એક જ તમન્ના, જ્ઞાનપ્રાપ્તિની. રોજના ત્રણુ સો શ્લોકો કંઠસ્થ કરવા જેટલી શક્તિ હતી. એને મન અભ્યાસ એ તો ચાલુ સદોદિત પુરુષાર્થ. જોત-જોતામાં સ્થાનકવાસી સંપ્રદાયનાં બત્રીશ શાસ્ત્રો ભણી લીધાં. હવે જ સમયજ્ઞતાનો પ્રથમ પ્રસંગ આવી ચૂક્યો. ક્ષાત્રતેજની કસોટીની પળ ઉપસ્થિત થઇ. સ્થાનકવાસી સંપ્રદાય શાસ્ત્ર–સાહિત્યની ચાવીરૂપ વ્યાકરણુને વ્યાધિકરણુરૂપ માનતો હોવાથી એના અભ્યાસની માથાકૂટમાં તે પડતો નહોતો. માત્ર ટબા ઉપરથી જ અર્થો શીખાતા–કહેવાતા–તેમાં અનેક મતભેદ થતા–શંકાસ્થાન આવતાં. તેના નિરાકરણુમાં અરાજકતા રહેતી–મનની તૃપ્તિ થતી નહિ. મનોમંથન પછી આત્મારામજીએ બળવાનો શંખ ફૂંક્યો. અભ્યાસ દરમિયાન એમણે જોઇ લીધું કે પોતાને જે જ્ઞાન મળ્યું છે તે વિશાળતા અને અર્થવિશદતા માગે છે, ખરી પ્રભા અવરાઈ ગયેલી છે. સંપ્રદાય જે રીતે મૂર્તિનો નિષેધ કરી રહેલ છે તેવું તો કંઇ મૂળ શાસ્ત્રકથનમાં જડતું નથી. શાસ્ત્રમાં એવા પાઠો નયનપથમાં આવે છે કે જે પરથી મૂર્ત્તિપૂજા સિદ્ધ થાય છે. વળી એ પણુ નક્કી કર્યું કે પોતે આજે જે જાતની ક્રિયા કરી રહેલ છે તે શાસ્ત્રસિદ્ધ નથી.

જ્યાં હૃદયનો આ નિરધાર જોરશોરથી વ્યક્ત થતો ગયો ત્યાં લલચાવી–પટાવી–મનાવી લેવાના પ્રયાસો થાય તે આત્મારામજી સામે નિષ્ફળ નિવડે તેમાં નવાઇ નથી. વળી આત્મારામજીમાં કીર્ત્તિ અને મહત્તાના લોભ કરતાં સત્ય અને આત્મકલ્યાણુ પરત્વે બહુમાન વધારે હતું. એમનામાં સાચા ક્ષત્રિયને શોભે તેવું ખમીર હતું. સ્વીકૃત સિદ્ધાંતની માંડવાળ કરવામાં કે આપબડાઇ વધારવામાં આત્માની શુદ્ધ પ્રતિષ્ઠા નથી એ વાત તેમના હૃદયમાં દૃઢ થઇ હતી.

આત્મારામજી સંપ્રદાયનો મોહ ત્યજી સત્યનો ઝુંડો ફરકાવવા મેદાને પડ્યા. આ સમયે ચોતરફ વિરોધનાં વાદળ ઘેરાયાં હતાં. માત્ર આહારપાણી–નિષેધ કે વસતી ન મળવારૂપ કષ્ટો જ સામે હતા એમ નહિ પણુ જીવન જોખમાવે તેવી જાળો પથરાઇ હતી. એક તરફ લાંબા કાળથી જામી પડેલ સંપ્રદાયનો સામનો કરવો અને બીજી તરફ પોતે જે વાત સમજેલ તે શ્રાવક વર્ગના ગળે ઊતારી એની જડ નાખવારૂપ વિકટ કાર્ય હતું. પોતે ઘણા સાથીઓ સાથે બહાર પડ્યા હતા અને ધીમે ધીમે એમનામાં દલીલપુરસ્સર સિદ્ધાંતની વાતોનું રહસ્ય ઊતાર્યું હતું એટલે તે સર્વ પંજાબના જુદા જુદા ભાગોમાં અડગ નિશ્ચયથી ઘુમ્યા અને થોડા સમયમાં પ્રબળ વિરોધનો ઝંઝાવાત જોરશોરથી ચાલુ છતાં નવું ક્ષેત્ર તૈયાર કરી શક્યા. મૂર્તિપૂજામાં માનનાર અને સિદ્ધાંતના હાર્દને સમજનાર શ્રાવક સમુદાય ઊભો કરી શક્યા. સંસારત્યાગ કરતાં પણુ કઠિન એવા સાંપ્રદાયિક મોહત્યાગનું આ રીતે મંગળાચરણુ કરી જ્યાં સ્થાનકવાસી ને આર્યસમાજીસ્ટોના ભેરીનાદો અહર્નિશ મૂર્તિપૂજા સામે સંભળાઇ રહ્યાં છે એવા ક્ષેત્રમાં પુનઃ મૂર્તિપૂજનના મંડાણુ કર્યાં–મૂર્તિપૂજા પ્રત્યે પ્રેમ જગાડ્યો–ભાવપૂર્વક પૂજા કરવાને તત્પર શ્રદ્ધાળુ સમાજ સરજાવ્યો.

પૂજક–સંખ્યાવૃદ્ધિના પ્રમાણુમાં પૂજ્ય સામગ્રીની અછત હતી. વળી સર્જન કરનાર વિભૂતિ પ્રખર ને પ્રભાવશાળી હોવા છતાં માથે ગુરુસ્થાપન કરવાના એને કોડ હતા. સિદ્ધાંતનો મર્મ સમજેલાને સાચા વિધાનની ભૂખ હતી. પોતે સંવેગીપણાને સ્વીકાર્યું હતું છતાં ગુરુસમક્ષ વિધિ સહિત એ ક્રિયા આચરવાની હૃદયેચ્છા હતી. એ બધાં કારણોએ, પંજાબમાં કામ પડતાં જ સમયજ્ઞ આત્મારામજીએ પોતાની દૃષ્ટિ ગુજરાત પ્રતિ વાળી. માર્ગમાં આવતાં તીર્થોની વંદના કરતો આત્મારામજી મહારાજનો સાધુ સમુદાય અમદાવાદ આવી પહોંચ્યો. સંઘે ભાવભીનું સ્વાગત કર્યું.

અમદાવાદમાં બિરાજતા શ્રી બૂટેરાયજી ( બુદ્ધિવિજયજી ) મહારાજને પંજાબના આ સાધુ-સંઘે પોતાના ગુરુપદે સ્થાપ્યા. ગુરુમહારાજ પણ વિદ્વાન ને વાદકુશળ શિષ્યને પામી આનંદિત થયા. જે વેળા ભલભલા મુખ્ય પુરુષો પણ સીધા સંસ્કૃત, પ્રાકૃત કે માગધી સાહિત્ય પાસે પહોંચી શકતા નહીં-અર્થઉકેલમાં એમને પણ ટબાની સ્હાય લેવી પડતી ત્યાં સંસ્કૃત સાહિત્યના જ્ઞાતા અને ધર્મશાસ્ત્રોમાં જેમના જ્ઞાનની અગાધતા છે એવા આત્મારામજી મહારાજે નવો યુગ પ્રવર્તાવ્યો. યુક્તિ, પ્રમાણ અને ન્યાયનાં સાધનો મારફતે ખોટી પ્રરૂપણાના ને ક્ષુદ્ર મતભેદોનાં ઘનઘોર વાદળો ભેદી નાખ્યાં. સમયજ્ઞ સંતની દલીલપુરસ્સર છણાવટ કરવાની શક્તિનો એક વધુ પુરાવો પ્રાપ્ત થયો. શ્રીયુત સુશીલના શબ્દોમાં કહીએ તો—

"વિજયની અનેકવિધ કલગી ધારણ કરનાર આત્મારામજીના મુકુટમાં, શાંતિસાગર સાથેની ચર્ચાએ એક નવો જ હીરો ઉમેર્યો. સમર્થ યુગપ્રભાવકોની પરંપરામાં જે એક કડી ખૂટતી હતી તે આત્મારામજી મહારાજના પ્રતાપે જૈન સંઘને હાથ આવી."

આત્મારામજી મહારાજે પોતામાં રહેલ શક્તિનો પરચો ટૂંક સમયમાં પુનઃ દાખવ્યો. સુરતમાં ઢુંઢકમુનિ તરફથી એક પુસ્તક બહાર પડયું હતું, જેનાથી ઘણા શ્રદ્ધાળુઓનાં દિલ દુભાયાં હતાં એ ગ્રંથનો જડબાતોડ જવાબ વાળી શ્રાવક સમુદાયની છિન્નભિન્ન થતી સ્થિતિને અટકાવી.

એ સંબંધમાં ભાઈશ્રી સુશીલના નિમ્ન વચનો ઠીક પ્રકાશ પાડે છે. એમાં આ મહારથીમાં રહેલ દિવ્ય જ્ઞાન-દૃષ્ટિનાં અને શાસન પ્રત્યેના અડગ રાગનાં દર્શન થાય છે.

"આજે આટલાં વર્ષે આત્મારામજી મહારાજનું એટલે કે એમની શક્તિનું મૂલ્ય આંકવું જરા કઠિન વાત છે, પણ જૈન સમાજની છેલ્લા થોડાક જ દશકાની છિન્નભિન્નતાનો જે કોઇ વિચાર કરશે, અતિ નજીવા વિચારભેદ કે પ્રથાભેદને લીધે દાવાનળની જેમ સૂકાની સાથે લીલાને પણ બાળી નાખનારા અંદર-અંદરના વિગ્રહો, કુસંપ અને ભોરીંગની જેમ ફુંફાડા મારતા અભિમાનનાં સરવૈયાં કાઢશે તે સમાજ યા તો સંઘનું સુકાન પોતાના હાથમાં રાખી રહેલા અને અવારનવાર ખરાબા-ખડકો સાથે અથડાઇ જતા વહાણને બચાવી લેવા બહાર પડતા એક શાસન-મહારથીની શક્તિ અને શાસન-ભક્તિનું થોડું પણ મૂલ્ય આંકી શકશે."

આમ યુગપ્રભાવી સંતની સાધુતાની સુવાસ, વિદ્વત્તાની કીર્તિ અને યુક્તિપુરસ્સર સામાના હૃદય પર સચોટ છાપ પાડવાની શક્તિનાં યશોગાન દેશ-દેશાંતર વિસ્તરવા માંડ્યાં. લાંબા સમયથી સેવેલી અભિલાષા શત્રુંજય અને ગિરનારના પ્રત્યક્ષ દર્શનથી પૂર્ણતાને પામી. કાઠિયાવાડનાં કેટલાયે સ્થળોમાં આ મહાત્માનાં પગલાંથી આનંદની વર્ષા વરસી રહી. જૈન ધર્મનાં અમોઘ સત્યો મધુર વાણીમાં હિંદી ભાષામાં શ્રવણ કરવાનો જનતાને સુયોગ સાંપડયો, ખરું જ કહ્યું છે કે-'સંતોના તો પગલે પગલે ઋદ્ધિ-સિદ્ધિ હોય છે.'

આ વર્ષો દરમિયાન પંજાબમાં મૂર્તિઓ પહોંચી હતી. પ્રતિષ્ઠા કરાવવાની અને નવીન ક્ષેત્રમાં શ્રદ્ધાનાં વાવેતર ઊંડા કરવાની જરૂર હતી એટલે આત્મારામજી મહારાજ પુનઃ ત્યાં પહોંચ્યા.

'વહેતાં પાણી નિર્મળાં' તેમ સાધુઓ તો વિચારતા જ શોભે.

નવ વર્ષના ગાળા પછી જૈન સમાજનો આ તેજસ્વી દીપક એક વાર ફરીથી ગુજરાત તરફ કદમ ભરે છે ને જ્યોતિ ફેંકે છે. માર્ગમાં ભાવિક હૃદયોને ઉપદેશ-વારિથી નવપલ્લવિત કરતા કરતા, કેટલાકની શંકાના સમાધાન કરતા, વ્યાખ્યાન શૈલીની વિશિષ્ટ પદ્ધત્તિથી જૈનેતરોને આકર્ષતા અને નવીન ગ્રંથોની રચના કરતાં તેઓશ્રી સંવત્ ૧૯૪૩ માં મહાતીર્થ શત્રુંજયની પુનિત છાયામાં પગલાં માંડે છે. દેશ-દેશાવરથી આગેવાનો આવે છે અને મહારાજશ્રીના મસ્તકે સૂરિ પદવીનો અભિષેક કરે છે.

આચાર્ય પદવી એ જૈન સંઘ તરફનું મોટામાં મોટું માન છે. જૈન ધર્મના સિદ્ધાંત પ્રમાણે એ પદનો નંબર ત્રીજો છતાં વર્તમાન કાળની અપેક્ષાએ સર્વશ્રેષ્ઠ છે. એ વેળા પાલીતાણામાં લગભગ પાંત્રીશથી ચાલીશ હજાર યાત્રાળુઓ એકત્ર થયા હતા. ગુજરાત-કાઠિયાવાડના આગેવાનો ઉપરાંત બંગાલ, પંજાબ, કચ્છ, મારવાડ અને મહારાષ્ટ્રના પ્રતિષ્ઠિત પુરુષો પણ હાજર હતા. એ બધાના ઉછળતા ભાવો વચ્ચે એક સમયના દીત્તા ઉર્ફે દેવીદાસ, બીજા સમયના સ્થાનકમાર્ગી સાધુ આત્મારામ, પાછળથી સંવેગી દીક્ષા પ્રાપ્ત કરી મૂર્તિપૂજક સંપ્રદાયમાં આત્મ-ઓજસ્વિતાથી અગ્રપદધારક બનેલા આત્મારામજી મહારાજ આચાર્ય આનંદવિજયજી અથવા શ્રી વિજયાનંદસૂરિ તરિકે પ્રસિદ્ધ થયા. આમ છતાં સંખ્યાબંધ આત્માઓના હૃદયમાં ઊંડી જડ નાંખી બેઠેલા આત્મારામ, આનંદવિજય કરતાં પણ આત્મારામજી તરિકે વિશેષ જાણીતા છે.

ચિકાગોમાં સર્વ ધર્મ પરિષદ ભરાય છે. ભારતના આ મહાન્ સંતને-જૈન ધર્મમાં અગ્રપદે વિરાજમાન આ મહાવિભૂતિને-ત્યાંથી આમંત્રણ મળે છે કે-'જ્યાં જુદા જુદા ધર્મના સંતો-મહંતો-મીશનરીઓ અને પ્રચારકો મળે છે ત્યાં આપ પધારો અને આપના ધર્મનો પયગામ શું છે તે સમજાવો.'

સૂરિજી આમંત્રણને વધાવી લે છે છતાં સાધુ ધર્મના નિયમોને લોપી જાતે ચિકાગો જઈ શકતા નથી. અંગત હાજરી ન અપાય, તો પણ પ્રતિનિધિ મારફત, પરમાત્મા મહાવીરના સિદ્ધાંત-સંદેશ તો જરૂર પહોંચાડી શકાય એવો એમણે નિર્ણય કર્યો. એ દૃષ્ટિએ શ્રી૦ વીરચંદ ગાંધીને તૈયાર કર્યા.

પણ ભારતવર્ષના એ કાળના જૈન સમાજનું માનસ કેવું હતું ? પરદેશગમન કરનાર વટલી જાય ! અધર્મી બની જાય ! ઇત્યાદિ કેટલીયે શંકાઓની ભૂતાવળ જનાર સામે ખડી કરવામાં આવતી. આચાર્યશ્રીની દૂરદર્શિતા સમજનાર વર્ગ એ કાળે આંગળીના ટેરવે ગણાય તેટલો ! મુંબઈ જેવા પ્રગતિમાન શહેરમાં વિરોધનો પ્રચંડ વાયુ વાયો. મહારાજશ્રીએ પોતાની વાતમાં સત્ય જોયા છતાં ન તો ઉગ્રતા દાખવી કે ન તો પોતાની વાતનો સામનો કરનાર પ્રત્યે ફરમાનો પ્રગટ કર્યાં. શાંતિથી સમતા જાળવી, ખંત રાખી કામ લીધું. સંઘ-સભામાં ખુરશીઓ ઉછળી છતાં શ્રીયુત્ વીરચંદ રાઘવજી ગાંધી અમેરિકા ગયા. ચિકાગો પરિષદમાં જૈનધર્મ શી ચીજ છે ? તીર્થપતિ મહાવીરનો શો સન્દેશ છે ? એ પોતે જે રીતે આચાર્યશ્રી પાસેથી સમજી ગયા હતા તે રીતે સુંદરતાથી સમજાવ્યું. જુદાં જુદાં સ્થાને જૈનધર્મ સંબંધી ભાષણો પણ આપ્યાં. એનો સવિસ્તર વૃત્તાન્ત જાણવા સારુ મહારાજશ્રીકૃત 'ચિકાગો પ્રશ્નોત્તર' અને શ્રીયુત્ ગાંધીના Jainism, Karma Philosophy જેવા ગ્રંથોનાં પાનાંઓ ફેરવવાં ઘટે. ટૂંકમાં કહેવાનું તો એ જ કે મહારાજશ્રીની એ દીર્ઘદર્શિતાએ પાશ્ચિમાત્ય પ્રજામાં જૈનધર્મ પ્રત્યે જિજ્ઞાસા જન્માવી. આજે જે સંખ્યાબંધ સ્કોલરો એ દેશોમાં દૃષ્ટિગોચર થાય છે તેના સીધા નિમિત્તભૂત શ્રી વિજયધર્મસૂરિ: છતાં શરૂઆતમાં બીજારોપણ કરવાનો યશ તો આપણા સમયજ્ઞ

સંત આત્મારામજીના ફાળે જ જાય છે. સમયજ્ઞ સંતો લોકપ્રવાહમાં આંધળીઆં નથી કરતાં. તેઓની દૃષ્ટિ જનસમૂહ કરતાં આગળ દોડનારી હોય છે એટલે આવશ્યક પગલાં ભરતાં તેઓ રંચમાત્ર પણ અચકાતાં નથી જ. લોખંડી હૃદયથી એવા સમયે તેઓ કામ લઇ, ધર્મનો ધ્વજ અણનમ રાખે છે અને સમાજને સહીસલામત રીતે ઇપ્સિત સ્થાને લઇ જાય છે. આમ છતાં આચરણમાં સમતાનો રસ એવો તો વહેવડાવે છે કે ઉપસ્થિત થયેલ પ્રકોપ દિવસો જતાં આપોઆપ શમી જાય છે.

ઇતિહાસનો અભ્યાસી કયાં નથી જાણતો કે શ્રી હીરવિજયજીને સમ્રાટ અકબરનું આમંત્રણ ગાંધાર મુકામે મળતાં ત્યાંના સંઘની સ્થિતિ પણ ડામાડોળ બની હતી. એ કસોટીની પળોમાં મહાત્મા-ઓના તેજ ઝળકી ઊઠે છે, તેથી જ તેઓ ડંકા કલેજે, જરા પણ ગભરાટ વગર કાર્યો ઉકેલે છે; માટે જ તેમનાં નામો સમયજ્ઞોની કોટિમાં મૂકાય છે. આત્મારામજી મહારાજે પ્રતિનિધિ મોકલી જૈનધર્મ માટે જે જ્વલંત કાર્ય કર્યું તેની કદર પાછળ જરૂર થઇ અને આજે એકી અવાજે થઇ રહી છે. અમેરિકા, ઇંગ્લંડ કે જર્મની જેવા દેશોમાં જૈનધર્મનો સન્દેશ પહોંચ્યો તેથી જ આપણને 'તરંગવતી' જેવા ખોવાયેલા કથાનકની અને શ્રી કલ્પસૂત્રમાંના ચરિત્રોની ચિત્રાવલિના ભાવોની 'સ્લાઇડ' મારફતે સમજુતી મળી.

મહારાજશ્રીના ગ્રંથો એ સમયજ્ઞતાની છેલ્લી પ્રસાદી ! સંસ્કૃત–પ્રાકૃત સાહિત્ય તો પૂર્વાચાર્યોએ વિશેષ પ્રમાણમાં વારસામાં આપ્યું છે. રાસા અને કાવ્યોનો પણ જાણે એકાદ મહાસાગર ભર્યો હોય તેટલી વિપુલતા છે, પણ હિંદી ભાષામાં સ્વતંત્ર કૃતિઓ તરિકે, મહત્ત્વનું સ્થાન ભોગવનાર ગ્રંથોની નોંધ કરવામાં આવે તો 'તત્ત્વનિર્ણયપ્રાસાદ' 'જૈનતત્ત્વાદર્શ' અને 'અજ્ઞાનતિમિરભાસ્કર' જરૂર મોખરે રહે. જૈન દર્શનનાં મૌલિક તત્ત્વોનો, એની પ્રાચીનતા પૂરવાર કરનારી નોંધોનો અને પ્રતિદિન આચરણમાં ઊતરી રહેલી કરણીઓનો ટૂંકમાં યથાર્થ ખ્યાલ આપતો એ ગ્રંથ સાચે જ તત્ત્વનિર્ણયનો પ્રાસાદ કહેતાં મહેલરૂપ છે. જૈનતત્ત્વાદર્શ વાંચતાં જ પ્રભુશ્રી મહાવીરદેવના સિદ્ધાન્તોનું રહસ્ય ખડું થાય છે. અજ્ઞાનતિમિરભાસ્કર તો ખરેખર અજ્ઞાનતારૂપી કાળા અંધકારને ઉલેચવા સારુ સૂર્યની ગરજ સારે છે. વેદના પાઠોમાં જે જાતની હિંસા ભરેલી છે અને જે જુદા જુદા યજ્ઞોરૂપે એ ધર્મના ઓથા તળે ઉભરાઇ રહી હતી; અને જેનો સામનો કરવા સારુ પ્રભુશ્રી મહાવીરદેવે કમર કસી હતી, એ સર્વ પાઠો ટાંકી, દલીલપુરસ્સર એ ગ્રંથમાં પૂરવાર કરી આપેલ છે કે એ જાતની કરણીમાં ધર્મ ન જ હોઇ શકે. આજે આપણને એ ગ્રંથોનું મહત્ત્વ યથાર્થપણે કદાચ ન પણ સમજાય કારણ કે વર્ષોના વહેવાથી, રાજ્ય કરતી પ્રજાના કાનુનથી અને દેશમાં નવીન વાતાવરણનું સર્જન થવાથી, એ કાળની સ્થિતિમાં ઘણું પરિવર્તન થઇ ગયું છે છતાં જેને પંજાબની ધરતીનો ખ્યાલ છે, જેને ત્યાં આજે પણ થઇ રહેલા આર્યસમાજીસ્ટો, સનાતનીઓ કે શીખ વા ઇસ્લામી પ્રચારકોના વાદ–વિવાદો જોયા છે અને વિવિધરૂપે પ્રગટ થતાં સાહિત્યને વિલોકયું છે; તેને સૂરિજીએ ઊઠાવેલી જહેમત અને ભાષામાં કટુતા આણ્યા વગર સરળતાથી એનું કરાવેલ દિગ્દર્શન સહજ સમજાશે અને સહસા ધન્યવા-દના શબ્દો ઉચ્ચરાઇ જશે. એ ગ્રંથરૂપ સરોવરમાંથી વહેતાં કેટલાંક મીઠાં ઝરણાં આજના સમયે પણ જિજ્ઞાસુ વર્ગની તરસને સંતોષવાને સમર્થ છે. એના પાનથી કેટલાયની તૃષા છીપાઇ છે. મર્યાદિત ક્ષેત્રનું ઉલ્લંઘન કરી એનો પ્રચાર વિસ્તાર પામે તો આજે પણ જનસમાજને એ દ્વારા ઉત્તેજના–નવ-પ્રેરણા પ્રાપ્ત થાય તેમ છે.



**अज्ञानतिमिरांधानां, ज्ञानांजन–शलाकया ।**
**नेत्रमुन्मिलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥**

કહેવત છે કેઃ—

**સમય સમય બળવાન છે, નહીં પુરુષ બળવાન;**
**કાબે અર્જુન લૂંટીયો, એહી ધનુષ્ય એહી બાણ.**

"**बलीयसी केवलम् ईश्वरेच्छा**" સમયની બલિહારી છે. તેની પાસે મનુષ્ય તો માત્ર એક મગતરા સમાન જ છે.

પૂર્વાચાર્યોએ પોતાના ધર્મને જીવંત અને જ્વલંત રાખવા અનેક પ્રયાસો આદર્યા છે. એક સમય એવો હતો કે પુસ્તકસર્જનને જ અગત્ય અપાતી હતી અને પ્રાતર્વંદનીય શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ જેવાએ શાસ્ત્રોની અનેક પ્રતો રચાવી ઘણા ભંડારોને સમૃદ્ધ કર્યા હતા. તે પછી કેટલેક કાળે એવો પણ સમય આવ્યો હતો કે જે વખતે કેવળ મંદિરો બનાવવામાં જ મનુષ્યો પોતાના જીવનનું સાર્થક થયું માનતા હતા. તેમ શાસ્ત્રીય પુસ્તકના સર્જનમાં પણ કોઇ વખત કેવળ દર્શનની ગહનતા, ગૌરવતા અને પ્રભાવિકતા-સૂચક જ ગ્રંથો રચાતા ત્યારે એક જમાનો વળી ભાષાગૌરવની વૃદ્ધિ જ લક્ષમાં રાખીને તે દર્શનનો માત્ર સ્યાદ્વાદ જાહેર કરવા પૂરતો પણ હતો. ઉત્તરોત્તર કેટલી ય લીલાનો ઝોક ખાતાં ખાતાં જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજી અને મોગલસમ્રાટ્ અકબરશાહના યુગમાં ઉપદેશ આપવાનો, બાદશાહી ફરમાનો મેળવવાનો અને તેવા જ પ્રકારની અન્ય પ્રવૃત્તિઓ આદરી ધર્મજ્યોત જાગૃત રાખવાનો સમય પણ થયો હતો. તે બાદ એકાદ કે દોઢેક શતાબ્દિમાં શિથિલતા આવી અને પંન્યાસ સત્યવિજય જેવા પુરુષે

[ ડૉ. ત્રિ. લે. શાહ ઐતિહાસિક સંશોધનમાં ખૂબ રસ લે છે. જુદા જુદા યુગમાં પ્રભાવકોએ જૈન શાસનની પ્રતિષ્ઠામાં કઈ પદ્ધતિએ ઉમેરો કર્યો અને સ્વ૦ આચાર્યે પોતાના સમયમાં શાસનપ્રભાવનાની કઈ દિશા સ્વીકારી તેનું આમાં સૂચન કર્યું છે. ગુરુદેવના પદાંકને અનુસરવા ઇચ્છનારાઓ માટે તેઓ થોડો માર્ગનિર્દેશ પણ કરે છે. ]

ધર્મધ્વજ હાથમાં લીધો. તે અરસામાં યશોવિજયજી ઉપાધ્યાય અને લાભાનંદજી ઉર્ફે આનંદઘનજી જેવાએ વળી યોગશાસ્ત્ર અને અધ્યાત્મ ચિંતવનના અભ્યાસ તરફ લોકરુચિનો ઝોક વાળ્યો. આ પ્રમાણે સમય પોતાનું કાર્ય કર્યે જતો હતો ત્યાં વિક્રમની ૧૯ મી સદીના અંતે મણિવિજય દાદા નામે પ્રસિદ્ધ થયેલ ગુરુમહારાજ અને તેમના પટ્ટધર બુદ્ધિવિજયજી ઉર્ફે બૂટેરાયજી મહારાજનો શાસનકાળ આવ્યો. તે સમયે પણ ઉપદેશ તત્ત્વને જ જો કે પ્રધાનપદ અપાતું હતું, છતાં અઢી સદી પૂર્વેના શ્રીમાન્ હીરવિજયસૂરિજીના સમયના અને આ સમયના ઉપદેશ તત્ત્વ વચ્ચે ફેર એ હતો કે પહેલાના સમયે રાજસત્તા અને લોકસત્તા એમ બન્ને પક્ષ ધર્મ પ્રત્યે રુચિ ધરાવતા હોવાથી તે બન્ને પક્ષને ધર્મની હુંફમાં લેવા પ્રયત્ન થતો હતો, જ્યારે બીજાના સમયે કેવળ લોકને–પ્રજાને જ હુંફમાં લેવાના પ્રયત્ન થતા હતા. મતલબ કે બીજાના સમયે ઉપદેશ તત્ત્વ–પ્રચારનું ક્ષેત્ર સંકુચિત બની ગયું હતું. તે પણ કાળની એક બલિહારી જ ને !

આ સમયે પંજાબમાં એક મહાપુરુષ–નરકેસરીનો જન્મ થયો હતો. તેના હસ્તે વળી કાંઇ નવીન પ્રયોગનું જ નિર્માણ વિધાતાએ કરી રાખ્યું હશે એટલે તે નરકેસરીએ યુવાવસ્થા પ્રાપ્ત થતાં સંસારથી વિરક્ત બની, પ્રથમ અમુક સંપ્રદાયમાં જોડાવાનું વિચાર્યું. અને તેમાં ઠીક સમય રહી, શાસ્ત્રાભ્યાસ વધારી બુદ્ધિની વિચારણાએ ચડતાં, આત્મભાન અને દર્શનશુદ્ધિ થયાં અને તે માર્ગે આગળ વધ્યા કર્યું. પરિણામે વેશ–પરિવર્તન કરી પોતે જે ભૂલ પ્રથમ કરી હતી તેમાં પોતાના સ્વધર્મી અન્ય જનો ન સપડાય, પણ ઉલટ તેમાં વૃદ્ધિ થાય તેવી તત્ત્વ–વિચારણા કરવા માંડી. અંતે તેમની ચકોર દષ્ટિએ કળી કાઢયું કે અત્યારે ભલે ઉપદેશતત્ત્વ જ હિતકારક અને ઉપકારક હોય, પણ તેનું ક્ષેત્ર જે લોકસત્તા ઉપર જ અને તે પણ માત્ર જૈનધર્મી ઉપર જ અવલંબી રહ્યું છે તેને બદલે તે ધર્મની પાંખો પહોળી પ્રસરાવી, જે કોઇ તેનું પાન કરવા ઇચ્છુક મળી આવે તેને તે કાં ન પીવરાવવું ? રત્નપ્રભસૂરિ જેવા આચાર્યે અને સંપ્રતિ જેવા સમ્રાટે પ્રાચીન સમયે તેમ જ મધ્ય યુગમાં ખરતરગચ્છપતિ અનેક આચાર્યમહારાજાઓએ અને કુમારપાળ જેવા ગૂર્જરપતિએ કયાં પોતાનું સામર્થ્ય ફોરવ્યું નથી ? તેમ તે પછીના યુગમાં પણ ધુરંધર–સૂરિસમ્રાટોએ સ્વશક્ત્યનુસાર ધર્મપ્રચારને વેગ આપ્યા જ કર્યો છે. તેમાંયે જૈન ધર્મ તો વિશ્વધર્મ બનવાને સર્વ રીત્યા યોગ્ય છે, શક્તિવંત છે તેમ તથાપ્રકારે હોવાનું કલ્પના કરવા કરતાં, અનેક પુરાવાઓ તેના સ્મારકરૂપે જળવાઇ રહેલાં નજરે પણ દેખાયાં કરે છે, તો પછી મારે પણ કાં મારી શક્તિ અનુસાર સ્વવીર્ય ન ફોરવવું ?

આ પ્રમાણે ધર્મપ્રેમના વિસ્તારની ભાવના જાગૃત થવાથી ઉપદેશ તત્ત્વનું દષ્ટિબિંદુ લક્ષમાં રાખી, કેવળ જૈનમતાનુયાયી વણિકજનને જ ઉપયોગી થાય તેમ નહીં, પણ જે સર્વ કોઇને જૈન ધર્મનાં તત્ત્વ જાણવાની અભિલાષા ઉદ્ભવે તે સર્વને પણ તે ધર્મ યથાર્થ-

પણે સમજી શકાય તેવી શૈલીએ, જૈનદર્શનનું દોહન કરી, તેમાંથી સારભૂત સિદ્ધાંતોને ખેંચી લોકરુચિને અનુકૂળ પડે તેવી પદ્ધતિએ 'અજ્ઞાનતિમિરભાસ્કર' અને 'જૈનતત્ત્વાદર્શ' નામે બે દળદાર ગ્રંથોમાં તે ગુંથીને જગત્ સમક્ષ તેમણે ધર્યા. ધારેલી મુરાદ કાંઇક અંશે ફળી પણ ખરી. તેવામાં વળી તેમની ઇચ્છાને ઉત્તેજીત કરનારો એક બીજો મોકો ઊભો થયો.

આ સમયે વિ. સં. ૧૯૪૯=ઈ. સ. ૧૮૯૩ માં અમેરિકાની રાજધાની ચિકાગો જેવા શહેરમાં સારી આલમના પ્રચલિત સર્વ ધર્મના મુખ્ય મુખ્ય પ્રતિનિધિઓની સભા–સર્વ ધર્મ પરિષદ–ભરવાનું જાહેર થયું. અને જૈનધર્મનું પ્રતિનિધિત્વ સાચવવા તે વખતના મહાન્ આચાર્ય અને આ લેખના આપણા નાયક પેલા પંજાબ–નરકેસરી કે જેમને જૈન જગત્ આત્મારામજી મહારાજ ઉર્ફે શ્રી વિજયાનંદસૂરિજી તરીકે પીછાની રહ્યું હતું તેમને તે સભામાં હાજરી આપવાનું આમંત્રણ મળ્યું. તેમણે તે સહર્ષ વધાવી લીધું, પણ તેમના માર્ગમાં હિમાલય પર્વત જેવડો મોટો એક અંતરાય હતો. પોતાને જાતે ત્યાં જવાની અને સભા સમક્ષ પોતાના વિચારો જાહેર કરવાની અતિ ઉત્કટ ઇચ્છા હતી; પણ જૈન સાધુજીવનના આચારે, કેવળ પાદવિહાર સિવાયના કોઇ પણ પ્રકારના વાહન યુક્ત પર્યટન કે સમુદ્ર ઉલ્લંઘન ઉપર પ્રતિબંધ મૂકેલ હોવાથી તેમ જ તે સમયે ઉડ્ડયન *વિદ્યાનું અસ્તિત્વ નહોતું; અને હોય તો પણ ઉપરના વાહન યુક્ત પર્યટનના પ્રતિબંધમાં તેનો પણ સમાવેશ થઇ જતો હોવાથી પોતાના હાથ–પગ બંધાયેલા જ દેખાયા. તેમ કોઈ રેલવિહારી સાધુ–(ભલે સાધુ શબ્દ તેમને લાગુ ન પાડો તો પણ તેમણે પ્રથમ જૈન ધર્મની દીક્ષા લીધી હોવાથી તે દર્શનના મુખ્ય સિદ્ધાંતોથી પરિચિત હોય એટલે તેવી વ્યક્તિ પણ તેમના આ કાર્યમાં ઉપયોગી થાય જ; તે દૃષ્ટિએ તેમનો ઉલ્લેખ અહીં કર્યો હોવાનું સમજવું.) જેવા પુરુષનો પણ અભાવ હોવાથી, આખરે તેમની નજર અન્ય માર્ગ શોધવા તરફ વળી. ત્યાં સંપ્રતિ મહારાજના જીવનવૃત્તાંત તરફ દૃષ્ટિ સ્થિર થઇ અને તેમણે જેમ પોતાના ધર્મગુરુ શ્રીમાન્ આર્યસુહસ્તિસૂરિજીના ઉપદેશથી વેશધારી સાધુ ઊભા કરી, પોતાની સત્તા તળેના દૂર–દૂર દેશોમાં ધર્મપ્રચાર અર્થે મોકલી આપ્યા હતા તેમ તેમનું જ અનુકરણ કરવા પોતે તેમાંથી પ્રેરણા મેળવી. આ પ્રમાણે વિચાર કરી, તે કાર્ય માટે નજર ફેરવતાં શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધી બી. એ. તેમને મળી આવ્યા. તે ભાઈ જૈન માબાપને પેટે જન્મ્યા હતા તેમ વળી કેળવણીથી પ્રાસાદિત હોઇ વિદ્વાન્ પણ હતા. વળી બારિસ્ટર પદના અભ્યાસી હોઇ વકતૃત્વ કળામાં પણ ઠીક ઠીક આગળ વધેલ હતા. એટલે તેમની

---

* જો કે આકાશગામિની વિદ્યાનો આશ્રય અનેક ધર્મભક્તોએ–વજ્રસ્વામી જેવા આચાર્ય મહારાજે અને વિદ્યાચારણ મુનિરાજોએ–લીધાનું શાસ્ત્રગ્રંથોમાં જણાવેલું છે, પણ તેવો માર્ગ ધર્મજ્યોત જગવવાને બદલે, ધર્મને માથે ભીડ આવી પડી હોય ત્યારે, મતલબ કે આપત્તિના સમયે તેનો ઉપયોગ બહુધા કરાયો હોય એમ દેખાય છે. એટલે કે તે રાજમાર્ગને બદલે અપવાદમાર્ગ હોવાનું માનવું રહે છે.

પસંદગી કરી અને ધર્મપરિષદની ચર્ચામાં તેમનાથી સારી રીતે અને સ્વતંત્રપણે ભાગ લઈ શકાય તેટલે દરજ્જે તેમને તૈયાર કરી અમેરિકા મોકલ્યા. ત્યાં ધાર્યા પ્રમાણે પરિણામ આવ્યું. અને તે સમયે અંધારે પડેલી જૈન ધર્મની જ્યોતિ પુનઃ જૈનેતર વિદ્વાનોમાં પ્રગટવા માંડી. પણ પરિષદમાં કરેલું ભાષણ એક રીતે તો મૌખિક ઉપદેશ જ ગણાય. એટલે તેની અસર તો ભાષણના વાતાવરણમાં જ્યાંસુધી ગુંજન કરી રહે ત્યાંસુધી જ ટકી રહે. અથવા તે ભાષણને કદાચ તે ધર્મ પરિષદના છપાતા હેવાલમાં કયાંક સ્થાન મળે, તો ય તે ગ્રંથ જ્યારે કોઇના હાથમાં જાય અને વંચાય ત્યારે જ. વળી થોડા સમય માટે તે ગુંજન ચમકારા મારે અને પાછું અદૃશ્ય થઇ જાય. આ પ્રમાણે નિયમ કહેવાય. તે પ્રમાણે આચાર્યજી મહારાજના પ્રયાસનું પરિણામ આવ્યું. તેમના જીવનકાળ સુધી તેમણે તે ટકાવી પણ રાખ્યું. તેમના સદ્દગત થયા બાદ તેમનાં ચીલે શ્રી વિજયધર્મસૂરિ મહારાજે પગલાં માંડ્યાં હતાં. જો કે તેમણે કાંઇક વિશેષ ગંઠનપૂર્વક પ્રયાસ કર્યો હોવાથી તેમના કાર્યની અસર વધારે દીર્ઘાયુ નીવડી છે એમ જરૂર કહી શકાશે, એટલે વર્તમાનકાળના જૈનેતર વિદ્વાનો જૈન ધર્મ પ્રત્યે તથા તેમાં સમાયેલાં અનેક આદર્શ તત્ત્વો પ્રત્યે જે કાંઇ રુચિ ધરાવતા કે માન આપતા થયા છે તે આ બે ધર્માત્માઓને જ આભારી છે એમ લેખી શકાશે.

પૂ. આચાર્યજી મહારાજે પોતાના જીવનકાળમાં ધર્મપ્રચારના કાર્યમાં કરેલ અનેક અંશોમાંના એકનો ઇતિહાસ આ પ્રમાણે સમજવો. અને ઇતિહાસ હમેશાં વાંચનારને સ્ફૂર્તિ આપે છે, પ્રેરણા પાય છે, બોધપાઠ શીખવે છે, બેઠેલાઓને ઉત્થાન કરવાની આજ્ઞા ફરમાવે છે, તે દિશામાં પ્રસ્થાન કરવાને ઉજમાળ બનાવે છે. વળી તે રસ્તે જનારના માર્ગમાં દીવાદાંડી બની પ્રકાશ ફેંકયે જાય છે જેથી ટીંબા–ટેકરા આવે તો નજરે નિહાળી, તેને ઓળંગી જઇ, પોતાના નિરધારિત માર્ગે કુચકદમ કરતો તે આગળ ને આગળ ધપ્યે જાય છે. જેમ ઇતિહાસ આ પ્રમાણે પ્રગતિનું એક સાધન છે તેમ જયંતિ અને શતાબ્દિની ઉજવણી પણ તે જ હેતુ માટે સર્જિત થઇ છે. એટલે આપણે પણ પૂજ્યપાદ આચાર્યજી મહારાજના તે જીવનકાર્યના પગલે પગલે આગળ વધવું જોઇએ.

ટૂંકામાં હું અહીં કહેવા માગું છું કે ધર્મપ્રચાર તે સાધુજીવનનું ઉત્કૃષ્ટ લક્ષ્ય તો છે જ, પણ તેના માર્ગ અનેકવિધ છે. તેમાંયે આચાર્ય મહારાજજીએ જૈનેતર વર્ગમાં પ્રચાર કરવાનું જે કાર્ય ઉપાડયું હતું તેને આપણે ખૂબ વેગ આપવો રહે છે. તે માટે વિધવિધ શાસ્ત્રોનું–જેમકે ભૂગોળ, ઇતિહાસ, ખગોળ, કાવ્ય, ન્યાય, તર્ક, શુકન, જ્યોતિષ, દર્શન, ગણિત, નીતિ, વ્યવહાર ઇત્યાદિ ઇત્યાદિ સંબંધમાં, જૈન મત પ્રમાણે જે જે મંતવ્ય હોય તેને વર્તમાન પદ્ધતિપૂર્વક સંશોધિત કરીને પ્રકાશમાં લાવવાનો પ્રથમ દરજ્જે પ્રબંધ કરવો જોઇએ જેથી જૈન તેમ જ જૈનેતર બન્ને વર્ગ તેનો લાભ ઊઠાવી શકે. આ કાર્ય માટે આ પ્રસંગે તેવા એક સ્વતંત્ર ખાતાની સ્થાપના કરવાનું અતીવ જરૂરનું લેખાય.



आचार्य श्री विजयवल्लभसूरीश्वरजी महाराज, प्रवर्तक श्री कांतिविजयजी महाराज, शान्तमूर्ति मुनिराज
श्री हंसविजयजी महाराज विगेरे शिष्य समुदाय साथे पाटणमां १९८४ मां लेवाएलो ग्रूप.

# આચાર્યશ્રી વિજયાનંદસૂરિ

## આદર્શ સાધુ

શાહ નરોત્તમદાસ ભગવાનદાસ

વિક્રમ સંવત ૧૭૦૦ થી ૧૯૦૦ સુધી સંવેગી સાધુઓની સ્થિતિ ચૈત્યવાસી યતિઓને લીધે બહુ જ કઢંગી થઇ હતી. તેઓ સંવેગી સાધુઓને ઊતરવા માટે ઉપાશ્રય તથા ગોચરીની પૂરી મુશ્કેલી ઊભી કરતા હતા. તે જમાનામાં યતિઓ માટે શ્રાવકો બહુમાન ધરાવતા તેથી તેના પ્રમાણમાં સંવેગી સાધુઓને સહન કરવું પડતું.

પંજાબમાં એક ક્ષત્રીય કુટુંબમાં સંવત ૧૮૯૨માં ચૈત્ર શુદ એકમે એક એવા નરરત્નનો જન્મ થયો કે જેણે જૈન ધર્મનો ખરો પુનરુદ્ધાર કર્યો–તે વ્યક્તિ આચાર્ય શ્રી આત્મારામજી હતા. તેમનામાં એક ખાસ વિશિષ્ટ ગુણ એ હતો કે સત્યને ખાતર ગમે તે જોખમ ખેડવું. સ્થાનકવાસી સંપ્રદાયમાં તેઓએ ૨૨ વર્ષ સુધી દીક્ષા પાળી ને જ્યારે તેમને સત્ય સમજાયું કે મૂર્તિપૂજા એ જૈન ધર્મનો ખરો મૂળભૂત સિદ્ધાંત છે ત્યારે બીજા કશાની ચિંતા કર્યા વિના તેઓએ બીજા ૧૭ સાધુઓ સાથે સ્થાનકવાસી સંપ્રદાયની દીક્ષા છોડી, અમદાવાદમાં મુનિરાજ શ્રી બૂટેરાયજી પાસે દીક્ષા લીધી.

બીજું કામ શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીને સને ૧૮૯૩ માં અમેરિકાના પાટનગર જેવા ચિકાગોમાં ભરાયેલ સર્વધર્મ પરિષદમાં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે મોકલવાનું હતું. તે વખતે જૈન ધર્મ પશ્ચિમમાં માત્ર શબ્દરૂપે જ હતો, પરંતુ આ એક જ બનાવથી જૈન ધર્મ ઘણા પાશ્ચાત્યોને અભ્યાસનું અને અનુકરણનું કારણ થઇ શકયો. સ્વ૦ શ્રી વિજયધર્મસૂરિ પછી એ દિશા કેમ કોઇ બીજા આચાર્યને નથી સૂઝતી ?

આચાર્યશ્રી આત્મારામજી સંવત ૧૯૪૦ માં ભાવનગર પધાર્યા ત્યારે વકીલ મૂળચંદ નથુભાઈ તથા બીજા આસરે ૧૫ યુવાન જૈનો તેમના ગાઢ સંબંધમાં આવ્યા અને આચાર્યશ્રીની સૂચના પ્રમાણે તેમણે "જૈન હિતેચ્છુ" નામની સભા સ્થાપી. આ સભા લાંબો વખત જીવી શકી નહિ, પરંતુ આચાર્યશ્રીના કાળધર્મ પછી તે જ જૂના યુવાનોમાંથી કેટલાએકે મળીને આત્માનંદ સભા સ્થાપી, જે હાલ પણ પ્રકાશનનું અને ધર્મઉદ્યોતનું બહુ સારું કામ કરે છે.

પંજાબના જૈનો પર તેઓનો ખાસ ઉપકાર હતો. અને તેઓના સતત પ્રયત્નથી આશરે ૧૫૦૦૦ જૈનો પંજાબમાં હાલ પણ વિદ્યમાન છે. તેઓશ્રીનો શિષ્ય સમુદાય પંજાબ તરફ વધુ વિહાર કરે તો આના કરતાં પણ સંખ્યા અધિક થાય એ ચોક્કસ છે.

સંવત ૧૯૫૩ માં તેઓના સ્વર્ગગમન વખતે તેઓના છેલ્લા શબ્દો "અર્હન્" તથા "અબ હમ ચલતે હે" ખાસ લક્ષમાં રાખવા જેવા છે. જે માણસો આખું જીવન સારું પસાર કરે છે તેમની આખરી પળો પણ કેટલી ભવ્ય અને સમાધિયુક્ત હોય છે ?

આવા ઉચ્ચગામી જીવની શતાબ્દિ ઉજવવાને જે ગ્રંથમાળા બહાર પડે તેમાં તેઓનાં પ્રગટ થયેલાં પુસ્તકો, જે હાલ અલભ્ય હોય તે, છપાવવાની ખાસ વિનંતિ છે.

# મહાવીરનો જીવનસંદેશ

[illegible]

[ લેખક યુવાને એક કલ્પિત સંવાદ લખ્યો છે. તેમાં વર્તમાનમાં જૈન સમાજમાં શું થવા–હોવા યોગ્ય છે તે સંબંધી પોતાનો ખ્યાલ આપ્યો છે—**સંપાદક.** ]

( રાવીના વિશાળ પટ પર સૂર્યનાં સોનેરી કિરણો પથરાઇ રહ્યાં હતાં, મંદ મંદ શીતળ પવન હવામાં તાઝગી ભરી રહ્યો હતો, સરિતાનાં નીર ઉછળી રહ્યાં હતાં ને ગુરુ–શિષ્યના હૃદયમાં ભવિષ્યનાં દર્શન માટે મન્થન ચાલી રહ્યું હતું. )

**ગુરુ**—વલ્લભ! કોણ જાણે શાથી મારા મનમાં ભારે મન્થન ચાલી રહ્યું છે, એટલે જ આજે હું તને અહીં ખેંચી લાવ્યો છું. મારા હૃદયની ઊંડી ઊંડી વેદનાઓ તું પચાવી લે તો મને ચિરશાંતિ મળે. મારી શક્તિઓ હવે ક્ષીણ થતી જણાય છે. સમાજ–ધર્મના ભાવી માર્ગની મારી મનોસૃષ્ટિ તું સમજી લે.

**શિષ્ય**—આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે.

**ગુરુ**—બેટા! સૌરાષ્ટ્ર અને ગુજરાતની સંસ્કારિતા, ધર્મપ્રેમ, ભક્તિભાવ, સંસ્કૃતિ, આતિથ્ય અને સમૃદ્ધિની મારા પર ભારે અસર થઇ છે. વીરભૂમિ પંજાબનાં પ્રેમ, વીરતા, અડગતા અને સરલતા હું ભૂલી શકીશ નહિ. એ પ્રદેશોદ્વારા જૈન સમાજનું કલ્યાણ સાધી શકાય એમ મને સમજાય છે.

**શિષ્ય**—ગુરુજી! આપની વાત તદ્દન સાચી છે. સમાજના કલ્યાણ માટે શું શું કરવું આવશ્યક છે તે કૃપા કરી જણાવો.

**ગુરુ**—ભાઈ! ક્રાન્તિ અને શાન્તિ એ બે મંત્રો જો બરાબર સમાજ ઝીલી શકે તો ભવિષ્યના જગતમાં જૈન શાસનનાં અહિંસા અને સત્યનો ભારે વિજય છે. મારું જીવન જ ક્રાન્તિમય છે પણ શાન્તિની મારી સાધના પણ તેટલી જ તીવ્ર છે.

**શિષ્ય**—આપની ભાવી યોજના શી હશે?

**ગુરુ**—વત્સ! ગગનચુમ્બી મંદિરો શ્રદ્ધાનાં સૂચક થઇ ગયાં. તે મંદિરોને પૂજનારા પણ સુખી હોવા જોઇશે ને? હવે મારું લક્ષ્ય સરસ્વતી મંદિરો તરફ છે. એક પણ જૈન બાલક–બાલિકા જ્ઞાનથી

વંચિત ન રહે. ગામે-ગામ, શહેરે-શહેર વિદ્યાલયો સ્થપાવાં જોઇએ. સ્વતંત્ર શિક્ષણ આપવા વ્યવસ્થા થવી જોઇએ. વિદ્યાપીઠ સુધી આપણે વ્યવસ્થા કરવી જોઇએ. જ્ઞાન વિના જેમ રોટી નથી તેમ ધર્મ પણ નથી, પ્રગતિ નથી તેમ પ્રવૃત્તિ નથી.

**શિષ્ય**—ગુરુદેવ ! સાધુ સમાજની ઉન્નતિ માટે આપ શું કહો છો ?

**ગુરુ**—પ્રિય ! સાધુ સમાજમાં આજે અજ્ઞાન ને આળસ દેખાય છે. જ્ઞાન-વૃદ્ધિ માટે પ્રેમ નથી. ઝગડા પણ ચાલે છે. આ માટે એક મહાન્ વિદ્યાલય કેન્દ્રસ્થળે સ્થપાવું જોઇએ. નવીન સાધુઓ તથા દીક્ષાના ઉમેદવારો તે સંસ્થામાં ખૂબ અભ્યાસ કરે-તાલીમ મેળવે. સાથે સાથે એક ફરતા વિદ્યાલયની યોજના હોય કે જેના ૪-૬ વિદ્વાનો ફરતા રહે અને સાધુઓને અભ્યાસ કરાવે. સમાજ, ધર્મ અને સાહિત્યની સેવા કરવા સાધુઓએ અનેક જાતની વિદ્યાનું જ્ઞાન મેળવવું જોઇશે.

**શિષ્ય**—ગુરુવર્ય ! સાધ્વી સમાજ માટે આપ શું ધારો છો ?

**ગુરુ**—વલ્લભ ! સાધ્વી સમાજ માટે મને ભારે નિરાશા ઉપજી છે. તેમની પરવા કોઇને નથી. સમર્થ સ્ત્રી-શક્તિનો વિકાસ સમાજના બીજા અંગને ખૂબ પ્રાણ આપી શકે તેમ છે. તેમને માટે પણ જ્ઞાન-ધ્યાનની યોજના જોઇએ. નવીન વિચારો ત્યાં પણ પહોંચી જવા જોઇએ. ગૃહસ્થોને સ્ત્રી ગુલામડી તરીકે જેમ ન પાલવે તેમ સાધુ સંસ્થામાં સાધ્વી માત્ર પાગલ ન રહે તે જોવાનું કામ સમાજના અગ્રણીઓનું છે જ.

**શિષ્ય**—યુગવીર ! સાધુ સંસ્થાનું વાતાવરણ સંગઠિત રાખવા શું કરવું જોઇએ ?

**ગુરુ**—વલ્લભ ! તારા પ્રશ્નનો મર્મ હું સમજી ગયો છું પણ એક વસ્તુ તું પણ સમજી લે કે સાધુ સમાજમાં જે કુસંપ પેઠો, સાધુ સમાજમાં જે સડો પેઠો, સાધુ સંસ્થામાં જે શિથિલતા પેઠી, સાધુ સમાજ નવયુગના નવીન વિચાર-પ્રવાહને જો ઓળખી ન શકી અને આખા સમાજના ડોલતા નાવને જો બચાવી ન લીધું તો એ પવિત્ર સંસ્થા સામે બળવો થશે. આજથી ૫૦ વર્ષ પછી કેવો યુગ હશે તેની કલ્પના આવી શકે છે ! તે ક્રાન્તિ-યુગના સ્રષ્ટાઓ સમાજના જુવાનો હશે. તે સમાજના બળતા પ્રશ્નોનો ઉકેલ માગશે, પરિવર્તનની ભેરી બજાવશે અને આખા ય સમાજનું પુનર્વિધાન માંડશે. સાધુ સમાજ તેટલો જ પ્રખર ચારિત્રશીલ વિદ્વાન-દ્રષ્ટા અને યુગપ્રચારક હોવો જોઇશે, એ ભૂલી ન જવાય; નહિ તો સાધુ સંસ્થા વિનાશના પંથે વળશે.

**શિષ્ય**—ગુરુદેવ ! સાહિત્ય પ્રચાર માટે આપની કલ્પના શી છે ?

**ગુરુ**—ભાઈ ! જૈન સાહિત્ય-જૈન સિદ્ધાંત જગતના સાહિત્યમાં અનેરું સ્થાન પામી ચૂકેલ છે. તે માટે એક જૈન જ્ઞાનમંદિર, એક તેના અંગે પુરાતત્ત્વ મંદિર અને સાથે એક પ્રાચીન વસ્તુના સંરક્ષણ માટે પ્રાચીન વસ્તુ સંગ્રહાલય જોઇએ. દેશ-વિદેશના વિદ્વાનો આવી અભ્યાસ કરે, સંશોધન કાર્ય ચાલે, ભંડારોના ખજાના જળવાઈ રહે અને જગતને અવનવા સંદેશ-સૂત્રો મળે તેવો પ્રબંધ કરવામાં જૈન સમાજની શોભા છે.

**શિષ્ય**—ગુરુજી ! સાધુ-ધર્મ જે કાર્યને માટે મના કરે છે તે માટે ઉપાય શો ?

**ગુરુ**—બેટા ! સાધુઓ ઉપદેશ આપી શકે છે. તે ઉપદેશદ્વારા તો સમાજ, ધર્મ અને દેશ કે રાષ્ટ્રમાં નવજીવન પૂરી શકાય છે. યોજનાઓ સમાજ સામે મૂકી શકાય છે. અલિપ્ત રહેનાર સાધુના ચારિત્રની પ્રખર જ્વાળા ભભૂકી ઊઠે તો રચનાત્મક કાર્યદિશા પણ આલેખી શકાય છે. ભવિષ્યનો સાધુ મહાન્ વિચારક, નવયુગપ્રવર્તક, દ્રષ્ટા અને ક્રાન્તિકારી હશે; છતાં નવલોહિયા, ચારિત્રશીલ, સેવાભાવી ૧૦–૨૦ યુવકોને સમાજના રચનાત્મક કાર્યમાં આજીવન દટાઈ જવાની યોજના ભારે ફલપ્રદ થશે. સંસ્થાઓનું નિયમન, પત્રસંચાલન, ગ્રંથમાળા પ્રકાશન, દેશ–વિદેશમાં જૈન ધર્મપ્રચાર, સમાજ ઉત્થાન માટે યોજના, કાર્ય, વિચાર વગેરે અનેક કાર્યો સંગઠિત રીતે કરી શકાય. બીજા અનેક વીરચંદો પેદા કરવા, દેશ–વિદેશ મોકલવા આવો સેવાસંઘ જરૂરી છે.

**શિષ્ય**—ગુરુદેવ ! આપની વેધક દૃષ્ટિની આજે જ ઝાંખી થઈ, પણ આ બધા માટે કરોડો રુપિયા જોઈએ તે માટે શું સંદેશ છે ?

**ગુરુ**—વાહ, વાહ. તું શું કહે છે ! જે જગડુ, ભામાશાહ, વિમલ, વસ્તુપાળ, કુમારપાળ, મોતીશા વગેરે ભાગ્યશાળી સ્થંભોએ કરોડો રુપિયા ખર્ચીને અમર વારસો આપ્યો છે તેના જ પુત્રો–શાણા વણિકો, પોતાનાં બાળકો, બાલિકાઓ, બ્હેનો, સ્વધર્મી ભાઈઓ, વહાલાં મંદિરો, જ્ઞાનભંડારો, પૂજ્ય સાધુ સંસ્થા, પ્રિય સિદ્ધાંતો અને મહાન્ સત્ય ધર્મ માટે પૈસા આપતા વિચાર–વિલંબ કરશે ખરા કે ?

ભાઈ ! તું ભ્રમણા ન સેવ; સમાજના ઉત્થાન માટે ધરેણાનો વરસાદ વરસશે. જૈન તો શું જૈનેતરો લાખો રુપિયા આપશે. પશ્ચિમના વિદ્વાનો સાહિત્ય લખશે. જૈન તીર્થો જોઈ તે વિદ્વાનો મુગ્ધ થશે અને જૈન સિદ્ધાંતો જગતના ઉત્થાનમાં–જગતની શાંતિમાં–વિજયી થશે.

**શિષ્ય**—પૂજ્ય ! આપની અમૃતવાણીથી મારી તૃષા બૂઝાતી નથી. એ અમૃતવાણીની વર્ષા થયા કરો–હું તૃપ્ત થાઉં ત્યાં સુધી.

( આકાશમાં મેઘ દેખાયો. અમૃતવર્ષાના બિંદુઓ સરવા લાગ્યા. ગુરુ–શિષ્ય વિચારની લહેરોમાં લહેરાતા, રાહ જોતા શિષ્યગણ તરફ વિદાય થયા. )



श्रीमद् मूळचंदजी ( मुक्तिविजयजीगणी ) महाराजना शिष्य—



आचार्य श्रीमद् विजयकमलसूरीश्वरजी महाराज.



સદ્ગત વીરચંદ રાઘવજી ગાંધી

[ પૃ. ૫૩



[ આ પત્રો, છેલ્લા ચાલીસ વરસના પડદા હટાવી સ્વ. સૂરિજીના પ્રેર્યા સ્વ૦ વીરચંદ રાઘવજી ગાંધી અમેરિકામાં કેટલા ઉલ્લાસથી ઘૂમી રહ્યા હતા —વ્યાખ્યાનોના વરસાદ વરસાવી રહ્યા હતા તેનો કંઇક ખ્યાલ આપે છે. ]

School of oriental Philosophy
Esoteric Studies

Conducted by : VIRCHAND R. GANDHI. B. A; M. R. A. S.
Delegate of the Jain Community to the Parliament of Religions.
Under the Direction of Mr. WILLIAM PIPE
Ex-Secretary of the Parliament of Religions of 1893.

**રા. રા. પરમપ્રિય ભાઇશ્રી મગનલાલ દલપતરામની સેવામાં**

**શ્રી અમદાવાદ.**

ચિકાગોથી લિ. સેવક વીરચંદ રાઘવજી ગાંધીના પ્રણામ સ્વીકારશો. આપના પત્રો પહોંચ્યા છે. છેવટનો પત્ર મીસીસ હાવર્ડની ઉપરના પત્ર સાથે આજે આવ્યો તે પહોંચ્યો.

ગયા અકટોબર માસની શરૂઆતમાં હું અહીં આવ્યો ત્યારથી અત્યારસુધી ભાષણોની ધામધુમમાં રોકાયલો હોવાથી આપને પત્ર લખી શકયો નથી તે માફ કરશો.

મુંબઈ છોડ્યા પછી અમે લંડન પહોંચ્યા. ત્યારપછી ચાર પાંચ દિવસે મી. ફત્તેચંદ બ્રીંડીસી રસ્તે લંડન આવી પહોંચ્યા. ત્યાંથી ન્યુયોર્ક અમે સાથે આવ્યા. ન્યુયોર્કમાં ફક્ત એક દિવસ રહી ચિકાગો તરફ રવાને થયા. રસ્તામાં રોચેસ્ટર નામનું શહેર આવે છે ત્યાં ડાકતર સેનફર્ડ તથા મીસીસ સેનફર્ડ અમારા મિત્રો રહે છે. તેમનો આગ્રહપૂર્વક પત્ર આવવાથી અમે ત્યાં બાર કલાક રોકાયા. ત્યાંથી રવાને થઇ ચિકાગો તા. ૩૦ સપ્ટેંબરના રોજ આવી પહોંચ્યા. થોડા દિવસ પછી મીસીસ હાવર્ડ અને તેના મિત્રોએ અમને રિસેપ્શન આપ્યું તેમાં ઘણાં લોકોને આમંત્રણ કર્યું હતું. એ સઘળા મિત્રો અમને અહીં

આવેલા જોઇ ઘણા ખુશી થયા. ત્યારપછી અહીંના Steinway Hall નામના પ્રખ્યાત મકાનમાં મેં એક જાહેર ભાષણ આપ્યું. અને મિટીંગમાં આવેલા ગૃહસ્થો તથા મડમોએ એવી ઇચ્છા જાહેર કરી કે મારે એક ઓફીસ રાખવી જોઈએ અને ત્યાં હિંદુસ્થાનના પ્રાચીન ધર્મ સંબંધી ભાષણો આપવાં જોઇએ. તે ઉપરથી અહીંના મેસોનિક ટેમ્પલ Masonic Temple નામના પ્રખ્યાત બાવીશ મજલાના મકાનમાં તેરમા મજલા ઉપર મેં મારી ઓફીસ રાખી અને ત્યાં તેમ જ બીજી કેટલીએક જગાએ ભાષણો આપવા શરૂ કર્યા. એ ભાષણો ગયા એપ્રીલ માસની આખર સુધી આપ્યા. એ દરમિયાન અહીંથી આશરે બસો માઇલ મેનીસ્ટી નામનું શહેર છે ત્યાં યુનીટેરીયન પંથના ક્રીશ્ચીયન લોકોનું કોન્ફરન્સ થયું હતું તેમના તરફથી આમંત્રણ આવવાથી ત્યાં એક ભાષણ આપવા ગયો હતો.

એ ભાષણ હિંદુસ્થાનની ગુપ્ત-વિદ્યા Occultism in India એ વિષય ઉપર હતું. વળી બીજી તરફ અહીંથી આશરે બસો માઇલ ઓશકોશ નામનું શહેર છે ત્યાંના કોન્ગ્રેગેશનલ પંથના ક્રીશ્ચીયન પાદરી રેવરંડ મી. સ્મીથ તરફથી આમંત્રણ આવવાથી તેમના દેવળમાં રવિવારની સવાર તથા સાંજ મળી બે ભાષણ આપ્યા હતા. તેમાં સવારમાં "જિસસ ક્રાઇસ્ટના ધર્મનો સ્યાદ્વાદ મત પ્રમાણે અર્થ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું અને સાંજના "હિંદુસ્થાનનો પ્રાચીન ધર્મ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. વળી અહીંથી આશરે સો માઇલ રેસીન નામનું શહેર છે ત્યાંના યુનીવર્સલીસ્ટ પંથના ક્રીશ્ચીયન પાદરી રેવરંડ મી. ગ્રીયરના આમંત્રણથી તેમના દેવળમાં "જૈન ધર્મ" ઉપર ભાષણ આપ્યું હતું. વળી અહીંથી વીશ માઇલ ઓકપાર્ક નામનું ગામ છે ત્યાં ત્રણ વખત જઇ યુનીટી ચર્ચ નામના ક્રીશ્ચીયન દેવળમાં ભાષણો આપ્યા હતા. પહેલી વખત "સમ્યગ્દર્શન" ઉપર આપ્યું હતું. બીજી વખત "જૈન ધર્મ" ઉપર આપ્યું હતું. ત્રીજી વખત "ષડ્દર્શન" ઉપર આપ્યું હતું.

મારી ઓફીસમાં અભ્યાસવર્ગ સ્થાપ્યો હતો તેમાં મુખ્યત્વે કરી "જૈનધર્મના યોગનું સ્વરૂપ" "ધ્યાનનું સ્વરૂપ" "કર્મનું સ્વરૂપ" "સ્વરોદય" વિગેરે વિષયો સંબંધી લોકોને શિક્ષણ આપ્યું હતું. તે સિવાય એ જ મેસોનીક દેવલમાં બીજા જાહેર હૉલમાં "હિંદુસ્થાનની સતીઓ" "વશીકરણ વિદ્યા" "રત્નશાસ્ત્ર" "અવધિજ્ઞાન" "ચમત્કારવિદ્યા" "ધ્યાન કરવાની વિધિ" વિગેરે ઘણા વિષયો ઉપર ભાષણો આપ્યા હતા. વળી અહિંથી વીશ માઇલ એવન્સ્ટન શહેર છે ત્યાં એક અભ્યાસ વર્ગ સ્થાપ્યો હતો. ત્યાં "યોગવિદ્યાના સ્વરૂપ" ઉપર લોકોને શિક્ષણ આપ્યું હતું. એંગલવુડ નામનું ચિકાગોનું પરૂં છે જ્યાં હું રહું છું ત્યાં, મીસીસ હાવર્ડના ઘરમાં પણ એક અભ્યાસવર્ગ સ્થાપ્યો હતો. તેમાં યોગશાસ્ત્ર સંબંધી શિક્ષણ આપ્યું હતું.

શિકાગો વુમન્સ કલબ નામની તદ્દન સ્ત્રીઓની સભા છે તેમના આમંત્રણથી તેમના સ્ત્રી સભાસદો સમક્ષ "ગાયન વિદ્યા" ઉપર ભાષણ આપ્યું હતું. Southside Woman's Club સમક્ષ "અમેરિકાની સ્ત્રીઓએ ટોપીઓમાં પક્ષીનાં પીંછાઓ પહેરવા નહી જોઈએ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

જેમ લંડન શહેરમાં National Liberal Club છે અને તે ઘણી પ્રખ્યાત તથા વગવાળી રાજદ્વારી સભા ગણાય છે તેમ અહીં Union League Club છે. તેની અંદર સાત હજાર મેંબર છે. તેમના વાર્ષિક મેલાવડા વખતે મને આમંત્રણ થયું હતું અને "Influence of recent social legislation on American Politics." એ વિષય ઉપર ભાષણ આપવા જણાવ્યું હતું તે પ્રમાણે ભાષણ આપ્યું હતું. એ સિવાય બીજાં ઘણાં ભાષણો આપ્યા હતા. જેમકે Ladies Press League સમક્ષ "Relation between press and Stage" એટલે "ન્યુસપેપર તથા નાટક વચ્ચેનો સંબંધ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. થીયોસૉફીકલ સોસાઈટી સમક્ષ સાત આઠ ભાષણો આપ્યા હતા. સ્પીરીચ્યુઅલ સોસાઈટી સમક્ષ ત્રણ ભાષણો આપ્યા હતા. યુનીવર્સલીસ્ટ ચર્ચમાં પાંચ ભાષણો આપ્યા હતા.

એ પ્રમાણે ગયા એપ્રીલ માસ સુધી કામ કર્યા પછી અહીંથી હું ગ્રાંડ રેપીડ્ઝ નામનું શહેર ૧૬૦ માઈલ દૂર છે ત્યાં જઈ એક મહિનો રહ્યો હતો તે દરમિયાન ચાલીશ ભાષણો જુદા જુદા વિષયો ઉપર આપ્યા હતા.

આ સઘળા વખતમાં મારી સ્ત્રીની તબિયતને અહિંની હવા બીલકુલ અનુકૂળ પડી નહોતી અને તેને હિંદુસ્થાન મોકલવાની જરૂર પડી, તેથી તા. ૨ જુનના રોજ ન્યુયોર્કથી મારી સ્ત્રીની સાથે રવાને થઈ લંડન આવ્યો અને ત્યાંથી તા. ૧૧ જુનના રોજ મારી સ્ત્રીને હિંદુસ્થાન તરફ રવાને કરી હું લંડનમાં થોડા દિવસ રહ્યો. એ વખતે બારીસ્ટરની પરીક્ષા માટે ટર્મ ભરવાનો વખત હતો તે મને અનુકૂળ હોવાથી મેં એક ટર્મ Gray's Inn નામના બારીસ્ટરોના ઈન્સ્ટીટયુશનમાં ભર્યું. બધા મળી બાર ટર્મ ભરવા જોઈએ અને છ પેપરની પરીક્ષા આપવી જોઇએ. આવતે વર્ષે બીજા બે ટર્મ ભરીશ અને બે પેપરની પરીક્ષા આપીશ. ધીમે ધીમે અનુકૂળતા પ્રમાણે બધા ટર્મ ભરી દઈશ અને પરીક્ષા પણ આપીશ. એને માટે મોટી ફી આશરે ૨૫૦૦ રુપિયા આપવા પડે છે. અગાઉથી થોડા આપ્યા છે. બાકીનાને માટે જામીન આપ્યો છે તે છેવટની પરીક્ષા વખતે રુપિયા આપવા પડશે.

લંડનથી તા. ૨૬ જુનના રોજ રવાને થઇ તા. ૩ જુલાઈના રોજ ન્યુયોર્ક આવ્યો. ત્યાંથી ચિકાગો આવી અહીંથી ૨૦૦ માઇલ ચાર્લોટ નામનું શહેર છે ત્યાં ભાષણો આપવા ગયો. ત્યાં કેટલાએક ભાષણો આપી તા. ૧૭ જુલાઇના રોજ અહીં હું પાછો આવ્યો

છું. અહિંથી તા. ૨૨ જુલાઇના રોજ અહિંથી ૧૧૦૦ માઇલ, આટલાંટીક મહાસાગરના કિનારા પર બોસ્ટન નામનું શહેર છે તેની પાસે On set Bay નામની જગ્યા છે ત્યાં જુદા જુદા વિષયોનો અભ્યાસ કરવા તથા ભાષણો સાંભળવા હજારો લોકો એકઠા થયા છે ત્યાંથી આમંત્રણ આવવાથી હું જઇશ. ત્યાં એક મહિનો રહી ત્યાંથી ઉત્તર ભાગમાં આશરે સીતેર માઇલ Greenacre નામનું શહેર છે ત્યાં Summer School of Comparative Religions નામનું ખાતું સ્થાપ્યું છે તેના તરફથી જૈનધર્મ સંબંધી કેટલાક ભાષણો આપવા મને આમંત્રણ થયું છે તેથી ત્યાં જઇશ. સપ્ટેમ્બર મહિનો આખો બોસ્ટન શહેર અને તેની આસપાસના શહેરોમાં ભાષણો આપવા ગાળીશ. અકટોબર મહિનામાં ન્યુયોર્ક અને તેની આસપાસના ગામોમાં ભાષણો આપીશ. નવેંબર મહિનો વોશીંગ્ટન શહેરમાં રહીશ. ડીસેંબરમાં કલીવલેંડ, ડીટ્રોઇટ, રોચેસ્ટર વિગેરે શહેરોમાં ભાષણ આપીશ. જાન્યુઆરીમાં ફરીથી ગ્રાંડરેપીડ્ઝ શહેર જઇશ. ત્યારપછી ક્યાં જઇશ તે નક્કી નથી.

ચિ. મોહનને અહીંની સારામાં સારી સ્કૂલ જેનું નામ Chicago Normal School છે ત્યાં દાખલ કર્યો છે. અંગ્રેજી સારી રીતે બોલતો થઇ ગયો છે. શરીરે ઊંચો તથા મજબૂત થયો છે. સ્કૂલમાં પહેલો નંબર રાખે છે. અહિંના એક ન્યુસપેપરમાં તેના સંબંધી લખાણ આવ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે જેટલું ડહાપણ ચાલીશ વરસની ઉમરના અમેરિકાના ગૃહસ્થમાં હોય છે તેટલું એ સાત વરસની ઉમરના છોકરામાં છે. આ પત્ર લખતી વખતે મોહન મારી પાસે બેઠો છે અને મારી સાથે અંગ્રેજીમાં વાત કરે છે.

અહીં મેં આ પત્રના મથાળા પર આપેલા નામવાળી સ્કૂલ સ્થાપી છે અને તેમાં અગાઉ જણાવેલા વિષયો ઉપર શિક્ષણ આપવામાં આવે છે. મારા ભાષણો સંબંધી બંદોબસ્ત કરવા માટે મેં મી. વીલીયમ પાઇપ જેઓ અગાઉ પાર્લામેંટ ઑફ રીલીજ્યન્સના સેક્રેટરી હતા અને જેના નામથી તમે સારી રીતે જાણીતા છો તેમને મારા મેનેજર નીમ્યા છે. મારી દરેક મુસાફરીમાં તેઓ પણ મારી સાથે રહે છે.

આ વરસમાં હિંદુસ્થાનમાં દુકાળ પડ્યો છે અને તેને લીધે લાખો માણસો ભૂખે મરે છે એવા ખબર અહીં આવવાથી મેં અહીંના લોકોને વિનંતિ કરી એક કમીટી સ્થપાવી છે. તેના પ્રેસીડેંટ આનરેબલ મી. સી. સી. બોની જેઓ સને ૧૮૯૩ માં World's Congresses Auxiliary ના પ્રમુખ હતા તેઓ છે, અને હું સેક્રેટરી છું. ઘણો પ્રયાસ કરી અમે સાનફ્રાન્સીસ્કો શહેરથી એક સ્ટીમર ભરી મકાઇ કલકત્તે મોકલાવી છે. તે ગરીબ લોકોમાં ત્યાં વહેંચવામાં આવશે. આશરે ચાલીશ હજાર રુપિયા રોકડા હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં મોકલાવ્યા છે. થોડા દિવસ ઉપર ઘણું કરીને મુંબઇમાં આપણા જૈન સંઘ ઉપર આશરે બે હજાર રુપિયા મોકલાવીશું.

न्यायांभोनिधि-जैनाचार्य १००८ श्रीमद्विजयानन्दसूरि प्रसिद्ध नाम श्री आत्मारामजी महाराज ने चीकागो (अमेरीका) की सर्व धर्म परिषद् में अपनी तर्फ से भेजा हुआ प्रतिनिधि—



श्रीयुत वीरचंद राघवजी गांधी बार. एट. लॉ.

આ પ્રમાણે રાત–દિવસ કામમાં હું રોકાયેલો રહું છું તેથી આપણા ભાઇઓ ઉપર મારે પત્રો લખવા જોઇએ તે હું લખી શકયો નથી. ત્યાં સર્વેને પ્રણામ કહેશો. એ જ તા. ૧૯ જુલાઇ ૧૮૯૭ સોમવાર.

વધારે સમાચાર આવતા મેલમાં લખીશ.

* *

6 Oxford Terrace
Boston, May 10th. 1898.

**રા. રા. મેહેરબાન મગનલાલભાઇ દલપતરામની સેવામાં,**
**શ્રી અમદાવાદ.**

બોસ્ટનથી લિ. સેવક વીરચંદ રાઘવજી ગાંધીના પ્રણામ સ્વીકારશો. વિશેષ આપના અગાઉના પત્રો પહોંચ્યા છે, તેમ જ છેવટનો પત્ર આપનો લખેલો, મનસુખભાઇ શેઠની સહીનો પહોંચ્યો છે.

શેઠ આણંદજી કલ્યાણજીનો પત્ર થોડા દિવસ પહેલા આવ્યો તેમાં પણ તેઓ શત્રુંજયના કામ માટે મને લંડન જવા લખે છે. આ વરસમાં લંડન જવાનો મારો બીલકુલ વિચાર નહોતો, પરંતુ શેઠ આણંદજી કલ્યાણજીના ફરમાનથી વિચાર બદલ્યો છે અને તા. ૨ જુનના રોજ અત્રેથી લીવરપુલ જવા રવાને થઇશ. ત્યાંથી લંડન જઇશ. શત્રુંજયના કામમાં મારાથી બનતી પેરવી કરવા ચૂકીશ નહી.

ગયા વરસના આગસ્ટ માસથી અત્યારસુધી હું મુસાફરીમાં છું. ગયે વરસે આગસ્ટ માસમાં ગ્રીનેકર જઇ જૈન ધર્મ સંબંધી કેટલાક ભાષણો આપ્યા હતા. ત્યાંથી રોચેસ્ટર જઇ પંદર વીસ ( દિવસ ) રહી કેટલાક ભાષણો આપી વોશીંગ્ટન ગયો હતો. ત્યાં કેટલાક ભાષણો આપી નેશવીલ, કોનગ્રેસ ઓફ્ લીબરલ રીલીજ્યન એકઠી થઇ હતી ત્યાં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે ગયો હતો. ત્યાંથી ચિકાગો ગયો હતો. ચિકાગોથી પાછો વોશીંગ્ટન ગયો હતો, વોશીંગ્ટનથી ન્યુયોર્ક ગયો હતો.

આ વરસની શરૂઆતમાં બોસ્ટનની પાસે આવેલા કેંબ્રીજ શહેરમાં, જ્યાં હાર્વર્ડ યુનીવરસીટી આવેલી છે ત્યાં ષડ્દર્શનના સ્વરૂપ ઉપર ભાષણો આપ્યા હતા. યુનીવરસીટીના પ્રોફેસરો સાંભળવા આવતા હતા. જૈન ધર્મના ઉત્તમ સ્વરૂપથી તેઓ ઘણા ખુશી થયા હતા. વિશેષે કરી ફીલોસૉફીના પ્રોફેસર વીલીયમ જેમ્સે ઘણો સંતોષ જાહેર કર્યો હતો.

ત્યારપછી ન્યુયોર્ક ગયો હતો. ત્યાંથી અહીં આવ્યો છું. દરમિયાન રોચેસ્ટર, હાર્ટફર્ડ, યોંકર્સ, બ્રુકલીન, હાઇડ પાર્ક, મેલરોઝ હાઇલેંડ્ઝ, મેડફર્ડ, વોલ્થમ વિગેરે ઘણી જગાએ ભાષણો આપ્યા હતા. ઘણા લોકોને માંસાહારનો ત્યાગ કરાવ્યો છે.

ન્યુયોર્કમાં વેજીટેરીયન સોસાઇટી તરફથી માંસાહારના ત્યાગ સંબંધી ભાષણ આપ્યું હતું. તે વખતે આ દેશના પ્રખ્યાત આગેવાન મી. જ્યોર્જ ફ્રાન્સીસ ટ્રેન ભાષણ સાંભળવા આવ્યા હતા. તેઓની ઉમર ૭૨ વર્ષની છે, પાંચ વખત દુનિયાની આસપાસ મુસાફરી કરી છે, ૧૮૫૭ ના હિંદુસ્થાનના બળવા પહેલાં તેઓ હિંદુસ્થાનમાં આવ્યા હતા અને કલકત્તામાં તેમની પેઢી તે વખતે ધમધોકાર ચાલતી હતી. તેઓ મારા ભાષણથી ઘણા ખુશી થયા હતા. તેઓએ માંસાહારનો ત્યાગ કરેલો છે.

વળી ન્યુયોર્કમાં Sunrise Club નામની સભા છે તેમની મિટીંગ દર પંદર દિવસે મળે છે તે વખતે Three Fundamental Errors in Occidental Philosophy એ વિષય ઉપર ભાષણ આપ્યું. લોકોને તેમની ફિલોસોફીની ભૂલ બતાવવી અને તેનું ખંડન કરવું એ સુતા સાપને જગાડવા જેવું છે તે છતાં Sunrise Club ના મેંબરો મારા ભાષણથી ઘણા ખુશી થયા હતા. તે કલબમાં ન્યુયોર્કના પ્રખ્યાત બારીસ્ટર અને વકતા મી. ફ્રેસબી ( ? ) એક ( મેંબર છે ). તેઓ મારા ભાષણ વખતે હાજર હતા અને ભાષણને અંતે તેઓએ જણાવ્યું હતું કે આવું ન્યાયયુકત સરસ ભાષણ તેઓએ કદી સાંભળ્યું નહોતું.

અહીં બોસ્ટનમાં તા. ૪ એપ્રીલના રોજ અહીંના યુનીટેરીયન પંથના પાદરીઓ સમક્ષ જૈનધર્મે સુધારામાં તથા તત્વજ્ઞાનની બાબતમાં કેવો ભાગ લીધો છે એ સંબંધી ભાષણ આપ્યું હતું, એથી પાદરીઓએ જૈન ધર્મની ઘણી પ્રશંસા કરી હતી. ચિ. મોહન તે વખતે હાજર હતો. મારા ભાષણ પછી મોહને પણ દસ મિનિટ સુધી અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. લોકોને ઘણો સંતોષ થયો હતો.

અહીંથી તા. ૧૮ મે. ના રોજ ચિકાગો ત્યાંના વડા ન્યાયાધીશ પાસેથી લંડન માટે કેટલાક ભલામણપત્રો લેવા જઇશ. ત્યાંથી ઇંડીયાનાપોલીસ નામનું શહેર પાંચ સો માઇલ દૂર છે ત્યાં એક ભાષણ આપી, અહીં આવી તા. ૨ જુનના લંડન જઇશ.

આગના વીમા સંબંધી તજવીજ કરતા માલુમ પડે છે કે અમેરિકાની કંપનીઓને જોઇએ તે કરતા અહીં વધારે કામ મળતું હોવાથી પરદેશમાં કામ કરવા રાજી નથી.

લંડનમાં મારૂં શિરનામું—

V. R. GANDHI.

C/o. Thos. Cook & son, Ludgate Circus, LONDON E. C.

તા. ક. આપના ઘરમાં સર્વે ખુશીમાં હશે. જગાભાઇ તથા કેશવલાલ ખુશીમાં હશે. બ્હેન જાસુદ પણ ખુશીમાં હશે. એ જ.

# સંસ્મરણો

સૂરચંદ બદામી

[ સિંહનો અભિષેક કરવા કોઇ જતું નથી. એ તો પોતાના સહજ વિક્રમ, બળ, તેજ અને છટાથી વનનો રાજા બને છે. સ્વ. વિજયાનંદસૂરિ જન્મસિદ્ધ નેતા હતા. એમના રોજના વહેવારમાં નિયમિતતા અને તેજસ્વીતા તરવરતી. અવ્યવસ્થા અને અનિયમને તેઓ સાંખી શકતા નહીં. એમનું વ્યક્તિત્વ પ્રભાવથી અંકાએલું હતું. શ્રીયુત બદામીના બાળવયના સ્મરણમુકુરમાં અંકાયેલા કેટલાક આછા ચિત્રો, અહીં, એ વાતની સાબિતી આપે છે. ]

મહાપુરુષોના જીવનપ્રસંગો, વાર્તાલાપો વિગેરેમાંથી આપણે ઘણો બોધ મેળવી શકીએ છીએ, જે બીજી રીતે મેળવવા દુર્લભ હોય છે. આપણા પરમપૂજ્ય આચાર્યદેવના એવા જીવનપ્રસંગો વિગેરે બહુ જ અલ્પપ્રમાણમાં આપણને મળી આવેલા છે, એ ખરેખર ખેદની વાત છે. આચાર્યશ્રીના સુરતના ચાતુર્માસ સમયના કેટલાક પ્રસંગો મારી સ્મૃતિપટ ઉપર આલેખાયેલા છે, તે આ શુભ પ્રસંગે ટૂંકામાં જણાવવામાં આવે તો અનુચિત નહિ લેખાય.

પૂજ્ય આચાર્યશ્રીનું ચાતુર્માસ સુરતમાં વિક્રમ સં. ૧૯૪૧ ની સાલમાં થયેલું. તે વખતે મારી આશરે બારેક વર્ષની લઘુવય હોવાથી મારા જોવામાં આવેલા અનેક પ્રસંગો મને યાદ રહી શક્યા નથી, પણ અત્ર જણાવવામાં આવતા પ્રસંગો હું ભૂલી ગયો નથી, અને તે જ્યારે જ્યારે મારા વિચારવામાં આવે છે ત્યારે મને અત્યંત આહ્લાદ થાય છે.

જેઠ માસમાં મહારાજશ્રીનો સુરત શહેરમાં પ્રવેશ થયો તે વખતનું શ્રીસંઘ તરફથી કરવામાં આવેલું સામૈયું હજુ પણ મારા સન્મુખ દેખાઇ રહે છે. એ સામૈયું દબદબાભરેલું તેમ જ અત્યંત ભક્તિભીનું હતું, અપૂર્વ હતું, સુરતના નગરજનોના જોવામાં તે પહેલવહેલું જ હતું. લગભગ બાવીસ મુનિમહારાજાઓનો પ્રભાવશીલ સમુદાય આગળ કોઇ વખત જોવામાં આવેલો નહિ. લોકોની મેદની આખે રસ્તે જામેલી જ રહેલી અને મુક્તકંઠે મહામુનિઓની અને જૈન ધર્મની પ્રશંસા કરતી. મહારાજશ્રીના નિર્મલ ચારિત્રની ને વિદ્વત્તાની ખ્યાતિ તો તે પહેલાં ક્યારનીયે અત્ર પ્રસરી ગયેલ હતી, અને અનેક ભાવિક ગૃહસ્થો અને બ્હેનો મહારાજશ્રીને વંદન કરવા માટે અમદાવાદ અને સુરત વચ્ચે કેટલા ય મુકામોએ જઇ આવ્યાં હતાં. સુરતમાં કરવામાં આવેલા સામૈયાની અસર જૈનેતરો પર

ઘણી સારી થયેલી, અને સુરતના તેમ જ આજુબાજુના જૈનેતર વિદ્વાનો અને સામાન્ય જનો આખા ચાતુર્માસમાં ધાર્મિક ચર્ચા કરવા અને પોતાની શંકાઓ દૂર કરવા મહારાજશ્રીની પાસે વખતોવખત આવતા અને મહારાજશ્રી તેઓને ધર્મનું રહસ્ય પોતાની યુક્તિપૂર્ણ શૈલીથી મધુરી અને જોશદાર વાણીમાં સમજાવતા તેમ જ સંતોષ પમાડતા.

મહારાજશ્રીની વ્યાખ્યાનશૈલીથી શ્રોતાવર્ગ એટલો બધો મુગ્ધ થઇ ગયેલ હતો કે શરૂથી છેવટ સુધી વ્યાખ્યાન હૉલ ચીકાર ભરાયેલો જ રહેતો. મહારાજશ્રીની વ્યાખ્યાન કરવાની કળા અત્યંત અસાધારણ રીતે આકર્ષક હતી. ભાષા જોશદાર, સોંસરી હૃદયમાં પેસી છાપ પાડે તેવી, અને સાથે સાથે સાદી અને સામાન્ય જનને પણ સહેલાઇથી સમજાય તેવી હતી; ને તે મેઘધ્વનિ જેવી ગંભીર લાગતી અને કંટાળો ન આપતાં જાણે આખો વખત સાંભળ્યા જ કરીએ એમ થતું. મહારાજશ્રીના વ્યાખ્યાનનું આકર્ષણ એટલું બધું થતું હતું કે ધર્મકરણીમાં આગળ ભાગ્યે જ ભાગ લેતા એવા ફક્ત નામધારી શ્રાવકો પણ ત્યાં ખેંચાઇ આવતા અને હજુસુધી હું ભૂલી નથી ગયો કે તેઓ પૈકી કેટલાકો મહારાજશ્રીને અરજ કરવાની વાતો કરતા હતા કે " જેઓ ધર્મકરણીમાં હંમેશ જોડાયલા છે તેઓના કરતાં અમને આપશ્રીનું વ્યાખ્યાન સાંભળવા અને સમજવાની વિશેષ જરૂર છે માટે અમને વ્યાખ્યાન-પીઠની નજદીકમાં બેસવાની જગ્યા મળે તેમ થાય તો મોટો ઉપકાર."

મહારાજશ્રી વખતની કીંમત બહુ જ આંકતા. એક મિનિટ પણ નકામી જવા દેતા નહિ. કયે વખતે કયું કામ કરવાનું તેનો ક્રમ હંમેશને માટે વ્યવસ્થિત કરી જ રાખેલો. વડીનીતિ તથા લઘુનીતિનો ટાઇમ પણ લગભગ નિશ્ચિત જેવો જ હતો. શિષ્યવર્ગને પાઠ હંમેશ નિયમસર આપતા. નીમેલે વખતે શિષ્યસમુદાય એકત્રિત થઇ જતો અને મહારાજશ્રી પાઠ આપતા. પાઠ લીધા બાદ તેઓ અલાયદા બેસી લીધેલો પાઠ માંહોમાંહે ચર્ચાપૂર્વક ફરી સંભારી જતા. ઘણે ભાગે શ્રાવક સમુદાયને વખતની કીંમત ઘણી ઓછી હોય છે. વ્યાખ્યાનનો કે પ્રતિક્રમણનો ટાઇમ આપેલો હોય તે ટાઇમે ભાગ્યે જ હાજર રહે. હજુ પણ તેવી પદ્ધતિ ઘણાં સ્થળોએ જોવામાં આવે છે. પરિણામ એ આવે છે કે જેઓ વખતની કીંમત સમજી નીમેલે ટાઇમે હાજર થાય છે, તેઓનો વખત નકામો જાય છે. મહારાજશ્રી આવી પદ્ધતિ ઘણે ભાગે ચલાવી લેતા નહિં. એક પ્રસંગ મને ખાસ યાદ છે. સાંવત્સરિક પ્રતિક્રમણ શરૂ કરવાનો ટાઇમ મહારાજશ્રીએ આપેલો. તે ટાઇમે શ્રાવક સમુદાય તૈયાર ન હતો. તંબોલ વિગેરે વહેંચાતું હતું અને સૂત્રો બોલવા માટે ઉછામણી થઇ રહી હતી. મહારાજશ્રી તો વ્યાખ્યાન હૉલમાં જ્યાં પ્રતિક્રમણ કરવાનું હતું ત્યાં નીમેલે ટાઇમે આવી પહોંચ્યા. ત્યાં બધું અવ્યવસ્થિત જોઇ પોતાની વજનદાર અસરકારક વાણીમાં બધાને ચેતવણી આપી દીધી કે આ મુજબ ચાલી શકશે નહિં અને જો તૈયાર ન હો તો તમે તમારી મેળે પ્રતિક્રમણ કરી લેજો, અમે અમારું શરૂ કરી દઇએ. તરત તેની અસર થઇ ગઇ અને સર્વે લાગલા જ તૈયાર થઇ ગયા. વખતની યોગ્ય કીંમત આંકવામાં સાધુ અને ગૃહસ્થ બન્નેનું ઘણી જગાએ મોળાપણું જોવામાં આવે છે ત્યારે તે જોઇને બહુ અફસોસ થાય છે. મહારાજશ્રીનું દૃષ્ટાંત આ બાબતમાં હંમેશ યાદ રાખવા લાયક છે.

સંથારો કરવા પહેલાંનો રાત્રિનો ટાઇમ પણ મહારાજશ્રી નિયમિત રીતે શિષ્યવર્ગને કેળવવામાં અને ધર્મચર્ચા કરવામાં ગાળતા. પ્રતિક્રમણ થઇ ગયા બાદ મહારાજશ્રી પોતાની કાયમની બેઠકે આવતા

આ ત્રણે વ્યક્તિઓ પંજાબમાં મંદિરોની પ્રતિષ્ઠાની ક્રિયા કરાવનાર છે.



ઝવેરી ગોકળભાઇ-વડોદરા.



શેઠ નગીનદાસ ગરબડદાસ-છાણી.



શા. ફુલચંદ ખીમચંદ-વલાદ.

અને શ્રાવકવર્ગ પણ ત્યાં એકઠો થતો. ત્યાં અનેક શંકાઓનાં સમાધાન થતાં. પ્રસંગે પ્રસંગે શિષ્યવર્ગને સંસ્કૃતમાં વાર્તાલાપ કરવાનો અભ્યાસ પડે તેટલા માટે સંસ્કૃતમાં પણ શાસ્ત્રાર્થ થતો. મહારાજશ્રી, પંડિતજી શ્રીયુત અમીચંદભાઇ તથા મહારાજશ્રીના મુખ્ય શિષ્યો તેમાં ભાગ લેતા, અને કોઇ ન્યાયાલયમાં વકીલ બારીસ્ટરો અંગ્રેજીમાં વાદવિવાદ કરે અને તે સાંભળવામાં અંગ્રેજી નહિ સમજનાર સખ્સો પણ ઇંગિત આકાર વિગેરે ઉપરથી રસ લે છે તેમ સંસ્કૃત નહિ જાણનાર શ્રાવકવર્ગ પણ તેમાં રસ લેતો હતો.

દીક્ષા લેવા માટે જો કોઈ મુમુક્ષુ આવતા તો તેમને મહારાજશ્રી એકદમ દીક્ષા ન આપતા. તેમની યોગ્યતાની પ્રથમ તપાસ કરતા. તેઓને કેટલોક વખત પોતાના સમાગમમાં રાખી, ખાત્રી કરી યોગ્ય જણાય તો દીક્ષા આપતા. સુરતમાં બે ગૃહસ્થો દીક્ષા લેવા માટે ચાતુર્માસ પહેલાં આવેલા તેઓને દીક્ષા તરત ન આપતાં ચાતુર્માસ પછી વિચાર કરી દીક્ષા આપવા જણાવેલું. દરમ્યાન તેઓ પૈકી એકની વર્તણુક અયોગ્ય માલુમ પડી. ચાતુર્માસ દરમ્યાન તેણે દેરાસરમાંથી ચોરી કરેલી તે પકડાઇ. જો યોગ્યતાથી તપાસ માટે એ શખ્સને રાખ્યો ન હત અને દીક્ષા આપવાનું મુલતવી રાખવાથી તેની ભાવના ફરી જાય અને ભવિષ્યમાં દીક્ષા લેતો અટકે એવા કોઇક વિચારથી જો તેને આવતાંવેંત દીક્ષા આપી દીધી હત તો આવા અયોગ્ય શખ્સને દીક્ષા આપવાથી ભવિષ્યમાં કેટલો અનર્થ થવાનો સંભવ રહતે ! મહારાજશ્રીની દીક્ષા આપવાની પદ્ધતિ બહુ દીર્ઘદષ્ટિવાળી, વ્યવહારુ અને એક મહાન્ ધાર્મિકપંથના નાયકને અત્યંત શોભા આપનારી હતી.

મહારાજશ્રીનો શિષ્યવર્ગ તે કાળના પ્રમાણમાં ઘણો વિસ્તૃત હતો, પણ તેના ઉપર યોગ્ય દેખરેખ અને કાબૂ રાખવા તેઓશ્રી હંમેશ કાળજી રાખતા. સાધુના આચારની કીંમત તેઓશ્રી અમૂલ્ય આંકતા અને તે આચારમાં કોઇ શિષ્યની સ્ખલના જોવામાં આવતી તો તેને માટે સખત ઠપકો આપતા અને યોગ્ય શિક્ષા ફરમાવવા ચૂકતા નહિં. એક દાખલો મને ખાસ યાદ રહેલ છે. કેટલાક સંઘાડાઓમાં કેટલેક પ્રસંગે આપણે જોઇએ છીએ કે સાધુઓ પોતાના ઉપયોગની ( કે વખતે શોખની ) વસ્તુઓ શ્રાવકો પાસે પોતાના ગુરુની જાણ બહાર માંગી લે છે, અને ભક્ત શ્રાવકો ભોળાભાવે કે દષ્ટિરાગથી તેઓને તે આણી આપે છે. તે વસ્તુઓ ખરેખર ઉપકરણની છે કે અધિકરણરૂપે પરિણમનારી છે તે વિષે વિચાર કરવામાં આવતો નથી. ઉપકરણની હોય તો પણ ગુરુ–આજ્ઞા સિવાય ન લેવી જોઇએ, એ નિયમ તો અનુલ્લંઘનીય છે. આ બાબત યોગ્ય ધ્યાન આપવામાં આવતું ન હોવાથી પરિણામ અનિષ્ટ આવે છે. મહારાજશ્રી આ પદ્ધતિ ચાલવા દેતા નહિં. ચોમાસાની શરૂઆત પહેલાં કેટલાક સાધુઓએ શ્રાવકો પાસેથી કાપડ વિગેરે વહોરેલું. મહારાજ સાહેબની તે માટે આજ્ઞા લીધેલી નહિં. મહારાજ સાહેબને તે બાબતની ખબર પડતાં તે સાધુઓને એવો સખત ઠપકો આપેલો કે તે સાંભળતાં હું તો થરથરી ગયલો. ઠપકો આપી બધાને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપ્યું તે તો જુદું. સમુદાયના હિત માટે સંઘાડાના નાયકે દરેક કામમાં યોગ્ય શિક્ષા પદ્ધતિ રાખવાની કેટલી બધી જરૂર છે ? ભક્ત શ્રાવકવર્ગે પણ સાધુઓ ધર્મના આચારનું બરાબર પાલન કરતા રહે તે માટે તેમાં યોગ્ય રીતે સહાયભૂત થવું જોઇએ, પણ અયોગ્ય ભક્તિથી કે દષ્ટિરાગથી આચારમાં શિથિલતા આવી જાય તે મુજબ ન થવા દેવું જોઇએ.

" સાધુજન ફરતો ભલો, ડાઘ ન લાગે કોઇ, " આ વાક્યનો બરાબર અમલ કરવામાં મહા-

રાજશ્રી કટિબદ્ધ રહેતા. મહારાજશ્રીના જુદે જુદે થયેલા ચાતુર્માસની યાદી તરફ દૃષ્ટિ કરતાં આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે એક જ સ્થળે લાગલાગટ બે ચાતુર્માસ તેઓ સાહેબે કદી કર્યાં જ નથી; એટલું જ નહિ પણ સંવેગ મત સ્વીકાર્યા પછી એક જ સ્થળે લાંબે લાંબે અંતરે થયેલાં બે ચોમાસાં પણ બહુ જ થોડાં છે. મહારાજશ્રીની વિહારભૂમિ બહુ વિસ્તૃત હતી અને અનેક સ્થળોના જનસમુદાયને એઓશ્રીના વચનનું અમૃતપાન કરવાનો લાભ મળતો હતો.

ધાર્મિક સિદ્ધાંતોનો અપલાપ થતો હોય કે તેમાં અયોગ્ય ફેરફાર થતો જણાતો હોય તો તે બાબતમાં મહારાજશ્રી શાસ્ત્રસંમત વાતો જનસમૂહની જાણમાં આવે અને પોતાના આચારવિચાર શાસ્ત્રાનુસાર રાખે તેટલા માટે આવા દરેક પ્રસંગે યોગ્ય પ્રતિકાર કરવા ચૂકતા નહિ. એ પ્રતિકાર એવો સજ્જડ અને પદ્ધતિસર કરતાં કે તેમાં કોઇને શંકા ઉઠાવવાની બારી રહી શકે જ નહિ. સુરતમાં એક એવો પ્રસંગ હુકમ મુનિના સંબંધમાં બન્યો હતો. તેમણે પ્રગટ કરેલા પુસ્તકમાં અનેક બાબત શાસ્ત્ર વિરુદ્ધની જણાયેલી. તે સંબંધમાં જંબુસરના શ્રાવક શા. ગોરધનદાસ બેચરે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત કરેલા. મહારાજશ્રીએ તેના સંતોષકારક ઉત્તરો આપેલા અને એ બાબતમાં કોઇને કોઇ પ્રકારની શંકાનું સ્થાન ન રહે તેટલા માટે વિશેષ યોજના થયલી. જૈન એસોસીએશન ઑફ ઇન્ડીઆ મારફત જુદા જુદા જૈન વિદ્વાનો, સાધુઓ અને યતિઓના એ બાબતમાં અભિપ્રાયો મંગાવી, સુરતમાં શેઠ પ્રેમચંદ રાયચંદની ધર્મશાળામાં એક મોટો મેળાવડો કરી, તેની સમક્ષ તમામ અભિપ્રાયો વાંચી એ સંબંધમાં ઉચિત ઠરાવ કરવામાં આવેલો. ધાર્મિક સિદ્ધાંતોના નિર્ણય બાબત આવી પદ્ધતિ બહુ અનુકરણ કરવા લાયક ગણાય.

ઉપર જણાવેલાં સંસ્મરણોની મારા ઉપર મારી લઘુવયથી નહિં ભૂંસાય તેવી અસર થયલી છે; અને એ સંસ્મરણો તથા શ્રીગુરુદેવનું શુદ્ધ ચારિત્ર, અને સમાજની ધાર્મિક ઉન્નતિ કરવા બાબતમાં તેઓશ્રીની તીવ્ર લાગણી આપણને દેવ, ગુરુ અને ધર્મ ઉપર પ્રીતિ કરાવવામાં અનેક પ્રકારે સહાયભૂત થાય છે, તેને માટે આપણે સદા શ્રી ગુરુદેવના ઋણી છીએ.






[ લેખક તે શ્રીયશોવિજય જૈન ગુરુકુલના સંવર્ધક મુનિ ચારિત્રવિજયજીના શિષ્ય છે. તેઓશ્રી જણાવે છે કે ' શ્રી બુટ્ટેરાયજી મહારાજ શ્રી આત્મારામજી મહારાજના ગુરુજી થાય છે. તેમના પોતાનાં જ હસ્તલિખિત ચરિત્રના આધારે જ મૂળ મુદ્દા આપ્યા છે. '—**સંપાદક** ]

**જન્મસ્થાન**

એમનું જન્મસ્થાન ભારતની વીરભૂમિ પંજાબ. જાતે રણજીતસિંહજીના વંશજ; જેમની નસેનસમાં વીરત્વ અને સચ્ચાઈ ઠાંસી–ઠાંસીને ભર્યાં હતાં. શીખજાતિની સહજ–સુલભ ખાનદાની, કુલગૌરવ અને ધર્મભાવના એમનામાં જાગૃત હતી. ૧૮૫૭ ના બળવા પછીના શાંત થતા જતા ભારતમાં એ ભડવીર પુરુષ ધાર્મિક બળવો–ક્રાન્તિ કરવા જન્મ્યો હતો. સં ૧૮૬૩ માં લુધિયાના નજીકના **દુલવાં ગામ**માં તેમનો જન્મ થયો. પિતાનું નામ **ટેકસિંહ**, માતાનું નામ **કર્મોદે** અને પોતાનું નામ **બુટ્ટાસિંહ**. માતાનો એકનો એક લાડકવાયો ' દેવના દીધેલા ' ની માફક ઉછર્યો. ' દેવના દીધેલા 'ને જાણે ચરિતાર્થ કરવા જ હોય તેમ બચપણથી તેમને સંસાર પ્રત્યે અણગમો હતો-સાંસારિક વાસનાઓ અને સુખો પ્રત્યે વિમુખતા હતી. સંસ્કારી માતાએ એમાં પ્રાણ પૂર્યો અને બાલકને સન્માર્ગે વાળ્યો.

**ફકીરી**

એક વાર બુટ્ટાસિંહે માતાને સાફ સંભળાવ્યું: 'મારે સાધુ થવું છે.' આ સાંભળતાં જ પગ નીચેથી ધરતી સરકતી હોય તેમ માતાને આંચકો લાગ્યો, પરંતુ ત્યાં તો સ્વપ્નું યાદ આવ્યું. પુત્ર તો થશે પણ સાધુ થશે–જગતવન્દ્ય થશે. ધીરતાથી માતાએ વાત્સલ્યભર્યો હાથ પંપાળતાં કહ્યું: ' જા વત્સ ! જા સાધુ થા; પરંતુ **સાધુ થયા પછી સંસારની મમતામાં ન પડીશ. સાચો સાધુ થજે.** ' માતાના આશીર્વાદ અને ઉન્હાં ઉન્હાં આંસુથી ભીંજાઈ બુટ્ટાસિંહ જગતના ચોકમાં સાધુ–સંતોને શોધવા નીકળ્યો. પંજાબમાં ફરી સાધુ–સંતોની ખૂબ શોધખોળ કરી. અનેક સંતો અને ફકીરોનો પરિચય સાધ્યો કિન્તુ સાચી સાધુતાની ફોરમ તેમને

ક્યાં ય ન લાધી. ઠેઠ દિલ્હી સુધી ફરવા છતાં ય તેમને સાધુતાનાં દર્શન ન થવાથી ઘેર પાછા ફર્યા. માતાએ પુત્રને ક્ષેમકુશલ ઘેર પાછો આવેલો જોઈ હર્ષનાં આંસુ વર્ષાવ્યાં.

પંજાબમાં એ સમયે સ્થાનકમાર્ગી સાધુઓ જ વિચરતા. ક્યાંક ક્યાંક યતિ મહાત્માઓ પોતાનાં થાણાં જમાવીને બેઠા હતા, પણ તેમના કંચનપ્રેમે–ક્યાંક ક્યાંક કામિની–પ્રેમે, તેમનાં માનસત્કાર અને આદર ઘટાડ્યાં હતાં. ત્યાંની જૈન જનતા તેમનાથી વિમુખ બની,–સાથે જ જિનવરના સાચા ધર્મથી વિમુખ બની હતી. બુટ્ટાસિંહને અન્ય સંપ્રદાયના સાધુઓ કરતાં સ્થાનકમાર્ગી સાધુઓના પરિચયમાં કંઈક સત્યની ઝાંખી થઇ, એટલે પચીસ વર્ષની ભરયુવાનીમાં ૧૮૮૮ માં દિલ્હીમાં બુટ્ટાસિંહે સ્થાનકમાર્ગી સાધુધર્મની દીક્ષા લીધી અને બુટેરાયજી નામ અપાયું.

**સાધુ જીવન**

બુટેરાયજી સાધુ જીવન સુંદર રીતે પાળતા હતા. એમનું શુદ્ધ ચારિત્ર, તેજસ્વિની મેધા–બુદ્ધિ, પરમ ત્યાગ અને યૌવનવસન્તમાં પાંગરી રહેલી સુંદર સ્વરૂપવાન કાયાએ આખા સ્થાનકવાસી સાધુઓનું લક્ષ્ય ખેંચ્યું. ટૂંક મુદતમાં જ બુટેરાયજી મહારાજે સુંદર અભ્યાસ કર્યો. આગમ બત્રીસી વાંચી. એ વાંચતાં તેઓશ્રીને એમ લાગ્યું કે જિનાગમમાં મૂર્તિનિષેધ નથી. સં. ૧૮૯૩ માં તેમને મુહપત્તિ બાંધવી એ શાસ્ત્રવિહિત નથી અને જિનમૂર્તિ માનવી એ શાસ્ત્રવિહિત છે એમ પહેલવહેલી શ્રદ્ધા થઇ. પંજાબમાં સૌથી પ્રથમ આવી શ્રદ્ધા આ ધર્મવીરને થઈ જેને આજે એક શતાબ્દિ પૂરી થાય છે.

જિનાજ્ઞા પ્રમાણેના ધર્મની શોધ ચાલુ હતી. બુટેરાયજી મહારાજ ફરતા ફરતા દિલ્હી પધાર્યા. ત્યાં તેમને તેરાપંથી સાધુનો પરિચય થયો. તે સંપ્રદાયની પરીક્ષા કરવા બુટેરાયજી જયપુર, જોધપુર તરફ વિચર્યા. બે ત્રણ વર્ષ ત્યાં ગાળ્યાં, પરન્તુ મુમુક્ષુ–બુટેરાયજીને ત્યાં સંતોષ ન થયો. એ ધર્મ પ્રત્યે આદર ન થયો એટલે દિલ્હી પાછા આવ્યા. દિલ્હી આવી વૃદ્ધ ગુરુની સેવા તન–મનની શુભ નિષ્ઠાથી બજાવી. સ્થાનકમાર્ગી સંપ્રદાયની કેટલીયે શંકાઓનાં સમાધાન મેળવ્યાં જેમાં તેમને પોતે જાણેલું સત્ય વધુ સાચું ભાસ્યું. ગુરુ અન્તિમ સ્થિતિએ હતા ત્યારે શિષ્યને અન્તિમ આશીર્વાદ આપ્યોઃ 'વત્સ! સત્યાર્થી બનજે–જ્યાં તને વધુ આત્મકલ્યાણ ભાસે ત્યાં રહેજે. તું ક્યાં ય કદી દુઃખી નહિ થાય.'

**સત્યની પરીક્ષા**

ગુરુજીના સ્વર્ગવાસ પછી બુટેરાયજીએ પંજાબમાં ઘૂમવા માંડ્યું. ગુરુકૃપાએ તેમને શાસ્ત્રબોધ સુંદર થયો હતો. પંજાબમાં તે વખતના વિદ્વાન્ ગણાતા સ્થાનકમાર્ગી સાધુ અમરસિંહજી આદિને મળ્યા. પોતાની કેટલીયે શંકાઓ તેમને પૂછી. અમરસિંહજીએ બુટેરાયજીની તર્કશક્તિ, શાસ્ત્રીય જ્ઞાન અને સત્યપ્રિયતા નિહાળ્યાં અને કહ્યું: "बुटेराया! तुम और हम सदा साथमें ही रहे."



मुनिराज श्री बुट्टेरायजी ( बुद्धिविजयजी ) महाराज.

બુટેરાયજીએ તેમનું કથન માન્ય રાખ્યું અને બન્ને થોડો સમય સાથે વિચર્યા. તે દરમ્યાન મુહપત્તિ અને મૂર્ત્તિની ચર્ચા પ્રસંગવશાત્ નીકળી. અમરસિંહનાં કથનોથી પોતાની બુદ્ધિને સંતોષ થયો નહિ. અન્તે બન્ને જુદા–કાયમના જુદા પડ્યા. અમરસિંહજી તેમના હરિફ બન્યા. આ પ્રસંગ અમૃતસરમાં બન્યો હતો.

**મંથનકાળ અને ચર્ચાના શ્રી ગણેશ**

બુટેરાયજી ત્યારપછી પંજાબમાં આગળ વધ્યા. સાથે જ શાસ્ત્રનું ઊંડું મર્મગ્રાહી વાચન પણ વિશાળ બન્યું. જેમ જેમ શાસ્ત્રનું વાચન વધતું ગયું તેમ તેમ તેઓશ્રીને પૂરેપૂરી ખાત્રી થઈ કે ચોવીસે કલાક મુહપત્તિ બાંધવાનું વિધાન કોઇપણ જૈન શાસ્ત્રમાં નથી, અને મૂર્ત્તિપૂજાનો વિરોધ પણ કોઇપણ જૈન શાસ્ત્રમાં નથી. એ વિરોધ અસંગત અને અસ્થાને છે. જૈનશાસ્ત્રમાં મૂર્ત્તિપૂજાનું વિધાન સ્થાને–સ્થાને વિદ્યમાન છે. આટલી વાત પ્રતીત થયા છતાંયે બુટેરાયજી આ વિષય જાહેરમાં ચર્ચતા નહિં અને મુહપત્તિ બાંધી રાખતા. મૂર્ત્તિપૂજાના વિરોધ સિવાય સમભાવપૂર્વક ધર્મનો ઉપદેશ આપતા. એમાં એક વાર એવું બન્યું કે બુટેરાયજી ગુજરાનવાલામાં ચાતુર્માસ હતા. ત્યાંનો એક શ્રાવક કાર્યપ્રસંગે અમૃતસર ગયેલો. ત્યાં અમરસિંહજી ચોમાસુ હતા. અમરસિંહજીએ તે શ્રાવકને પૂછ્યું "તમારે ત્યાં બુટેરાય છે એની શ્રદ્ધા કેવી છે ?"

શ્રા૦—બહુ સારી શ્રદ્ધા છે. પરમત્યાગી, તપસ્વી અને વિદ્વાન્ છે.

અમરસિંહજી—તેની શ્રદ્ધા ખોટી છે. તે મૂર્ત્તિને માને છે. મુહપત્તિ બાંધવાની તેને શ્રદ્ધા નથી.

શ્રા૦—મહારાજ અમારે ત્યાં એવું કશું નથી. બુટેરાયજી બરાબર મુહપત્તિ બાંધી રાખે છે અને ક્રિયા પણ ચોકખી કરે છે. એ શ્રાવક તો થોડી મુદ્દતમાં જ પાછો ગુજરાનવાલા આવ્યો અને વ્યાખ્યાન વચ્ચે જ અમરસિંહજીએ પૂછેલી વાતનું નિરાકરણ માગ્યું. બુટેરાયજી મહારાજે જરાયે ગભરાયા સિવાય, આત્મવંચના કર્યા સિવાય સત્ય જાહેર કર્યું, પોતાની માન્યતા બેધડકપણે જાહેર કરી; એટલું જ નહિં કિન્તુ ત્યાંના પ્રસિદ્ધ કર્મચંદ શાસ્ત્રીને અને ગુલાબરાય શેઠ આદિ સમભાવી પુરુષોને સભા વચ્ચે જ શાસ્ત્રોના આધારે મૂર્ત્તિપૂજા સાબિત કરી આપી; તેમ જ ચોવીસે કલાક મુહપત્તિ બાંધવાનું વિધાન કોઇપણ જૈન શાસ્ત્રમાં નથી એમ બરાબર સિદ્ધ કરી આપ્યું. આખા પંજાબમાં જાહેરમાં મૂર્ત્તિપૂજાની ચર્ચા સૌથી પ્રથમ અહીં જ થઈ. ગુજરાનવાલાના સ્થાનકમાર્ગી જૈનોએ સત્ય સ્વીકાર્યું અને બધા ય બુટેરાયજીના મતના અનુયાયી થયા. ત્યારપછી શિયાલકોટ, પતીયાલા, પપનાખા, અમૃતસર, કિલ્લા, રામનગર, પસરૂર, અમ્બાલા આદિમાં ચર્ચાઓ ચાલી, પરંતુ ચર્ચાના **શ્રી ગણેશ બેસાડવાનું સૌભાગ્ય ગુજરાનવાલાને** જ પ્રાપ્ત થયું. શિયાલકોટના સોદાગરમલજી અને રામનગરના માણેકચંદ શાસ્ત્રી પ્રથમ તો

અમરસિંહજીના પરમ ઉપાસક હતા, પરંતુ બુટેરાયજી સાથેની ચર્ચા પછી અમરસિંહજી ઉપરની તેમની શ્રદ્ધા ઊઠી ગઈ અને બુટેરાયજીના પરમ ઉપાસક બન્યા.

પંજાબ કે પંજાબ બહારની ચર્ચાઓમાં, વાદવિવાદોમાં બુટેરાયજીનું એક વિશિષ્ટ વ્યક્તિત્વ તરી આવતું, તે એ જ કે ગમે તેવો વિકટ કે કઠિન પ્રસંગ ઉપસ્થિત થયો હોય, ગમે તેવી ગરમાગરમ ચર્ચા ચાલતી હોય, સભાનું વાતાવરણ ગમે તેવું સંક્ષુબ્ધ બન્યું હોય, હરિફ પક્ષ આવેશમાં આવી ગમે તેમ બોલતો હોય છતાં પોતે લગારે કટુતા ન આવવા દેતા કે ન ગરમ થતા. પૂરેપૂરો વાણીનો સંયમ જાળવી શાન્તિથી સામા પક્ષની દલીલો સાંભળી, સત્ય લાગે તેટલું નિઃસંકોચભાવે સ્વીકારી, સામાની દલીલોનો યુક્તિ, શ્રુતિ, તર્ક અને દલીલોથી સચોટ જવાબ આપતા. તેમની નિષ્પક્ષ દલીલો સાંભળી સામો પક્ષ તેમનો બની જતો. તેમની નમ્રતા, મીઠી વાણી અને પ્રત્યુત્તર આપવાની અસાધારણ તર્કશક્તિથી સામો પક્ષ સદા ય મ્હાત થતો. એમણે જિંદગીમાં ક્રોધ નથી કર્યો અને સત્ય સ્વીકારતાં કદી પાછી પાની પણ નથી કરી. એમણે સત્ય ધર્મ મેળવતાં અગણિત કષ્ટો અને ભયંકર અપમાનો હસ્તે મોઢે ઝીલ્યાં છે. અને તેથી જ તેઓ **ધર્મવીર** બન્યા છે. પંજાબના જૈનોમાં ધાર્મિક ક્રાંતિની ચીણગારીના આદ્ય સર્જનહાર તેઓ જ છે. પંજાબમાં સત્ય ધર્મની ઝાંખી કરાવનાર પણ તેઓ જ છે.

ઉપર્યુક્ત ચર્ચા સારા પંજાબમાં ફેલાઈ ગઈ. જાહેરમાં આટલી ચર્ચા કરવા છતાં યે બુટેરાયજીએ મુહપત્તિ તોડી ન હતી. તેમને મજબૂત સાથીદારની પૂરેપૂરી આવશ્યકતા હતી. એવામાં સં. ૧૯૦૨ માં પસરૂરના જીવિંદેશાના ભાણેજ **મૂલચંદજીએ** દીક્ષા લીધી. દૂધમાં સાકર ભળે તેમ આ શિષ્ય સુયોગ્ય હતો. સોલ વર્ષનો એ નવયુવાન મહાબુદ્ધિ-નિધાન, પરમ પુણ્યશાલી અને મહા તેજસ્વી હતો. એક જ વર્ષમાં ગુરુજીનો આશય જાણ્યો અને પછી હિમ્મતપૂર્વક વિનયથી કહ્યું: "મુહપત્તિ બાંધવાની શ્રદ્ધા નથી તો શા માટે આત્માને છેતરવો જોઈએ ? ઊતારી નાંખો આ મુહપત્તિ." બસ, અન્તે **૧૯૦૩ માં ગુરુ-શિષ્યે મુહપત્તિ બાંધવી છોડી દીધી.** આખા પંજાબના સ્થાનકમાર્ગીઓમાં આ સમાચારથી કવેટાના ધરતીકંપથી ય વધુ ભયંકર આંચકો લાગ્યો. એ ગુરુશિષ્યને આહારપાણી ન મળે, કોઇ ચોમાસુ ન રાખે, કોઇ સ્થાનકમાં ઉતરવા ન દે એવાં અનેક ફરમાનો છૂટ્યાં; પરંતુ ધીરવીર બુટેરાયજી અને મૂલચંદજીએ કોઇનીયે પરવા ન રાખી. તેમને વેશપૂજા નહોતી જોઇતી; તેઓ સત્યના જ અર્થી હતા. ધીરે ધીરે સત્ય ધર્મનો ઉપદેશ ફેલાવવા માંડ્યો. આત્માર્થી જનોએ સત્ય સ્વીકાર્યું. સત્ય ધર્મના ઉપાસકો વધ્યા. એમાં પ્રેમચંદજી શિષ્ય મળ્યા. કેટલાયે ગામોને સત્ય ધર્મની શ્રદ્ધા થઈ. શાસ્ત્રાર્થો કર્યા, ચર્ચાઓ કરી, ખૂદ અમરસિંહજી સાથે ઘણીવાર ચર્ચા થઇ અને દરેક પ્રસંગોમાં અમરસિંહજીને પાછીપાની કરવી પડી. તેમાંના બે પ્રસંગો ટૂંકમાં આપું છું.

હોશિયારપુરનો આ પ્રસંગ છે. એક વાર કોઈ સ્થાનકમાર્ગી સાધુ કાળધર્મ પામ્યા હતા. પંજાબના ઘણાખરા સ્થાનકમાર્ગી સાધુ એકઠા થયા હતા. બુટેરાયજી અને મૂલચંદજી એ રસ્તે નીકળ્યા. બુટેરાયજી એ ગામ છોડી બારોબાર ગયા. અમરસિંહજીને આ સમાચાર મળ્યા. તેમણે થોડા શ્રાવકોને ચડાવી બુટેરાયજીને પાછા વળાવ્યા. ગુરુ-શિષ્ય સમજી ગયા કે અહિં ઉપદ્રવ થશે. ગોચરી કરીને બેઠા કે તરત જ બધા સાધુઓ-સાધ્વીઓ, શ્રાવકો મળ્યા. તેમાં ગંગારામજી નામના ચાલાક સાધુએ અમરસિંહજીના કહેવાથી પ્રશ્નોની ઝડી શરૂ કરી દીધી.

ગં૦—તમે કેમ ગુરુનું વચન નથી માનતા ?

બુટેરાયજી—બરાબર માનું છું.

ગં૦—તમારા ગુરુ મુહપત્તિ બાંધતા હતા, તમે કેમ નથી બાંધતાં ?

બુટેરાયજી—કયા શાસ્ત્રમાં મુહપત્તિ બાંધવાનું લખ્યું છે તે બતાવો તો બાંધું.

ગં૦—ગૌતમસ્વામીએ બાંધી હતી.

બુટેરાયજી—ભૂલ્યા. તેમણે ન્હોતી બાંધી એટલે તો મૃગા લોઢણીયાને જોવા જતાં બાંધવી પડી.

ગં૦—પહેલાં મુહપત્તિ ન્હોતા બાંધતા, પરંતુ પાછળથી આચાર્યોએ મુહપત્તિ બાંધવાનું શરૂ કર્યું.

બુટેરાયજી—કયા આચાર્યથી મુહપત્તિ બાંધવાની શરૂઆત થઇ તે બતાવશો ?

ગં૦—[ ક્રોધથી ] એમ પ્રશ્નો શું પૂછો છો ?

બુટેરાયજી—સીધો જવાબ આપો. શું ગૌતમસ્વામીજી અને શાસ્ત્રકારોથી તમે વધારે ડાહ્યા કે પ્રામાણિક શાસ્ત્રકારોનું વચન છોડી તમારું વચન માનું એમ ને ?

ગં૦—( આવેશથી ) બસ, તમારે વધારે ન બોલવું. નહિં તો તમારો વેશ ખેંચી લઈશું. ત્યાં તો શ્રાવકો વચ્ચે પડ્યા. ગંગારામજીને અને અમરસિંહજીને ધમકાવ્યા. મહારાજ ! શાસ્ત્રના પાઠો હોય તો રજુ કરો. બુટેરાયજીનું કથન તદ્દન સત્ય છે. ગંગારામજી ‘ બુટેરાયજી મિથ્યાત્વી છે; અમારા ટોળા બ્હાર છે ’ એમ કહી ચાલી ગયા. પરિણામ એ આવ્યું કે અમરસિંહજીને આખું ગામ શ્રદ્ધાહીન લાગ્યું અને તે છોડીને ચાલ્યા જવું પડ્યું. બુટેરાયજી અને મૂલચંદજી ત્યાં રહ્યા અને સત્ય ધર્મનો ઉપદેશ ફેલાવ્યો.

અમરસિંહજી ત્યાંથી નીકળી અમ્બાલા ગયા. બુટેરાયજી મહારાજને દિલ્હી જતાં વચમાં અમ્બાલા આવ્યું. અમરસિંહજી ત્યાં છે એવી ખબર મળતાં બુટેરાયજીએ શહેર છોડી કેમ્પમાં જઈને રાત રહેવાનો વિચાર કરી ગૌચરી માટે શહેરમાં ગયા.

અમરસિંહજીને હોશિયારપુર યાદ આવ્યું. ત્યાંનો બદલો લેવાનું મન થયું. શ્રાવકોને ચડાવી બુટેરાયજીને થાનકમાં બોલાવ્યા અમરસિંહજીને ખાત્રી હતી કે અહીં બુટેરાયજીનો વેશ જરૂર ઉતરાવીશું. જૈનો નહિ તો અજૈનોદ્વારા પણ બુટેરાયજીનો વેશ જરૂર ઉતરાવવો. હોશિયારપુરની માફક અહીં પણ ચર્ચા ચાલી. અમરસિંહજી પાસે કાંઇપણ જવાબ નહોતો. એટલે પાછા પડવું પડયું અને રાત્રે વેશ ખેંચી લેવાનું કારસ્તાન રચ્યું-તદબીર ગોઠવી. કેટલાક સત્યપ્રેમી શ્રાવકોને આ ન રૂચ્યું. એટલે ખાનગીમાં જઈ બુટેરાયજીને કહ્યું: મહારાજ ! ચાર ઘડી રાત રહે તે પહેલાં અમ્બાલા છોડી ચાલ્યા જજો અને પ્રતિક્રમણ બહાર જઇને કરજો.

બુ૦—કેમ ?

શ્રાવકો—સાધુઓ તમારો વેશ ખેંચી લેશે. અમરસિંહજીને તમારા ઉપર ઘણો દ્વેષ છે.

બુ૦—ભાઇ ! મેં કોઇની ચોરી ચારી કરી નથી. રાજ અંગ્રેજનું છે. એ લોકો વેશ ખેંચવા આવે તો ખરા ? હું તો અહીં જ રહીશ. આ સમાચાર અમરસિંહજીને મળ્યા. અન્તે વેશ ખેંચી લેવાની વાત પડતી મૂકાઇ. પછી બુટેરાયજી ત્યાંથી આગળ વધ્યા.

આ ગુરુ-શિષ્યે આખા પંજાબમાં વિચરી સત્ય ધર્મની મશાલ પ્રગટાવી. સં. ૧૯૦૮ માં વૃદ્ધિચંદ્રજીએ તેમની પાસે દીક્ષા લીધી. તેઓ મહાપ્રતાપી, પરમ ગુરુભક્ત અને બાલબ્રહ્મચારી હતા. અઢાર વર્ષની ઉમ્મરે તેમણે દીક્ષા લીધી અન્તે એ ત્રિપુટીએ ( બુટેરાયજી મહારાજ, મૂલચંદજી મહારાજ, વૃદ્ધિચંદજી મહારાજ ) પંજાબ છોડી, મારવાડ થઇ, ગુજરાતમાં આગળ વધી, સં૦ ૧૯૧૧ માં સિદ્ધાચલજીની યાત્રા કરી ભાવનગર ચોમાસું કર્યું.

**સંવેગદીક્ષા**

ગાઢ અંધકાર પછી રવિ-ઉદય થાય છે તેમ આ ત્રિપુટીને સિદ્ધાચલજીની યાત્રાથી ઘણું નવું જાણવાનું મળ્યું. તેમને બરાબર દઢ નિશ્ચય થયો કે આપણે સત્ય માર્ગે આગળ વધ્યા છીએ. સં. ૧૯૧૨ માં અમદાવાદમાં મણિવિજય દાદા પાસે સંવેગપક્ષની દીક્ષા લીધી. બુટેરાયજી મહારાજ મણિવિજયજી દાદાના શિષ્ય થયા જ્યારે મૂલચંદજી અને વૃદ્ધિચંદજી બુટેરાયજી મહારાજના શિષ્ય થયા.

આ વખતે ગુજરાતમાં યતિઓનું પરિબળ અત્યધિક હતું. સારા ત્યાગી સાધુઓ અલ્પ સંખ્યામાં હતા. એ ત્રિપુટીના અસાધારણ ત્યાગ, તપ, ઉજ્જવલ ચારિત્ર અને ઉપદેશ શક્તિએ યતિઓનું જોર તોડયું. યતિઓના આચાર્યો આગળ સાધુઓને ચાલવાનું, તેમના **સ્થાપનાચાર્યજીને** રૂમાલ ઓઢાડવાનું, રૂપાનાણાથી તેઓની પૂજાનું-એ બધું આ ત્રિપુટીએ જ બંધ કરાવ્યું. યતિઓની સત્તાની ધોંસરી ફેંકી દેવાનું માન આ ત્રિપુટીને જ ઘટે છે. તેમાં વ્યવસ્થાશક્તિ મૂલચંદજી મહારાજની હતી. અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇ

श्री. आ. शताब्दि ग्रंथ माटे खास करावेल रेखा चित्र नं. ३



स्व० मुनिराजश्री बुद्धिविजयजी (बूटेरायजी)

હેમાભાઈ, શેઠ હલપતભાઈ આદિ શ્રાવકો તેમના શિષ્યો–ઉપાસકો થયા. તેમના સહાયતાથી મૂલચંદજી મહારાજે સાધુઓ વધાર્યા અને તેમણે ૧૯૨૩માં મણિવિજયજી દાદાના શુભ હસ્તે મૂલચન્દજી મહારાજને ગણિપદ અપાવ્યું.

**પુનઃ પંજાબમાં**

બુટેરાયજી મહારાજને પુનઃ પંજાબમાં જવાનું મન થયું. ત્યાં નવા કરેલા શ્રાવકોને સન્માર્ગે વાળવા, સંવેગપક્ષના સાધુઓનો તેમને ખ્યાલ આપવા પુનઃ પંજાબ પધાર્યા. તેમના પંજાબ પધારવાથી લોકોને ઘણી સારી અસર થઈ. આ વખતે આત્મારામજી મહારાજ પણ તેમના માર્ગની અસરમાં હતા. આ વખતે અમરસિંહજીએ વડીલની સત્તાથી પોતાનો દોર રાખ્યો હતો. બુટેરાયજી આદિના ચાલ્યા જવાથી તેમને ઘણું લાગતું હતું ત્યાં આત્મારામજી જાય તે પાલવે તેમ હતું નહિ, એટલે તેની સામે પોતાનું છેલ્લું શસ્ત્ર આહારપાણી બંધનું ખાનગીમાં ઉગામી ચૂકયા હતા. બુટેરાયજી મહારાજનાં ક્ષેત્રોએ આત્મારામજી મહારાજને ખૂબ સહાયતા કરી. આ જ સમયમાં આત્મારામજી મહારાજના ગુરુભાઈના શિષ્ય ગણેશીલાલે મુહપત્તિ તોડી, ધર્મવીર શ્રી બુટેરાયજીની પાસે સંવેગપક્ષની દીક્ષા લીધી. આત્મારામજી મહારાજ આદિને ઘણું જોર મળ્યું. સાચા સંવેગી સાધુઓની ખબર પડી. ગણેશીલાલજીના વેશ પરિવર્તનથી અને બુટેરાયજીના ધર્મપ્રચારથી આખું પંજાબ સચેત થઈ ગયું. બુટેરાયજી અને મૂલચન્દજી જેવા હીરા ગયા, ગણેશીલાલજી ગયા અને આત્મારામજી જેવા હીરા જશે એ ભયથી અમરસિંહજી પણ દુભાયા; પરંતુ ભાવી ભય સામે તેમનાથી કાંઈ પણ થઈ શકે તેમ ન હતું. બુટેરાયજી મહારાજે સંવેગીપણામાં પંજાબમાં ૭ વર્ષ વિચરી પોતાનાં ક્ષેત્રો સંભાળ્યા. કેટલાંક નવાં પણ બનાવ્યાં અને સત્ય ધર્મની જ્યોત જગાવી.

સં. ૧૯૨૯ પછી બુટેરાયજી મહારાજ ગુજરાતમાં આવ્યા. ૧૯૩૨ માં આત્મારામજી મહારાજ આદિ ૧૮ સાધુ ગુજરાતમાં આવ્યા અને મૂલચંદજી મહારાજના હાથે સંવેગ દીક્ષા લઈ બુટેરાયજી મહારાજના શિષ્ય થયા. બુટેરાયજી મહારાજને પંજાબ ઘણું યાદ આવતું. ત્યાં પોતે પ્રગટાવેલી સત્ય ધર્મની જ્વલંત જ્યોતિ અમર રહે તેવી ઘણી ઇચ્છા હતી. તેમણે ગુજરાત મૂલચંદજી મહારાજને ભળાવ્યું, કાઠિયાવાડ શ્રી વૃદ્ધિચંદજી મહારાજને ભળાવ્યું અને પંજાબના ઉદ્ધારનું ભગીરથ કાર્ય–પોતે પ્રગટાવેલી જ્યોતિ જ્વલંત રાખવાનું; તેને દેદીપ્યમાન કરવાનું કાર્ય આત્મારામજી મહારાજને સોંપ્યું અને સુરત તરફ નીતિવિજયજી મહારાજને મોકલ્યા. શિષ્યોએ ગુરુ–આજ્ઞા પ્રમાણે વર્તી જૈન ધર્મની ખૂબ–ખૂબ પ્રભાવના કરી. આત્મારામજી મહારાજે પંજાબમાં વિજયડંકો વગાડ્યો. ગુરુદેવ તે સાંભળી પ્રસન્ન થયા. ધન્ય છે એ શિષ્યોને જેમણે ગુરુનું નામ અમર કર્યું !

બુટેરાયજી મહારાજની ગિરિ–શિખર સમી પડછન્દ પાડતી ભવ્ય મૂર્તિ સન્મુખ

અન્ય બાલક જેવા હતા. તે વખતે સ્થાનકમાર્ગીઓમાં, યતિઓમાં કે સાધુગણોમાં તેમનાથી પ્રતાપી બીજો કોઇ હતો નહિ. ગુર્જર કવિ પ્રેમાનંદ કહે છે કે સ્વયંવરમાં પ્રવેશતાં ' હાક વાગી'તી કે ઓ નળ આવ્યો રે ' તેમ પંજાબમાં કે ગુજરાતમાં, મારવાડમાં કે કાઠિયાવાડમાં પ્રવેશતાં જૈન જનતા ઉચ્ચારતી કે બુટેરાયજી આવ્યા છે એમની દેહમુદ્રામાં પ્રતાપ હતો, આત્મમુદ્રામાં ગુણગૌરવ હતાં અને વિશાલ લલાટપટ્ટમાં બ્રહ્મચર્યનું અલૌકિક ઓજસ્ હતું. એમના પંજાબી ખડતલ દેહમાં પણ સુન્દરતા, સુકુમારતા અને સજ્જનતા તરવરતાં. બુટેરાયજી મહારાજ એટલે પરમ ત્યાગમૂર્ત્તિ, મહાયોગીરાજ, સત્ય અને સંયમની પ્રતિમા. દૂધપાકને કઢી માને, કડકડતી ઠંડીમાં ઓઢેલાં વસ્ત્ર સાધુને આપી દે અને દલપતભાઇ શેઠને વંડે વર્ષો સુધી રહેવા છતાં યે શેઠાણીને ઓળખવાની તમન્ના ન રાખે એવા એ નિઃસ્પૃહી હતા. એમની અમીભરી વેધકદૃષ્ટિ અને ભવ્ય મુખારવિન્દ આજે ય પણ સંભારનારા છે. એમની કાર્યશક્તિના આત્મા મૂલચન્દજી મહારાજ હતા. સત્ય ધર્મના ઉપાસક સાધુઓ ગુજરાતમાં વિચરે છે એમ સાંભળ્યું અને તેની ખાત્રી કરવા સૌથી પ્રથમ તેઓ ગુજરાતમાં આવ્યા અને પછી ગુરુજીને, વૃદ્ધિચંદજી મહારાજને લઇ આવ્યા. બુટેરાયજી મહારાજ જ્યારે પંજાબ ગયા ત્યારે ગચ્છવ્યવસ્થા, જૈન સંઘની સંભાળ મૂલચન્દજી મહારાજના શિરે હતી. આત્મારામજી મહારાજ પણ પોતાની પૂજાઓમાં આ ગચ્છપતિને આ રીતે સ્મરે છે " સંપ્રતિ મુક્તિગણિ રાજા " અને પોતાને માટે ' તસ લઘુ ગુરુબન્ધવ ' નું સુંદર ગૌરવવન્તુ વિશેષણ સમર્પે છે. ધન્ય છે એ ગુરુભક્ત શિષ્યોને !

આજે જે પુરુષસિંહની શતાબ્દિ ઉજવાય છે તેમને અને બુટેરાયજી મહારાજના જીવનને કોઇ મહત્ત્વનો સુયોગ સધાયો છે. બુટેરાયજી મહારાજે ૧૮૮૮ માં સ્થાનકમાર્ગી દીક્ષા લીધી અને ૧૮૯૩ માં તેમને મૂર્ત્તિપૂજાની તથા મુહપત્તિ ચોવીસે કલાક મુખે બાંધવાની નથી એવી શ્રદ્ધા થઇ, જ્યારે એ જ સાલમાં આત્મારામજી મહારાજનો જન્મ થયો કે જેમની આજે શતાબ્દિ ઉજવાય છે. બુટેરાયજી મહારાજ આદિ ત્રિપુટીએ ૧૯૧૧–૧૨ માં સંવેગ દીક્ષા લીધી છે, જ્યારે એ જ સાલમાં આત્મારામજી મહારાજે ઢુંઢકદીક્ષા લીધી છે. ગુરુનો સ્વર્ગદિન એ જ શિષ્યનો જન્મદિન. વાહ ! કેવો સરસ સુયોગ. ગુરુભક્ત શ્રી આત્મારામજી મહારાજે ગુરુ–આજ્ઞા પાળી; ગુરુએ પ્રગટાવેલી જ્યોતિમાં દીપાવલી પ્રગટાવી પંજાબનો ઉદ્ધાર કર્યો. સમસ્ત જૈનશાસન દીપાવ્યું. આજે એ ગુરુભક્ત મહાન્ આત્મારામજીના પુણ્ય શતાબ્દિ સ્મારક ગ્રંથમાં તેઓશ્રીના ગુરુદેવ, ધર્મવીર શ્રી બુટેરાયજી મહારાજના ચરિત્રરૂપી પુષ્પાંજલિ અર્પી હું પણ કૃતાર્થતા અનુભવું છું. ધન્ય છે એ શાસનપ્રભાવક ધર્મવીરને ! જેમનામાં અસાધારણ શક્તિ, અસીમ પ્રતિભા, અનન્ય વ્યક્તિત્વ અને આદર્શ આધ્યાત્મિક જીવનનો સુંદર સુયોગ થયો હતો. એમને ભૂરિ ભૂરિ વંદના કરતો વિરમું છું.

જે પંજાબકેસરી ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય **શ્રી વિજયાનંદસૂરિ ( આત્મારામજી** મહારાજ )ની જન્મ–શતાબ્દિ ઉજવવાની અત્યારથી તૈયારી કરાય છે તે મહાપુરુષે મારા સ્વ. પૂજ્ય પિતામહ તેમ જ પિતાજીને જૈનધર્મના રંગથી વિશેષત: રંગી, તેમના ઉપર સાક્ષાત્ અને મારા ઉપર પરંપરાએ અપ્રતિમ ઉપકાર કર્યો છે. એટલે એ ઋણમાંથી હું યત્કિંચિત્ મુક્ત થઇ શકું તે માટે, એ મહાપુરુષના શાબ્દિક દેહરૂપ અનેકવિધ કૃતિઓ પૈકી **જૈન–તત્ત્વાદર્શ ને અજ્ઞાનતિમિરભાસ્કર** મારા પ્રાથમિક ધાર્મિક અભ્યાસને આગળ વધારવામાં સહાયક નીવડેલ હોવાથી, એ મહાનુભાવની એક કૃતિ નામે **નવતત્ત્વસંગ્રહનું** સંપાદનકાર્ય કરવાનો મને સુયોગ મળેલો હોવાથી તેમ જ એના પ્રકાશનમાં તથા આ સ્મારક ગ્રંથની ઉત્પત્તિમાં પણ એ જ મહોદયના ' જમણા હાથ ' તરીકે ઓળખાવાતા અને મારા ઉપર નિ:સીમ ધાર્મિકવાત્સલ્ય રાખનારા **શ્રી વિજયવલ્લભસૂરિનો** પૂર્ણ ફાળો હોવાથી, મારી મતિ મંદ હોવા છતાં હું આ લેખન દિશામાં પ્રયાણ કરવા પ્રેરાઉં છું.

# અવતરણોનું અવલોકન

પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીઆ

**અર્થ ને અવતાર**—અવતરણનો સામાન્ય અર્થ ' ઉતારો ' કે ' ટાંચણ ' થાય છે. એને અંગ્રેજીમાં "Quotation" કહેવામાં આવે છે. એક રીતે વિચાર કરતાં જણાય છે કે આપણા પ્રતિભાપૂર્ણ, પ્રામાણિક, પ્રાચીન ને પ્રતિષ્ઠિત આગમો પણ અવતરણરૂપે છે, કેમકે એ આગમો પૈકી ખાસ કરીને અંગસૂત્રો દેવાધિદેવ અરિહંત પ્રભુના અર્થની સૂત્રરૂપે ગુંથણી છે. આપણા આર્હત્ શાસનમાં નિરાધાર સ્વમનીષિકાને સ્થાન નથી એટલે આપણા પૂજ્ય મુનિવરાદિએ રચેલાં શાસ્ત્રોમાં અવતરણો ઉપલબ્ધ થાય તેમાં નવાઇ જેવું કશું નથી. પોતે જે કંઇ કહે છે તે પૂર્વ મુનીશ્વરોનાં કથનને અનુરૂપ ( સરખાવો—" ना मूलं लिख्यते किञ्चित् ") છે, એ બતાવવા માટે તેમણે અવતરણો રજુ કર્યાં છે. આમ કરીને તેમણે " महाजनो येन गत: स पन्था: " એ ન્યાયને ચરિતાર્થ કર્યો છે, કેમકે ખુદ તીર્થંકર ભગવાનો પણ અન્ય તીર્થંકરોએ કહ્યું છે ને કહેશે તે જ અમે કહીએ છીએ એવો ઉલ્લેખ કરે છે.

**પ્રારંભ**—જૈન વાઙ્મયને લગતા સંસ્કૃત ગ્રંથોમાં અવતરણ આપવાનો પ્રારંભ વાચકવર્ય **શ્રી ઉમાસ્વાતિથી** થયો હોય એમ જણાય છે, કેમકે ગીર્વાણ ગિરામાં ગુંથાયેલા જે જૈન ગ્રંથો અત્યારે ઉપલબ્ધ થાય છે તેમાં એમનું રચેલું **તત્ત્વાર્થાધિગમસૂત્ર** અને સ્વોપજ્ઞ ભાષ્ય પ્રથમ ગણાય છે અને એ ભાષ્યમાં અવતરણ કે સંવાદી ઉલ્લેખ જોવાય છે.

**વર્ગ**—સામાન્ય રીતે અવતરણોને બે વિભાગમાં વિભક્ત કરી શકાય: (૧) પોતાના સાંપ્રદાયિક ગ્રંથોને લગતાં ને (૨) અન્ય સંપ્રદાયના ગ્રંથોને લગતા. આ દરેક વર્ગના પણ ભાષા, શૈલી ઈત્યાદિ દૃષ્ટિકોણ મુજબ પ્રકારો પાડી શકાય. જેમકે પ્રાકૃત ભાષામાં લખેલા પદ્યબદ્ધ ઇત્યાદિ.

**ચિહ્ન**—હસ્તલિખિત પ્રતિઓના અભ્યાસીને તો એ વાત સુવિદિત છે કે પ્રતિઓમાં અલ્પવિરામ, અર્ધવિરામ, પ્રશ્નવિરામ ઈત્યાદિ માટે ચિહ્નો હોતાં નથી, તેમ છતાં સળંગ-વિભાગવિહીન લખાણ જોઇને મુંઝવણુ ન ઊભી થાય એવી સુંદર વ્યવસ્થા અવ્યયોદ્વારા આપોઆપ થઇ ગયેલી હોય છે. આ હકીકત આધુનિક અવતરણ-ચિહ્નને પણ લાગુ પડે છે, કેમકે એનું સ્થાન उक्तं च, तदुक्तं, इति ઈત્યાદિ શબ્દોએ લીધું છે અને એ શબ્દાદિનો પ્રયોગ અવતરણ-ચિહ્નની ગરજ સારે છે.

**શૈલી**—અવતરણો આપવાની શૈલી એક જ પ્રકારની જોવામાં આવતી નથી. કેટલીકવાર અવતરણો उक्तं च, इति वचनात् કે એવા કોઈ ભાવાત્મક ઉલ્લેખ[૧] વિના કરાયેલાં જોવાય છે. આવી પરિસ્થિતિમાં એ અન્યકર્તૃક હોવાથી શંકા સામાન્ય અભ્યાસીને થવાનો સંભવ નથી. ઉદાહરણાર્થે જુઓ શાસ્ત્રવાર્તાસમુચ્ચયના ત્રીજા સ્તબકમાં આપેલું, બીજું અને ત્રીજું પદ્ય તેમ જ એનું ૬૯૨ મું પદ્ય એ અન્યકર્તૃક છે; પરંતુ અનઅભ્યાસી એને મૂળરૂપ સમજે તેમ છે. આવી પરિસ્થિતિ **તત્ત્વસંગ્રહ**ની ૯૧૨ થી ૯૧૪ અને ત્યાર-પછીની કેટલીક કારિકાઓને પણ લાગુ પડે છે. માત્ર મૂળ જોનારને ૯૧૨ થી ૯૧૪ કારિકા-ઓનો રચનાર **ભામહ** અને ત્યારપછીની કેટલીક કારિકાઓનો રચનાર **કુમારિલ** છે એવા ખ્યાલ આવવાનો બહુ જ ઓછો સંભવ છે.

કેટલીક વાર એકનું એક પદ્ય અન્યાન્ય કૃતિમાં જોવાય છે. અને તેમ છતાં તે અમુક ગ્રંથમાંથી ઉદ્ધૃત કર્યા વિષે કશો ઉલ્લેખ કરાયેલો હોતો નથી. આનું કારણ એમ જણાય છે કે જૈન લેખકો પોતાને સ્વતંત્ર ગ્રંથકાર તરીકે ઓળખાવવા ઇચ્છતા ન હતા, કિન્તુ તેઓ ઓછેવત્તે અંશે સંગ્રહકાર જ છે એવું તેમનું સચોટ માનવું હતું. કેટલાક ગ્રંથકારો उक्तं च કે એવી મતલબના શબ્દદ્વારા અવતરણ રજુ કરે છે ખરા, પરંતુ તે કયા ગ્રંથમાંનું

૧ અન્યાન્ય ઉલ્લેખોની યાદી માટે જુઓ મારો અંગ્રેજીમાં લખાયેલો અને ટૂંક સમયમાં ભાંડારકર પ્રાચ્યવિદ્યાસંશોધન મંદિરના માસિકમાં પ્રસિદ્ધ થનાર લેખ.

અવતરણ છે તેનો નામનિર્દેશ કરતા નથી. આનાં ત્રણેક કારણ હોવાની કલ્પના થઇ શકે છે :—

( ૧ ) જ્ઞાન એ સાર્વજનિક સંપત્તિ ગણાતી હોવાથી એના પ્રકાશકાદિના નામ-નિર્દેશનો ઉલ્લેખ કરવાની તે સમયમાં પ્રથા ન હોય.

( ૨ ) જે સમયમાં ગ્રંથ રચાયો હોય તે સમયના વિદ્વાનોને અવતરણનું સ્થળ જાણીતું હોવાથી તેનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા રહેતી ન હોય.

( ૩ ) તેમણે પોતાના ગુરુ કે પ્રગુરુ પ્રમુખ પાસેથી અવતરણ સાંભળી ઉદ્ધૃત કર્યું હોય, પરંતુ તેના મૂળ સ્થળ સંબંધી તેમના તરફથી પ્રકાશ પડી ન શક્યો હોય.

કેટલાક ગ્રંથકારોએ કેવળ ગ્રંથનું જ નામ ન દર્શાવતાં તેના વિભાગાદિની અને પોતાને ગ્રંથમાં રચતી વેળા પ્રાપ્ત થયેલી હસ્તલિખિત પ્રતિના પાનાની પૂર્ણ નોંધ લીધેલી જોવાય છે.

કેટલીક વેળા " इति वचनात् " એમ કરીને અવતરણ પૂર્ણ કરનાર પોતાના ગ્રંથમાં આપેલાં સમસ્ત અવતરણોનો આ રીતે કે અન્ય કોઈ રીતે સ્પષ્ટ ઉલ્લેખ કરતા નથી. દાખલા તરીકે **શ્રીમલ્લિષેણસૂરિએ સ્યાદ્વાદમંજરીમાં કેટલીકવાર ન્યાયપ્રવેશની વૃત્તિ, પ્રમાણમીમાંસા, સ્યાદ્વાદરત્નાકર ને રત્નાકરાવતારિકામાંની પંક્તિઓનો શબ્દશઃ** ઉપયોગ કર્યો છે, છતાં તેમણે તેનો અવતરણરૂપે નિર્દેશ કર્યો નથી.[1]

આ પ્રમાણે અવતરણ રજુ કરવા માટે અન્યાન્ય શૈલીનો આશ્રય લેવાયેલો છે.

**ઉપયોગ**–પોતાની કૃતિને પ્રામાણિક સિદ્ધ કરવા માટે અવતરણોનો ઉપયોગ કરાય છે એ વાત ઉપર કહેવાઇ ગઇ છે. આ ઉપરાંત અવતરણોનો ઉપયોગ પૂર્વ પક્ષ રજુ કરવા માટે પણ કરાય છે. વળી ગ્રંથ કે ગ્રંથકારનો સમય નિર્ણીત કરવામાં અવતરણ કામમાં લેવાય છે, જેમકે **શ્રીયાકિની**મહત્તરાસૂનુ **હરિભદ્રસૂરિ** ક્યારે થયા એનો નિર્ણય કરવા માટે તેમણે કરેલ બૌદ્ધતાર્કિક **ધર્મકીર્તિ** ને તેના ગ્રંથગત પંક્તિઓ, **નંદિસુત્તની ચૂર્ણિ**ની પંક્તિ ઇત્યાદિ કામમાં લેવાય છે.

પૂર્વે સૂચવાઇ ગયું છે તેમ જ્યારે ગ્રંથ [2]સંગ્રહાત્મક હોય ત્યારે તેમાંની કોઇ

---

૧ જુઓ રાયચંદ્ર જૈન શાસ્ત્રમાલાદ્વારા પ્રકાશિત આવૃત્તિ ( પૃ૦ ૧૮ ), ઇ. સ. ૧૯૩૫.

૨ દાખલા તરીકે શ્રી **નેમચંદ્રસૂરિ**કૃત **ગોમ્મટસાર**. એના જીવકાંડની "**णिद्धस्स**" થી શરૂ થતી ૬૧૪ મી ગાથા **સર્વાર્થસિદ્ધિ** ને **રાજવાર્તિક** એ બે દિગંબરીય ગ્રંથોમાં તેમ જ **પ્રજ્ઞાપનાસૂત્ર** તથા **તત્ત્વાર્થાધિગમસૂત્ર** ( અ. ૫. સૂ. ૩૫ ) ની ભાષ્યાનુસારિણી ટીકા ( પૃ. ૪૨૫ ) એ બે શ્વેતાંબરીય ગ્રંથોમાં પણ થોડાક ફેરફાર સાથે ઉપલબ્ધ થાય છે.

પંક્તિ વગેરે અન્યત્ર ઉદ્ધૃત થયેલી જણાતાં તે એ ગ્રંથની છે એમ માનીને એટલા જ ઉપરથી જે ગ્રંથમાં એ અવતરણ ઉપલબ્ધ થયું હોય તેના સમયનો નિર્ણય કરાય તો તે ભ્રાન્તિમૂલક નીવડવાનો સંભવ છે; કેમકે સંગ્રહાત્મક ગ્રંથમાં કેટલીક વાર એની પૂર્વેના ગ્રંથની પંક્તિ વગેરે ગુંથી લેવામાં આવેલ હોય છે અને છતાં તે મતલબનો કશો ઉલ્લેખ ત્યાં હોતો નથી.

હસ્તલિખિત પ્રતિઓમાં કેટલીક વાર મૂળ લખાણની ઉપર કે નીચે અથવા તો આજુબાજુ રાખેલા હાંસિયામાં એ પ્રતિનો ઉપયોગ કરનારે જે કાંઇ નોંધ્યું હોય તેને પણ આગળ ઉપર એ ઉપરથી નકલ કરનાર જો અજ્ઞાત હોય તો તેને ચાલુ ગ્રંથમાં મેળવી લે છે. આ પ્રમાણેની ભૂલને લીધે જો કોઇ અવતરણ દાખલ થઈ ગયેલ હોય તો તે ગ્રંથ કે ગ્રંથકારના સમયનિર્ણયમાં ગેરસમજ ફેલાવે છે અને નિરર્થક ચર્ચાનો વિષય થઇ પડે છે.

આ ઉપરથી સમજાયું હશે કે અવતરણ પ્રક્ષિપ્ત છે કે કેમ અથવા તે અમુક જ ગ્રંથમાંથી ઉદ્ધૃત થયું છે કે તેની પૂર્વેના કોઇ ગ્રંથનું છે તેની પૂરતી તપાસ કરીને સમયનિર્ણય કરવો જોઇએ, જેથી વખત જતાં તે અપ્રમાણિક ઠરવાનો ભાગ્યે સંભવ રહે.

અવતરણો ગ્રંથના સંસ્કરણમાં પણ સહાયક થઈ પડે છે. આની પ્રતીતિ માટે એક જ ઉદાહરણ આપવું બસ થશે કે **ભાંડારકર-પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિર** તરફથી પ્રસિદ્ધ થતા **મહાભારતના** સમીક્ષાત્મક સંસ્કરણ માટે એના વિદ્વાન્ સંપાદક મહાશય ડૉ. વી. એસ. **સૂકથનકરે** મને સ્થાયી વિજ્ઞપ્તિ કરી રાખી છે કે **મહાભારતને** લગતાં જે કોઈ અવતરણાદિ મારાં જોવામાં આવે તે મારે એમને પૂરાં પાડવાં. પ્રસ્તુત સંસ્કરણ માટે અનેક સ્થળેથી હસ્તલિખિત પ્રતિઓ તેમને મળી છે, તેમ છતાં જ્યારે આ પ્રમાણે તેઓ વિજ્ઞપ્તિ કરે છે ત્યારે એ ઉપરથી અવતરણો ગ્રંથની પુનર્ઘટનામાં કેવો અમૂલ્ય ભાગ ભજવે છે તે સંબંધમાં વિશેષ કહેવાપણું રહેતું નથી.

અત્ર એ વાતની નોંધ કરવી આવશ્યક સમજાય છે કે ગ્રંથનું સંસ્કરણ કરતી વેળા તદ્ગત અવતરણોમાં અનાવશ્યક પરિવર્તન કરાય તો તેથી વૈકલ્પિક રૂપો ને પાઠાંતરોનો નાહક નાશ થાય.

**સંશોધન**—જ્યારે જ્યારે ખાસ કરીને પ્રાચીન [1]ગ્રંથોમાં અવતરણો આવે છે ત્યારે ત્યારે તેના મૂળ સ્થળો શોધવા માટે વિશિષ્ટ અભ્યાસની આવશ્યકતા સંભવે છે.

---

૧. આવા કેટલાક ગ્રંથો તરીકે શ્રી **હરિભદ્રસૂરિકૃત** અનેક કૃતિઓ, **તત્ત્વાર્થાધિગમસૂત્રની** ભાષ્યાનુસારિણી ટીકા, **સન્મતિ પ્રકરણની** ટીકા તેમજ **અન્યયોગવ્યવચ્છેદિકાદ્વાત્રિંશિકાની** ટીકા નામે **સ્યાદ્વાદમંજરીનો** અત્ર ઉદાહરણ તરીકે નિર્દેશ કરવો બસ થશે.

કેટલીક વાર સંશોધક મહાશય સ્વપરસમયના જ્ઞાતા ને વિદ્યાવ્યાસંગી હોવા છતાં તેમને અમુક અવતરણોનાં મૂળ સ્થળ શોધી કાઢવામાં સફળતા મળતી નથી.

અવતરણોમાં મૂળ સ્થળોનો પત્તો નહિ લાગવાનું એક કારણ એ જણાય છે કે જે ગ્રંથમાંથી એ ઉતારો કરાયો હોય તે ગ્રંથ ક્યાં તો લુપ્ત થઇ ગયેલ હોય અથવા તો કોઇક ભંડારમાં હજુ પડી રહેલો હોવાથી અપ્રાપ્ત સ્થિતિમાં હોય. અવતરણોને પહોંચી વળાય તેટલા અભ્યાસનો અભાવ એ કારણ તો દેખીતું જ છે. એને દૂર કરવા માટેનો એક માર્ગ એ છે કે જે અવતરણોનું સ્થળ પુષ્કળ પરિશ્રમ કરવા છતાં પણ એકલે હાથે નહિ શોધી શકાયું હોય તેની એક યાદી કોઇ પ્રસિદ્ધ માસિકમાં છપાવવી અને એનું મૂળ જણાવવા માટે વિશિષ્ટ વિદ્વાનોને વિજ્ઞપ્તિ કરવી.

**આંક**—'આંક' શબ્દના અડસટ્ટો, ઘડિયા કે પાડા, જાડાઈ કે પાતળાઇનો હિસાબ, ઝીણાં છિદ્રવાળી ચાળણી, નિશાની, ભાવ, મૂલ્ય, સંખ્યા અને સીમા એમ વિવિધ અર્થો થાય છે. તેમાંના આ શીર્ષક હેઠળ છેલ્લા બેનો જ અત્ર વિચાર કરવામાં આવે છે. અમુક ગ્રંથમાં કેટલાં અવતરણો હોવાં જોઇએ એને માટે કોઈ નિયમ નથી. એ તો અવતરણ રજુ કરનારની મુનસફી ઉપર આધાર રાખે છે. ગ્રંથ નાનો હોય અને તેમાં ખૂબ અવતરણો આપેલાં [1]હોય, જ્યારે ગ્રંથ મોટો હોય છતાં બહુ જ થોડાં અવતરણો એમાં હોય, ઘણુંખરું મહાકાય ગ્રંથમાં વિશેષ અવતરણો મળી આવે છે અને એ સ્વાભાવિક છે. જેમકે **લોકપ્રકાશમાં** લગભગ ૭૦૦ ગ્રંથોની સાક્ષી અપાયેલી છે.

અંતમાં આ પ્રમાણે અવતરણોને અંગે જે કેટલીક બાબતોનો અહીં ટૂંકમાં ઉલ્લેખ કરાયો છે તેનું નિમિત્ત કારણ બહુશ્રુત શ્રી વિજયાનંદસૂરિના વિવિધ ગ્રંથોમાં ઉપલબ્ધ થતા અનેકવિધ અવતરણોનું અવલોકન છે એમ સૂચવતો અને એ સ્વર્ગસ્થ મહાનુભાવના જે વિવિધ ને યથાસ્થિત ગુણોથી આકર્ષાઇને આ સ્મારક અંક યોજવામાં આવ્યો છે તે સદ્ગુણોથી સૌ કોઇનું હૃદય પલ્લવિત બનો એવી અભિલાષા પ્રદર્શિત કરતો હું વિરમું છું.

---

૧ દાખલા તરીકે જુઓ **તત્ત્વતરંગિણીની** સ્વોપજ્ઞવૃત્તિ.

# આરામ

શાલિની.

[1]આત્મારામે [2]આત્મ–પાંથ પ્રવેશી, બેઠો તેના એક દેશે ગવેષી;
  શોભા ભાળી ચિંતવે ચિત્ત ધામે, આત્મારામે આત્મ [3]આરામ પામે. ૧

આ તેં સાક્ષાત્ નંદનોદ્યાન છે શું ? વા અત્રે સૌ ઉપમા હીન[4] છે શું ?
  મૂર્ત્તાત્મા શું [5]ભાવ આ શાંત નામે ? આત્મારામે આત્મ આરામ પામે. ૨

આહા ! કેવો બાગ છે એહ ચારુ ? દેખી દૃશ્યો આ ઠરે ચિત્ત મ્હારું;
  શાંતિનું સામ્રાજ્ય એકત્ર જામે ! આત્મારામે આત્મ આરામ પામે. ૩

શાલી[6] શીલે [7]પુષ્પદ્રુમો લસંતે, ફેલાવે છે સૌરભો[8] દિગ્–દિગંતે;
  ગુંજંતા ત્યાં સંતભૃંગો વિરામે, આત્મારામે આત્મ આરામ પામે. ૪

જેના ઊંડા મૂલ *સદ્દદર્શનો છે, જેના સ્કંધો[9] જ્ઞાનીના શાસનો છે;
  એવા છાયાવૃક્ષ[10] આ મોક્ષ નામે, આત્મારામે આત્મ આરામ પામે. ૫

આ વૃક્ષોમાં અંગ શાખા વિશાલા, ને ઉપાંગો છે પ્રશાખા રસાલા;
  [11]પત્રો અત્રે સંયમસ્થાન તામે ! આત્મારામે આત્મ આરામ પામે. ૬

આ વૃક્ષો છે લબ્ધિ-પુષ્પે લસંતા, [12]સ્વાદુ સ્વાદુ સત્ ફલોથી લચંતા;
  એના યોગે રમ્યતા ખૂબ જામે, આત્મારામે આત્મ આરામ પામે. ૭

---

૧ આત્મારામ=( ૧ ) આત્મારૂપ આરામ–બગીચો અથવા આત્માનો બગીચો.
( ૨ ) આત્માનું આરામસ્થાન–વિશ્રાંતિસ્થાન.
( ૩ ) આત્મામાં રમણ કરે તે આત્મારામ.

૨ આત્મપથિક–મુસાફર. ૩ વિશ્રાંતિ. ૪ ન્યૂન, ઉતરતી. ૫ રસ.

૬ સુંદર. ૭ પુષ્પબહુલ–પુષ્કળ પુષ્પવાળા વૃક્ષ તે પુષ્પદ્રુમ. ૮ સુગંધી, પરિમલ.

૯ થડ. ૧૦ ગાઢ છાયાવાળા વૃક્ષ તે છાયાવૃક્ષ. ૧૧ પાંદડાં. ૧૨ મીઠાં.

* 'दंसणमूलो धम्मो उवइट्ठो जिणवरेहिं सिस्साणं'—શ્રી અષ્ટપ્રાભૃત,

સ્વાધ્યાયોથી ‘હ્યાં સુસાધુ [૧૩]વિહંગો, વિસ્તારે છે ગાનકેરા તરંગો;
એની છાયાથી ય સંતાપ શામે, આત્મારામે આત્મ આરામ પામે. ૮

વિંટ્યા વેલા કલ્પ સદ્‌વલ્લરીના, નીલા નીલા એ [૧૪]નિકુંજે [૧૫]નિલીના;
આત્માલાપે કોકિલો લીન[૧૬] આમે ! આત્મારામે આત્મ આરામ પામે. ૯

દીર્ઘિકામાં શોભતા પદ્મખંડો, પદ્મો જાણે પંક નિર્લેપ સંતો;
સેવે તેને ભવ્ય હંસો [૧૭]પ્રકામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૦

ત્યાંથી વાતો [૧૮]ગંધબંધુ સુગંધી, આપે શીળી હિમ શી સૌખ્યસંધિ !
[૧૯]કલાંતિ શ્રાંતિ[૨૦] ભ્રાંતિજન્યા[૨૧] વિરામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૧

[૨૨]દુઃશલ્યો ને [૨૩]કંટકો ઉદ્ધરંતા, સાતા ઋદ્ધિ ગારવો સંહરંતાં;
ભૂમિશુદ્ધિ કો કરે એહ ધામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૨

પાત્ર–ક્ષેત્રે બોધિ સદ્‌બીજ વાવી, સિંચે માળી સદ્‌ગુરુ જ્ઞાન–વારિ;
ને ફૂટે ત્યાં અંકુરો વૃત્ત નામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૩

તે અંકુરા ગુપ્તિથી [૨૪]ગુપ્ત રાખી, રક્ષે સાક્ષાત રક્ષિકા–માત[૨૫] ભાખી;
વૃદ્ધિ પામે આમ તે [૨૬]નિર્વિરામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૪

વ્હેતી એહી ભાવના [૨૭]સારણીઓ, વૈરાગ્યોના વારિની [૨૮]વાહનીઓ;
પોષે જ્ઞાનદ્રુમને ઠામ ઠામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૫

ચૈતન્યોના અત્ર ઊડે ફુવારા ! [૨૯]દ્રષ્ટાઓને ચિત્ ચમત્કારકારા !
તાપો ત્હેના [૩૦]શીકરોથી પ્રશામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૬

---

૧૩ વ્યોમવિહારી, પક્ષી. ૧૪ લતાગૃહમાં. ૧૫ લપાયેલા, છુપાયેલા.

૧૬ મશગુલ, એકતાન, લય પામી ગયેલ. ૧૭ અત્યંતપણે, આત્મતૃપ્તિ પ્રમાણે.

૧૮ ગંધનો બંધુ–સહચર, ગંધવાહ, પવન. ૧૯ કંટાળો, થાક. ૨૦ શ્રમ.

૨૧ ( ૧ ) ભ્રમણાથી ઉપજેલી, ( ૨ ) પરિભ્રમણથી–ભટકવાથી ઉપજેલી.

૨૨ દુષ્ટ શલ્યો–માયા, મિથ્યાત્વ અને નિદાનશલ્ય.

૨૩ આત્મદોષરૂપ કાંટા. ૨૪ સંરક્ષિત.

૨૫ સમિતિ–ગુપ્તિરૂપ અષ્ટપ્રવચનમાતા. ૨૬ વિના વિરામે, નિરંતર.

૨૭ જલની નીક. ૨૮ વહન કરનારી, લઇ જનારી.

૨૯ શ્લેષ: ( ૧ ) પ્રેક્ષકોને, ( ૨ ) આત્મદર્શી–દ્રષ્ટાઓને. ૩૦ સૂક્ષ્મ કણથી.

આહા! આવું રમ્ય મેં ધામ દીઠું! માનું તેથી ભાગ્ય મ્હારું [31]ગરીઠું;
આ તો દીઠા માત્રથી ખેદ વામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૭

નેત્રો રીઝયા, ચિત્ત મ્હારું પ્રસન્ન, જાણું નિશ્ચે એહ જીવ્યું સુધન્ય;
વિસારી સંસાર તૃષ્ણા ક્ષુધા મેં, આત્મારામે આત્મ આરામ પામે. ૧૮

અત્રે આવ્યો તે થયું સારું! સારું! આવું તેથી ઉઘડયું ભાગ્ય મ્હારું;
આ પ્હેલાં તો હું ભમ્યો ઠામ ઠામે, આત્મારામે આત્મ આરામ પામે. ૧૯

નાના[32] જન્મારણ્યમાં આથડીને, નાના નાના દુઃખવૃંદો સહીને;
થાકયો પાકયો પ્રાપ્ત હું એહ ધામે, આત્મારામે આત્મ આરામ પામે. ૨૦

પામ્યો શાંતિ હાશ! હું શાંતિકામી, [33]ભ્રાંતિ ભાંગી, [34]શ્રાંતિ વિશ્રાંતિ પામી;
ના'વે જન્મ ગ્રીષ્મ સંતાપ સામે, આત્મારામે આત્મ આરામ પામે. ૨૧

આધિ વ્યાધિ ને ઉપાધિ બધીયે, બાધાકારી નો'ય અત્રે જરીયે;
આનંદોના ઉત્સવો માત્ર જામે, આત્મારામે આત્મ આરામ પામે. ૨૨

ને અંભોધિ ગર્જના ગાઢ ઘેરી, વાગે વેગે વિજયાનંદ ભેરી;
ભાગે સેના મોહની ઠામ ઠામે, આત્મારામે આત્મ આરામ પામે. ૨૩

આત્મારામે ઓજના[35] તેજઃપુંજ, આત્મારામે સિદ્ધિના શુદ્ધ કુંજ;
આત્મારામે આત્મ આનંદ ગુંજ, આત્મારામે આત્મને આત્મ! યુંજ![36] ૨૪

અનુષ્ટુપ

**મનોનંદન** છે આત્મા, આત્મા વંદન ધામ છે;
આત્મા જ શુદ્ધ આદેય, હેય અન્ય તમામ છે. ૨૫

[37]સુસ્થિત [38]અમૃત સ્થાને, આત્મારામ [39]અનંત છે;
અક્ષરદેહ[40] અદ્યાપિ, આત્મારામ જીવંત છે. ૨૬

૩૧ મોટામાં મોટું શ્રેષ્ઠ. ૩૨ વિવિધ જન્મરૂપ વન-જંગલોમાં.
૩૩ ભ્રમણા અથવા પરિભ્રમણ. ૩૪ શ્રમ-થાક, વિશ્રામ-વિરામ પામ્યો, થાક ઉતરી ગયો.
૩૫ ઓજસ્, આત્મવીર્ય-શક્તિ. ૩૬ યોજ, જોડ.
૩૭ શ્લેષઃ (૧) સારી સ્થિતિવાળા (૨) સમ્યક્‌પણે સ્થિત, સ્થિર, ધ્રુવ.
૩૮ શ્લેષઃ (૧) અમરપદમાં, મુક્તિમાં. (૨) અમર-દેવસ્થાનમાં, સ્વર્ગમાં.
૩૯ શ્લેષઃ (૧) અનંત સંખ્યાવાચક, (૨) અંત રહિત, અપર્યવસિત.
૪૦ શ્લેષઃ (૧) અવ્યય સ્વરૂપી, અવિનાશી; (૨) અક્ષર-વર્ણરૂપ દેહવાળા.

# श्रीविजयानंदसूरीश्वरजी

સંવત્ ૧૮૯૨ ના ચૈત્ર શુદિ ૧ ના રોજ પંજાબની વીર ભૂમિમાં, ક્ષત્રિય વંશમાં એક બાળસૂર્ય ઊગ્યો. ધીમે ધીમે એ બાળસૂર્યે પોતાનો પ્રકાશ ભારતના-અને ભારતબહારના દેશોમાં પણ પાથર્યો. અજ્ઞાનરૂપી તિમિરને નિવારવાનું અપૂરું રહેલું વ્રત પૂરું કરવાને જ જાણે કે દેહ ધર્યો હોય તેમ સારું યે જીવન તેમણે જ્ઞાનપ્રચાર અર્થે અર્પ્યું. ભારતના સંતો-સાધુઓ-તપસ્વીઓ એક ઉજ્જ્વળ નક્ષત્રમાળા રચે છે. એ જ્યોતિર્ધરોની વચ્ચે શ્રી આત્મારામજી મહારાજે પોતાનું સ્થાન દીપાવ્યું.

જૈન સમાજ ઉપર તો એમનો અનહદ ઉપકાર હતો. જૈન દર્શનની આસપાસ વ્હેમો અને આક્ષેપોના ઘન વાદળ ઘેરાઈ રહ્યા હતા. શ્રમણો-સાચા પંચમહાવ્રતધારીઓના સિંહનાદ સંભળાતા બંધ થયા હતા. બરાબર એ જ વખતે આ પંજાબી સિંહે દર્શનશુદ્ધિ અને ચારિત્રશુદ્ધિની ત્રાડ ગર્જાવી. મિથ્યાત્વ અને ઢોંગ, પ્રપંચ અને કૃત્રિમતા એકીસાથે હલી ઊઠ્યા.

એમનું આખું જીવન વિગતવાર વર્ણવવાનું આ સ્થાન નથી. સંકુચિત સીમામાં રહેવાથી એમને કેટલું દુઃખ થયું, એમણે અંતરાયોને ભેદી પોતાનો અભ્યાસ શી રીતે વધાર્યો અને પોતાના જ અનુરાગીઓ, પોતાના જ અનુયાયીઓ, વડીલો વિગેરે સામે એક માત્ર સત્યની ખાતર કેટલું ઝૂઝવું પડ્યું તે તો એમના જીવનના ન્હાના-મ્હોટા લગભગ બધા જ પ્રસંગો બતાવી આપે છે. ખરેખર, એ એક મહારથી હતા.

આવા એક નરવીરના પુનિત નામ સાથે સંકળાયેલી સભા અને એ સ્વર્ગસ્થ પુરુષના પુણ્ય પ્રતાપે સભાએ પ્રાપ્ત કરેલી યત્કિંચિત્ સફળતાનો આછો ઈતિહાસ રજુ કરવાની મને જે તક મળે છે તે હું સહર્ષ વધાવી લઉં છું.

સ્વ. આચાર્યદેવ પોતે જ્ઞાનની એક પરબરૂપ હતા. ઘણા તરસ્યા પથિકોએ એ પરબમાંથી ધરાઈ-ધરાઈને જ્ઞાનપાન કર્યું છે. તેઓ પોતાની પાછળ જે પુસ્તકો મૂકતા ગયા છે તેના વાંચનથી પણ ઘણા ઘણા જિજ્ઞાસુઓ આજે પોતાની તરસ છીપાવે છે. પાંડિત્યના પ્રદ-

ર્શનનો જો એમને મોહ હોત, એટલે કે કેવળ લોકહિતની દષ્ટિ એમનામાં ન હોત તો તેઓ હિંદી ભાષામાં ગ્રંથ-રચના ન કરત. પણ તેઓ યુગબળનો પ્રભાવ જાણતા હતા, તેથી તો તેમણે ગૂઢ અને દુર્બોધ શાસ્ત્ર-સિદ્ધાંતો સહજ સરળ ભાષામાં ઉતાર્યા. પૂજાની પરિચિત રાગ-રાગિણીઓમાં એમણે પોતાની ઊર્મિઓ પ્રકટ કરી.

લગભગ પચાસ વર્ષ ઉપર એ પુણ્યશ્લોક પુરુષના ભાવનગરમાં પગલાં થયાં અને એ જ વખતે વકીલ મૂળચંદ નથુભાઈ, એમના લઘુબંધુ હરિચંદભાઈ, ખોડીદાસ ધરમચંદભાઇ, મગનલાલ ઓધવજી, દામોદર હીયાળ, દામોદર હરજીવન અને જૈન સોશીયલ કલબના સભ્યો વિગેરે ઉપર એ મહાત્માનો અલૌકિક પ્રભાવ પડ્યો.

એ પછી, એ મહાપુરુષના સ્વર્ગારોહણ પછી બાવીસમે દિવસે રુ. દોઢસોની અતિ સામાન્ય મુડીથી આ અમારી સભા સ્થપાઇ. સ્વ. વીરચંદ રાઘવજી જેઓ મહારાજજીના સંસ્કાર લઇ અમેરિકા સુધી જૈન શાસનની હાક વગાડીને પાછા સ્વદેશમાં આવ્યા હતા, તેમના જ હસ્તે આ સભાનો ઉદ્દ્ઘાટનવિધિ થયો.

સામાન્ય મુડી અને સામાન્ય પુસ્તકસંગ્રહના પાયા ઉપર ખડી થયેલી આ સભાએ, દિવસે દિવસે પોતાનો ઉત્કર્ષ વિસ્તાર્યો અને એ બધામાં અમને તો સ્વર્ગસ્થ પંજાબી ક્ષત્રિય મહાપુરુષના પુણ્યનો જ પરચો મળ્યો છે એમ કહીએ તો એમાં કંઇ ખોટું નથી.

શ્રી આત્મારામજી મહારાજના સ્મારકરૂપ આ સંસ્થાના સંબંધમાં અહિં બહુ વિસ્તાર કરવાનું અમે યોગ્ય નથી ધાર્યું. ભાવનગરની આત્માનંદ જૈન સભા એક પ્રગતિશીલ સંસ્થા છે અને તેની વહીવટી વ્યવસ્થા, કોઇ પણ નમૂનેદાર સંસ્થા સાથે સહેજે સ્પર્ધા કરી શકે એવી છે એમ તેના વાર્ષિક વિવરણો પોતે જ કહી આપશે. એટલું છતાં ગુરુસેવા અને જ્ઞાનપ્રચારને માટે આ સંસ્થાએ શું કર્યું છે અને શું કરી રહી છે તેની કંઇક કલ્પના આવી શકે તે માટે અહીં દોહનરૂપ મ્હોટી વાતો રજુ કરી છે.



ગુલાબચંદ આણંદજી કાપડિયા, પ્રમુખ

૧. ગુરુમંદિર કરવા માટે અને સ્થાયી સભા કરવા સારું જૈન લતામાં આલીશાન મકાન શુમારે ચાલીશ હજારનું સંપાદન કરેલ છે.

૨. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, વસુદેવહીંડિ, બૃહત્કલ્પ, કલ્પસૂત્ર, શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર વગેરે આગમ; ષડ્દર્શનસમ્મુચય, કર્મગ્રંથ, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર વગેરે સંસ્કૃત

પ્રાકૃત ગ્રંથો; દાનપ્રદીપ, કુમારપાળપ્રતિબોધ, શ્રી તીર્થંકર ચરિત્રો અને ગુજરાતી ગ્રંથો મળી શુમારે બશેંહ તેમ જ શ્રી કાંતિવિજયજી ઐતિહાસિક ગ્રંથમાળા અને આ શતાબ્દિના સંસ્મરણ નિમિત્તે શ્રી આત્માનંદ શતાબ્દિ સીરીઝની શરૂઆત વગેરે ગ્રંથો પણ અલગ રીતે આ સભા પ્રગટ કરી રહેલ છે. ભારતવર્ષમાં કોઇ જૈન સંસ્થા આટલું સાહિત્ય પ્રગટ કરી શકી નથી અને હજી દોઢ લાખ શ્લોકનું કામ પ્રગટ કરવાની તૈયારીમાં છે.



વલ્લભદાસ ત્રિભોવનદાસ ગાંધી, સેક્રેટરી

૩. દશ હજાર પુસ્તકો આઠ વર્ગોમાં, જુદી જુદી ભાષાના ધર્મ અને કથાનકોના વિવિધ સાહિત્યના પુસ્તકો, પચાસ ન્યુસપેપરનાં ફ્રી વાંચનનો લાભ જૈન જૈનેતરને આપતી લાઇબ્રેરી ધરાવે છે.

૪. કેળવણીના ઉત્તેજન અર્થે અને ગુરુભક્તિ નિમિત્તે જયંતિ ઊજવવા પણ આર્થિકવ્યય સભા ચાલીશ વર્ષ થયા દર વર્ષે કરે છે.

૫. હસ્તલિખિત પ્રતોનો એક સારો ભંડાર ( શુમારે ૧૯૦૦ પ્રતોનો ) ધરાવે છે.

૬. ગુરુશ્રીનું નામ જેની સાથે જોડાયેલ છે તે શ્રી આત્માનંદ પ્રકાશ તેત્રીશ વર્ષ થયા સભા ચલાવે છે. અનેક વિવિધ લેખોરૂપી વાની જૈન સમાજને ચરણે ધરે છે, વગેરે વગેરે.

આ બધું ગુરુભક્તિ નિમિત્તે થાય છે અને તે સાથે આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી, પ્રવર્તકજી શ્રી કાન્તિવિજયજી મહારાજ, મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજ અને પં. શ્રી

સંપતવિજયજી મહારાજની સભા ઉપર અપૂર્વ કૃપા છે. ગુરુભક્તિથી જ આ સભા આટલે દરજ્જે પહોંચી છે. ઉચ્ચ કોટીનું સાહિત્ય પ્રકટાવવા માટે તો સભા અને જૈન સમાજ મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ અને મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજના જ સંપૂર્ણ આભારી છે. તેઓશ્રીનો સાહિત્ય પરત્વે પ્રેમ અને રસ, ઊંચા પ્રકારની વિદ્વત્તા, સભા ઉપર અપૂર્વ કૃપા, શરીરની દરકાર ન કરતાં ઉચ્ચ સાહિત્ય પ્રગટ થાય તેવી અભિલાષા હોવાથી જ આ સભા આટલું ઉચ્ચ પ્રકારનું સાહિત્ય પ્રકટ કરી શકે છે. છેવટે શતાબ્દિના સ્મરણાર્થે મુનિરાજ આચાર્ય મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની કૃપા અને આજ્ઞાથી શ્રી ચરણવિજયજી મહારાજના પ્રયત્ન અને કૃપાવડે શતાબ્દિ સીરીઝની શરૂઆત સભા કરી શકી છે અને ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર જેવા અમૂલ્ય ગ્રંથો પ્રકટ થઇ રહ્યા છે. શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર તો તેઓશ્રીની ઋણી જ છે.

ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજના સ્વર્ગવાસ પછી તરતજમાં એમના સ્મરણાર્થે જો કોઇ સંસ્થા સ્થપાઇ હોય તો આ શ્રી જૈન આત્માનંદ સભા છે. તે માટે તેને ખરેખર અભિમાન લેવા જેવું છે. જે મહાન્ પુરુષના પ્રભાવશાળી નામ સાથે આ સભાની સ્થાપના સંકળાયેલી છે તે મહાપુરુષની શતાબ્દિ ઊજવવાનો પ્રસંગ આ સભાને પ્રાપ્ત થાય તે ખરેખર સભાના અહોભાગ્ય છે. હાલમાં શેઠશ્રી ગુલાબચંદ આણંદજી પ્રમુખ, ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ અને શેઠ હરજીવનદાસ દીપચંદ સેક્રેટરી અને અન્ય શહેર ગામના સંઘ, સંસ્થા, પુણ્યશાળી જૈન બંધુઓ અને બ્હેનોના લગભગ સાડાચારસેં સભાસદોથી બિરાજમાન થયેલી અને કલકત્તાનિવાસી બહાદુરસિંહજી સિંઘી અને શેઠ જીવણચંદ ધરમચંદ જેવા પુણ્યાત્મા જેવા પેટ્રનોવડે શોભતી આ સભા નિરંતર નિઃસ્વાર્થવૃત્તિએ જૈન સમાજની સેવા ગુરુભક્તિથી કરે છે કે જે આ ગુરુરાજની શતાબ્દિનો મંગળમય પ્રસંગ પણ આ સભાની કીર્તિમાં વધારો કરે છે.



શેઠ હરજીવનદાસ દીપચંદ, સેક્રેટરી




શ્રીમદ્ **આત્મારામજી** મહારાજ એમના સમયમાં યુગપ્રધાન હતા. શ્રી તીર્થંકરોનો જન્મ ક્ષત્રિય કુલમાં જ થાય છે તે કુલમાં તેમનો જન્મ હોઈ ક્ષત્રિયોચિત વીર્ય એમને વારસામાં મળ્યું હતું. તેને અંગે તેઓ જે કાર્ય હાથ ધરતા તે મધ્યમ પુરુષોની માફક



નહિં પરંતુ **विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ।** એ ન્યાયે ઉત્તમ જનની માફક કાર્યનું ઉત્તમોત્તમ પરિણામ નીપજાવીને જ વિરમતા. દષ્ટાંત તરીકે સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષા લીધા પછી જ્યારે મૂર્તિપૂજા-દર્શનપદના સ્થૂળ સૂક્ષ્મ સ્વરૂપનું રહસ્ય એમને સમજાયું ત્યારે તે સંપ્રદાયને તજી દેતાં જરાપણ ઢીલ કરી નહિ તેમ જ બત્રીશ સૂત્રોની જ માન્યતાવાળી સંકુચિતતાને તજી, પીસ્તાળીશ આગમો-પંચાંગીઓ-પૂર્વાચાર્યોની ગ્રંથસમૃદ્ધિ વિગેરેના અગાધ વાચનમાં બુદ્ધિ પરિણત થઈ અને પોતે સ્વતંત્ર રીતે આગમોના અભ્યાસના દોહનરૂપે **અજ્ઞાનતિમિરભાસ્કર, જૈનતત્ત્વાદર્શ, તત્ત્વનિર્ણયપ્રાસાદ** વિગેરે ગ્રંથોના પ્રણેતા બન્યા. દઢતા અને નિયમિતતા એ એમનો જીવનમંત્ર હતો, અને તેનું જીવનની છેક છેલ્લી ઘડી સુધી પાલન કર્યું હતું.

અમેરિકાની વિશ્વધર્મ પરિષદ્‌માં **વીરચંદ રાઘવજી** ગાંધી બાર-ઍટ-લૉ. ને મોકલવા માટે મર્હુમ પૂજ્યશ્રીની જૈનદર્શનની પ્રભાવના પ્રતિ અગાધ મનોબળવાળી ભાવના સૂચવે છે. શ્રીયુત **વીરચંદભાઈ**ને જૈન તત્ત્વજ્ઞાનનાં બીજસૂત્રો આપી, ચિકાગોની વિશ્વધર્મ પરિષદ્‌માં મોકલી જૈનધર્મને અમેરિકામાં બહાર આણ્યો. સ્વામી વિવેકાનંદ જેમ વેદાંતની ફિલસૂફીને પ્રકાશમાં આણનાર હતા તેમ જૈન દર્શનનાં સિદ્ધાંતો રજુ કરનાર તરીકે મર્હુમ વીરચંદભાઈને મોકલવામાં શ્રીમદ્ આત્મારામજી મહારાજ મુખ્ય નિમિત્તભૂત હતા.

એમનું નામકર્મ અતિ બળવાન હતું. એમના નામથી શરૂઆત થતી હિંદુસ્તાનમાં સૌથી પ્રથમ જૈન આત્માનંદ સભાની સંસ્થા સ્થપાઇ. ત્યારપછી અનેક સ્થળે એમના નામની સંસ્થાઓ વિપુલ પ્રમાણમાં થવા લાગી; એટલું જ નહિ પરંતુ અનેક પુસ્તકો એમના યશસ્વી નામથી બહાર પડી ચૂકયા. આ એમના યશઃનામકર્મની મહત્તા સૂચવે છે.

એમના ગ્રંથો લોકપરિભાષામાં હોવાથી એમનું સાહિત્ય વિચારાત્મક અને સક્રિય રીતે (Theoretically & Practically) લોકભોગ્ય બન્યું છે. વાદી પ્રતિવાદી તરીકે પ્રશ્નોત્તર અને ખુલાસાવાળું એમનું સાહિત્ય છેલ્લી સદીમાં અગ્રપદે વિરાજે છે. ખરેખર એમની પ્રતિભાશક્તિ પ્રખર અને અનુપમ હતી; ક્ષાત્રોચિત ઓજસ્, સંયમબળ અને બ્રહ્મચર્ય એ એમના જીવનની ખાસ વિશિષ્ટતાઓ હતી. સ્વાધ્યાય ( Self-introspection ) પોતાને માટે અને શિષ્ય વર્ગને માટે સખ્ત નિયમોના પાલનપૂર્વક હતો.

મહૂર્મશ્રીના ગુરુભાઇ પૂ. શ્રી. મૂલચંદ્રજી ગણિ તથા શ્રી. વૃદ્ધિચંદ્રજી સાથે એમનો પ્રશસ્ત સ્નેહ વર્તમાન સાધુવર્ગને ખાસ અનુકરણીય હતો. ભાવનગરમાં જ્યારે પૂ૦ આત્મારામજી મહારાજ અને પૂ૦ વૃદ્ધિચંદ્રજી મહારાજનો મેળાપ થયો ત્યારે આત્મારામજી મહારાજ પોતે આચાર્ય પદવીધર હોવાથી પૂ૦ વૃદ્ધિચંદ્રજીએ તેમને વંદન વ્યવહાર કરવાની શરૂઆત કરી ત્યારે તેમને તેમ કરવા સ્પષ્ટ ના પાડી અને "**हम बनिया का गुरु है, तुमारा तो लघु बंधु ही है।**" આવા લઘુતાભર્યા શબ્દોથી પરસ્પર સ્નેહાકર્ષણ વધ્યું અને આવી એમની લઘુતાથી ભવિષ્યની પ્રજાએ એમને ખરેખરી પ્રભુતાવાળા સ્વીકારી લીધા.

ખાસ કરીને હિંદી ભાષામાં એમણે પ્રભુભક્તિ માટે વીશસ્થાનક, નવપદજી વિગેરે અનેક પૂજાઓ બનાવી ભવિષ્યની પ્રજાને ભક્તિરસમાં તરબોળ કરી છે. એમની પૂજાની બનાવટ હિંદી ભાષામાં છે જે અત્યારે રાષ્ટ્રભાષા કરવાને માટે રાષ્ટ્રના અગ્રગણ્ય પુરુષો પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રકારની વીરત્વભરી ઓજસ્વી ભાષામાં છે; પરંતુ તે સાથે રાગ રાગિણીની જમાવટ પણ પંજાબી ક્ષાત્રતેજને આભારી છે. એમ કહેવાય છે કે શ્રીમદ્ આત્મારામજી મહારાજે આ ઉસ્તાદી સંગીતની કળા પંજાબમાં ઉપાશ્રયની નજીકમાં સંગીતના નિષ્ણાતનું મકાન હતું તેના આલાપ-સંલાપ આરોહી-અવરોહી સાંભળવા ઉપરથી સંપાદન કરી હતી. વળી તે ઉપરાંત પૂજામાં સૂત્રોનાં અનેક રહસ્યો સમાવી દીધાં છે એ એમનું જૈન દર્શનનું વિશાળ જ્ઞાન અને તે જ્ઞાન સુગમ કરી અન્યને પ્રાપ્ત કરાવવાની કળા સૂચવે છે.

સુવર્ણના પાત્રમાં સિંહણનું દૂધ ટકી શકે તેમ ઓજસ્વી ( Heroic ) મગજમાં જૈન તત્ત્વજ્ઞાન સમાઇ શકયું હોય તો જગતને વિશિષ્ટ સ્વરૂપમાં લાભકારક થઈ પડે છે. એમને માટે તેમજ બન્યું છે, તેમાં વળી આબાલબ્રહ્મચર્ય પણ મુખ્ય નિમિત્તભૂત છે.

ગમે તેવા વાદીને પરાસ્ત કરવાની શક્તિ અને તે પણ જૈન તત્ત્વજ્ઞાનને અનુસરીને જ. આ વિશિષ્ટ શક્તિ પ્રાપ્ત થવી બહુ દુર્લભ છે. પૂર્વ જન્મનો ક્ષયોપશમ એ પણ નિમિત્ત કારણ છે. આ વસ્તુસ્થિતિ એમના ગ્રંથોના વાચકને સમજી શકાય તેવી છે.

એમની આચાર્યપદવી એમના ગુણોને અનુરૂપ હતી. એમના ગુણોથી અને સમર્થ વ્યક્તિત્વથી આકર્ષાઈ સં. ૧૯૪૩ માં કાર્તિકી પૂર્ણિમાના પુણ્ય પ્રસંગે હિંદુસ્તાનના સંઘે એમના મસ્તક ઉપર સૂરિપદનો મુકુટ મૂકયો અને એ રીતે શ્રી સંઘે આત્મારામજી મહારાજ જેવા સમર્થ યુગપ્રભાવકને સૂરિપદના સિંહાસને બેસારી પોતાનું ગૌરવ વધાર્યું.

આ યુગમાં સ્વ૦ શ્રીમદ્ આત્મારામજી ઉર્ફે શ્રીમદ્ વિજયાનંદસૂરિજી આચાર્યવર્ગમાં તેમ જ સાધુવર્ગમાં ખાસ તરી આવે છે. એવા મહાત્માની ભારતવર્ષને ખોટ પડેલી છે જે અત્યારસુધી પૂરાઇ નથી. એમની શતાબ્દિ ઊજવી એમના ગુણોને સ્મરણમાં લાવવા એ ભવિષ્યની પ્રજાનું કર્તવ્ય છે. તેને અનુસરીને તેમના જન્મને સં. ૧૮૯૨ થી માંડીને આજ સો વર્ષ વીતી ગયાં હોવાથી શતાબ્દિ ઊજવવાનો નિર્ણય શ્રી સંઘે કર્યો તે અવસરોચિત છે. ખરે આવા મહાત્માઓ જેઓ પોતાની સાધુતાથી પોતાની સાહિત્ય સંબંધી લોકોપકારી કૃતિથી તેમ જ પોતાના અદ્ભુત તપોબળ અને સંયમરૂપ સદ્ગુણસંચયથી ભર્તૃહરિની ભાષામાં **अलंकरणं भुवः ।** ભુવનના અલંકાર છે; તેવાઓને જ આપણે ગૌરવપૂર્વક કહી શકીશું કે **जयति तेऽधिकं जन्मना जगत् ।** "હે મહાત્મન્, તમારા જન્મથી આ જૈન જગતે ખરેખર અધિક જય કર્યો છે." આ મહાપુરુષનો સ્થૂળદેહ વિદ્યમાન નથી પરંતુ સૂક્ષ્મદેહ—સાક્ષરદેહ વિદ્યમાન હોઇ આપણે અનેકગણી તેમાંથી પ્રેરણા મેળવી શકીએ અને એમનું સ્મરણ ચિરંજીવ રાખી શકીએ. છેવટે ભક્તામરની પાદપૂર્તિરૂપે એમની ભક્તિરૂપે એક વિદ્વાને બનાવેલા શ્લોકોમાંથી નીચેનો સ્તુતિશ્લોક સાદર કરી વિરમવામાં આવે છે.

**जैनेंद्रदर्शनसमुद्रसुधाकराय सिद्धांतसारकमलभ्रमरोपमाय ।**
**अज्ञानसुप्तजनजागरणारुणाय तुभ्यं नमो जिनभवोदधिशोषणाय ॥**






સાચાં મોતી માટે જેમ સ્વાતી નક્ષત્ર, મીઠો મેરામણ, મત્સ્યનું જલતરણ અને વર્ષાના આગમનનો યોગ કવચિત્ હોય છે તેમ ગૃહ–નક્ષત્રાદિ પાંચે પ્રભાવિક યોગ દરમિયાન કોઇ પુણ્યાત્માનો જ જન્મ થાય છે.

બરાબર સેકા પહેલાં પંજાબના નાના ગામડામાં જ્યારે આત્મારામનો જન્મ થયો ત્યારે તેમના બલવાન જન્મ–ગૃહયોગની ભાગ્યે જ કોઇને કલ્પના આવી હશે કે તે જૈન જગતનો પ્રભાવિક સીતારો–પંજાબકેસરીના પ્રખર તેજને શોભાવનારો થશે.



આત્મારામને ભલે તેના પિતા અને પોષક પિતા દીત્તા કે દેવીદત્તના ઉપનામથી સંબોધતા હોય પરંતુ જન્મયોગમાં ને રાશિ તેમજ સ્વભાવમાં આત્મારામ જ હતા અને પરિણામે તેમની સમર્થ શક્તિના પ્રભાવે ભલેને શ્રી વિજયાનંદસૂરીશ્વરજીના શિરોસ્થાને પહોંચ્યા છતાં જિંદગીભર અને અત્યારે પણ તેમને શ્રી આત્મારામજીના નામથી સંભારતા અનોખો જ ઉલ્લાસ પ્રગટે છે તે તેમના જન્મકાળનો સિદ્ધિયોગ.

મહાન્ પુરુષોને ડગલે ને પગલે સિદ્ધિ હોય છે. પંજાબમાં જન્મી, પંજાબમાં જ ઉછરેલા અને ત્યાં તે વખતે પ્રચાર પામેલ સ્થાનકવાસી હવામાં ઉછરવા છતાં તેમને મૂર્તિ-

પૂજાનું મહત્ત્વ સમજાય અને છેક ગુજરાતમાં આવીને સંવેગ સ્વીકારવાનો પ્રસંગ કદાચ સાંપડે, પરંતુ પોતાનું સાધીને બેસી ન રહેતાં તુરત પંજાબ પહોંચી જઇ, ત્યાં અજ્ઞાન-તિમિરને વિદારવા કટિબદ્ધ થવું અને આર્યસમાજ, સ્થાનકવાસી વિગેરે વિવિધ મતવાદીઓ સામે ઊભા રહી, પંજાબમાં બંધ થએલાં જિનાલયોના દ્વાર ખોલાવી પંજાબને પુનઃ વીર-ભૂમિનું નંદનવન બનાવ્યું તે જ તેમની શક્તિનું માપ છે. તેઓશ્રી અવિશ્રાંત શ્રમથી પંજાબમાં વીરધર્મ–પ્રચારની વિજયપતાકા એટલા જોરશોરથી ફરકાવી રહ્યા હતા કે તેની સુવાસ છેક ગુજરાતમાં ફેલાવા લાગી અને તેમને સંવેગ દીક્ષાના હજી પૂરા બે વર્ષ નહોતાં વિત્યાં ત્યાં વડોદરાના શ્રીમંત કુટુંબના યુવકોએ અનુક્રમે પંજાબ પહોંચીને પોતાની ત્યાગ ભાવના જાહેર કરી–આવી વણનોતરી મળી આવેલી તકનો અંધારે લાભ લઇ લેવાને બદલે તેમની ત્યાગ ભાવનાને કસોટીએ ચડાવી જોઇ અને તેમના વડીલોને વાકેફ કરી સમ્મતિ મેળવ્યા પછી જ તેમને દીક્ષા આપી જે પ્રવર્તક શ્રી કાંતિવિજયજી, પં. શ્રીહંસવિજયજી આદિ અગ્રસ્થાને પહોંચેલા સુપ્રસિદ્ધ છે.

જેમ શ્રી આત્મારામજી મહારાજના શિષ્ય સમુદાયમાં વડોદરાએ અગ્રસ્થાન લીધું તેમ તેમના સમુદાયનું નિયમન ગુંથવાને તે જ વડોદરાએ શ્રી વિજયકમલસૂરીશ્વરના નેતૃત્વ નીચે સાધુ સંમેલન બોલાવ્યું અને પરિણામે તે પ્રસંગે સર્વત્ર શ્રી આત્મારામજી મહા-રાજના સમુદાયનાં ઐક્ય અને દીર્ઘદર્શિતાની છાપ પડતી હતી.

આજે એ જ ગુરુદેવની જન્મ શતાબ્દિ ઊજવવાની જ્યારે પંજાબ ઘરે-ઘરે તૈયારી કરી રહ્યું છે, જ્યારે મુંબઈ અને પાટણ વચ્ચે આ માંગલ્ય પ્રસંગ ઊજવવાની વિચારસૃષ્ટિ રચાઇ રહી છે તેવા અણીના વખતે વડોદરા આ લાભ ખાટી જાય એ પણ સ્થાનનો સિદ્ધિયોગ જ લેખાશે. શ્રી આત્મારામજી મહારાજે સંવેગ દીક્ષા પછીના ફક્ત એક જ દાયકામાં જેમ પંજાબમાં વીરધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો તેમ જ અમદાવાદમાં ચાલતા સાગરાદિ વિવિધ ગચ્છ–પક્ષના વાદોમાં વિજય મેળવીને સં. ૧૯૪૨ માં જ્યારે તેઓશ્રી સિદ્ધાચળની યાત્રાએ ગયા ત્યારે આ પુનીત ગિરિરાજની યાત્રાએ કલકત્તાથી રાયબહાદુર બદ્રિદાસજી, પંજાબથી, કચ્છથી શેઠ રવજી દેવરાજ, મહારાષ્ટ્ર ( ધુલીયા ) થી શેઠ સખારામ દુર્લભ, અમદાવાદથી શેઠ વીરચંદ દીપચંદ, ભરૂચથી શેઠ અનોપચંદ મલુકચંદ, વડોદરાથી શ્રી ગોકળભાઈ દોલતરામ, ભાવનગરથી વકીલ મૂલચંદ નથુભાઈ એમ સારાયે હિંદના દરેક પ્રાંતોના આગેવાનોનું આવવું થયું.

ધર્મપ્રવર્તક યતિવર્ગ ધર્માંધ ભક્તોના પોષણથી અને ધર્મ નિમિત્તે મેળવેલ ગીરાસદારી જાગીરના ઘેનમાં ઉન્માદે ચડી ગયો હતો. એ અણીના વખતે શ્રી સત્ય-વિજય પંન્યાસે સંવેગરંગથી સાધુત્વને શુદ્ધ સ્વરૂપે વાવ્યું હતું અને આજે તેમનું

પ્રમાણુ દાયકાથી મટીને સૈકા ઉપર પહોંચ્યું હતું. જો કે આ રીતે સંવેગ-સમુદાયનો વિકાસ થવાથી યતિવર્ગનું જોર દબાતું જતું હતું છતાં તેમની પાટપરંપરા હોઇને ગાદીપતિ તરીકે આચાર્યપદ ધરાવવાનું અભિમાન છોડી શકયા નહોતા. આ વાત જૈન સમાજને ખટકતી હતી, તેથી આવી મળેલા સારાયે હિંદના અગ્રગણ્યો એકઠા થયા.

આ પ્રસંગે અનેક વિશેષણોવાળી કંકોત્રીની પ્રથા નહોતી, છતાં સંઘ શબ્દનું ગૌરવ હતું અને આગેવાનોમાં પરસ્પર પ્રેમનાં ઝરણાં વહેતાં. સારાયે હિંદના આગેવાનોનું એકત્ર થઈ જવું અને શ્રી આત્મારામજી જેવા પ્રખર પુરુષનું આવવું એ જાણે સિદ્ધિયોગ સાધ્ય થયો હોય તેમ સંવેગ સમુદાયમાં એક આચાર્ય જોઈએ જ અને તે પદ શ્રી આનંદવિજયજી (આત્મારામજી) મહારાજને આપવું તેમ એકત્ર મળેલા આગેવાનોએ નક્કી કરી લીધું.

નિત્ય કર્મથી પરવારી શ્રી આનંદવિજયજી મહારાજ સમુદાય સહ વર્તમાન ઉપાશ્રયે હતા ત્યાં હિંદના સકલ સંઘનું એકત્ર થઈ ગએલ પ્રતિનિધિ મંડળ જઇ પહોંચ્યું અને વંદન કરી આચાર્યપદ સ્વીકારવા નમ્ર વિનંતિ કરી.

શ્રી આનંદવિજયજી મહારાજને આશ્ચર્ય થયું. संवेगी समुदाय में आचार्य की उपाधी की जरूरत क्या है ? मैं न तो गणाधीश वा पंन्यास पदाधीश हुं, और मैं गुरुदेव का चरण में सब से छोटे ही सेवक हुं—વગેરે શબ્દોમાં પદવી માટે ના પાડી, પરંતુ આવનારા આગેવાનો દૃઢનિશ્ચયી જ હતા, સંઘની આજ્ઞાનું મહત્ત્વ સમજતા હતા અને શ્રી આત્મારામજી મહારાજના જ્ઞાનશક્તિને કસોટીએ ચડાવી ચૂકયા હતા તેથી તેમના દરેક-બચાવ હા-ના સામે તેમણે સંઘની આણ ધરીને આચાર્યપદાભિષેકનો વાસક્ષેપ નાખીને જ ખસ્યા.

સં. ૧૯૩૨ માં શ્રી આત્મારામજીએ પંજાબથી છેક ગુજરાતમાં દોડી આવી સંવેગ દીક્ષા લીધી અને સં ૧૯૪૨ માં હિંદના સંઘે મળી આચાર્યપદવી આપી તેમાં અણધાર્યો સિદ્ધિયોગ હતો. તે ઉપરાંત આજે જયારે આ મહાન્ નરના જન્મકાળને સો વર્ષ પૂરાં થાય છે, શતાબ્દિ ઊજવવાનો અનહદ પુણ્ય યોગ પ્રાપ્ત થએલ છે ત્યારે જ ખ્યાલ આવે છે કે આ મંગલ દિવસ એ છે કે જ્યારે આ મહાત્માની શતાબ્દિ જ નહિ પણ તેમની દીક્ષાને સાઠ વર્ષ થવાથી હીરકમહોત્સવ અને આચાર્યપદને પચાસ વર્ષ થવાથી સુવર્ણ મહોત્સવ ઊજવવાનો પણ એક સાથે જ ઉજ્જવળ પ્રસંગ સાંપડ્યો છે. આવી સો વર્ષે સાંપડેલી સિદ્ધિયોગની તકનો જનતા લાભ બહોળા પ્રમાણમાં લેવા પામે અને આ મહાન્ સમુદાય મહાત્માશ્રીના પવિત્ર નામને ચિરસ્મરણીય બનાવે એ જ અભ્યર્થના.

☆




નાનચંદ તારાચંદ શાહ.

આ જગત્માં આપણી દૃષ્ટિએ પડતા પદાર્થના જડ અને ચેતન એવા બે ભાગ છે. તેમાં ચેતનના અંગમાં મનુષ્ય, પ્રાણી તથા અન્ય પ્રાણીઓ આવે છે, જેમાં મનુષ્યને બીજા કરતાં વિશેષ બુદ્ધિ તથા સત્તા મળેલાં જોવામાં આવે છે. એ બુદ્ધિ તથા સત્તાનો મનુષ્ય જેવો ઉપયોગ કરે તે પ્રમાણે તે સત્કર્મની સાથે દેશોત્કર્ષનાં, સમાજ ને ધર્મના ઉદ્ધારનાં મોટાં કૃત્ય કરે, આત્મસંયમી બની ધર્મનો ધ્વજ ફરકાવે, અને તે કરવામાં સ્વાર્થત્યાગી થઈ પ્રવર્તે ત્યારે જ મનુષ્યની અપૂર્વ ખ્યાતિ થાય છે. અને મહાપુરુષોએ સંસારમાં જન્મી શું કર્યું તે જાણવાની તેમની પછીની પ્રજાને આકાંક્ષા રહે છે તેમજ તેમના સચ્ચરિતના વર્ણનથી જગતના પ્રત્યેક મનુષ્યને ઘણું જ જાણવાનું મળે છે. તેવી જ રીતે આ લેખમાં પણ એક મહાન્ પુરુષ અથવા તો મહાત્માના જીવનચરિત્રમાંથી તેમનું સાહિત્યમય જીવન આલેખવા યત્કિંચિત્ પ્રયત્ન કર્યો છે.



આજે જૈનોના ત્રીજા ફીરકા તરીકે જે ઢુંઢક પંથ વિચરે છે તે પંથમાં શ્રી આત્મારામજી મહારાજે મોટા મહોત્સવ સહિત " માલેરકોટલા " પંજાબમાં જીવણરામ ગુરુના હાથે દીક્ષા લીધી હતી.

તેમની સ્મરણશક્તિ એટલી પ્રબળ હતી કે હંમેશાં ત્રણસો શ્લોક તેઓ કંઠાગ્ર કરતા. વ્યાકરણાદિનો અભ્યાસ કરતાં. વિભક્તિદ્વારા જે અર્થ માલૂમ પડ્યા તેથી તેમને ઢુંઢકમત ઉપરથી આસ્થા ઊઠી ગઈ અને સંવેગી દીક્ષા લેવા ગુજરાત તરફ પ્રયાણ કર્યું. સં. ૧૯૩૨ માં

અમદાવાદમાં અસંખ્ય શ્રાવકોની હાજરીમાં શ્રી બુદ્ધિવિજયજી મહારાજ પાસે શ્રી આત્મારામજી મહારાજ તથા તેમની સાથે પંજાબથી આવેલા બીજા પંદર સાધુઓએ સંવિગ્ન દીક્ષા અંગીકાર કરી.

શ્રી આત્મારામજી મહારાજની વિદ્વત્તા એટલી અદ્વિતીય હતી કે તેઓએ આપણી પાસે જે સાહિત્યનો ભંડાર ખુલ્લો મૂક્યો છે તેથી આપણને તેની સ્હેજે કલ્પના થઇ શકે. તેમનામાં કવિત્વ શક્તિ પણ એટલી અજબ હતી કે આજે તેમણે રચેલ પૂજાઓ, સ્તવનો, સજ્ઝાયો, જૈન કોમના આબાલવૃદ્ધ સૌ કંઠાગ્ર કરતાં પોતાના આત્માને ધન્ય માને છે.

આ મહાત્માના "જૈનતત્ત્વાદર્શ" "તત્ત્વનિર્ણયપ્રાસાદ" "અજ્ઞાનતિમિરભાસ્કર" "જૈન-ધર્મ વિષયક પ્રશ્નોત્તર" "સમ્યક્ત્વશલ્યોદ્ધાર" "નવતત્ત્વ" અને 'ઉપદેશબાવની" પૂજા સંગ્રહ, સ્તવનો, સઝાજ્યો, પદો વિગેરે મુખ્ય ગ્રંથો છે.

## जैनतत्त्वादर्श—

આ ગ્રંથ શ્રીમદ્‌ની વિદ્યમાન સ્થિતિમાં શ્રાવક ભીમશી માણેક સં. ૧૯૪૦ માં હિંદીમાં પ્રગટ કરેલ છે. તેનું ગુજરાતી ભાષાંતર વકીલ મૂળચંદ નથુભાઇએ કરી શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગરદ્વારા પ્રકાશિત કરેલ છે. તેની હાલ એક પણ નકલ મળતી નથી. આ સોળ હજાર શ્લોકની સંખ્યાના ગ્રંથના ભાષાંતરનો સમાવેશ ક્રાઉન આઠ પેજી સાઇઝના આશરે સવા છસે પૃષ્ઠ ( ફારમ ૭૮ ) માં કરી ફક્ત રૂા. ૪-૦-૦ની કિંમત રાખેલ હતી.

બાર પરિચ્છેદ પાડી જુદા જુદા વિષયો ઉપર અસંખ્ય દાખલા, દલીલો, પુરાવા, સહાદનો આપી ગ્રંથને અત્યુત્તમ બનાવવા કર્તાએ પોતાનો પ્રયત્ન સફળ કર્યો છે.

પહેલા પરિચ્છેદમાં દેવનું સ્વરૂપ, તીર્થંકરોના નામ, વર્ણ, માતાપિતાનાં નામ, ચોવીશ તીર્થંકરના બાવન બોલ વગેરે આવેલ છે.

બીજા પરિચ્છેદમાં કુદેવનું સ્વરૂપ વર્ણવેલ છે. તેમાં કુદેવોમાં સ્ત્રી-સેવનાદિકના દૂષણો, જગતના કર્તાનો નિર્ણય, જગત્ ઉત્પત્તિ સંબંધી વેદાંતનું ખંડન વિગેરેનો સવિસ્તર સમાસ કર્યો છે.

ત્રીજા પરિચ્છેદમાં ગુરુતત્ત્વનું સ્વરૂપ કહેલ છે. જેમાં પાંચ મહાવ્રતોનું સ્વરૂપ, ચરણસિત્તરી ને કરણસિત્તરીના સીત્તેર સીત્તેર ભેદ, શાસ્ત્રાધારે ગુરુનું સ્વરૂપ વગેરે વસ્તુઓનો સમાવેશ કર્યો છે.

ચોથા પરિચ્છેદમાં કુગુરુનું સ્વરૂપ કહેલ છે. ક્રિયાવાદીઓનાં કાલવાદી, ઇશ્વરવાદી, નિયતવાદી, આત્મવાદી, સ્વભાવવાદી એ પાંચ વિકલ્પ મેળવી તેના પૃથક્ પૃથક્ એક સો એંસી મત કહેલ છે.

પાંચમા પરિચ્છેદમાં ધર્મતત્ત્વનું સ્વરૂપ છે, જેમાં નવતત્ત્વના ભેદોનું સ્વરૂપ વેદાંતવાદ સાથે સ્પર્ધા કરી સવિસ્તર કહેલ છે.

છઠ્ઠા પરિચ્છેદમાં ચૌદ ગુણસ્થાનનું સ્વરૂપ દશ વિભાગો પાડી સમજાવેલ છે.

સાતમા પરિચ્છેદમાં સમ્યક્ત્વદર્શનનું સ્વરૂપ છે જેમાં અરિહંતની પ્રતિમા પૂજવી, ગુરુતત્ત્વ, ધર્મતત્ત્વ, નિશ્ચય, સમ્યક્ત્વ, તેની કરણી વિગેરે છે; તથા વેદનો પ્રાચીન અર્થ છોડી નવીન અર્થ બનાવવાનું કારણ બહુ રસમય શૈલીથી સમજાવવા પ્રયત્ન કર્યો છે.

આઠમા પરિચ્છેદમાં ચારિત્રનું સ્વરૂપ છે, જેમાં અતિચારના સ્વરૂપો, અઢાર પાપસ્થાનકોની સમજ, ભક્ષાભક્ષ વગેરેના દોષો બહુ જ સવિસ્તર સમજાવેલ છે.

નવમા પરિચ્છેદમાં શ્રાવકના દિનકૃત્યની કરણીની સમજ આપતાં આહાર, વિહાર, મલોત્સર્ગ, દંતધાવન, કેશ સમારન, સ્નાન, નિદ્રા, દ્રવ્યપૂજા, ભાવપૂજા, સામાયિક, સ્નાત્ર વગેરેમાં શ્રાવકે કેમ વર્તવું? દેવગુરુની આશાતનાથી કેમ બચવું? માતા, પિતા, સહોદર, સ્ત્રી, પુત્ર, ગુરુ, સ્નેહી, સંબંધી, નગરજનો સાથે કેમ વર્તવું? તેની માર્ગસૂચી એવી લાક્ષણિક રીતે સમજાવી છે કે એક વ્યવહાર શાસ્ત્રની કૉલેજના અભ્યાસક્રમનો આ પ્રકરણમાં સમાસ કરવામાં આવ્યો છે.

દશમા પરિચ્છેદમાં શ્રાવકોનાં રાત્રિકૃત્ય, પર્વકૃત્ય, ચાતુર્માસિક કૃત્ય, સાંવત્સરિકકૃત્ય, જન્મકૃત્ય એમ પાંચ કૃત્યોનું સ્વરૂપ આપવામાં આવેલ છે.

અગિયારમા પરિચ્છેદમાં શ્રી ઋષભદેવ ભગવાનથી શ્રી મહાવીરસ્વામી પર્યંત જૈનમતાદિ શાસ્ત્રાનુસારે ઇતિહાસરૂપ પૂર્વ વૃત્તાંત આપવામાં આવેલ છે. તેમાં જુદા જુદા ઓગણત્રીશ પ્રકરણો પાડી, કુરુવંશ તથા યજ્ઞોપવિતની ઉત્પત્તિનું વર્ણન, યાજ્ઞવલ્કય, સુલસા, પીપ્પલાદ તથા પર્વત પ્રમુખથી ફરી અસલ વેદોને ફેરવી હિંસાયુક્ત વેદોની રચના થઇ, તેનું સ્વરૂપ, પૂર્વોક્ત મહાપુરુષોના કથનાનુસારે વર્ણવેલ છે.

બારમા પરિચ્છેદમાં શાસનપતિ શ્રી મહાવીરસ્વામીથી આજ સુધીનું કેટલુંક ઐતિહાસિક વૃત્તાંત રચનાત્મક શૈલીથી સમજાવી ગ્રંથની સમાપ્તિ કરી છે

જૈન સિદ્ધાંતોના જિજ્ઞાસુને આ એક જ ગ્રંથમાંથી એટલી સામગ્રી પૂરી પડે છે કે તેમાંથી તેને જૈનદર્શનનું સારામાં સારું સર્વોત્કૃષ્ટ દિગ્દર્શન થઇ શકે છે, તે નિઃસંદેહ વાત છે.

## अज्ञानतिमिरभास्कर—

આ ગ્રંથ સ્વ૦ મહાત્માએ અંબાલા( પંજાબ )માં લખવો શરૂ કરેલ. તે સં. ૧૯૪૨ ખંભાતમાં પૂરો લખી તૈયાર કર્યો અને તે ભાવનગરની શ્રી જૈન જ્ઞાન હિતેચ્છુ સભાએ પ્રકાશિત કરેલ, જેની બધી નકલો ખલાસ થઇ જવાથી તેની બીજી આવૃત્તિ ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભા તરફથી સં. ૧૯૬૨ માં પ્રસિદ્ધ થયેલ છે તેની પણ એકેય નકલ મળતી નથી.

આ ગ્રંથ રોયલ આઠપેજી સાઇઝમાં પોણા ત્રણસો પૃષ્ઠ ( ઓગણચાલીશ ફારમ ) માં પૂરો કર્યો છે. તેના જુદા જુદા બે વિભાગ પાડી, પ્રથમ વિભાગમાં મિથ્યાત્વજનિત અજ્ઞાનતાને લઇને અન્ય મતવાળાઓએ જૈનધર્મ ઉપર જે આક્ષેપો કર્યા છે ને કરે છે, વેદાદિ ગ્રંથોના સ્વકપોલકલ્પિત અર્થ કરી જે જે લેખોદ્વારા પ્રયત્ન કર્યા છે તે ન્યાય અને યુક્તિપૂર્વક તે તે ગ્રંથોનું મંથન કરી આ ગ્રંથમાં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યું છે. જૈન દર્શનની ક્રિયા તથા પ્રવર્તન, સર્વ રીતે અબાધિત અને નિર્દોષ એવું જગતના સર્વ ધર્મોની દૃષ્ટિએ સિદ્ધ કરી આપ્યું છે.

આ પ્રવીણ ગ્રંથકારે આખા વિશ્વની પ્રવૃત્તિથી સિદ્ધ કરી બતાવ્યું છે કે આર્હત્ ધર્મની ભાવના પુરાતની છે ને ઇતરવાદીઓના ધર્મની ભાવનાનું સ્વરૂપ ખુલ્લું કરી જૈનધર્મનાં તત્ત્વો સર્વોપરી હોવાનું સાબીત કરી આપ્યું છે.

આસ્તિક અને નાસ્તિક મતના વિચાર, જૈન ધર્મની પ્રબળતાથી વૈદિક હિંસાનો પરાભવ, વેદના વિભાગ, વેદજ્ઞ ઋષિઓના માંસાહારનું પ્રતિપાદન, વૈદિક યજ્ઞકર્મનો વિચ્છેદ, વૈદિક હિંસા વિષે વિવિધ મત, શંકરાચાર્યના વામમાર્ગાદિ વિષયોનું સ્પષ્ટીકરણ. તેમ જ વેદ, સ્મૃતિ, ઉપનિષદ્ ને પુરાણાદિ શાસ્ત્રોમાં દર્શાવેલ યજ્ઞ વિગેરેનું સ્વરૂપ વર્ણવી, મિથ્યાત્વભરેલી અજ્ઞાનતા દર્શાવી, અસરકારક વિવેચન કરનાર વિશ્વાસપાત્ર ગ્રંથ તરીકે અર્વાચીન જૈન સાહિત્યમાં આ મુખ્ય છે.

ગ્રંથકારે બૌદ્ધ, સાંખ્ય, જૈમિનેય આદિ દર્શનવાળાઓ મુક્તિના સ્વરૂપનું કેવી રીતે કથન કરે છે, તથા ઇશ્વરમાં સર્વજ્ઞપણાની સિદ્ધિ કરવા તેઓ કેવી યુક્તિઓ દર્શાવે છે તેનું ભાન કરાવી, પાંડિત્યભરેલું વિવેચન કર્યું છે.

બીજા વિભાગમાં સાધુ અને શ્રાવક ધર્મની યોગ્યતા દર્શાવવા માટે એકવીશ ગુણોનું વર્ણન, ભાવશ્રાવકના ષડ્દ્વાર સંબંધી સત્યાવીશ ભેદ ને તેના સત્તર ગુણોનું સ્વરૂપ વિવેચન સહિત આપ્યું છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ ત્રણ આત્માનાં સ્વરૂપો સંક્ષિપ્તમાં વર્ણવ્યાં છે.

જૈન કે જૈનેતર કોઇ વિદ્વાન આ ગ્રંથનું અવલોકન કરશે તો જણાશે કે જૈનોના એક સમર્થ આચાર્યે ભારતવર્ષની પ્રજાને સન્માર્ગ બતાવવા આવા ગ્રંથો રચી ભારે ઉપકારથી ઋણી બનાવી છે.

## सम्यक्त्वशल्योद्धार—

આ ગ્રંથ સદ્ગત આચાર્યશ્રીએ સં. ૧૯૪૦ માં લખી તૈયાર કરેલ, તે સં. ૧૯૪૧ માં ભાવનગર શ્રી જૈન ધર્મ પ્રસારક સભાએ ગુજરાતીમાં અને સં. ૧૯૬૨ માં શ્રી જૈન આત્માનંદ પુસ્તક પ્રચાર મંડળે દીલ્હીમાં હિંદી ભાષામાં પ્રસિદ્ધ કરેલ છે.

ઢુંઢક મતના જેઠમલ નામના સાધુએ "સમકિતસાર" નામનો ગ્રંથ બનાવેલ કે જે સં. ૧૯૩૮ માં ગોંડલનિવાસી નેમચંદ હીરાચંદે પ્રસિદ્ધ કર્યો. આ ગ્રંથમાં મૂર્તિપૂજા અને સમ્યક્ત્વ વિરુદ્ધ એટલા કડક લખાણો હતાં કે જે કોઇપણ મૂર્તિપૂજક જૈન સહન ન કરી શકે. તેની તમામ વિગતોનું ખંડન આ–સમ્યક્ત્વશલ્યોદ્ધાર–ગ્રંથમાં કરેલ છે; જેમાં મહાવીરસ્વામીથી આજ સુધીમાં મૂર્તિપૂજા પુરાણી છે તે પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયોથી તથા મૂર્તિઓના પુરાવાથી અને પૂર્વાચાર્યોકૃત આગમોદ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે. અજ્ઞાનતાના પ્રસંગથી ઉન્માર્ગગામી બનેલા ભવ્ય જીવોને હેયોપાદેય સમજીને સૂત્રાનુસાર શ્રી તીર્થંકર, ગણધર, પૂર્વાચાર્યપ્રદર્શિત સત્ય માર્ગ બતાવવા લેખક મહાત્માએ આ ગ્રંથમાં પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે.

## श्री जैन धर्मविषयक प्रश्नोत्तर—

સં. ૧૯૪૫ પોષ સુદિ છઠ્ઠના રોજે સ્વ. આચાર્યશ્રીએ લખી પૂર્ણ કરેલ આ ગ્રંથ ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભાએ પ્રસિદ્ધ કરેલ છે. આ પુસ્તકમાં અનેક પ્રશ્નોના સમાધાન કર્યાં છે. તેમાં નીચેના વિષયો ખાસ છે.

જૈનોમાં જ્ઞાતિધર્મ, શ્રાવકધર્મ, મુનિધર્મ, જૈનમતના આગમ, મહાવીરસ્વામીના સમયમાં જૈની રાજ્ય, પાર્શ્વનાથ ને તેની પટ્ટાવલી, જૈનધર્મ બૌદ્ધ ધર્મથી જુદો છે, બુદ્ધની ઉત્પત્તિ, નિર્વાણ શબ્દના અર્થ, પુણ્ય પાપનું ફળ દેનાર ઇશ્વર નહિ પણ કર્મ છે, જગત્ અકૃત્રિમ છે, દેવ–ગુરુ ને દેવોના ભેદ,

સમ્યકૃત્વી દેવતાની સાધુ શ્રાવક ભક્તિ કરે તો શુભાશુભ કર્મના ઉદયમાં દેવતા નિમિત્ત છે વગેરે અનેક પ્રશ્નો આ ગ્રંથમાં ચર્ચવામાં આવ્યા છે.

## नवतत्त्व तथा उपदेश बावनी—

આચાર્યશ્રીએ સં. ૧૯૨૭ માં તૈયાર કરેલ છે. તે આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયાએ સં. ૧૯૮૮ માં પ્રસિદ્ધ કરેલ છે.

આ ગ્રંથમાં જીવદયાનું, નવતત્ત્વનું સ્વરૂપ આળેખવામાં આવ્યું છે, પરંતુ વિશેષતાએ શ્રી ભગવતી-સૂત્ર પ્રમુખ વિવિધ આગમોના પાઠોની અહિં સંકલના કરવામાં આવી છે. અનેક મુદ્દાની વસ્તુઓ યંત્રરૂપે કોષ્ટકદ્વારા રજુ કરેલ છે જેથી આ ગ્રંથની મહત્તામાં અસાધારણ વૃદ્ધિ થઇ છે. કર્તાએ બાર વિવિધવર્ણી ચિત્રોવડે એને અલંકૃત કર્યો છે. ખાસ જીવતત્ત્વ, અજીવતત્ત્વ, પુણ્યતત્ત્વ, પાપતત્ત્વ, આસ્રવતત્ત્વ, સંવરતત્ત્વ, નિર્જરાતત્ત્વ, મોક્ષતત્ત્વ વિગેરે વિષયોનો સંપૂર્ણ રીતે આ ગ્રંથમાં સમાસ કર્યો છે.

ઉપદેશ બાવનીમાં પ્રથમ શ્રી ૐકારની સ્તુતિ કરી દેવ, ગુરુ અને ધર્મની સ્તુતિ કરવામાં આવી છે. તે પછી વિવિધ બોધજનક ઉપદેશ આપેલ છે.

## जैनमतवृक्ष—

આ નાનકડા પુસ્તકમાં સ્વર્ગસ્થ મહાત્માએ લાંબા વર્ષનો ઇતિહાસ ઠાંસી ઠાંસીને ભર્યો છે. ઋષભ-દેવથી મહાવીરસ્વામી સુધીના તીર્થંકરોની ઐતિહાસિક ટૂંક નોંધ આમાં છે. કયા કયા તીર્થંકરોના સમયમાં કયા મતની શરૂઆત થઇ તથા તેમના કેટલા ગણધરો હતા? કેટલા ગચ્છો હતા? તેની ટૂંકી વિગત, રાવણ અને નારદ મુનિનો સંબંધ, તથા મહાવીરસ્વામી પછી કયા આચાર્યોએ કેટલા ગ્રંથો બનાવ્યા? કેટલા જૈનો બનાવ્યા? કેટલા મંદિરોની પ્રતિષ્ઠા કરી? વગેરેનું ટૂંકું પણ રસપ્રદ વર્ણન આપ્યું છે. તેમ જ મહાવીરસ્વામીથી આજસુધીના ગૂર્જરપતિઓએ કઇ સાલથી કઇ સાલ સુધી કેટલાં વર્ષ રાજ્ય ભોગવ્યું વગેરે વિગતોનો સમાવેશ સપ્રમાણ આપેલ છે. આ ગ્રંથ પંજાબ શ્રી આત્માનંદ જૈન સભાએ સં. ૧૯૫૩ માં પ્રકાશિત કરેલ છે.

## चिकागो प्रश्नोत्तर—

સને ૧૮૯૩ (વિ. સં. ૧૯૪૯) માં સ્વ. મહાત્માને અમેરિકાના ચિકાગો શહેરમાં ભરાનારી સર્વ-ધર્મ પરિષદમાં પ્રતિનિધિ તરીકેનું આમંત્રણ હતું, જેમાં પોતે સાધુ ધર્મમાં હોવાથી ન જઇ શકયા, પરંતુ મી. વીરચંદ રાઘવજી ગાંધીને તૈયાર કરી મોકલ્યા. તે ચિકાગોના પ્રશ્નોના ઉત્તરો આ ગ્રંથમાં આપેલ છે.

ઇશ્વર કઇ વસ્તુ છે? જૈનો કેવા ઇશ્વરને માને છે? અન્યમતવાળા કેવા ઇશ્વરને માને છે? ઇશ્વર જગતના કર્તા સિદ્ધ થાય છે કે નહિ? કર્મ શું વસ્તુ છે? તેના મૂળભેદ કેટલા છે? ઉત્તરભેદ કેટલા છે? કયા કર્મના બંધ હોય છે ને કયા તેનાં ફળ હોય છે? એક ગતિથી ગત્યંતરમાં કોણ લઇ જાય છે? જીવને કર્મનો શું સંબંધ છે? કર્મનો કર્તા જીવ પોતે કે કોઇ તેને કર્મ કરાવે છે? પોતાના કયા કર્મથી જીવ ભોક્તા છે? સર્વ મતોમાં કયા કયા વિષયોમાં પરસ્પર એકતા છે? આત્મામાં ઇશ્વર હોવાની શક્તિ છે કે નહિ? મનુષ્ય ને ઇશ્વરનો શું સંબંધ છે? સાધુ અને સંસારીના ધર્મો, ધાર્મિક ને સંસા-

રિક જિંદગીનાં નીતિપૂર્વક લક્ષણ, ધર્મશાસ્ત્રોનું અવલોકન કરવાના નિયમો, દૂષણ રહિતની પીછાન, ધર્મભ્રષ્ટ થનારની ફરી શુદ્ધિ, જિંદગીનો ભય નિવારવાનો કાયદો, ધર્મના અંગને તેનાં લક્ષણ વગેરે અનેક તત્ત્વની વાતોનો આ ગ્રંથમાં કર્તાએ સમાવેશ કરેલ છે.

## चतुर्थस्तुतिनिर्णयः भाग पहेलो—

યતિ રત્નવિજયજી ( રાજેંદ્રસૂરિ ) અને ધનવિજયજી નામના સાધુઓ દેવસી ને રાઇપ્રતિક્રમણમાં ચાર થોયને બદલે ત્રણ થોયનો પ્રચાર કરતા હતા અને શાસ્ત્રોક્ત ઠરાવવા તેમણે આસમાન–પાતાળ એક કર્યાં છતાં તેમની આ શાસ્ત્રવિરુદ્ધની પ્રવૃત્તિ સ્વ. ગુરુદેવે ખુલ્લી પાડી. પૂર્વાચાર્યોકૃત બ્યાસી ( ૮૨ ) પુસ્તકો અને સૂત્રોના આધાર આપી ચાર થોય શાસ્ત્રોક્ત છે તેવું આ ગ્રંથદ્વારા સિદ્ધ કરી આપ્યું છે.

## चतुर्थस्तुतिनिर्णयः भाग बीजो—

ત્રણ થોયનો પ્રચાર કરનાર સાધુ ધનવિજયજીએ એક ગ્રંથ તૈયાર કરી તેમાં " આત્મારામજી મહારાજ " પીતાંબર ધારણ કરે છે, ચોથી થોય તેમણે સ્થાપન કરી છે. ઇરિયાવહિયાની પાછળ કરેમિ ભંતે પણ તેમણે જ સ્થાપન કરેલ છે વગેરે અસત્ય બીના લખી આખી પોથી ભરેલ, તેનો શ્રી આત્મારામજી મહારાજે એવો સજ્જડ જવાબ આપ્યો છે કે શ્રી આત્મારામજી મહારાજને જૂઠા પાડનાર તે ધનવિજય તથા રત્નવિજયના કથનોમાં કેટલો દ્વેષ છે અને ત્રણ થોયનો પ્રચાર કરવામાં અસત્યનો કેટલો આશ્રય લેવામાં આવ્યો છે, તે આખી વસ્તુસ્થિતિ આ ગ્રંથમાં ખુલ્લી પાડી છે.

## जैनमतका स्वरूप—

જૈન ધર્મનું સ્વરૂપ જાણવાની સૌ કોઇને ઇચ્છા હોય છે, પરંતુ જૈન ધર્મના તત્ત્વોનું સ્વરૂપ એટલું ગહન અને વિસ્તીર્ણ છે કે જૈન ધર્મના અનેક શાસ્ત્રોનું અવલોકન કર્યા સિવાય તેનો ખ્યાલ આવી શકતો નથી.

હાલના પ્રવૃત્તિમય સમયમાં સૌ કોઇની શક્તિ એવી ન હોઇ શકે કે તમામ શાસ્ત્રોનું અધ્યયન કરી શકે, જેથી આ પુસ્તકમાં લેખક મહાત્માએ જૈનધર્મના મુખ્ય વિષયો જેવા કે તીર્થંકરોની ઉત્પત્તિનો સમય ને તેમના કાર્યો, નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, ષડ્કાય, ચાર ગતિનું વર્ણન, આઠ કર્મનું સ્વરૂપ, જૈનોનું સામાન્ય મંતવ્ય, સાધુધર્મના સંયમના સત્તર ભેદોના નામ, દસ પ્રકારના યતિધર્મનાં નામ, સાધુધર્મનું સ્વરૂપ, ગૃહસ્થ ધર્મમાં અવિરતિ સમ્યગ્દષ્ટિ ગૃહસ્થનું સ્વરૂપ ને તેનું કૃત્ય, દેશવિરતિ શ્રાવકના જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ એવા ત્રણ ભેદ, તેનું વર્ણન, શ્રાવકનાં બાર વ્રતોનું સ્વરૂપ વગેરે અનેક તત્ત્વોનો આ ગ્રંથમાં સમાવેશ કરેલ છે.

## ईसाईमत समीक्षा—

ક્રિશ્ચિયન અર્થાત્ ઇસાઇ મતને માનવાવાળાઓમાંથી એક ઇસાઇએ " જૈનમતપરીક્ષા " નામના ગ્રંથમાં લખ્યું છે કે જૈનોમાં મોટા મોટા વેપારી ઊંચી પદવીવાળા છે ને તેમના હાથમાં દુનિયાની મોટી દોલત છે, તથા તેઓ અન્ય ધર્મીઓને પોતાના ધર્મમાં ભેળવવા માટે ઉપદેશ કરે છે વગેરે લખેલ છે. તે સામે સ્વર્ગસ્થ મહાત્માએ સવિસ્તર આ પુસ્તક રચી જણાવ્યું કે ધર્મ કરવાથી કર્મનો ક્ષય થાય છે ને પુણ્યનો ઉદય થાય છે, જેથી જે જીવના કર્મનો ક્ષય ને પુણ્યનો ઉદય થાય તેને સત્ય ધર્મની પ્રાપ્તિ થાય અને દોલત પણ મળે છે.

ઇસાઇઓ માને છે કે ઇશ્વર જ કર્તા છે તો પછી ઇશ્વરને જગતકર્તા ન માનવાવાળા જૈનોને ધન, દોલત, ઉચ્ચ પદવી વગેરે કયાંથી મળી ? વળી ઇસાઇઓ પુનર્જન્મને માનતા નથી ને ઇશ્વર સૌને સુખી કરવા જ જન્મ આપે છે, તો તેઓમાં પણ દુ:ખી આત્માઓ બહુ કેમ છે ? વગેરે વસ્તુઓનું પૃથક્કરણ કરી કર્મની 'થીયરી' ઇસાઇઓને બહુ સારી રીતે સમજાવી છે વળી બીજા અનેક વિષયોનો આ ગ્રંથમાં સમાવેશ કર્યો છે.

## तत्त्वनिर्णयप्रासाद—

આ ગ્રંથ આચાર્યશ્રીની છેલ્લી કૃતિ છે. સં. ૧૯૫૧ ના ભાદરવા સુદિ ૪ના રોજ આ ગ્રંથ પૂર્ણ કરી, મુનિરાજશ્રી વલ્લભવિજયજી મહારાજ ( હાલના આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી )ને પ્રેસ કોપી કરવા આપી તે દરમ્યાન આચાર્યશ્રીનો સ્વર્ગવાસ થવાથી તેમના પ્રધાન મંત્રી આચાર્ય શ્રી વિજયવલ્લભ-સૂરીશ્વરજી મહારાજ કે જે હાલ તેઓશ્રીની પાટે બિરાજે છે તેમણે પ્રેસ કોપી તૈયાર કરી, શુદ્ધ કરી, આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી મહારાજનું જીવનચરિત્ર પણ આ ગ્રંથમાં દાખલ કર્યું અને મુંબઇથી શા. અમરચંદ પી પરમારે સં. ૧૯૫૮ ની સાલમાં આ અપૂર્વ અંતિમ પ્રસાદીરૂપ શ્રી તત્ત્વનિર્ણય-પ્રાસાદનામા ગ્રંથ પ્રસિદ્ધ કરેલ છે.

આ ગ્રંથના છત્રીશ સ્થંભરૂપ વિભાગો પાડી જુદા જુદા વિષયો ચર્ચી પૂર્ણ કરેલ છે. તેના પ્રત્યેક સ્થંભોની ટૂંક વિગત નીચે મુજબ છે.

મહાવીરસ્વામીથી આજ સુધીની પટ્ટાવલી આ ગ્રંથમાં છે. ને એટલી પ્રમાણભૂત છે કે ઘણા ઇતિહાસજ્ઞ વિદ્વાનોને આ પુસ્તકની સાહ્દન આપ્યા વિના ચાલી શકતું નથી.

પહેલા સ્થંભમાં પુસ્તક સમાલોચના, પ્રાકૃત ભાષા નિર્ણય વેદબીજક વગેરેનું વર્ણન છે.

બીજા સ્થંભમાં હેમચંદ્રાચાર્યકૃત મહાદેવ સ્તોત્રદ્વારા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવના લક્ષણ, તેનું સ્વરૂપ, લૌકિક બ્રહ્માદિ દેવોમાં યથાર્થ દેવપણું સિદ્ધ નથી થતું, તેનું પ્રાચીન લૌકિક શાસ્ત્રદ્વારા વર્ણન કરેલ છે.

ત્રીજા સ્થંભમાં બ્રહ્મા-વિષ્ણુ-મહાદેવાદિ લૌકિક દેવોમાં જે જે અયોગ્ય વિગત છે તેનું વ્યવચ્છેદ-રૂપ વર્ણન શ્રી હેમચંદ્રસૂરિકૃત દ્વાત્રિંશિકાદ્વારા કરેલ છે.

ચોથા અને પાંચમા સ્થંભમાં શ્રી હરિભદ્રસૂરિવિરચિત લોકતત્ત્વનિર્ણયના ભાવાર્થ સહિત અપૂર્વ વર્ણન લખેલ છે, જેમાં પક્ષપાત રહિત દેવાદિકની પરીક્ષા કરવાનો ઉપાય અને અનેક પ્રકારની સૃષ્ટિની જગતવાસી જીવોની કલ્પના કરી છે તેનું વર્ણન છે.

છઠ્ઠા સ્થંભમાં મનુસ્મૃતિના કથન મુજબ સૃષ્ટિક્રમ અને તેની સમીક્ષા છે.

સાતમા ને આઠમા સ્થંભમાં ઋતાદિ વેદોમાં જેવું સૃષ્ટિનું વર્ણન છે તેવું બતાવી તેની સમીક્ષા કરી છે.

નવમા સ્થંભમાં વેદની પરસ્પર વિરુદ્ધતાનું દિગ્દર્શન છે.

દશમા સ્થંભમાં વેદોક્ત વર્ણનથી વેદ ઇશ્વરોક્ત નથી તેવું સિદ્ધ કરી આપ્યું છે.

અગિયારમા સ્થંભમાં " ૐ ભૂર્ભુવઃ સ્વસ્તત્ " ઇત્યાદિ ગાયત્રી મંત્રના અનેક અર્થો કરી જૈનાચાર્યોની બુદ્ધિમત્તા બતાવી છે.

બારમા સ્થંભમાં સાયણાચાર્ય, શંકરાચાર્ય આદિઓએ બનાવેલ ગાયત્રી મંત્રના અર્થનું સમીક્ષાપૂર્વક વર્ણન છે અને વેદ નિંદક નાસ્તિક નથી, પરંતુ વેદના સ્થાપક નાસ્તિક છે તેવું મહાભારત આદિ ગ્રંથોદ્વારા સિદ્ધ કર્યું છે

તેરથી એકત્રીસ સ્થંભમાં ગૃહસ્થના સોળ સંસ્કારોનું વર્ણન શ્રી વર્ધમાનસૂરિકૃત આચાર્યદિનકરદ્વારા કરેલ છે.

બત્રીશમા સ્થંભમાં જૈનમતની પ્રાચીનતા, વેદના પાઠોમાં ગરબડ થઇ છે, તેનું નિષ્પક્ષપાત વિવરણ છે. જૈન વ્યાકરણાદિની સિદ્ધિનું તથા મહર્ષિ પાણિનીની ઉત્પત્તિનું વર્ણન ઘણું જ રસમય કરી બતાવેલ છે તે જોતાં આચાર્યશ્રીનું જૈનેતર શાસ્ત્રોનું જ્ઞાન કેટલું અગાધ હશે તેની ઝાંખી વાચકને થયા વિના નહીં રહે.

તેત્રીશમા સ્થંભમાં જૈનમતની બૌદ્ધમતથી ભિન્નતા બતાવી છે તેમ જ પાશ્ચાત્ય અને દિગંબર વિદ્વાનોને હિતશિક્ષા આપી છે.

ચોત્રીશમા સ્થંભમાં જૈનમતની કેટલીક વાતો ઉપર કેટલાક માણસો અનેક પ્રકારના તર્કવિતર્ક કરે છે. તેમને દાખલા દલીલો સાથે બહુ જ સુંદર રીતે સમજાવેલ છે.

પાંત્રીશમા અને છત્રીશમા સ્થંભમાં શંકર દિગ્વિજયને અનુસારે શંકરસ્વામીનું જીવનચરિત્ર લખેલ છે. વેદવ્યાસ અને શંકરસ્વામીએ જૈન મતની સપ્તભંગીનું ખંડન કરેલ છે તેમાં શંકરસ્વામી અને વેદવ્યાસ જૈન મતથી કેટલા અજ્ઞાન હતા તે સમજાવી જૈન મતવાળા સપ્તભંગીને જેમ માને છે તેમ તેના સ્વરૂપ અને સપ્તનયનું સંક્ષિપ્ત વર્ણન કરેલ છે.

આવા અનેક જુદા જુદા વિષયોના વર્ણનોથી આ મહાન્ ગ્રંથ ભરેલો છે. નિષ્પક્ષપાતી સજ્જનોએ આ ગ્રંથ સંપૂર્ણ વાંચી સત્યાસત્ય જાણવા યોગ્ય છે.

શ્રી આત્મારામજી મહારાજે ઉપર્યુક્ત અનેક ગ્રંથો રચેલા છે. તે જોતાં તેઓ એક સમર્થ ક્રાંતિકાર, સુવ્યવસ્થારૂઢ સુક્રાંતિના બીજવાળા, ઊંડા જ્ઞાની હતા. એમના ગ્રંથોના કરવામાં આવેલ આ દિગ્દર્શનથી વાચક જાણી શકશે કે તેઓએ તેમાં સંખ્યાબંધ આગમો અને શાસ્ત્રોના આધાર આપેલા છે, તેથી તેઓશ્રીના બહુશ્રુતપણાની-ઊંડા અભ્યાસની આપણને ખાત્રી થાય છે. તે ઉપરાંત તેઓએ "સ્નાત્રપૂજા" "અષ્ટપ્રકારી પૂજા" "વીશસ્થાનક પદપૂજા" "સત્તરભેદી પૂજા" "નવપદ પૂજા" વગેરે પૂજાઓ તથા સંખ્યાબંધ સ્તવનો, ચૈત્યવંદનો, પદો, સજ્ઝાયો રચેલ છે, જે જોતાં તેમની અગાધ કવિત્વ શક્તિનું આપણને ભાન થાય છે. નવીન રાગ–રાગણીથી હિંદી ભાષામાં પૂજાઓ રચવાનું પ્રથમ માન શ્રી આત્મારામજી મહારાજને ફાળે જાય છે. ભારતવર્ષની રાષ્ટ્રભાષા હિંદી હોવાથી તેમના તમામ ગ્રંથો પણ રાષ્ટ્રભાષામાં લખાયેલ હોઇને રાષ્ટ્રભાષાના સાહિત્યમાં સુંદર પૂર્તિ કરે છે.

આજે તેઓશ્રીનો એટલો શિષ્યસમુદાય ભારતમાં વિચરે છે કે તેમની બરોબર કરી શકે તેવો બીજો એક પણ ગચ્છ કે સંપ્રદાય ભાગ્યે જ હશે. જૈન સમાજની સાધુ સંસ્થા આ જગતને સત્યધર્મનો પંથ બતાવી માર્ગદર્શક બને છે તે નિઃસંદેહ સત્ય છે, એ આપણે આચાર્યશ્રીના ચરિત્ર અને ચારિત્રથી જાણી શકીએ તેમ છીએ.

અંતમાં સ્વર્ગસ્થ આચાર્યશ્રીની સાહિત્યસેવા, ધર્મસેવા ને રાષ્ટ્રસેવાને લક્ષમાં લઇ આપણને તે પંથે વિચરવા પ્રભુ શક્તિ અર્પે તેમ પ્રાર્થના કરી વિરમીએ.



# શ્રી આત્મારામજીનું જીવન એટલે સત્યના પ્રયોગો

શ્રી-નાગકુમાર મકાતી.

કાળના સુદર્શન ચક્રમાં મનુષ્યોને સંહારવાની તાકાત હોય છે પરન્તુ જગત્ કલ્યાણાર્થે સર્વસ્વનો ભોગ આપનાર મહાપુરુષોની કીર્તિને સ્પર્શ સુદ્ધાં કરવાની તેની તાકાત હોતી નથી. શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ, શ્રી રામ અને શ્રી કૃષ્ણ બધા ય અવશ્યમેવ તેને શરણે થયા છે, તથાપિ તેમની યશગાથાઓ આજ પણ ગૃહે-ગૃહે સંભળાય છે.

કાંઈક આવું જ શ્રી આત્મારામજી વિષે બન્યું છે. તેઓ સ્થૂલદેહે વિદ્યમાન નથી, પરન્તુ તેમનો યશોદેહ આજે ઝળહળી રહ્યો છે શા માટે ? તેઓ આચાર્ય હતા તે માટે ? ઢુંઢકમાંથી સંવેગી થયા તે માટે ? અનેક શિષ્યોના ગુરુ થયા તે માટે ? નહિ. આવા તો અનેક પુરુષો કાલગર્ભમાં વિલીન થઈ ગયા છે, તેમને કોઈ સંભારતું ય નથી. તેમનો પ્રખર ત્યાગ, તેમનું સત્યમય જીવન, અખંડ ચારિત્ર્ય, ક્રાન્તિવીરતા અને સતત કર્તવ્ય-શીલતાથી તેઓ આજે સમાજની જીભને ટેરવે રમી રહ્યા છે. આ જ કારણે સો સો વરસે પણ તેમની પુણ્ય-સ્મૃતિઓ માનવ જીવનને પ્રેરણા અર્પી શકે છે.

એક જ ખંડ વાકયમાં તેમનું વર્ણન કરવું હોય તો 'ગુણોનો સમુચ્ચય એટલે આત્મારામ' એમ કહીએ તો બસ છે. પરન્તુ આજના વિચારક અને બુદ્ધિપ્રધાન યુગમાં આ જાતનું વર્ણન હાંસીને પાત્ર થાય એટલું જ નહિ પણ જે હેતુથી ચરિતાલેખન થાય તે હેતુ જ માર્યો જાય; તેથી યોગ્ય પૃથક્કરણદ્વારા જ તેમની મહત્તા સિદ્ધ કરી શકાય.

તદ્દન તટસ્થ દૃષ્ટિએ તેમના જીવનપ્રસંગો અવલોકીએ તો તેમનું જીવન પ્રયોગાત્મક કહી શકાય. 'સત્યના પ્રયોગો' શબ્દ મહાત્મા ગાંધીજીએ રૂઢ કર્યો તે પહેલાંથી જ તે શબ્દની પાછળ રહેલું વિશિષ્ટ જીવન અનેક મહાપુરુષો જીવી ગયા છે. શ્રી આત્મારામજી તે પૈકીના એક જ છે. દરેકનું તેમ સાધુનું જીવન પ્રયોગાત્મક જ હોય છે. 'સાધુ એટલે

સંપૂર્ણતા, સાધુજીવન એટલે સંપૂર્ણ જીવન ' એવી અપેક્ષા રાખનાર વર્ગ પૈકીનો હું નથી. તેવી અપેક્ષા રાખવામાં આવે તો પછી ' સિદ્ધ ' માં અને ' સાધુ ' માં ફેર જ રહે નહિ. સાધુજીવન એ ' સિદ્ધ ' નું નહિ પણ તે માર્ગનું સાધક જીવન છે. તેમાં ત્રુટીઓ પણ સંભવી શકે અને તેથી જ તે પ્રયોગ–જીવન છે. જેટલું ઉત્કૃષ્ટ અને સત્ય રીતે તે જીવી શકાય તેટલે અંશે તેવું જીવન જીવનાર તે મહાત્મા.



શ્રી. નાગકુમાર મકાતી

**શ્રી** આત્મારામજીનું જીવન સત્યના પ્રયોગથી ભરપૂર જીવન છે. એક જ દાખલો લઈએ. તેઓ ઢુંઢકમાંથી સંવેગી થયા. આ બનાવમાં ઢુંઢકો માટે દિલગીર થવા જેવું કે સંવેગી માટે આનંદમાં ગાંડા બની જવા જેવું કાંઇ નથી. આમાં ઢુંઢકોની હાર કે મૂર્ત્તિપૂજકોના વિજય જેવું કાંઇ નથી. વિજય હોય તો તે સત્યનો છે. પરાજય હોય તો તે અસત્યનો છે. તેથી જ આ પરિવર્તનને બદલે તેની પાછળ રહેલી ઉત્કૃષ્ટ મનોદશા, નિંદાને ભોગે પણ સત્ય સ્વીકારવાની તમન્ના અને નૈતિક હિંમતમાં જ તેમના જીવનની સાચી મહત્તા છે. આ પ્રયોગ નિષ્ફળ ગયો હોત તો વિકાસ પામવાને સરજાયેલું ફૂલ હિમ પડવાથી કરમાઇ જાય તેમ તેઓશ્રીનું જીવન વાડાઓની સંકુચિતતામાં પૂરાઇને કરમાઇ જાત. પ્રયોગ સફળ થયો અને આખા જૈનસમાજમાં તેમનું સ્થાન અનોખું છે.

**બીજો** દાખલો લઇએ. ચિકાગોમાં સર્વધર્મ પરિષદ્ ભરાનાર હતી. શ્રી આત્મારામજીને ત્યાં જવાનું આમંત્રણ હતું. યમનિયમોના બંધનોથી પોતે જઈ શકતા નહોતા પરન્તુ જૈન સિદ્ધાન્તોનો પ્રચાર કરવા તેમનું દિલ તલસી રહ્યું હતું. તેમણે સ્વ. શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધીને તૈયાર કર્યા. મુંબઇમાં પ્રખર વિરોધ જાગ્યો. આ વિરોધ અસત્યનો હતો, જૈનોની નિર્માલ્યતાનો હતો, પામરતાનો હતો, સંકુચિત માનસનો હતો; પરંતુ આત્મારામજીને પોતાના અનુયાયીઓના કરતાં જે ધર્મના પોતે પ્રતિનિધિ હતા તે ધર્મનું વધારે અભિમાન હતું. છીછરા અનુયાયીઓ કદાચ ઓછા થાય તેની તેમને પરવા નહોતી. સત્ય ધર્મનો ફેલાવો એ તેમની અંતરેચ્છા હતી, તેથી વિરોધ છતાં શ્રી વીરચંદ રાઘવજીને તેમણે અમેરિકા મોકલ્યા, અને જૈન સિદ્ધાન્તોનો પ્રચાર દરિઆપાર કરાવ્યો. સત્યનો

આ મહાન્ પ્રયોગ હતો. કાચોપોચો આત્મા જરૂર ગબડી પડે. અનુયાયીઓનો વિરોધ પૂજા, વંદના, ભક્તિના લાલચુઓ ન કરી શકે. ઊલટા આવા તો અનુયાયીઓના અનુયાયી બની બેસે. શ્રી આત્મારામજી સત્યની આ કસોટીમાંથી તરી પાર ઉતર્યા, અને આજે સમુદ્રપાર તેમને સંભારનારા પડ્યા છે.

આથી તદ્દન વિરોધી એવો બીજો બનાવ લઇએ. ઉપરના પ્રસંગમાં તેઓએ સંઘને નમાવ્યો, બીજામાં સ્વેચ્છાથી તેઓ નમ્યા. સત્યનો પૂજારી નમાવવામાં અને નમવામાં–બન્નેમાં તત્પર હોય છે, બન્નેમાં ગૌરવપૂર્વક રહી શકે છે. તેને મન હાર–જીતની કાંઇ કિંમત નથી. સત્ય અબાધિત રહેવું જોઇએ એ જ તેની તમન્ના હોય છે. તે વિરોધી બીજો પ્રસંગ આ રહ્યો:—

ધ્રાંગધ્રાના બે ભાઇઓ લુધીઆના ગયા. શ્રી આત્મારામજીએ તેમના આગ્રહથી તેમને દીક્ષા આપી. બન્નેની લાયકી વિષે શંકા હતી. અમદાવાદનિવાસી શેઠ દલપતભાઇ ભગુભાઇએ તેઓશ્રીને પત્ર લખ્યો કે ધ્રાંગધ્રાવાળાઓને દીક્ષા ન આપવી; પરંતુ દીક્ષા અપાઇ ચૂકી હતી. ઉપાય ન હતો. આત્મારામજીને પસ્તાવો થયો. સંઘના ઐક્ય, હિત અને શિસ્ત ખાતર સંઘના આગેવાનોના મત વિરુદ્ધ દીક્ષા આપવી યોગ્ય નથી એમ તેમને લાગ્યું. તેમના એક જ વાકયમાં તેમની લઘુતા( વસ્તુત: મહત્તા )નું પ્રદર્શન અચ્છી તરેહથી થાય છે " શેઠજી લખે છે કે તુમને દીક્ષા ન દેવી અને ઇનકો તો વેષ દે દીયા. અબ મૈં શેઠજી કું કયા જુવાબ લિખું ?........મેરી નાલાયકી કી તર્ફ આપકો ખ્યાલ ન કરના ચાહીયે, કયું કિ મેરી તુચ્છ બુદ્ધિ હૈ. " અમેરિકાના પ્રસંગ વખતે સમસ્ત મુંબઇના વિરોધને ઠોકરે મારી શકનાર શું એક વ્યક્તિના વિરોધને ઠોકરે ન મારી શકત ? જરૂર મારી શકત; પરંતુ સત્યના અને શિસ્તના પૂજારીને માનાપમાનનાં કે હાર–જીતનાં માપ હોતાં જ નથી. તેનાં માપ લોકોત્તર અને દૈવી હોય છે.

તેમનું યશસ્વી જીવન આ જાતના અનેક ઉદાહરણોથી ભરપૂર છે. લંબાણ ન કરતાં ' સત્ય એટલે સત્ય, અને સત્ય સિવાય કાંઇ નહિ ' એવું માનનાર, વિચારનાર અને આચરનાર આ મહાત્માની પવિત્ર શતાબ્દિ પ્રસંગે તેમનું જીવન સમાજને પ્રેરણાદાયી નિવડો એવી અભ્યર્થના સાથે વિરમું છું.

## स्व. श्री विजयानंदसूरिजी महाराजना चातुर्मास विहार






[ જાગૃત બનતી પ્રજા જેમ પોતાના ભૂતકાળના વીરોને ભાવનાની ભૂમિ પર પધરાવી, નવા યુગની દૃષ્ટિએ તેઓના નવેસર મૂલ્ય મૂલવતી જાય છે, તેમ બીજી બાજુ નવા વીરોને નીપજાવતી જાય છે. ]

## ૧ મહાન્ વિભૂતિઓનાં લક્ષણ

મહાકવિશ્રી કાલીદાસે કહ્યું છે કે લૌકિક સાધુઓની વાણી અર્થને અનુસરે છે, જ્યારે આદ્ય ઋષિઓ( અલૌકિક સાધુઓ )ની વાણીને અર્થ અનુસરે છે:—

लौकिकानां हि साधुनामर्थं वागनुवर्त्तते ।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति ॥

એક સુભાષિત સાચું કહે છે કે લોકોત્તર મહાજનોનાં વજ્ર કરતાં પણ કઠણ અને પુષ્પ કરતાં પણ કોમળ ચિત્ત કોણ પારખવાને શક્તિમાન છે ?

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

વીરો અને વીરપૂજા ( Heroes and Hero-Worship ) એ નામના પુસ્તકમાંથી એક વિદ્વાન્ એમ લખે છે કે કાર્લાઇલ મહત્તાનાં બે મુખ્ય લક્ષણ ગણાવે છે:— Sincerity of purpose and Earnestness of conviction અર્થાત્ કર્ત્તવ્યનું આર્જવ–વિમલતા–શુદ્ધાત્મભાવ અને ઉત્કટ શ્રદ્ધા. આ બંને આવશ્યક ગુણો સામાન્ય મનુષ્યોમાં ક્વચિત્ ક્વચિત્ અમુક અમુક પ્રસંગે નજરે પડે છે, પરંતુ મહાન્ પુરુષોનો આ સામાન્ય

સ્વભાવ હોય છે. આપણે કોઈ વખત કોઇ કામ માથે લઇએ છીએ તેમાં અવિચલ વિશ્વાસ અને શુદ્ધ હેતુથી તે કાર્ય કરીએ છીએ પરંતુ તે તેટલી જ વખત. મહાન્ પુરુષો દરેક વખતે, દરેક કાર્યમાં ઉત્કટ શ્રદ્ધા અને કર્ત્તવ્યની પરમ શુદ્ધ ભાવનાથી જ મંડ્યા રહે છે. જગતના ગમે તે મહાપુરુષનું જીવનચરિત્ર જુઓ અને આ બંને ગુણો તેનામાં પ્રથમ જ દૃષ્ટિએ પડશે.

આ બે ગુણો મહત્તાને માટે બસ નથી. મહાન્ પુરુષમાં એક પ્રકારની Originality–અપૂર્વતા હોવી જોઇએ, અર્થાત્ મહાપુરુષમાં એક એવી જાતનું અપૂર્વ કલ્પકત્વ હોવું જોઇએ કે જેથી તે અનન્તતા અને સત્યના ગાઢ સમાગમમાં પોતાને લાવી શકે. તાત્પર્ય એ કે સામાન્ય મનુષ્યો જેને ક્ષુલ્લક ધારે તેવા વિષયોમાં પણ તે પોતાની કલ્પનાશક્તિના બળવડે અનન્તતા અને સત્યના ઊંડા ગુહ્ય ભેદો જોઇ શકે અને તે વિષે કાંઇ અપૂર્વ–અનેરી રીતે વિચાર કરી શકે.



મોહનલાલ દલીચંદ દેશાઈ — આ ગ્રંથના સંપાદક

આ સર્વ ઉપરાન્ત એક વિશેષ ગુણ મહાપુરુષોમાં આવશ્યક છે, અને તે એક પ્રકારની આકર્ષક શક્તિ–જેવી રીતે લોખંડ લોહચુંબક તરફ આકર્ષાય તેવી રીતની આકર્ષક શક્તિ નહિ–magnetic power નહિ—પરન્તુ એક એવી શકિત કે જેથી સામાન્ય મનુષ્યોમાં એ મહાપુરુષો જેવી જ થોડાઘણા અંશમાં ઉન્નત ભાવનાઓ જાગૃત કરી શકે; એવી શકિત કે જેથી સામાન્ય મનુષ્યોને પોતાના જીવનની નિરર્થકતા, ક્ષુલ્લકતા સમજાય અને પોતાના જીવનને ઉન્નત કરવાનો પ્રયાસ કરવાની ઇચ્છા થાય. આવા પ્રકારના મહાપુરુષો ગમે તેવી ઓછી કે વધતી વિદ્વત્તા ધરાવે, સામાન્ય જીવનમાં ફત્તેહ મળી હોય કે ન મળી હોય, ગમે તેવી સ્થિતિમાં હોય; પરંતુ પોતાનું અને આસપાસના અનેક મનુષ્યોનું

જીવન ઉન્નત કરી શકે છે, એટલું જ નહિ પણ જગતના ઉન્નતિક્રમના ઇતિહાસમાં તેમનાં નામ અમર રહે છે. અનેક સદીઓ સુધી દેશ-દેશાન્તરનાં મનુષ્યો એમના જીવનના ઇતિહાસના અભ્યાસથી પોતપોતાના કાર્યમાં ધૈર્ય અને શ્રદ્ધા રાખી શક્યાં છે અને પોતાનાં જીવન ઉન્નત કરતા ગયાં છે.

કવિ લૉન્ગફેલો કહે છે કે:—

> " મહાન પુરુષોતણાં જીવન ચેતવતાં જનને—
> છે આપણુ આધીન કરવું ઉન્નત જીવનને,
> ને મૂકી જાવી પૂંઠે-વિદાયો લેતાં છેલી,—
> કાળસિન્ધુતણી વેળુ વિષે પદપંક્તિ પડેલી *

વળી મહાપુરુષમાં ત્રિકાળનો અજબ મેળ મળ્યો હોય છે. ભૂતકાળનો એ વારસો ભોગવે છે, વર્તમાનને એ સુધારી નવેસર ઘડે છે અને કલ્યાણમય ભાવીનું સ્વપ્નદર્શન કરાવે છે.

શ્રીમદ્ આત્મારામજી, તેમના સમકાલીન શ્રી દયાનંદ અને શ્રી રામકૃષ્ણ પરમહંસ એ ત્રણેની શતવર્ષી થઇ ગઇ. તેમનામાં ઉપરના ચાર ગુણો કેટલે અંશે હતા તે તેમના સમગ્ર જીવનવૃત્તાંત પર વિચાર કરતાં આપણને જણાઇ આવશે. કર્તવ્યની શુદ્ધ ભાવના અને અવિચલ શ્રદ્ધા એમનામાં હતી એ એમણે કરેલાં કાર્યોથી જણાય છે. તેમણે એવી ઉત્કટ શ્રદ્ધા રાખી હતી કે ગમે તેવી વિપત્તિ, લોકભય, નિન્દા વગેરે છતાં પોતાને પોતાની રીતે આગળ વધતાં અટકી જવાનું બન્યું નથી. પોતાની સમાજ અને પ્રજાને બને તેટલી જાગ્રત કરી છે. આજ એમણે રોપેલાં બીજનાં વૃક્ષો આપણે જોઇએ છીએ. અર્વાચીન કાળને અનુસરતી ઉન્નતિના માર્ગનો પ્રથમ પાયો એમણે નાંખ્યો છે, તેથી આપણો માર્ગ તો હાલ કેટલેક અંશે સ્હેલો થયો છે. તે વખતની સ્થિતિ સાથે સરખાવતાં આપણી વિરુદ્ધ લોકમત ઘણો ઓછો છે. હિન્દુસ્થાનમાં રાજ્યની અંધાધુનીને લીધે અને બીજાં અનેક કારણોથી તે વખતે સામાજિક, ધાર્મિક અને રાજકીય અંધકાર વ્યાપી રહ્યો હતો, ધર્મને નામે અનેક અનાચાર થતા, લોકો વહેમમાં કેટલા ડૂબેલા હતા તેનો ખ્યાલ સતી થવાના પ્રતિબન્ધના સરકારના કાયદા ( ઇ. સ. ૧૮૨૯ ) સામે લોકોની વિરુદ્ધતાથી આપણને કાંઇક આવશે. લોકમત કે પ્રજામત જેવું તે વખતે કાંઇ હતું નહિ અને Public Life અર્થાત્ સાર્વજનિક જીવનની તે વખતે કલ્પના સરખી પણ ન હતી. આવે સમયે લોકોની વિરુદ્ધતા છતાં ઉન્નતમાર્ગનું દર્શન કરાવી લોકોને તે રસ્તે પ્રેરનાર નિઃસંશય મહાપુરુષની ગણનામાં આવે. એમના જીવનના ઇતિહાસથી, એમણે કરેલા ભગીરથ પ્રયત્નોથી આજ કેળવાયેલા વર્ગમાં નવું બળ, નવી આશા આવે છે. મનુષ્ય જીવનનાં આવાં ઉચ્ચ દૃષ્ટાન્તોથી ભવિષ્યની પ્રજાને ફાયદો થાય છે અને તે પોતાના જીવનને ઉન્નત બનાવી શકે છે.

---

* આની મૂળ અંગ્રેજીમાં કડીઓ માટે જુઓ આ ગ્રંથનો અંગ્રેજી વિભાગ, પૃ. ૧૧.

## ૨ સો વર્ષ પહેલાં ત્રણ ધર્મવીરોનો જન્મ—હિન્દની સ્થિતિ

છેલ્લાં સો વર્ષ પહેલાં થોડા વર્ષને આંતરે ઉક્ત ત્રણ મહાપુરુષો–સંતો–સંન્યાસી-ત્રિપુટી શ્રી દયાનન્દ સરસ્વતી, શ્રી રામકૃષ્ણ પરમહંસ અને આપણા ચરિત્રનાયક શ્રી આત્મારામજી–સૌ પોતપોતાના ક્ષેત્રમાં વિખ્યાતનામા વિરાટ પુરુષો–મહાવિભૂતિએ અનુક્રમે સૌરાષ્ટ્ર, બંગાળા અને પંજાબમાં બ્રાહ્મણ, બ્રાહ્મણ અને ક્ષત્રિય કુળમાં સને ૧૮૨૪ જુન-જુલાઈ, ૧૮૩૬ ફેબ્રુઆરી, અને ૧૮૩૬ ના માર્ચમાં જન્મ્યા; અને ત્રણેએ સમકાલીન રહી સમાજને ઉન્નતિકારક પંથે લઇ જવાના મહાપ્રયાસો સેવી અનુક્રમે ઈ. સ. ૧૮૮૩ માં ૫૯ વર્ષની વયે, ૧૮૮૬ માં ૫૦ વર્ષની વયે અને ૧૮૯૬ માં ૬૦ વર્ષની વયે અનુક્રમે સદ્ગત થયા.

આ ત્રણેના જન્મ પહેલાંની ભારતવર્ષની રાજકીય સ્થિતિ તપાસીશું તો જણાશે કે મોગલાઇના નાશ સાથે મરાઠાઓની સત્તાનો વિકાસ થઇ પેશ્વાઈનો અસ્ત થયો. ઇ. સ. ૧૮૧૮. આ વર્ષમાં કંપની પંજાબ સિવાયના આખા હિન્દમાં કુલમુખત્યાર બની. પંજાબમાં વીરકેસરી રણજીતસિંહની આણ ચાલતી ને તે તેના સ્વર્ગવાસ ( સન્ ૧૮૪૪ ) સુધી રહી.

સને ૧૮૨૯ માં સતી થવાનો રિવાજ બંધ કરવાનો કાયદો થયો. સને ૧૮૩૫ માં મેકૅાલે, બેન્ટિક વગેરેનો એવો મત થયો કે પશ્ચિમનાં સાહિત્ય, ઈતિહાસ, વિજ્ઞાન વિગેરે હિન્દના લોકો સમજતા થાય તેવા ઉપાય યોજવામાં સાહિત્યના ઉદ્ધાર માટે ભેગી થયેલ રકમનો ઉપયોગ કરવો. પરિણામે આપણા દેશમાં અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ ને વિજ્ઞાનનો પ્રસાર થયો. ઉર્દૂ અને ફારસી અભ્યાસ મોટા પાયા ઉપર ચાલતો હતો તે બંધ થયો. સરકારે અંગ્રેજી નિશાળો ને કૅાલેજો તરફ વધારે ધ્યાન આપવા માંડ્યું. દેશનો મોટો ભાગ નિરક્ષર રહ્યો હતો. અંગ્રેજી ભણેલાઓમાંથી કેટલાએકમાં અર્ધદગ્ધતા અને જાંગલાપણું પણ આવ્યાં : એકંદરે આપણને લાભ થયો—સાહિત્ય અને ઇતિહાસનો ઉદ્ધાર થયો—નવું ચેતન આવ્યું—પ્રજાકીય ભાવનાના અંકુરો ફુટ્યાં.

સને ૧૮૫૭–૫૮ માં રાજકીય-ધાર્મિક-સામાજિક અને લશ્કરી અસંતોષથી સીપાઇઓનો બળવો થયો. ત્યારપછી હિન્દનો કારભાર કંપની પાસેથી અંગ્રેજ સરકારે લીધો કે જે અત્યારસુધી ચાલુ છે.

ગત સો વર્ષ પૂર્વની હિન્દુઓની ધાર્મિક સ્થિતિ એવી હતી કે પરદેશીઓના ઉપરા-ઉપરી થયેલ આક્રમણો અને અત્યાચારો, તેમની તળે દબાઈ સેવેલી પરાધીનતા અને ગુલામી મનોદશા, આપસઆપસમાં ફૂટ, ગમે તેવા જુલ્મો પણ સહી લેવાની પડી ગયેલી ખાસીયત, આત્મસંરક્ષણ કરવાની હિંમતનો પ્રાય: અભાવ–વગેરે અનેક કારણોથી હિન્દુ પ્રજામાં શક્તિહીનતા, દુર્બલતા અને જડતા પ્રસરી ગઈ હતી. હિન્દુ જાતિ સેંકડો નાના મોટા ખંડોમાં વિભક્ત થઇ પોતાની એકત્રતા અને સમૂહશક્તિ ખોઈ બેઠી હતી; વહેમો, રૂઢિઓ, પ્રથાઓ, પરંપરાઓ, ભ્રાંતિઓ, કર્મજડતા–કર્મકાંડબહુલતા, ધર્મઘેલછાનાં આવ-

રણો વધી પડ્યાં હતાં; સ્વાર્થવશતાથી અન્ય ભાઇઓ પ્રત્યે હાથ લંબાવવા જેવી હિંમત કે શૂરવીરતા દાખવવા જેટલી સહૃદયતા રહી નહોતી; પરધર્મીઓના હુમલાઓ, આક્ષેપો અને મહેણાંઓ મુંગે-મોઢે સહી લેવાતાં હતાં. એકંદરે જીવન્ત, પ્રાણવાન્, વેગવાન્ જાતિ તરીકેનાં લક્ષણો દેખાતાં નહોતાં.

## ૩ શ્રી દયાનન્દ સરસ્વતી

સૌરાષ્ટ્રમાં તાજેતરમાં 'સહજાનંદસ્વામીએ સ્વામીનારાયણનો પંથ ફેલાવી પરમાત્માની સાધના માટે ઉપાસના અને જ્ઞાનના માર્ગ સુધીના અધિકારે ન પહોંચેલા સામાન્ય જન-સમાજ માટે સરળ ભક્તિમાર્ગને પ્રાધાન્ય આપી, હિંસાવાદને ખોખરો કર્યો હતો. એ પ્રવૃત્તિ એકદેશીય હતી એટલે કે સકલ હિન્દુ સમાજની સુધારણાને પૂરી સ્પર્શી શકી ન હતી.' ત્યાં સંસારસુધારક શ્રી દયાનંદનો સૌરાષ્ટ્રમાં જન્મ થયો.

ગૂજરાતમાં-અમદાવાદમાં સ્વામી દયાનન્દ સને ૧૮૭૪ માં આવ્યા હતા ત્યારે ત્યાં પ્રાર્થના સમાજની સંસ્થા સ્થપાઇ હતી. કલકત્તાના બ્રહ્મસમાજ-બ્રાહ્મધર્મના માફક એકેશ્વરવાદી હોઇ તે એકની પ્રાર્થના-ઉપાસના કરવી, સર્વ ધર્મોનાં સામાન્ય તત્ત્વોને સત્ય ધર્મ તરીકે સ્વીકારવાં, એટલે ઇશ્વરસ્તુતિ-પ્રાર્થના અને સદાચાર એ એનાં મુખ્ય ધ્યેય હતાં. 'સંસાર-સુધારા'ની ઉત્પત્તિ નર્મદ કવિના જીવનના પૂર્વાર્ધના સમયથી હતી અને તે સમયે તો ઉત્કટ રૂપમાં એ સુધારો ઉછળી રહ્યો હતો. તે કવિના 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે' એ સૂત્રને ઉચ્છૃંખલ સુધારો પોષતો હતો, 'ધીરે ધીરે સુધારાનો સાર સજ્જન સંભળાવજો રે' એ કવિ દલપતરામના મોટા સૂત્રનો સત્કાર કરનારો વર્ગ અલ્પ પ્રમાણમાં હતો.

શ્રી દયાનન્દની મુખ્ય વિચારણા હિંદુ પ્રજાનું સંગઠન થાય એવી હતી એમ જણાય છે. જેમ ખ્રીસ્તીઓ એક બાઇબલ અને એક ક્રાઇસ્ટ એ બંને નામે, મુસલમાનો મહમ્મદ પયગમ્બર અને કુરાન એ બેનાં છત્ર નીચે એકતા અનુભવે છે, તેમ હિન્દુઓમાં મતમતાન્તરોના કારણે એકતા ન હોવાથી તેમના સંગઠન અર્થે શ્રી દયાનંદે વેદ અને ઇશ્વર રજુ કર્યા. બધા મતમતાંતરો પર જેમ આવે તેમ ખંડનાત્મક હુમલા કર્યા. મૂર્તિપૂજાનો વિરોધ કર્યો. મૂર્તિપૂજા વિષે અમારે તેની સાથે મતભેદ છે; મતભેદ હોઇ શકે. દયાનન્દજીનું એમ માનવું હશે કે એક મૂર્ત્તિ કે બીજી મૂર્ત્તિ, ઇશ્વર કરતાં સૌ ઉતરતી છે એમ ઠસાવાય તો સંગઠન ખાતર એક ઇશ્વરનું નામ લેવાય. ગમે તેમ હો! પરંતુ મૂર્તિપૂજાના નિષેધથી તેઓ 'મૂર્તિભંજક' તરીકે નિંદાયા, અને મતમતાંતરો પરના અક્ષમ્ય અને ભ્રમજનિત આક્ષેપોથી તે દરેક મતવાળાને અપ્રિય થયા; પણ તેમની બીજી વિભૂતિઓ હિંદુઓની સંખ્યા અને બળ વધારવામાં ઉપયોગી નિવડી. હિન્દુઓમાં સ્ત્રીઓ અને શૂદ્રોની બહુ સંખ્યા હોવાથી તેઓને સંસ્કારી બનાવવા અનુક્રમે પુરુષો અને દ્વિજો જેટલા જ તેમને અધિકારી ગણ્યાં અને તેમને ઉપનયન સંસ્કાર પણ કરાવ્યા. હિન્દુઓમાંથી મુસ્લિમ, ખ્રિસ્તી કે વિધર્મી થઇ શકાય પણ પરધર્મી કદી પણ હિન્દુ ન થઇ શકે એટલું જ નહિ

પણ એક વખતનો હિન્દુ પરધર્મી થયો હોય તે પણ પુનઃ હિન્દુ ન થઇ શકે એ મૂઢ અને પ્રત્યાઘાતી માન્યતા તેમણે ખસેડી. કોઇપણ પરધર્મીને આર્ય બનાવવો ધર્મ્ય છે એ શુદ્ધિ-સંગઠનનો માર્ગ ખુલ્લો કર્યો. બ્રહ્મચર્ય, વ્યાયામ આદિ બાહ્ય-અને નિર્ભયતા, સાહસ, અડગપણું આદિ આંતરિક-ગુણો પર ખૂબ ભાર મૂકયો. ધર્મને નામે જડ ઘાલી ગયેલી પ્રજાને નિઃસત્ત્વ બનાવતી-ઘૂસી ગયેલી યા વર્ત્તમાન સમયે હાનિકારક રૂઢિઓનું ખંડન કરી, ધર્મશાસ્ત્રના મૂળ તરીકે વેદને આગળ ધરી, તેના અર્થને પોતાની રીતે ઘટાવી, વેદ પર ભાષ્યો લખ્યાં અને અન્ય ધર્મોના ઉપદેશકો સામે અનેક વાદવિવાદો કર્યા. આ સર્વ પ્રવૃત્તિનું સર્વ રાષ્ટ્રમાં પ્રવર્ત્તન કરવા અર્થે પોતાની ગૂજરાતી ભાષા હોવા છતાં તે ભાષા તજીને રાષ્ટ્રભાષા-હિંદીનો આશ્રય લીધો.

તેમણે આર્યસમાજ નામે સંસ્થા સ્થાપી અસંખ્ય જનોને આર્યસમાજી બનાવ્યા-ખાસ કરી પંજાબમાં-ઉત્તરહિંદમાં તો પોતાના મંતવ્યો ખૂબ પ્રસાર્યાં. ૫૯ વર્ષની વયે સને ૧૮૮૩ માં કોઇએ આપેલા ઝેરથી તેમણે દેહત્યાગ કર્યો. તેમના કાર્ય-પુરુષાર્થથી અંજાઇ લાલા લજપતરાય, લાલા મુન્શીરામ કે જે પછીથી સંન્યાસી થઇ શ્રી શ્રદ્ધાનન્દ થયા, લાલા હંસરાજ, ગુરુદત્ત, રાજા મહેન્દ્રપ્રતાપ, પ્રો. રામદેવ, સરલાદેવી ચોધરાણી, લજ્જાવતીદેવી વગેરે અનેક સમર્થ અને પ્રતિભાશાળી વ્યક્તિઓ તેમની અનુગામી થઇ. પરિણામે ૭૦૦ આર્યસમાજ શાખાઓ, ૧૦૦૦ કન્યાવિદ્યાલયો, ૨૦૦ હાઇસ્કૂલો, ૧૦૦ અનાથાલયો, ૨૦ ગુરુકુળો, ૪ એંગ્લો-વેદિક કૉલેજ, અનેક ઔષધાલયો વગેરે નાની-મોટી સેંકડો સંસ્થાઓ વાર્ષિક એક કરોડ રુપિઆના ખર્ચે ચાલે છે અને લગભગ પાંચ લાખ આર્યસમાજીઓ પંજાબ-ઉત્તરહિંદમાં છે. વેદનાં ભાષાન્તરો અને પ્રકાશનો, તેનો પ્રચાર, રાષ્ટ્રભાષા હિન્દીનો આગ્રહ, ગોરક્ષા, કન્યાકેળવણી, વિધવાસહાય, કેળવણીપ્રચાર, અંત્યજોદ્ધાર, પતિતોદ્ધાર-શુદ્ધિ વગેરે દિશામાં આર્યસમાજે આપેલ ફાળો ઉજ્જવળ છે ને રાષ્ટ્રનિર્માણમાં અતિ ઉપયોગી બન્યો છે. આનું અનુકરણ શ્રી આત્મારામજીના સ્મરણાર્થે આપણે કર્યું નથી એ અતિ શોચનીય છે.

શ્રી દયાનન્દ સરસ્વતીનો જન્મશતાબ્દિ મહોત્સવ સને ૧૯૨૪ માં સમસ્ત ભારતમાં ઘણા જોરશોરથી ઉજવાઇ ગયો.

## ૪ શ્રી રામકૃષ્ણ પરમહંસ

શ્રી દયાનન્દના જન્મ પછી બાર વર્ષે શ્રી રામકૃષ્ણ અને શ્રી આત્મારામજીનો જન્મ એક જ વર્ષમાં થયો. શ્રી રામકૃષ્ણજીના જન્મસમયે બંગાળામાં એક તરફથી બ્રહ્મસમાજની સ્થાપના રાજા રામમોહનરાયે કરી નાંખી હતી (સને ૧૮૨૮), અને તેના સ્વર્ગવાસ (સને ૧૮૩૩) પછી તેના સહકર્ત્તા કેશવચંદ્રસેન, એકેશ્વરવાદનો પ્રસાર કરી દેવ-દેવીઓની મૂર્ત્તિપૂજા એક પ્રકારનું પાખંડ છે એમ કહી તેનો સખત વિરોધ કરતા હતા. સાથે

દેવેન્દ્રનાથ ઠાકુર ( કવિસમ્રાટ રવીન્દ્રનાથના પિતાશ્રી ) જેવા એકેશ્વરવાદીઓએ તન, મન અને ધનથી મૂર્ત્તિપૂજા સામે ઝુંબેશ ઉપાડી હતી. બીજી બાજુ પાદરીઓ ખ્રિસ્તી ધર્મને જ માત્ર મોક્ષમાર્ગ બતાવી માંસભક્ષક-વિલાસી બંગાલીઓનાં મન તે દિશા તરફ વાળી રહ્યા હતા. ભક્ષ્યાભક્ષ્યનો વિશેષ નિષેધ નહિ માનનારા બંગાલીઓમાંથી ઘણા સુશિક્ષિતો સુદ્ધાં સાહેબી ધોરણ પ્રમાણે વર્તવા લાગ્યા હતા અને ખ્રિસ્તીધર્મનો સ્વીકાર કરતા હતા.

આ સમયે શ્રી રામકૃષ્ણ પરમહંસે બંગાલીઓને ઉપદેશામૃતનું પાન કરાવી હિંદુ-ધર્મનો પુનરુદ્ધાર કર્યો. અસંખ્ય બંગાલીઓને સ્વધર્મનિષ્ઠ બનાવ્યા અને ખ્રિસ્તાદિ ધર્મમાં જતાં અટકાવ્યા. ખૂબી એ છે કે તેમને પુસ્તકી શબ્દજ્ઞાન નહોતું, તેઓ વેશે, રીતભાતમાં અને ભાષાએ એક ગામડીઆ હતા, છતાં તેમને શ્રીમંતો, અંગ્રેજી ભણેલા, શહેરમાં ઉછરેલા આધુનિક ભક્તો પુષ્કળ હતા.

વળી બ્રહ્મસમાજના સુપ્રસિદ્ધ બાબુ પ્રતાપચંદ્ર મઝુમદારને કહેવું પડ્યું હતું કે 'એ ભલા અને પવિત્ર પુરુષ હિંદુધર્મના સારાંશરૂપ અને માધુર્યની સાક્ષાત મૂર્ત્તિ હતા. તેમણે વિષયો પર (કંચનકામિની પર) પૂર્ણ સંયમ કેળવ્યો હતો. તેમનામાં અધ્યાત્મતત્ત્વ ઉભરાયા કરતું. તેઓ ધર્મના ધામરૂપ, આનંદના ઓઘરૂપ અને પવિત્રતાની પરાકાષ્ઠારૂપ હતા.'

તેમણે ઉપદેશ પોતાની જન્મભાષા-બંગાલીમાં આપ્યો. તેના થયેલ અનુવાદ વાંચી મહા-ત્મા ગાંધીજી કહે છે:-"તેમનાં વચન એ કોઇ શુષ્ક પંડિતના પ્રલાપરૂપ નથી પણ એ તો તેમના જીવનનું નૂર-હીર-ખમીર જે કહીએ તે સર્વસ્વ છે. તેમને જે અનુભવ થયેલા તે સર્વનો નિચોડ તેમાં છે. નાસ્તિકવાદના આ જમાનામાં શ્રી રામકૃષ્ણ જ્વલંત અને સજીવન શ્રદ્ધાના દૃષ્ટાંતરૂપ-મેરુદંડરૂપ છે."

તેઓ શ્રી દયાનંદની પેઠે મૂર્ત્તિપૂજાનિષેધક અને અન્ય સર્વ ધર્મોના ગમે તે રીતે ખંડક ન હતા, પણ દરેક ધર્મ પ્રત્યે સમાનભાવ રાખી સર્વમાં એકતા અનુભવતા. એમની માન્યતા એવી હતી કે દરેક ધર્મમાં ઇશ્વરપ્રાપ્તિ-આત્મસાક્ષાત્કારનો માર્ગ છે. તેમણે શાક્ત ને વૈષ્ણવ, મુસ્લિમ ને ખ્રિસ્ત-બધા ધર્મોને આચરી જોયા. ઇસ્લામની સાધનાનો ભેદ ફકીરોનો સાથ શોધી પારખ્યો. બાઇબલનું શ્રવણ કરી શ્રી ઇસુખ્રિસ્તી માટે ભક્તિ કેળવી. પોતાના ઓરડામાં અન્ય દેવદેવીઓની છબીઓ સાથે શ્રી મહાવીર તીર્થંકરની એક પાષાણ મૂર્ત્તિ અને શ્રી ઇસુખ્રિસ્તની છબી પણ રાખી હતી. સર્વ ધર્મપ્રવર્ત્તકો પર તેમને વિશેષ ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. આથી કોઇપણ ધર્મ પર કટાક્ષ, વિષમ-ભાવ કે અનાદર દાખવ્યાં નથી, તેમ વિરોધ, નિષેધક-ખંડનાત્મકભાવ દર્શાવ્યો નથી.

તેમના ઉપદેશમાં પોતે એમ કથેલ છે: 'ત્રણ ચાર આંધળા મનુષ્યો હાથી જોવા ગયા. એક પગ પર હાથ ફેરવી હાથીને થાંભલા જેવો, બીજાએ સુંઢ પર હાથ ફેરવી જાડી લાકડી જેવો, ત્રીજાએ પેટ પર હાથ ફેરવી કોઠી જેવો, ચોથાએ કાન પર હાથ ફેરવી સુપડા જેવો

કહ્યો. એક મધ્યસ્થ દેખનારે કહ્યું–તમે હાથીને બરાબર જોયો નથી. હાથીના પગ થાંભલા જેવા, સુંઢ લાકડી જેવી, પેટ કોઠી જેવું અને કાન સુપડા જેવા છે અને એ સર્વ એકત્ર કરવાથી જેવું સ્વરૂપ થાય તેવું સ્વરૂપ હાથીનું છે. આ પ્રમાણે જેણે ઈશ્વરને એક દિશામાંથી જોયો છે તેઓ જ પરસ્પર લડાઈ–ઝઘડો કરે છે. જેણે સંપૂર્ણરૂપે જોયો છે તે તો તેનું યથાર્થ સ્વરૂપ જાણે છે. '*

તેમનો સ્વર્ગવાસ સં. ૧૮૮૬ ના આગસ્ટ માસમાં ૫૦ વર્ષની ઉમરે થયો. તેમણે અનેક અંગ્રેજી ઉંચી કેળવણી લેનાર વિદ્યાર્થીઓ–સ્નાતકોના સંદેહો દૂર કર્યા અને તેમને ધર્મના મૂળ સિદ્ધાન્તોમાં દૃઢ કર્યા. તે બધામાં સૌથી જબરા અને પ્રતિભાશાળી શિષ્ય નરેન્દ્ર–પછીથી સ્વામી વિવેકાનંદ હતા. તેમણે સને ૧૮૯૩ ની ચિકાગોની વિશ્વધર્મપરિષદ્ કે જેમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે સ્વ. વીરચંદ રાઘવજી ગાંધી ગયા હતા, ત્યાં જઈ હિંદુ ધર્મ સમજાવ્યો. પોતાની વિદ્યુન્મય વકતૃતાથી સમસ્ત હિન્દને પુનર્સંજીવન કર્યો તથા હિન્દનાં શાસ્ત્રોમાં રહેલ મૂળ સત્યને નવીન શૈલીમાં રોચકસ્વરૂપે જગત્ સમક્ષ મૂક્યું. એ વાત સાચી છે કે–પરમહંસનો ઉપદેશ શ્રીવિવેકાનન્દે દેશ–દેશાન્તર સુધી પહોંચાડ્યો. અંગ્રેજી કેળવણીથી મોહિત થયેલા આપણા લોકો ઉપર શ્રી વિવેકાનંદના અંગ્રેજી લેખો મારફતે જ અસર કરાય તેમ હતું. પરમહંસનું શુદ્ધ અધ્યાત્મ જીરવવાની શક્તિ જેમનામાં નહોતી તેમને માટે પાશ્ચાત્ય વિચારો મેળવીને કરેલું વિવેકાનંદી મિશ્રણ બહુ જ અનુકૂળ થઇ પડ્યું. શ્રી વિવેકાનંદે પરમહંસના અધ્યાત્મને તત્ત્વજ્ઞાનની ભાષામાં મૂક્યું અને તે દૃષ્ટિએ સંસારસુધારો અથવા જીવનસુધારો કેવી રીતે થઇ શકે તે બતાવ્યું.+ તે જ સૂત્ર હાથમાં લઈ ભગિની નિવેદિતાએ હિંદુ સામાજિક જીવન અને ઐતિહાસિક રાષ્ટ્રીય જીવનનું રહસ્ય ખોલી બતાવ્યું.

* જુઓ શ્રી રામકૃષ્ણ પરમહંસ ઉપદેશામૃત નં. ૫૯ ( ડાહ્યાભાઇ મહેતાની આવૃત્તિ ). આવી કથા સાત આંધળા ને હાથીની જૈન દર્શનમાં સાત નય સમજાવવા માટે સુપ્રસિદ્ધ છે. ઉક્ત પુસ્તક સિવાય સસ્તું સાહિત્યવર્ધક તરફથી પ્રસિદ્ધ થયેલ પરમહંસ શ્રી રામકૃષ્ણ–એમનું જીવનચરિત્ર અને ઉપદેશ એ નામનું પુસ્તક તેમનો સારો પરિચય આપે છે.

\+ વિવેકાનન્દ શાસ્ત્રનું શું સ્થાન હોવું ઘટે તે માટે નીચેના શ્લોકો જે જણાવે છે તે પોતે સ્વીકારતા લાગે છેઃ—

केवलं शास्त्रमाश्रित्य न कर्त्तव्यो विनिर्णयः । युक्तिहीनविचारे तु धर्म्महानिः प्रजायते ॥

માત્ર શાસ્ત્રનો જ આશ્રય લઇને વિનિર્ણય કરવો ન ઘટે. યુક્તિ વગરના વિચારમાં તો ધર્મહાનિ વિશેષે કરી ઉત્પન્ન થાય છે.

देशकालवयोऽवस्थाबुद्धिशक्त्यनुरूपतः । धर्मोपदेशभैषज्यं वक्तव्यं धर्मपारगैः ॥

દેશ, કાળ, પરિસ્થિતિ, વય, અવસ્થા, બુદ્ધિ અને શક્તિને અનુરૂપ થઇને–નજરમાં રાખીને ધર્મમાં પારંગત થયેલાએ ધર્મોપદેશરૂપી ઔષધનું કથન કરવું જોઇએ, જેમ વૈદ્ય રોગીની પરીક્ષા કરવામાં કરે છે ને પછી ઔષધ આપે છે તેમ.



शताब्दीनायक न्यायांभोनिधिश्रीविजयानन्दसूरि

**श्री आत्मारामजी महाराज.**

આજે રામકૃષ્ણ મિશનમાં અનેક સેવાશ્રમો, અદ્વૈતાશ્રમો અને મંદિરો, શ્રી રામકૃષ્ણનો ઉપદેશ કાયિક, વાચિક અને માનસિક પ્રવૃત્તિદ્વારા દુનિયા આગળ પીરસી રહ્યાં છે, અને શ્રી રામકૃષ્ણ અને શ્રી વિવેકાનંદના અનેક સમર્થ અને વિદ્વાન્ ભારતીય શિષ્યો-છેવટે 'આનંદ' આવે તેવા નામધારી સંન્યાસીઓ તથા બીજા અનુગામીઓ, પ્રશંસકો હિન્દ, અમેરિકા, બ્રાઝિલ, ઇંગ્લંડ, જર્મની અને દક્ષિણ આફ્રિકામાં કાર્ય કરી રહ્યા છે.

તે તે સ્થળોએ પરમહંસનો જન્મ-શતવર્ષી-મહોત્સવ આ વર્ષના ફેબ્રુઆરીથી એક આખું વર્ષ ઉજવવાને તેમના કલકત્તા પાસે ગંગા નદી પર આવેલા મુખ્ય રામકૃષ્ણમિશને નિરધાર કર્યો છે, કે જેનો પ્રારંભ થઇ ચૂકયો છે અને જે દેશ-દેશાંતરમાં આખું વર્ષ ઉજવાશે.

## ૫ શ્રી દયાનન્દ અને શ્રી રામકૃષ્ણની તુલના

શ્રી દયાનંદ અને શ્રી રામકૃષ્ણ બંને બ્રાહ્મણ કુળમાં જન્મેલા છતાં એક પ્રખર વાદી, વેદનું મંડન કરવા અન્ય સર્વ ધર્મોનું ખંડન કરવા મથનાર, બલવાન્ શરીરધારી, મૂર્તિપૂજાનિષેધક હતા, જ્યારે બીજા શાન્તમૂર્તિ, સર્વ ધર્મ પ્રત્યે પ્રેમાદરભાવ રાખનાર, મધ્યમ શરીરવાળા, મૂર્તિપૂજક સાથે અધ્યાત્મી હતા. એકમાં શૌર્ય, અસહિષ્ણુતા અને નિડરતા હતાં, જ્યારે બીજામાં ભક્તિભાવાવેશ, સમતા અને સૌમ્યતા હતાં. બંનેના ઉપદેશમાં માનવસેવાનું લક્ષ હતું. બંનેને જબરા કાર્યકર-પ્રસારક-સંદેશવાહક શિષ્યો સાંપડ્યા કે જેમણે મૂળપુરુષના ઉપદેશને વ્યાપક કરી અનુકૂળ કાર્યક્ષેત્રમાં યશ મેળવ્યો. એકની આર્યસમાજ પહેલવાન ( Militant ) સંસ્થા છે; બીજાનું રામકૃષ્ણમિશન એ સેવામય કાર્ય કરતી નિરાડંબરી શાંત સંસ્થા છે. એકની કીર્તિસુવાસ હિન્દમાં પ્રસરી, બીજાની હિન્દ ઉપરાંત અન્ય દેશોમાં પણ ફેલાઇ.

## ૬ શ્રી આત્મારામ-મુનિ આનંદવિજય-પછી શ્રી વિજયાનંદસૂરિ

હવે જેની જન્મ-શતવર્ષી આપણે ઉજવીએ છીએ તે આપણા ચરિત્રનાયક શ્રી આત્મારામજી પર કંઇ વિશેષ કહેવાનું પ્રાપ્ત થાય છે. જન્મે ક્ષત્રિય, પરંપરાએ શીખ અને સંસ્કારે સ્થાનકવાસી-મૂર્તિપૂજાનિષેધક જૈન એવા આ પુરુષે શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંઘના જ્યોતિર્ધરોમાં પોતાનું નામ ઉમેર્યું.

શ્વે૦ જૈન સંઘની ધાર્મિક સ્થિતિ તે વખતે શી હતી? મહાન્ સમ્રાટ અકબરના બોલાવ્યાથી તેની પાસે જઇ, તેને અહિંસા ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળો બનાવનાર સૂરિશ્રી હીરવિજયજીના સ્વર્ગવાસ પછી તેમની પાટે વિજયસેન અને પછી વિજયદેવ નામના આચાર્યો થયા. વિજયદેવસૂરિના સમયમાં અનેક ધાર્મિક ઝઘડાઓ થયા-બીજા નવા આચાર્યની સ્થાપના થઇ. તે સૂરિના અવસાન પછી તેની પાટે વિજયરત્ન, વિજયક્ષમા, વિજયદયા, વિજયધર્મ, વિજયજિનેંદ્ર અને વિજયદેવેંદ્ર થયા. વિજયક્ષમાથી ઘણી આચારશિથિલતા પ્રચલિત

થઇ. આ આચાર્યો શ્રીપૂજ્ય તરીકે જણાઇ, પાલખીમાં મોટા રસાલા સાથે વિચરી, પોતાનો લાગો ઉઘરાવતા હતા. જૈનધર્મના સાધુના કડક આચાર અને સંયમને તિલાંજલિ આપી હતી. યતિઓ કે જેમણે ઘણી રીતે શાસનસેવા બજાવી છે તે જ્યોતિષ, વૈદક, મંત્રતંત્ર કરી વ્યવસાય કરતા હતા અને જાગીર પણ રાખતા હતા. સ્થાનકવાસી જૈન સાધુઓએ દરેક સ્થળે ઉગ્ર વિહાર કરી, પોતાના કડક આચારપાલનથી સામાન્ય લોકોમાં અસર કરી અનેક મૂર્ત્તિપૂજકોને પોતાના સંપ્રદાયમાં લીધા હતા. જે પંજાબ દેશમાં આપણા ચરિત્ર-નાયકનો જન્મ થયો હતો ત્યાં સ્થાનકવાસી સાધુઓ ઉપરાંત શ્રી દયાનંદે જબરો પ્રભાવ પાડ્યો હતો. દા. ત. જેનો જન્મ સ્થાનકવાસી કુળમાં થયો એ નરસિંહ પંજાબકેસરી રાજકીય નેતા લાલા લજપતરાયે આર્યસમાજની દીક્ષા લીધી હતી.

આચાર્ય વિજયસેનના શિષ્ય આચાર્ય વિજયસિંહના હસ્તદીક્ષિત શિષ્ય સત્યવિજય કે જેને 'ક્રિયોદ્ધારક' તરીકે ગણવામાં આવે છે તેની શિષ્યપરંપરામાં પદ્મવિજય+ થયા. તેમના રૂપવિજય–કીર્તિવિજય–કસ્તૂરવિજય–શ્રીમણિવિજય–બુદ્ધિવિજય (બુટેરાયજી) અને તેના લઘુશિષ્ય તે આત્મારામજી. (જુઓ તેમનું જૈનમતવૃક્ષ.) શ્રીમાન્ મુનિરાજ શ્રી §બુટેરાયજી (બુદ્ધિવિજયજી)એ ગુજરાત દેશમાં આવીને સંવેગ માર્ગને વિશેષ દીપાવ્યો અને ચાર મુખ્ય શિષ્ય (મુનિરાજ શ્રી *મૂળચંદજી, વૃદ્ધિચંદજી†, નિત્યવિજયજી ને આત્મારામજી) કરી ધર્મરૂપી મહેલના ટેકા માટે ચાર સ્તંભ ઊભા કર્યા. પ્રથમના ત્રણેના કાળ થયા બાદ શ્રી આત્મારામજીએ કાળ કર્યો. હજુ જૈન સમુદાયમાં અનેક મુનિઓ ચારિત્રના ખપી છે, જ્ઞાન-ક્રિયામાં તત્પર છે પણ આ ચાર મુનિઓની જોડ આધુનિક સમયમાં જોવામાં આવતી નથી. (શ્રી જૈનધર્મપ્રકાશ પુ૦ ૧૨, અંક ૩, સં. ૧૯૫૨ ના જેઠ સુદિ ૧૫ નાં અંક પૃ. ૩૪ થી ૪૦ પર 'મુનિ મહારાજશ્રી આત્મારામજીનો અત્યંત ખેદકારક સ્વર્ગવાસ' એ નામનો લેખ.)

શ્રી આત્મારામજીનું શરીર શ્રી દયાનંદ જેવું ભવ્ય, કદાવર અને કાંતિમય હતું. બંને આજન્મ બ્રહ્મચારી હતા. (જ્યારે શ્રી રામકૃષ્ણે પૂર્વાવસ્થામાં ગૃહસ્થાશ્રમ સેવ્યો હતો.) વીર્યવાન્ શરીરદ્વારા લાક્ષણિક સંસ્કારો અને ગુણો પ્રકાશ પામે છે એ, તેમજ શરીર, બુદ્ધિ, હૃદય અને કર્મશક્તિના યુગપત્ વિકાસ વિના ઉદ્ધાર નથી એ બંનેએ બતાવ્યું.

મૂર્તિપૂજાના નિષેધક એવા સ્થાનકવાસી શ્વે૦ જૈન સાધુ તરીકે સત્તર વર્ષની ઉમરે દીક્ષા લઇ, પછીનાં બાવીસ વર્ષમાં જિનાગમોનો અભ્યાસ કરી, મૂર્ત્તિપૂજા શાસ્ત્રોક્ત લાગતાં

+ સત્યવિજય-કર્પૂરવિજય–ક્ષમાવિજય–જિનવિજય–ઉત્તમવિજય–પદ્મવિજય એ સર્વનાં વૃત્તાંતો મારી સંપાદિત 'જૈન ઐ. રાસમાળા' ભાગ ૧ લા (પ્ર. અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ)માંથી જોઇ લેવાં.

§ તેમના જીવનવૃત્તાંત માટે જુઓ આ. સ્મારક ગ્રંથના ગુજરાતી પ્રથમ વિભાગ પૃ. ૬૭–૭૫ પર મુનિ શ્રી ન્યાયવિજયનો લેખ.

* તેમના જીવન માટે જુઓ "જૈન" પત્ર તા. ૧૫–૧૨–૩૫ નો અંક પૃ. ૧૧૫૫–૧૧૫૯.

† તેમના જીવનચરિત્રની ચોપડી શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ છપાવી છે.

आचार्य श्रीमद् विजयानंदसूरीश्वरजी महाराज के गुरुभाइ परम पूज्य प्रातःस्मरणीय—



श्री मूळचंदजी ( मुक्तिविजयजीगणी ) महाराज.

તે માર્ગના સાધુ તરીકેનો માર્ગ તજી, મૂર્તિપૂજક શ્વે૰ જૈન સાધુ ( સંવેગી ) થયા એ તેમનમાં પોતાને સત્ય લાગે તે વિના સંકોચે અને પ્રતિષ્ઠાના ભોગે પણ અનુસરવાની નિડરતા, ક્રાન્તિ અને પ્રબળ આત્મશક્તિ સૂચવે છે.

શ્રી દયાનંદના મતનો પ્રચાર પંજાબમાં બહુ થયો. તેમણે મૂર્તિપૂજા સામે તેમ જ જૈનધર્મ સામે અણછાજતાં આક્રમણો કર્યાં. આની સામે અજ્ઞાનતિમિરભાસ્કર નામનો ગ્રંથ પ્રમાણ અને દાખલા–દલીલપુરઃસર રચી શ્રી આત્મારામજીએ તેને ખાળ્યા. તેમણે શ્રી દયાનંદની માફક પોતાના વક્તવ્યનું પ્રવર્ત્તન–પોતાના ઉદ્દેશનો પ્રસાર કરવામાં હિંદી ભાષાનો જ ઉપયોગ પોતાના ઉપદેશો અને ગ્રંથોમાં કર્યો. તે વખતની હિંદી ભાષા હાલ જેટલી ખેડાયેલી નહોતી, પણ તે દેશમાં ઘણેખરે સ્થળે અને ખાસ કરી પંજાબમાં પ્રચલિત હોઇને એ જ ભાષા પોતાના વિષયને અનુકૂળ હતી. રાષ્ટ્રભાષા રાષ્ટ્રવિધાનનો એક પાયો છે એ સિદ્ધાંત સ્વીકારાયો. તેમની વિવાદશક્તિ તે વખતને અનુરૂપ હતી. પ્રમાણ આપી તર્ક અને ન્યાયથી વિષયની છણાવટ કરવાની શક્તિ, શાસ્ત્રાભ્યાસ, પાંડિત્ય અને છતાં નમ્રતા હોઇ સામાના પર અને સમાજમાં ઘણી અસર અને પ્રતિષ્ઠા તેમણે ઉત્પન્ન કરી.

તેમની સમયજ્ઞતા અનુકરણીય હતી. દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ પ્રમાણે જૈન સમાજ અને જૈનધર્મની ઉન્નતિ કરવામાં જે સાધનો યોગ્ય હોય તેનો ખપ કરવાને તેઓ પ્રેરતા. તેમણે પોતાના સમયની સ્થિતિ થોડા પણ ખરા શબ્દોમાં નિર્ભયપણે જણાવી કેઃ—

" जैन धर्म में तो नुकस किंचिन्मात्र भी नहीं है, परंतु शारीरिक और मानसिक ऐसी सत्ता इस काल में इस भारतवर्ष के जैनीयों में नहीं है, जिस से मोक्ष का मार्ग जैसा कथन किया है वैसा संपूर्ण नहीं पाल सक्ते हैं। इस काल मुजब जैसा साधुपणा और श्रावकपणा कहा है तैसा तो पालते है, परंतु संपूर्ण औत्सर्गिक मार्ग नहीं पाल सक्ते है। १। दूसरा यह नुकस है कि इन्हों में ( जैनीयों में ) विद्या का उद्यम जैसा चाहिये वैसा नहीं हैं। २। ऐक्यता नहीं है, साधुओं में भी प्रायः परस्पर ईर्षा बहुत है। ३। यह नुकस जैन धर्म के पालनेवाले सांप्रति काल के जैनीयों में है, परंतु जैन धर्म में तो कोई भी नुकस नहीं है॥" [ चि० प्र० पृ. ९२. ]

ધર્મ અને દેશોન્નતિ સંબંધી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કેઃ—

' धर्म की प्रबलता होने से देशो में न्यायनीति से चलना, परस्पर एकत्व का होना, परोपकार का करना, सर्व जीवों पर दया करनी, सत्य बोलना, विश्वासघात न करना, सद्विद्या का अभ्यास करना, संतोष से जिंदगी पूरी करनी, चोरी, यारी, अभक्षभक्षण, अपेयपान इत्यादिकों का वर्जना, अनेक प्रकार के मिथ्यादृष्टि देवतादि के मानने का त्याग करना इत्यादि शुभकर्म

जिस देश में होवें, सो देशोन्नति है। और बिना धर्म के देशोन्नति का होना असंभव है।"
[ चि. प्र. पृ. १०८ ]

જૈન ભાઈઓ સ્વામિવાત્સલ્યનો અંડાગો અર્થ નહીં સમજી પોતાનું દ્રવ્ય ઘણે ભાગે જમણવારમાં ખર્ચી, જ્ઞાનોદ્ધાર, જીર્ણોદ્ધાર, જ્ઞાનભંડાર અને નિરાશ્રિતાશ્રય વગેરે ઉત્તમ ક્ષેત્રોમાં નહીં વાપરી અધિક પુણ્યનું ઉપાર્જન કરતા નથી અને તેથી સંગીન પ્રકારનો ધર્મ-ઉદ્યોત થતા નથી. તે નહીં થવાનું કારણ મહાત્માશ્રી આત્મારામજીએ નીચે પ્રમાણે લખેલ છે:—

"जैनी लोकों की दो इंद्रिय बहुत जबरदस्त हो गई हैं, इस वास्ते ज्ञानोद्धार, जीर्णोद्धार विगेरे बाबतों की कोई भी चिन्ता नहीं करता हैं, एक तो नाक और दुसरी जिह्वा, क्योंकि नाक के वास्ते अर्थात् आप की नामदारी के वास्ते लाखो रुपैये लगाके जिनमंदिर बनवाने चले जाते है और जिह्वा के वास्ते खाने में लाखो रुपैया खर्च करते है। चूरमे आदिक लड्डुओं की खबर लीये जाती है, परंतु ज्ञानोद्धार, जीर्णोद्धार करणे की बाबतो क्या जाने स्वप्न में भी करते होगे के नहीं! कोइ पूछे जे युं जिनमंदिर अथवा स्वामिवात्सल्य करवामां पाप छे? जवाबमां जिनमंदिर बनवाने का और स्वामीवात्सल्य करने का फल तो स्वर्ग और मोक्ष है, परंतु जिनेश्वर देव ने वो ऐसे कहा की जो धर्मक्षेत्र बीगडता होवे तीसकी सारसंभाल पहिले करनी चाहिये॥"

સ્વામિવાત્સલ્ય કરવાની રીત ઉક્ત ઉપકારી મહાત્માએ નીચે પ્રમાણે બતાવી છે:—

"जिस गाम के लोक धनहीन होवे, और श्रावक का पुत्र धनहीन होवे तीसको कीसिका रोजगार में लगा के तीस का कुटुंब का पोषण होवे तसे करे, यह स्वामिवात्सल्य है; परंतु या न समजना के हम बनीये लोको के जीमावनेरूप स्वामिवात्सल्य का निषेध करता है, परंतु नामदारी के वास्ते इस गाम के बनीयों ने उस गामके बनीयों को जीमाया, और उस गामवालो ने इस गाम के बनीयों को जीमाया परंतु साहम्मि को साहाय्य करने की बुद्धि सें नहीं; तीस को हम स्वामिवात्सल्य नहीं मानते है, परंतु गधे खुरकनी मानते है॥"

—શ્રી જૈનધર્મ પ્રકાશ, શ્રાવણ ૧૯૫૬, પૃ. ૭૪-૭૫.

જૈનમત બહુ ફેલાયો નહિ તેનું કારણ પોતે એક સ્થળે બતાવે છે કે:—

'मुसलमानों के राज में जैन के लाखों पुस्तको जला दिये गये है, और जो कुछ शास्त्र बच रहे है वे भंडारो में बंद कर छोडे है वे पडे पडे गल गये हैं, बाकी दोसो तीनसो वर्ष में तमाम गल जायगे। जैसे जैन लोक अन्य कामो में लाखो रुपैये खरचते है तैसे जीर्ण पुस्तकों का उद्धार कराने में किंचित् नहि खरचता है, और न कोई जैनशाला बना के

अपने लडकों को संस्कृत धर्मशास्त्र पढ़ाता है, और जैनी साधु भी प्राये विद्या नहि पढ़ते है क्यों कि उनकों खाने का तो ताजा माल मिलते है वे पढ़के क्या करे? और कितनेक यतिलोक इंद्रियों का भोग में पड रहे हैं सो विद्या क्यों कर पढ़े? विद्या के न पढ़नें से तो लोक इन कों नास्तिक कहने लग गये है, फेर भी जैन लोगों को लज्जा नहि आती है, जैनलोक चूरमे के लाडू और दूधपाकादिक के खाने वास्ते तो हजारो एकट्ठे हो जाते है, परंतु पुस्तकों के उद्धार वास्ते सूते पडे है। हमारे लिखने का प्रयोजन तो इतना ही है कि जैन लोगों को उचित है कि सर्व देशवाले मिलके पाटन, जैसलमेर, खंभात प्रमुख के भंडारे पुस्तको का जीर्णोद्धार करावें, और बड़े बड़े शहरो में जैनशाला बना के अपने लडकों को संस्कृतादि विद्या पढ़ावे, और आगम विना अन्य योग्य ग्रंथ लिखावादि कर के प्रसिद्ध करें, जीस में फेर जैन धर्म की वृद्धि होवे।" [ अ. ति. भा. खंड २ पृ. ३ ]

જ્ઞાનપ્રાપ્તિ, જ્ઞાનપ્રચાર એ સદ્ગત સૂરિનું ધ્યેય હતું અને તે માટે તેનાં સર્વ ઉપકરણો–ગ્રંથો વગેરે સંઘના ભંડારોમાં યા ખાનગી વ્યક્તિઓને ત્યાં ગુપ્ત પડ્યાં રહે અને જનતાને કામ ન આવે એ ટાળી તે સર્વને જનોપયોગી કરવા જોઈએ, તેની પ્રસિદ્ધિ કરવી જોઈએ અને જૈન બાળકોને ધર્માભ્યાસ પ્રાપ્ત થાય તે માટે જ્ઞાનશાળાઓ ઠેર ઠેર ખુલાવી ઘટે એવો તેમનો ઉપદેશ સતત વહેતો રહ્યો અને એને પરિણામે ગુજરાંવાલા આદિ અનેક સ્થળે પુસ્તકભંડારો થયા,* તેમાં કેટલાક અનુપલબ્ધ ઉપયોગી ગ્રંથોની નકલો કરાવીને મૂકાઈ. આથી જે કયાંય ન મળે એવાં પણ પુસ્તકો આ ભંડારમાં સાંપડ્યાં. દા. ત. શ્રી યશોવિજય મહોપાધ્યાયકૃત અનેકાંતવ્યવસ્થા. આ સર્વ ભંડારોનું સૂચીપત્ર શ્રી બનારસીદાસ જૈન તરફથી તૈયાર થયેલું છે તે જ્યારે પ્રકટ થશે ત્યારે તેનો ખ્યાલ આવશે. વળી જ્ઞાનશાળાઓ પણ ઘણે સ્થળે સ્થપાઈ; પુસ્તકાલયો ઉઘડ્યાં

જર્મન વિદ્વાન્ નામે એ. રૂડોલ્ફ હોર્નલ કલકત્તાની રોયલ એશિયાટિક સોસાયટીમાં રહી આપણા જૈન આગમો પૈકી ઉવાસગદસાઓ–ઉપાસકદશાંગ એ નામના સૂત્રનું સંશોધન કરતા હતા. તેમણે તેના કેટલાક પારિભાષિક શબ્દોના અર્થ સમજવામાં પડેલી મુશ્કેલી તે વખતે 'જૈન શાસ્ત્રમાં પારંગત' 'જિનધર્મમાં ધુરંધર' એવા આપણા ચરિત્રનાયક દૂર કરશે એવું જાણી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવી, પોતે ઘણી બાબતોના ખુલાસા મેળવ્યા. એથી તેને એટલો બધો સંતોષ થયો કે તે પુસ્તક પણ શ્રી આત્મારામજીને અર્પણ કર્યું અને તેમાં તેમની અર્પણપત્રિકા પોતે સંસ્કૃત છંદોમાં રચી મૂકી. ઋગ્વેદાદિ યૂરોપમાં છપાયેલ તે પણ મંગાવી તેમને ભેટ કર્યા. મહામહેનતે સંશોધિત કરી છપા-

* ગુરુદેવ શ્રી આત્મારામજીના સ્મરણાર્થે પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી અને સ્વ૦ શ્રી હંસવિજયજીના કરેલા વડોદરાના જ્ઞાનમંદિર સંબંધી લેખ. જુઓ આ ગ્રંથના ગુજરાતી વિભાગ પૃ. ૭૪ થી ૮૪. તથા શ્રી બનારસીદાસ જૈનનો હિંદી લેખ. જુઓ આ ગ્રંથનો હિન્દી વિભાગ પૃ. ૫૧ થી ૫૩.

યેલ તે સૂત્રથી આચાર્યશ્રીને ઘણો આનંદ થયો. હોર્નલ સાહેબે પણ પોતાના દેહાવસાન સુધી જૈન ધર્મ અને ઇતિહાસમાં રસ લીધો અને વ્યક્ત કર્યો. સૂત્ર–આગમ છપાવાય નહિ, કોઇ છપાવે તો અનુમોદાય નહિ, તેને પરદેશ મોકલાવાય નહિ, કોઇ શ્રાવક કે ગૃહસ્થથી વંચાય નહિ એવી સ્થિતિ હતી, છતાં તેમણે ધર્મની પ્રભાવના અર્થે જિજ્ઞાસુ વિદ્વાનને સહાય કરવા યોગ્ય છે એમ ધારી સહાય આપી.

વળી પોતાના સમયમાં દરિયાપાર થઇ અનાર્ય દેશ–ઇંગ્લાંડાદિ દેશમાં જવા પ્રત્યે કેટલાક ભાગના જૈનોમાં સખત વિરોધ હતો; છતાં સને ૧૮૯૩ની ચિકાગોની વિશ્વધર્મ–પરિષદ્‌માં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે પોતાને આમંત્રણ મળ્યું, ત્યારે પોતાથી સાધુના આચાર પાળતા થકા દરિયાપાર જવું બની શકે તેમ નહોતું તેથી બીજા માર્ગ તરીકે સૌરાષ્ટ્રના મહુવાવાસી ગ્રેજ્યુએટ શ્રી વીરચંદ ગાંધીને જૈન ધર્મના તત્ત્વોથી પરિચિત કરી જૈન ધર્મની માહિતી પૂરી પાડનાર એક ખાસ ગ્રંથ તૈયાર કરી આપી ચિકાગોની ઉક્ત પરિષદ્‌માં જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે મોકલ્યે જ રહ્યા. કેટલોક લોકવિરોધ સખત હતો છતાં ધર્મપ્રચાર કરવામાં તે આડો આવવો ન જોઇએ અને તેથી તે વિરોધની સામે થઇ–તે વિરોધનું શમન કરી ધર્મ પ્રત્યેની લાગણી બતાવી. આથી શ્રી આત્મારામજીના સંબંધે તે પરિષદ્‌માં ઘણું સારું કહેવાયું, એ રીતે તેમણે જૈન ધર્મનો પ્રથમ પરિચય અમેરિકા જેવા દૂર–દૂરના પ્રદેશમાં કરાવ્યો, અને માન મહત્ત્વ મેળવ્યાં.

જૈનધર્મનાં શાસ્ત્રોનું ખૂબ અવગાહન કર્યા પછી તેમણે જૈન ધર્મના સિદ્ધાંતો સમજાવવા ને પ્રસારવા માટે બીજા હિંદી ભાષામાં–જૈન તત્ત્વાદર્શ, તત્ત્વનિર્ણયપ્રાસાદ આદિ ગ્રંથો શાસ્ત્રોના દોહનરૂપે રચી જૈન સમાજની પાસે શાસ્ત્રદ્વાર ખુલ્લું કર્યું. ભક્તિનો ઉલ્લાસ હિંદીભાષી જૈનોમાં વિશેષ જાગે છે માટે હિંદીમાં કેટલીક પૂજાઓ રચી.+

વળી જૈનેતર ધર્મોનું સાહિત્ય–ઋગ્વેદાદિ, બુદ્ધ અને મહમદ સાહેબનાં ચરિત્રો વગેરેનું વાંચન–મનન કરી પોતાની એક આચાર્ય તરીકે વિશાળ વાંચન અને તેનો પરિપાક પોતામાં હોવો જોઈએ એ બતાવી આપ્યું.

પંજાબમાં જે જિનમંદિરો છે તે સર્વ તેમના ઉપદેશનું ફળ છે. તેમના શિષ્ય–પ્રશિષ્યાદિનો* બનેલો મોટો સાધુ–સમૂહ આજ આખા હિંદમાં વિચરી લોકસમાજને ધર્મોપદેશ પૂરો પાડી ધર્મક્રિયાઓ કરતો–કરાવતો, સંસ્થાઓ સ્થાપતો રહ્યો છે અને જૈન ધર્મની જ્યોતિ અખંડ બળતી રાખી રહ્યો છે, એનો સર્વ પ્રતાપ આપણા આ સદ્‌ગત

---

+ જેનો પરિચય શ્રી. મોતીચંદભાઇએ પોતાના લેખમાં કરાવ્યો છે. જુઓ આ ગ્રંથના ગૂજરાતી વિભાગનાં પૃ૪ ૧૬ થી ૨૨.

* આ શિષ્ય–પ્રશિષ્યાદિની તેઓનાં નામ, જન્મસંવત્, દીક્ષાસંવત્ વગેરેની હકીકત સહિતની એક સત્તાવાર ‘ ડિરેક્ટરી ’ કરી આ ગ્રંથમાં આપવાની અભિલાષા તૃપ્ત થઇ શકી નથી; તે પૈકી કાંઈ તે હવે પછી તૈયાર કરી–કરાવી બહાર પાડશે.

श्री. आ. शताब्दि ग्रंथ माटे खास करावेल रेखा चित्र नं. १



स्व० मुनिराजश्री नीतिविजयजी महाराज

આચાર્યને છે. તેમના નામથી ઉદ્ભવેલી જ્ઞાનસંસ્થા, શિક્ષણસંસ્થા, પુસ્તકપ્રકાશિની સંસ્થા વગેરેએ સમાજને અનેકવિધ લાભ કર્યા છે; જેવા કે જૈન સાહિત્યનો ઉદ્ધાર કર્યો છે, ધર્મશાસ્ત્રો ઘર–આંગણે પ્રાપ્ત કરાવ્યાં છે, અનેક જૈન બાળકોને સંસ્કારી અને સુશિક્ષિત કર્યાં છે. આ સંસ્થા પૈકી ભાવનગરની શ્રી જૈન આત્માનંદ સભા, તેના આશ્રય નીચે નીકળતું શ્રી આત્માનંદ પ્રકાશ માસિક, પંજાબના ગુરુકુળ વગેરે, મુંબઈનું શ્રી મહાવીર જૈન વિદ્યાલય વગેરે વગેરે ખાસ ઉલ્લેખનીય છે.

## ૭ શ્રી આત્મારામજીની શ્રી દયાનંદ અને શ્રી રામકૃષ્ણ સાથે તુલના

શ્રી દયાનંદ અને શ્રી આત્માનંદની પદ્ધતિ પ્રાયઃ એક જેવી પણ ભિન્ન હતી એટલે કે પ્રથમનાએ સર્વ ધર્મ પર અપ્રમાણ ખંડનાત્મક પ્રહાર કર્યા ત્યારે બીજાએ સામા બચાવરૂપે જૈન ધર્મની સામે થયેલી વિરોધવાળી, ખોટી યા ગેરસમજુતીવાળી હકીકતો અને દલીલોનો સામનો કર્યો. દા. ત. શ્રી દયાનંદના જૈન ધર્મ પરત્વે થયેલ હુમલા સામે અજ્ઞાનતિમિરભાસ્કર ગ્રંથ લખ્યો. એક સ્થાનકવાસી સાધુએ લખેલા મૂર્તિપૂજા–વિરોધી સમકિતસાર નામના પુસ્તકના ઠીક જવાબરૂપે સમ્યક્ત્વશલ્યોદ્ધાર બહાર પાડ્યો.

આ બંને પુરુષોનું સંસ્કૃતિનું વાચન નિરનિરાળું હતું. એકને વેદદ્વારા હિંદુઓનું સંગઠન અને હિંદુ પ્રજાને સૈનિક જુસ્સા( Militant Spirit )વાળી કરવી હતી, ત્યારે બીજાને જૈન ધર્મ અનુયાયીઓમાં તેનાં શાસ્ત્રોદ્વારા મૂર્તિપૂજક શ્વે. જૈન ધર્મનું ગૌરવ જાળવવું હતું. હિંદુઓ સંખ્યામાં જૈનો કરતાં અતિ પુષ્કળ સંખ્યામાં હોઈ એકનું ક્ષેત્ર ઘણું વિસ્તૃત હતું, જ્યારે બીજાનું મર્યાદિત હતું. એકના પ્રચારથી રાજકીય માનસને પોષક રાષ્ટ્રવિધાયક સ્થિતિ અને શક્તિ કેળવાઈ–વિકાસ પામી; અને બીજાના પ્રચારથી પોતાના ધર્મના અનુયાયીઓમાં રૂઢિચુસ્તતા દૂર થઇ સમજપૂર્વક સિદ્ધાન્તોને વિચારવાની બુદ્ધિ આવી. એક હતા વેદ ધર્મના ઝંડાધારી, અને બીજા હતા શ્વે. મૂ. જૈન ધર્મના ઝંડાધારી. બંનેનાં સરખાં શરીર, સરખો મનોત્સાહ અને સરખી વાક્છટા, છતાં શ્રી દયાનંદના સિદ્ધાંતો પોતાના અવસાન પછી આખા ભારતવર્ષમાં પ્રસર્યા અને તેમણે સ્થાપેલી 'આર્યસમાજ'ના લાખો સભ્ય થયા; જ્યારે શ્રી આત્મારામજીના દેહાન્ત પછી તેના સમાજમાં પ્રગતિ તેના જેટલી વેગવતી અને પરિણામવાળી નથી રહી એ સ્પષ્ટ છે.

શ્રી રામકૃષ્ણે પૂર્વાવસ્થામાં ગૃહસ્થ તરીકે લગ્ન કર્યાં હતાં, જ્યારે શ્રી દયાનન્દ અને શ્રી આત્મારામજી બંને આજન્મ બ્રહ્મચારી હતા. શ્રી રામકૃષ્ણ અને શ્રી આત્મારામ બંને મૂર્તિપૂજક હતા. એકને સર્વ ધર્મો પ્રત્યે પ્રેમ–આદરભાવ તે પૈકી દરેક કલ્યાણમાર્ગ છે એવી સમજથી રહેતો તેથી કોઇપણ ધર્મનું ખંડન કરતા નહિ, જ્યારે બીજા જિન-પ્રણીત ધર્મ જ આપ્તકથિત હોઇ તે જ ખરો મોક્ષસાધક છે એમ ચુસ્તપણે શ્રદ્ધાપૂર્વક માની તેનું મંડન કરતા અને તેના પર કોઇ પ્રહાર આવે તો તે સામે પોતાના ધર્મનો

બચાવ કરતા. શ્રી પરમહંસના અસંખ્ય શિષ્યોમાં શ્રીમંતો, સુશિક્ષિતો, વિદ્યાર્થીઓ જોડાયા અને તેમાં મહાન બુદ્ધિશાળી ઓજસ્વી વિભૂતિ નામે વિવેકાનંદ અને તેના અનુગામી અનેક 'આનંદો'–સંન્યાસીઓએ શ્રી રામકૃષ્ણના ઉપદેશામૃતને–અધ્યાત્મવાદને પશ્ચિમના સેવામાર્ગ અને વિચારશ્રેણીને અનુરૂપ કરી અનેક સ્થળે રામકૃષ્ણ મિશનો સ્થાપી, હિન્દ તેમજ હિન્દ બહાર યૂરોપ અમેરિકામાં તેમનું નામ કીર્તિવંત અને અમર કર્યું અને તેની જ્યોત સદોદિત બળતી રહી છે અને રહેશે. ફ્રેંચ મહાવિદ્વાન્ રોમેન્ડ રોલાંએ શ્રી રામકૃષ્ણનુ અતિશય ગૌરવશાળી જીવનવૃત્તાંત લખ્યું છે એ તે સંન્યાસી માટે ઓછું માનપ્રદ નથી.

શ્રી દયાનન્દ અને શ્રી રામકૃષ્ણનાં નામનો અને સિદ્ધાંતોનો આટલો બધો વિસ્તાર થયો છે ત્યારે તેમના સમકાલીન દીર્ઘાયુષી આત્મારામજીનાં નામનો અને કાર્યનો તેટલા પ્રમાણમાં કેમ નથી થયો ? એ પ્રશ્ન ઉદ્ભવે છે. ઉત્તર એ આવે છે કે ઉક્ત બંનેને પ્રભાવ-શાલી શિષ્યોની મોટી સંખ્યા પ્રાપ્ત થઈ, જ્યારે આપણા સૂરિશ્રીને તેટલા અને તેવા શિષ્યો ન મળ્યા. વિવેકાનન્દ જેવા વીરચંદભાઇ પણ શ્રી આત્મારામજીને મળ્યા હતા પણ વીરચંદભાઇની સાથે રહી કાર્ય કરે તેવા કોઇ તેની વિદ્યમાનતામાં ન નીકળ્યા અને તેના સ્વર્ગવાસ પછી તેનું સ્થાન લે તેવા કોઇપણ ગ્રેજ્યુએટ કે સુશિક્ષિત ગૃહસ્થ હજુ સુધી પાકેલ નથી. તેમના સાધુ શિષ્યોએ અનેક સુકૃત્યો–ધર્મકાર્યો કર્યાં–કરાવ્યાં છે, પણ તેઓમાં અરસ્પરસ જે સંગઠન, એકસંપી, સુમેળ વગેરે રહેવાં જોઇએ તે લાંબો વખત રહ્યાં નહિ. કલેશ ને મતભેદમમત્વને લીધે સમાજ પર બૂરી અસર થાય ને છિન્નભિન્નતા પરિણમે, સામા-જિક લાભના સામુદાયિક સ્થાયી કાર્યો ઊભાં ન થાય, અને મહાન્ યુગપુરુષનો વારસો સાચવી તેને વધારી ન શકાય, એ સહેજે સમજી શકાય તેમ છે. એવું વર્તમાનમાં સ્પષ્ટ જોવામાં આવે છે. હજુયે ચેતાશે ? સમાજને દરેક રીતે ઉન્નત કરવામાં સર્વ સાથે મળી એકત્રિત રૂપે તેઓ ફાળો આપશે ? સર્વત્ર સમાજ અને દેશના હિત પ્રત્યે એકલક્ષી દૃષ્ટિ રહે અને તે હિત જે રીતે સધાય તે રીતને સર્વ સાધનોથી કૃતિમાં મૂકાય એ જ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના.

સદ્ગત સૂરિશ્રી યુગપુરુષ હતા. તેઓ પોતાના જીવનમાં અનેક ધર્મકૃત્યો કરી સમાજહિત માટેનાં સાધનો ઉપદેશી ગયેલ છે, તો તેમના ચિરકૃતજ્ઞ રહી આપણે સૌ એમના સારાં પગલે ચાલીએ તો તેમની ઉજવેલી જયંતિઓ, શતવર્ષી અને હવે પછી થનારી જયંતિઓ સાર્થક થશે. તે મહાપુરુષનો આત્મા જ્યાં હો ત્યાં શાંતિ પામો એટલું ઇચ્છી તે જૈન યુગવીર પ્રત્યે છેવટે પુકારું છું કે:—

'નવલયુગની મહાજ્યોતિના કિરણમાં,
અમ હૃદયમાં નવા રાગ જાગે;
અર્ઘ્ય અંજલિ ભરી, વીરપૂજન કરી,
જૈનનાં બાળ તુજ પાય લાગે.'

पालीताणा सं० १९४२



न्यायांभोनिधि श्रीमद् विजयानंदसूरि ( आत्मारामजी महाराज ) शिष्य परिवार साथे ।

# શ્રીમદ્ આત્મારામજી તરફથી પત્રો



[ આચાર્ય મહારાજશ્રી તરફથી પ્રાયઃ સર્વ પત્રવ્યવહાર મુનિ મહારાજ શ્રી વલ્લભવિજયજી ( વર્તમાન આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી ) કરતા હતા કે જેઓ તેમના મંત્રી હોય નહિ તે પ્રમાણે હતું અને જેમણે તેમના સ્વર્ગવાસ પછી ગુરુદેવે પંજાબમાં પ્રકટાવેલી જ્યોતિ કાયમ રાખી છે તેમને હાલ બહુ લાગી આવે છે કે જે જે પત્રો લખાયા તેની નકલ રાખી નથી, નહિ તો તે પરથી સ્વર્ગસ્થના જીવન-કથન પર ઘણો પ્રકાશ પડત.

આ દશ પત્રો તેના સમયના અનુક્રમ પ્રમાણે ગોઠવેલા છે. તેમાં નં. ૧ ને ૪ સિવાયના સર્વ પત્રો અમદાવાદવાસી ને મુંબઇમાં રહેતા શેઠ મગનલાલ દલપતરામ પર લખાયા છે, કે જે શેઠને સ્વર્ગસ્થ તરફથી અંગ્રેજી પત્રો લખવાના હોય તે લખવાનું પ્રાયઃ સોંપાતું હતું. તે શેઠે પોતાના પ્રત્યે જે જે પત્રો ગુરુદેવ તરફથી આવ્યા હતા તે જીવની પેઠે સાચવી રાખ્યા હતા. તે સર્વ અસલ તેના પુત્ર શેઠ કેશવલાલે પૂરા પાડેલ છે. તેમાંથી ઉપયોગી પત્રો આમાં દાખલ કર્યા છે. આ જ શેઠ પર જર્મન સ્કૉલર મી. હૉર્નલે પત્રો લખ્યા હતા કે જે અંગ્રેજી વિભાગમાં પ્રકટ થએલ છે.

આ પત્રોમાં નં. ૧ નો પત્ર શેઠ દલપતભાઇ પરનો છે તે પ્ર. શ્રી કાંતિવિજયજીની નોંધમાંથી મેળવ્યો છે. તેમાં પોતાની કેટલી બધી નમ્રતા, નિરભિમાનતા અને સજ્જનતા બતાવે છે! ધન્ય છે સ્વર્ગસ્થને! નં. ૪ નો પત્ર વ્યાખ્યાન સમયે મુહપત્તી મુખે બાંધવા સંબંધી તત્કાલીન સ્થિતિ લક્ષમાં રાખી પોતાને યોગ્ય લાગ્યો તે મત પ્રમાણિકપણે આપવા સાથે પોતાની પ્રામસ્થિતિ સમજાવી છે. બાકીનાં શેઠ મગનલાલ પરના પત્રો પરથી પણ ઘણું જાણવાનું મળી આવે છે. ઉક્ત હૉર્નલ સાહેબ જે પ્રશ્નોનું સમાધાન તથા સાધન માગતા તે તુરત પૂરાં પાડવાની ઘણી સંભાળ લેતા હતા, જૈનેતર ગ્રંથો-ઋગ્વેદસંહિતા, બુદ્ધચરિત્ર, મહમ્મદ સાહેબનું ચરિત્ર વગેરે મંગાવી તેનું વાંચન-અધ્યયન કરતા, વીરચંદ ગાંધી પ્રત્યે ઘણી મમતા રાખતા, છાપાં વાંચી-વંચાવી સમયના બનાવોથી વાકેફ રહેતા, જૈન ધર્મ સંબંધી ઉપયોગી હકીકતો છાપામાં પ્રકાશ પામી લોકોની જાણમાં આવે તે માટે સૂચન કરતા, નવીન પુસ્તક લખતા તે જણાવતા અને તે પૈકી એક( તત્ત્વનિર્ણયપ્રાસાદ )માં ગૃહસ્થના સોળ સંસ્કાર દાખલ કરવા બાબત મત પણ પૂછાવતા. એક રીતે લોકમતની કદર એ રીતે તેમને હતી.

આ વખતે જૈન એસોસિએશન ઑફ ઇંડિયા નામની સંસ્થા જીવતીજાગતી હતી અને સામાન્ય જૈન સમાજના સામુદાયિક પ્રશ્નો હાથ ધરતી. તેના સભ્યો તરીકે ઉક્ત મગનલાલ શેઠ ઉપરાંત શેઠ નવલચંદ ઉદયચંદ, શેઠ વીરચંદ દીપચંદ, શેઠ તલકચંદ માણેકચંદ ( બડા શેઠ ),

: ૨ :

શ્રી

તા. ૧૩-૧૦-૮૮ [ આસો સુદ ૯ સં. ૧૯૪૪ ]

સુ૦ મુંબાઈ શ્રાવક પુન્યપ્રભાવક દેવગુરુભક્તિકારક શા. મગનલાલ દલપતરામ યોગ્ય શ્રી મેહસાણાથી લી. મુનિ માહારાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદાનંદસૂરિજી ( આત્મારામજી ) આદિ સાધુમંડળ ઠાણું ૧૫ ના તરફથી ધર્મલાભ વાંચજો.

જત લખવાનું કે સાહેબનો કાગળ તા. ૭ મીનો લખ્યો આવ્યો છે તે આ કાગલની સાથે મોકલ્યો તે વાંચી પાછો મોકલી દેજો. એમાં જે ઉત્તર એમને (ણે) મંગાવ્યા છે તે હમો આજરોજે તૈયાર કરી કાલે મોકલી દેઈશું તે જાણજો.

તમો એમને કાગળ લખી દેજો-બીજું અત્રેથી આજરોજે જૈન તત્ત્વાદર્શની ચોપડી રજીષ્ટર કરીને મોકલાવી છે તે બદલ પણ લખજો—બીજું લખજો કે યૂરોપ દેશના છાપાનું પુસ્તક—" રિગવેદસંહિતા " હમારે ખપ છે માટે મંગાવીને મોકલો અને એની કીમત શી તે પણ લખી જણાવો.

પ્રથમ કીમત લખી મંગાવો, પછી હમોને લખજો એટલે જો મંગાવવાની મરજી હશે તો મંગાવીશું.

( આ શ્રી વલ્લભવિજયજીના હસ્તાક્ષરમાં છે. સાહેબ એટલે હૅાર્નલ સાહેબ.—સંપાદક. )

: ૩ :

[ તા. ૧૭-૧૦-૮૮ આસો સુદિ ૧૩ સં. ૧૯૪૪. ]

સુ૦ મુંબાઇ શ્રાવક........વાંચજો ( ઉપરના પત્ર પ્રમાણે )

કાગળ તમારો આવ્યો તે પહોંચ્યો છે. વાંચી સમાચાર સર્વ જાણ્યા છે. આજરોજે સાહેબને ઉત્તર તૈયાર કરી ટપાલ મારફતે મોકલ્યા છે તે જાણજો.

શ્રાદ્ધવિધિ અહીંના ભંડારમાં સારી છે અને લહીઓ શ્રીનાથ અહમદાવાદમાં શુદ્ધ લખે છે વાસ્તે લખાવવી હોય તો લખજો-સાહેબને લખજો કે શ્રાદ્ધવિધિ પ્રકરણ તથા શ્રાદ્ધવિધિ કૌમુદી બે ય એક જ ગ્રંથ છે.

તમો શાંતિવિજયજીને લખજો એટલે એ ખંભાતી કાગળનાં પાનાં પડાવી લહીઆ શ્રીનાથને લખવા આપશે-અને હમો અત્રેથી પરત તમારો કાગળ આવેથી મોકલી દેઇશું.

સાહેબને લખજો કે માહારાજજીને હવે ચોમાસામાં થોડા દિવસ રહ્યા છે અને ચોમાસા બાદ એક જગાએ રહેવાનું નથી; માટે માહારાજજીની નજર આગળ લખાય

: ૨ :

શ્રી

તા. ૧૩–૧૦–૮૮ [ આસો સુદ ૯ સં. ૧૯૪૪ ]

મુ૦ મુંબાઈ શ્રાવક પુન્યપ્રભાવક દેવગુરુભક્તિકારક શા. મગનલાલ દલપતરામ યોગ્ય શ્રી મેહસાણાથી લી. મુનિ માહારાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદાનંદસૂરિજી ( આત્મારામજી ) આદિ સાધુમંડળ ઠાણાં ૧૫ ના તરફથી ધર્મલાભ વાંચજો.

જત લખવાનું કે સાહેબનો કાગળ તા. ૭ મીનો લખ્યો આવ્યો છે તે આ કાગલની સાથે મોકલ્યો તે વાંચી પાછો મોકલી દેજો. એમાં જે ઉત્તર એમને (ણે) મંગાવ્યા છે તે હમો આજરોજે તૈયાર કરી કાલે મોકલી દેઈશું તે જાણજો.

તમો એમને કાગળ લખી દેજો–બીજું અત્રેથી આજરોજે જૈન તત્ત્વાદર્શની ચોપડી રજીષ્ટર કરીને મોકલાવી છે તે બદલ પણ લખજો—બીજું લખજો કે યૂરોપ દેશના છાપાનું પુસ્તક—" રિગવેદસંહિતા " હમારે ખપ છે માટે મંગાવીને મોકલો અને એની કીમત શી તે પણ લખી જણાવો.

પ્રથમ કીમત લખી મંગાવો, પછી હમોને લખજો એટલે જો મંગાવવાની મરજી હશે તો મંગાવીશું.

( આ શ્રી વલ્લભવિજયજીના હસ્તાક્ષરમાં છે. સાહેબ એટલે હૉર્નલ સાહેબ.—સંપાદક. )

: ૩ :

[ તા. ૧૭–૧૦–૮૮ આસો સુદિ ૧૩ સં. ૧૯૪૪. ]

મુ૦ મુંબાઇ શ્રાવક........વાંચજો ( ઉપરના પત્ર પ્રમાણે )

કાગળ તમારો આવ્યો તે પહોંચ્યો છે. વાંચી સમાચાર સર્વ જાણ્યા છે. આજરોજે સાહેબને ઉત્તર તૈયાર કરી ટપાલ મારફતે મોકલ્યા છે તે જાણજો.

શ્રાદ્ધવિધિ અહીંના ભંડારમાં સારી છે અને લહીઓ શ્રીનાથ અહમદાવાદમાં શુદ્ધ લખે છે વાસ્તે લખાવવી હોય તો લખજો–સાહેબને લખજો કે શ્રાદ્ધવિધિ પ્રકરણ તથા શ્રાદ્ધવિધિ કૌમુદી બે ય એક જ ગ્રંથ છે.

તમો શાંતિવિજયજીને લખજો એટલે એ ખંભાતી કાગળનાં પાનાં પડાવી લહીઆ શ્રીનાથને લખવા આપશે–અને હમો અત્રેથી પરત તમારો કાગળ આવેથી મોકલી દેઇશું.

સાહેબને લખજો કે માહારાજજીને હવે ચોમાસામાં થોડા દિવસ રહ્યા છે અને ચોમાસા બાદ એક જગાએ રહેવાનું નથી; માટે માહારાજજીની નજર આગળ લખાય

તેમ નથી તો પણ જે લહીઓ શુદ્ધ લખવાવાળો ઘણું કરીને છે તેની પાસે લખાવીને મોકલશું. એ રીતે લખી જણાવજો.

હાલમાં માહારાજજી એક નવું જૈન મત વિષે પ્રશ્નોત્તરનું પુસ્તક બનાવામાં રોકાયેલ છે તે જાણજો. દા. મુ. વલ્લભવિજયના ધર્મલાભ વાંચજો. સુદિ ૧૩ વાર બુધ.

: ४ :

श्री

मु० सुरतबंदर

*मुनि श्री आलमचंदजी योग्य लि. आचार्य महाराजश्री श्री १००८ श्रीमद्विजयानंद सूरीश्वरजी (आत्मारामजी) महाराजजी आदि साधु मंडल ठाने ७ के तर्फ से वंदणाऽनुवंदणा १००८ वार वांचनी। चिठी तुमारी आइ समंचार सर्व जाणे है। यहां सर्व साधु सुखसाता में है, तुमारी सुखसाता का समंचार लिखना—

मुहपत्ति विशे हमारा कहना इतना हि है कि मुहपत्ति बांधनी अच्छी है और घणे दिनों से परंपरा चली आई है इनको लोपना यह अच्छा नहीं है।

---

* कितनेक इस प्रकरण और समय के अनभिज्ञ खास मतलब के समझे बिना अपनी इच्छानुसार खींचातान कर के पक्षपात की दृष्टि से अपने कदाग्रह को सिद्ध करने में इस पत्र का दुरुपयोग करते नज़र आते हैं। इस लिए इस पत्र की बाबत कुछ खुलासा करना जरूरी समझा जाता है। गुजरात आदि देशों में विचरते हुए कितनेक तपगच्छ, खरतरगच्छ आदि गच्छों के साधु-यति केवल व्याख्यान के समय एक कपडे के टुकड़े से मुख और नाक बांध लिया करते हैं जिसको 'मुहपत्ति बांधना' कहते हैं। वह भी कपडे के टुकड़े को तिरछा कर के दो छेडे (किनारे) दोनों कानों में फसा लिये जाते हैं, परंतु **स्थानकवासी (ढुंढियों) की तरह डोरा डाल कर नहीं! और सारे दिन-रात भी नहीं!।** खरतरगच्छ के सुप्रसिद्ध मुनि महाराज श्री मोहनलालजी के शिष्य श्री आलमचंदजी सुरत शहर में चौमासा रहे थे, उनको किसि ने पूछा कि आप के गुरुजी तो व्याख्यान के समय मुहपत्ति बांधते हैं आप क्यों नहीं बांधते? इस पर उन्हों ने स्वर्गवासी आचार्य देव से पूछा। (क्यों कि उनको आचार्य महाराज पर पूर्ण विश्वास था कि, यह मुझे योग्य सलाह देवेंगे।) जिस के जवाब में यह पत्र लिखवाया गया है।

इस में साफ लिखा गया है कि "घणे दिनों से **परंपरा** चली आई है" इस से स्पष्ट सिद्ध है कि यह प्रथा सूत्रसिद्ध तो नहीं है! और **परंपरा** हमेशा की नहीं तथा हमेशां रहती भी नहीं इस लिए सज्जनों से सनम्र निवेदन है कि, इस पत्र को शस्त्र न बनाकर स्वर्गीय आत्मा की सत्यपरायणता का ही ख्याल करें।

वल्लभविजय—मीयागाम (बडौदा स्टेट)
२९-४-१९३६



आचार्यश्री विजयानंदसूरिजी महाराज।

हम बांधनी अच्छी जाणते हैं परंतु हम ढुंढीए लोक में सें मुहपत्ति तोड़ के नीकले हैं इस वास्ते हम बांध नही सक्के है और जो कदी बांधनी इच्छीए तो यहां बडी निंदा होती है और सत्य धर्म में आये हुए लोकों के मन में हीलचली हो जावे इस वास्ते नहीं बांध सक्के हैं सो जाणना ।

अपरं च हमारी सलाह मानते हो तो तुमकों मुहपत्ति बांधने में कुच्छ भी हानि नही है क्यों कि तुमारे गुरु बांधते है और तुम नही बांधो यह अच्छी बात नहीं है । आगे जैसी तुमारी मरजी, हमने तो हमारा अभिप्राय लिख दीया है सो जाणना ।

और हम कों तो तुम बांधो तो भी वैसे हो और नही बांधो तो भी वैसे ही हो परं तुमारे हितके वास्ते लिखा है, आगे जैसी तुमरी मरजी ।

१९४७ कत्तक वदि ०)) वार बुध दसखत
वल्लभविजय की वंदणा वांचनी
दीवाली के रोज दश बजे चिठी लिखी है×

: ५ :

શ્રી

મુંબાઇબંદર શ્રાવક પુણ્યપ્રભાવક દેવગુરુભક્તિકારક શા. મગનલાલ દલપતરામ ઝંડીઆલેથી લિ૦ આચાર્ય મહારાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજજી આદિ સાધુ ૧૦ ના તરફથી ધર્મલાભ વાંચજો.

કાગળ તમારો ઘણા દિવસ થયાં નથી તે સંભાળીને લખશો. અત્રે સુખસાતા છે. છાપું ગુજરાતી હાલમાં બંધ કરજો કારણ કે જૈન યુનીયોન કલબના તરફથી નિરંતર મુંબાઇ સમાચારનું છાપું હમોને મળે છે વાસ્તે હાલ તુરત બંધ કરજો. જ્યારે જરૂર જેવું માલૂમ પડશે તો તમોને લખી જણાવીશું.

વિશેષ જે શાસ્ત્રોના લેખ અનાર્ય દેશ સંબંધી લખી મોકલ્યા હતા તેનું શું કર્યું ? હજુ સુધી કાંઇપણ માલૂમ પડયું નથી વાસ્તે સમાચાર સર્વ હકીકત સાથે લખી જણાવજો.

વિશેષ હમોએ અત્રેથી ભાઇ નવલચંદભાઇને કાગળ લખ્યો હતો તેહનો પણ જવાબ નથી વાસ્તે ધર્મલાભ સાથે તેઓને કહેજો કે જવાબ લખતાં ઢીલ થવાનું શું કારણ છે—

× આ પત્રનો મૂળ હસ્તાક્ષરમાં ફોટોબ્લૅાક મુહપત્તિચર્ચા–સાર નામના સં. ૧૯૯૦ માં પ્રસિદ્ધ થયેલ પુસ્તકમાં પૃ. ૮૪ અને ૮૫ વચ્ચે આપેલ છે, તે પરથી આની નકલ ઉતારી છે.—સંપાદક.

: ૭ :

શ્રી: મુ. મુંબઇ બંદર શ્રાવક પુ. દે. શા. મ. દ. ( ઉપર પ્રમાણે ) યોગ્ય જીરાથી લિ૦ આચાર્ય મહારાજશ્રી...........સાધુ ) ઉપર પ્રમાણે ) ૧૨ ના તરફથી ધર્મલાભ વાંચજો. કાગળ તમારો આવ્યો. સમાચાર જાણ્યા છે. અત્રે સુખસાતા છે. ધર્મધ્યાન કરવામાં ઉદ્યમ રાખજો. કેનેડા( અમેરિકામાં કોઇ શહેર છે ત્યાં )થી એક છાપું જૈન એસોસીએશન મારફત મહારાજજી સાહેબના નામનું પહોંચ્યું છે તે વંચાવ્યું. પરંતુ તેમાં અસલ મતલબ માલૂમ પડી નથી માટે તે છાપું આજરોજે તમોને મોકલ્યું છે તે વાંચી મતલબ હમોને લખી જણાવશો કે તે લોકોએ હમારા ઉપર શા કારણ માટે મોકલ્યું છે તથા જો એમાંથી કોઈ સમાચાર જૈન પત્રિકામાં છપાવવા લાયક હોય તે છપાવી દેજો. ભાઇશ્રી નવલચંદભાઇ તા. વીરચંદ દીપચંદ તથા પંડિતજી અમીચંદજી વિગેરેને ધર્મલાભ કહેજો. કોઇ નવીન સમાચાર હોય તો લખજો. ૧૯૫૦ ચૈત્રવદિ ૧૧ વાર મંગળ. દા. વલ્લભવિજયના ધર્મલાભ વાંચજો.

: ૮ :

શ્રી. મુંબાઇબંદર શ્રાવક........આદિ સાધુ ( ઉપર પ્રમાણે ) ૧૫ ના તરફથી ધર્મલાભ વાંચજો. કાગળ તમારો પહોંચ્યો. સમાચાર જાણ્યા છે. ચિકાગો સંબંધી લખાણ જૈન પત્રિકા મારફત જાણ્યું છે. જે ચોપડી બે ભાગમાં છપાઇ છે તે તમોને મળી હશે. વિશેષ જે જે બ્યાન તે ચોપડીયોમાં જૈન ધર્મ સંબંધી હોય તે તે મુંબાઇ ગેઝીટમાં તથા લાહોરના સિવિલ એંડ મિલિટ્રી ગેઝીટમાં છપાઈ જાય તો ઘણું સારું; કારણ કે કઇ ઇંગ્રેજી ભણેલ દેશી તથા ઇંગ્રેજો તથા રાજા બાબુ વિગેરેનાં વાંચવામાં પણ તે હકીકત આવે. આ દેશમાં ગુજરાતી કોઇપણ લો(ક) પ્રાયઃ જાણી નથી શકતા તેથી જો ઇંગ્રેજીમાં પ્રથમ લખેલ બંને છાપામાં પ્રગટ થઇ જાય તો ઘણું રુડું કામ છે. પછી જેમ તમારી મરજી. આ વાત ભાઇ નવલચંદજી તથા શેઠ વીરચંદ દીપચંદ તથા હરખચંદ રાયચંદ તા. ચુનીલાલ જેચંદ જૈન પત્રિકાના અધિપતિ વિગેરે સર્વ સભાસદોને ધર્મલાભ સાથે માલમ કરશો. વિશેષ શેઠ ફકીરચંદ ભાઇ પ્રેમચંદ તા. પ્રેમચંદ રાયચંદ તથા બડા શેઠજી વિગેરેને પણ માલમ કરવું ઠીક ધારો તો કરશો તથા ધર્મલાભ કહેજો.

વિશેષ પાલણપુરમાં જે ન્યાયાધીશ હતા તે ગિરધરલાલ હીરાભાઇ હાલમાં કહાં છે તે જો માલમ હોય તો તેઓને પત્ર લખી માલમ કરશો કે જે હાથીગુફાનો લેખ મહારાજજી સાહેબ ઉપર તમોએ લખી મોકલ્યો છે તે કઈ કિતાબનો છે તે કિતાબનું નામ મંગાવી ભાઇ શ્રી ફકીરચંદજીને માલમ કરશો જેથી તે કિતાબની તથા તે હાથીગુફાના લેખનું ગુજરાતી ભાષાંતર કરવાની તજવીજ કરશે અને હમોને મોકલાવી આપશે. વાસ્તે જરૂર આ વાત ભૂલશો નહીં. અત્રે સુખસાતા છે. ધર્મધ્યાન કરવામાં ઉદ્યમ રાખજો. ૧૯૫૦

: ૧૦ :

શ્રી. મુ૦ મુંબાઇબંદર શ્રાવક પુણ્યપ્રભાવક દેવગુરુભક્તિકારક શા. મગનલાલ દલપતરામ, વીરચંદ દીપચંદ, નવલચંદ ઉદેચંદ, પંડિતજી અમીચંદજી, હર્ષચંદ રાયચંદ, અમરચંદ પરમાર વિગેરે જોગ જીરેથી લિ૦ આચાર્ય મહારાજશ્રી શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદ સૂરીશ્વરજી (આત્મારામજી) મહારાજજી આદિ સાધુ ૯ તથા ચંદનશ્રીજી આદિ સાધ્વીઓ ૩ ના તરફથી ધર્મલાભ વાંચજો. પત્ર તમારો આવ્યો. સમાચાર જાણ્યા છે. અત્રે સુખસાતા છે. ધર્મધ્યાનમાં ઉદ્યમ રાખજો.

જૈન પત્રિકા મારફત તથા તમારી મોકલેલ વીરચંદના કાગળની નકલથી માલમ પડે છે કે વીરચંદે ઘણુંજ રુડું કામ કર્યું છે અને તેને પોતાની જાવાની મહેનત તથા જેઓ સાહેબે તેઓને મોકલવાને સાહસ કરી મદદ કરી હતી તેઓની પણ મહેનત સફળ કરી છે. એહવા એહવા વીરપુરુષો પાંચ સાત હોય અને તેઓને મદદ આપનાર શેઠીઆઓ પાછા ન હઠે તો હમોને ખાતરી થાય છે કે ઘણું જ ફતેહમંદ કામ થાય પરંતુ તે સઘળું મુંબાઈના શેઠીઆઓના હસ્તક છે કારણ કે પ્રાયઃ આજકાલ તે લોક જે કરવું ધારે તે કરી શકે તેમ છે તો એહવે વખતે જરૂર તેઓએ મદદ કરી જૈન ધર્મની વૃદ્ધિ કરાવવી જોઇએ. તેઓએ તહાં રહેવા માટે શેઠીઆઓનું ધ્યાન ખેંચ્યું છે તો તેથી શેઠીઆઓએ કાંઈક વિચાર કર્યો હશે. હમારી બુદ્ધિ મુજબ તો તે તહાં ગયેલ છે. વારંવાર પ્ર(પર)દેશમાં જાવું મુશ્કેલ બને છે માટે જો શેઠીઆઓની મરજી હોય અને તેઓના ઘરનાં રાજી હોય તો ચાર પાંચ મહિનામાં કાંઇ ખાટું મોળું થાય તેમ નથી. પછી જેવી સર્વ ભાઇઓની મરજી.

વિશેષ સિદ્ધચક્ર માટે તમોએ લખ્યું તે જાણ્યું છે. કાંઇ અડચણ માલમ પડતી નથી. અત્રેથી હમો સિદ્ધચક્ર મોકલાવીશું તે તપાસી લેજો. જો તે પસંદ આવે તો તે મોકલજો અગર નહી તો જે તમારી મરજીમાં આવે તે મોકલજો. કાગળનો ઉત્તર તુરત લખજો. ૧૯૫૦ અશાડ વદિ ૧૩ સોમવાર દા. વલ્લભવિજયના ધર્મલાભ વાંચજો. વિશેષ મહારાજજી સાહેબે નવીન ગ્રંથ બનાવવો પ્રારંભ કર્યો છે તેમાં ગૃહસ્થના ૧૬ સંસ્કાર જે આચારદિનકરમાં શ્રી વર્દ્ધમાન સૂરિજીએ લખેલ છે ( ગર્ભથી માંડીને મરણ પર્યંત ) તેની ભાષા નવીન ગ્રંથમાં દાખલ થાય તો તેમાં તમારી મંડળીવાળાઓનો શો મત છે તે લખી જણાવજો.



પ્રખર જ્યોતિર્ધર ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીવિજયાનંદસૂરિ

# શ્રી આત્મારામજી મહારાજ અને તેઓશ્રીના આદર્શ ગુણો

મુનિ ચરણવિજયજી મહારાજ

[ લેખક મુનિ, ચારિત્રનાયકની શિષ્યપરંપરામાંના એક હોઇ, તે ગુરુદેવનાં જીવન, કથન અને કાર્ય પ્રત્યે એક પરમ ભક્ત અનુયાયીની અતિ અનુરાગમય દૃષ્ટિથી અવલોકે છે અને તેથી જે દેખાય તે પોતાની વાણીમાં આલેખે છે. તટસ્થ બુદ્ધિમાન વિચારકની બુદ્ધિ અને પોતાના ગુરુદેવની ચરણરજ બનેલા ભક્તનું હૃદય–એ બંનેમાં વિશાલ અંતર છે. **परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं । निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥** એ ઉક્તિ સન્તપુરુષને લાગુ પડે છે, ત્યારે બીજી બાજુ ભક્તિથી પરવશ થયેલ હૃદય પણ પોતાના આરાધ્યના ગુણાણુને ગુણ-પર્વત લેખે છે—તે હૃદયમાં તેના ગુણોનું વિરાટ્ સ્વરૂપ ખડું થાય છે; પણ તે દાખવવા જે શબ્દો, વિશેષણો, તુલનાઓ વપરાય છે તેમાં અતિશયતા આવે છે. ઇતર જનના હૃદયમાં કે બુદ્ધિમાં આવી પરાકાષ્ઠા પ્રત્યક્ષ થતી નથી. આ દૃષ્ટિબિન્દુથી આ લેખનું સ્થાન સમજી શકાશે—**સંપાદક** ]

**सच्चारित्रपवित्रचित्रचरितं चारुप्रबोधान्वितं,**
**शान्तं श्रीसमतारसेन सुखदं सर्वज्ञसेवाधरम् ।**
**विद्वन्मण्डलमण्डनं सुयशसा सुव्याप्तभूमण्डलं,**
**तं सूरिं नितरां नमामि विजयानन्दाभिधं सादरम् ॥ १ ॥**

**है सत्य आत्माराम यदि इस भूमि पर आते नहीं,**
**तो आज ऐसी जैन संस्था देख हम पाते नहीं ।**
**वे धन्य विजयानन्दसूरि त्यागियों में गेय थे,**
**जिनधर्म के आधेय थे सुश्रावकों के ध्येय थे ॥ २ ॥**




( 'દિવ્ય દેશ અમ ઉજ્જવળ કરવા, કયારે ઊગશે દિવ્ય પ્રભાત'—એ લયમાં )

વિશ્વમાં જીવન તેનું ધન્ય છે, જનતા ગાયે જેનાં ગાન
યશ ગુણગાન. વિશ્વમાં૦ ૧

જન્મશતાબ્દિ ઉત્સવ કાજે, મુખ્ય વડોદરા સ્થળ આજે;
ચારી પુણ્યની ગુરુ વિરાજે, સહુ હૃદયમાં સ્થાન
પરમાદર સન્માન. વિશ્વમાં૦ ૨

નંદન ક્ષત્રિય જે બ્રહ્મચારી, જ્ઞાનચરિત્ર પ્રભા વિસ્તારી;
દર્શન જૈન સમજાવ્યું ભારી, જ્યોતિર્ધર ગુણવાન
આત્મબલવાન. વિશ્વમાં૦ ૩

સૂરિતણા ઉપદેશ મનોહર, હિતકારી ને ધર્મરુચિકર;
રિપુ અંતરથી કો નહિ મુનિવર, પાયાં જેણે અમૃતપાન
કરાવ્યું ભાન. વિશ્વમાં૦ ૪

જીવન સાઠ વર્ષ વિતાવી, સમાજમહીં ચેતન પ્રકટાવી;
નેહથી વલ્લભ મંત્રી ધરાવી, અંત સમાધિ અવસાન
'કાન્ત' બહુમાન. વિશ્વમાં૦ ૫

**સુ**પ્રસિદ્ધ પંજાબદેશોદ્ધારક સકલશાસ્ત્રનિષ્ણાત ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય **શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી** પ્રસિદ્ધનામ **શ્રી આત્મારામજી** મહારાજનો પુણ્ય જન્મ સં. ૧૮૯૨ ના ચૈત્ર સુદિ પ્રતિપદાના મંગલ પ્રભાતે જીરા નજદીક લહેરા ગામમાં કપૂર બ્રહ્મક્ષત્રિયને ત્યાં થયો હતો. સં. ૧૯૯૨ ના ચૈત્ર સુદિ પ્રતિપદા, મંગળવારને મંગલ દિવસે તેઓશ્રીની પુણ્ય જન્મતિથિને સો વર્ષ પૂર્ણ થતાં હોવાથી **તેઓશ્રીના પટ્ટધર પૂજ્યપાદ સૂરિપ્રવર શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે** સો વર્ષની જન્મ શતાબ્દિ ઉજવવાનો નિશ્ચય કરી પોતાની પવિત્ર ફરજ અદા કરવા જગત સન્મુખ ગુરુ–જન્મ–શતાબ્દિની જાહેર ઘોષણા કરી છે, શતાબ્દિનું સ્મરણ ચિરસ્મરણીય રહે તે નિમિત્તે એક સુંદર ફંડની યોજના કરવામાં આવી છે, તેમજ જન્મ–શતાબ્દિ સ્મારક અંકની પણ મનોહર વ્યવસ્થા કરવામાં આવી છે.

**ય**દ્યપિ વિશ્વવંદનીય જગત્પૂજ્ય ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય **શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી** પ્રસિદ્ધનામ **શ્રી આત્મારામજી મહારાજ** અત્યારે આપણા સમક્ષ સશરીરે વિદ્યમાન નથી તો પણ તેઓશ્રીનો અમર કીર્તિદેહ અને અક્ષય અક્ષરદેહ આપણાં ચર્મચક્ષુઓ સામે નિત્ય નવનવા સ્વરૂપે દૃષ્ટિગોચર થઇ રહ્યો છે. તેઓશ્રીનો મેઘસમાન ગંભીર સ્વર અત્યારે સંભળાતો નથી તો પણ તેઓશ્રીની વીર ગર્જનાનો, સત્ય તત્ત્વરૂપ સિંહ–ગર્જનાનો ભેરી ગુંજારવ અત્યારે પણ આપણાં કાનોમાં ગુંજી રહ્યો છે. તેમજ અમેરીકાની ચિકાગો ધર્મ-પરિષદમાં પણ એ વીર ગર્જનાના અપ્રતિહત પ્રતિધ્વનિએ ધ્વનિત થઇ સહસ્રાવધિ આત્માઓને ચકિત કરી દીધા છે. **શ્રી આત્મારામજી મહારાજ**ના અનેક ઉપકારોથી દબાએલી જૈન પ્રજા જ્યાં સુધી પોતાના ઉજ્જવલ ભૂતકાળને અંતઃકરણથી ચાહશે ત્યાંસુધી એ પુનિત ગુરુદેવને ભૂલી શકશે નહીં મારી વાણીમાં કે લેખિનીમાં એવી શક્તિ નથી કે તેઓશ્રીની ગુણાવલીનું ગાન નિઃશેષ કરી શકું, તો પણ "**शुभे यथाशक्ति यतनीयम्**" આ મહાત્માઓની ઉક્તિને ધ્યાનમાં લઇ યથાશક્તિ, યથામતિ આ પુણ્યપ્રસંગે ગુરુદેવના ગુણાનુવાદ કરવા ધૃષ્ટતા કરું છું. વાચકો મારી ધૃષ્ટતા તરફ દૃષ્ટિપાત ન કરતાં ગુરુદેવના ઉજ્જવળ ગુણો તરફ દૃષ્ટિપાત કરી નિર્મલ ગુણોને જ ગ્રહણ કરશે, એવી અંતઃકરણથી શુદ્ધ આશા રાખું તો તે અસ્થાને નહીં જ ગણાય.

**અ**નેક સંત–મહન્તોથી પવિત્ર થએલી, અનેક ધર્મવીર અને કર્મવીર યોદ્ધાઓથી પ્રસિદ્ધ થએલી **પં**જાબની વીરભૂમિમાં **શ્રી આત્મારામજી** મહારાજનું કીર્તિનિકેતન છે. હજારો આત્માઓ, સહસ્ર નર–નારીઓ તેઓશ્રીની સુધાવાણીનું સુધાપાન કરી નવું જ જીવન પામેલ છે. **પં**જાબના એ ધર્મવીર ધર્મમૂર્તિ આત્માનું શૌર્ય–ધૈર્ય **પં**જાબની જૈન પ્રજાની, સમસ્ત જૈન પ્રજાની નસેનસમાં આજ પણ અપૂર્વ રમી રહ્યું છે. તેઓશ્રીની તેજોમૂર્તિ નિરાવરણપણે યથાર્થ મનુષ્યતાનું–સાચા સંતનું જ્વલંત ચિત્ર દેખાડતી હતી. પ્રબળ વકતૃત્વશક્તિ સામે બૃહસ્પતિ પણ ઝાંખો પડી જતો હતો. જેમની મુખમુદ્રા સમુદ્રની અગાધ ગંભીરતાનું સૂચન કરતી હતી. જેમના શાંત, ઉજ્જવલ અને વીરત્વભર્યાં નયનોમાંથી વિશ્વપ્રેમ, અખંડ મૈત્રી અને જગદુદ્ધારનાં પ્રખર તેજોમય કિરણો નીકળતાં હતાં. તે યુગ-

न्यायांभोनिधि जैनाचार्य श्रीमद्विजयानन्दसूरि प्रसिद्धनाम श्री आत्मारामजी महाराज के पट्टधर परम विश्वासपात्र—शासनप्रभावक—पूज्यपाद—जैन समाजोपयोगी अनेक महान संस्थाओं के संस्थापक—



शताब्दि कार्यके कर्णधार आचार्य

श्री विजयवल्लभसूरीश्वरजी महाराज.

जन्म सं. १९२७ बडौदा. दीक्षा सं. १९४३ राधनपुर.

आचार्यपद सं. १९८० लाहोर (पंजाब)

પ્રભાવક સૂરિવર **શ્રી આત્મારામજી** મહારાજની યશોગાથા સહસ્રકંઠે ગાઈએ તો પણ અધુરી ને અધુરી જ રહેવાની છે. આટલું પ્રાસંગિક નિવેદન કરી હવે મૂળ વસ્તુ ઉપર આવું છું.

**પૂ**જ્યપાદ શ્રી આત્મારામજી મહારાજનું મંગલકારી ઉત્તમ જીવન કોઈ એક સીમાને સ્પર્શ કરવાવાળું નહોતું. તેઓશ્રીનું જીવન સર્વતોમુખી હોવાથી તેઓ એકલા પંજાબ, મારવાડ કે ગુજરાતના એક દેશ યા પ્રાન્તની વિભૂતિ નહોતા બન્યા, પરંતુ સમસ્ત જૈન સમાજના અને સભ્ય વિદ્વાન્ માનવસમૂહના તેઓશ્રી આદરણીય મહાપુરુષ હતા. સાકાર ધર્મ, સશરીર જ્ઞાન અને મૂર્ત્તિમાન ચારિત્રતા યદિ ક્યાંયે જોવી હોય તો તે પૂજ્ય **શ્રી આત્મારામજી** મહારાજમાં જ જોવા મળે છે. તદ્રૂપ જ તે મહાપુરુષ હતા, જેમના દર્શન માત્રથી મનના વિકારો દૂર થતાં હતાં, દ્વેષ, મનોમાલિન્ય વિગેરે નિકટ આવતાં નહોતાં, હૃદયમાં સ્ફૂર્ત્તિ અને જાગ્રતિના તેજનો વિકાસ થતો હતો, તે દિવ્ય જ્યોતિર્ધર મહાત્યાગીની અનેક વિશિષ્ટ ખૂબીઓમાંથી અમુક ખૂબીઓનું દિગ્દર્શન યથામતિ કરાવવા ઉજમાલ થયો છું.

## : શ્રાવક અને સાધુ સંસ્થાના ઉત્પાદક :

**સૌ**હુથી પ્રથમ જ્યારે શ્રી **આત્મારામજી** મહારાજ સ્થાનકવાસી સંપ્રદાયમાં હતા તેમજ તે સંપ્રદાયનાં માનેલાં બત્રીસ સૂત્રો અક્ષરશઃ કંઠસ્થ કરી લીધાં ત્યારે તેઓશ્રીના આત્મામાં સ્વાભાવિક સ્ફુરણા ઉદ્ભવી કે કેવલજ્ઞાની–સંપૂર્ણ જ્ઞાની સર્વજ્ઞનું જ્ઞાન આટલું પરિમિત કેમ ? આટલા સંકુચિત ક્ષેત્રમાં વિસ્તૃત જ્ઞાનનો સમાવેશ કેવી રીતે થઈ શકે ? અગાધ–અપાર પારાવારનું માપ તળાવથી થઇ શકતું નથી તેમ સર્વજ્ઞના જ્ઞાનનું માપ બત્રીસ સૂત્રોથી થઇ શકતું નથી. તેમ જ બત્રીસ સૂત્રોના ટબ્બામાં ઘણા સ્થાન પર સૂત્રોના અર્થો મનઃકલ્પિત કરેલા છે વિગેરે શંકાઓ થવા લાગી. ગુરુઓને પૂછવામાં આવ્યું ત્યારે તેઓ સમાધાન કરી શકયા નહી તેથી મનમાં નિશ્ચય થયો કે સત્ય માર્ગ અને સર્વજ્ઞનું અપરિમિત જ્ઞાન બીજું છે. અહીંથી મહારાજ સાહેબે સત્યની શોધ તરફ પ્રયાણ કર્યું. જેમ જેમ આગમ સાહિત્યનું વાંચન વધતું ગયું તેમ તેમ તેઓશ્રીના અંતઃકરણમાં આશંકાએ ઉગ્ર સ્વરૂપ લીધું. પૂર્વના પુણ્યપ્રતાપે સમાજના ભાગ્યોદયે શ્રી **આત્મારામજી** મહારાજનો ધુરંધર વ્યાકરણ અને સાહિત્યના જાણકાર એક પંડિતની સાથે મેલાપ થયો. ભયંકર અટવીમાં ભૂલા પડેલા માનવીને કોઇ રસ્તાનો જાણકાર મલી આવે અને તેને જેટલો આનંદ થાય તેનાથી અધિક શ્રી **આત્મારામજી** મહારાજને આનંદ થયો અને આપસમાં મીઠો વાર્ત્તાલાપ થયો. પંડિતજીએ મહારાજની અલૌકિક પ્રતિભા જોઇ સંસ્કૃત વ્યાકરણ અને સાહિત્ય ભણવા માટે નિવેદન કર્યું. મહારાજશ્રી તો એ વસ્તુના ભારે ગ્રાહક હતા તેથી એ જ પંડિત પાસે અભ્યાસ ચાલુ કર્યો. અગાધ બુદ્ધિવૈભવ હોવાથી અલ્પ સમયમાં વ્યાકરણ, સાહિત્ય અને અલંકાર શાસ્ત્રોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો. હવે શ્રી **આત્મારામજી** મહારાજ વિશિષ્ટ બોધવાળા બન્યા અને સૂત્રસિદ્ધાન્તની મૂલ ચાવી હાથમાં આવી જવાથી પ્રથમની શંકાઓને નાબૂદ કરવા ફરીને આગમ ગ્રંથોનું વાંચન ટીકા, નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણીની સાથે કર્યું. તેઓશ્રીનાં જ્ઞાનપડલ ઉઘડ્યાં, મનઃકલ્પિત શાસ્ત્રોના અર્થોને ફગાવી દીધા અને વાસ્તવિક સૂત્રોના અર્થો પૂર્વ

મહાપુરુષોએ ગુરુ આમ્નાયાનુસાર જે અર્થો ટીકામાં કર્યા છે તે અર્થોને સમજતા થયા. વાસ્તવિક બીનાઓનું, રહસ્યોનું અમૂલ્ય જ્ઞાન વિકાસમાં આવ્યું. અંતઃકરણમાં જ્ઞાનભાસ્કરનો ઝળહળતો પ્રકાશ પ્રકાશિત થયો. થોડા જ સમય બાદ એક નૈયાયિક પંડિતની ભેટ થઇ અને તેની પાસે ન્યાયશાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ કર્યો. હવે શ્રી આત્મારામજી મહારાજ એક સમર્થ વિદ્વાન બન્યા અને શાસ્ત્રોનાં રહસ્યો જાણતા થયા. વ્યાકરણ, સાહિત્ય અને ન્યાય સિવાય શાસ્ત્રનો અભ્યાસ, વાંચન અને યુક્તિઓનું યથાર્થ જ્ઞાન થઇ શકે જ નહીં. શ્રી આત્મારામજી મહારાજને સ્વ-પરશાસ્ત્રનો સુંદર બોધ થયો તેથી તેઓશ્રીના આત્મામાં આત્મમંથન થયું કે હું જે મતમાં છું તે મત-પંથ વાસ્તવિક રીતે સંપૂર્ણતયા શ્રી મહાવીર પ્રભુનો નથી. શાસ્ત્રના આદેશો બીજા છે. ઉત્સર્ગ અને અપવાદના માર્ગો શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યા છે તે છે. આ પ્રમાણે વિચારોથી તેઓશ્રીના આત્માને વિશેષ પ્રોત્સાહન મળ્યું. પછી તો શ્રી આત્મારામજી મહારાજ અનેક પૂર્વાચાર્યો-પ્રણીત પ્રભૂત શાસ્ત્રોનું વાંચન અને મનન કરવા લાગ્યા. બસ શ્રી આત્મારામજી મહારાજને પૂર્ણ વિશ્વાસ થઇ ગયો કે હવે મારે શુદ્ધ સનાતન જૈન મતમાં ચાલ્યા જ જવું જોઇએ. એવો નિશ્ચય મહારાજશ્રીએ કરી લીધો. તે વખતે શ્રી આત્મારામજી મહારાજ સ્થાનકવાસી સંપ્રદાયના મતમાં હતા. તેના ઉપાસકો શ્રી આત્મારામજીને એક દિવ્ય દેવપુરુષ તરીકે સ્વીકારતા હતા, તેમજ બહુ જ આદર અને વિનયપૂર્વક તેઓશ્રીનું વચન અંગીકાર કરતા હતા. તેથી શ્રી આત્મારામજી મહારાજે એ જ સંપ્રદાયમાં રહી શુદ્ધ સનાતન જૈન મતનો પ્રચાર કરવાનો નિર્ણય કરી ધીમે ધીમે ઉપાસકોને પોતાના અતુલ, અમોઘ ઉપદેશથી સમજાવી શ્રી મહાવીર પ્રભુના શુદ્ધ સનાતન જૈનમતમાં દાખલ કરતા ગયા. આ રીતે પ્રથમ શ્રાવક સમુદાયનો એટલે મૂર્ત્તિપૂજક ઉપાસકોનો પાયો મજબૂત બનાવ્યો.



મુનિરાજશ્રી ચરણવિજયજી મહારાજ

જેવી રીતે શ્રાવક સંઘને મૂર્ત્તિપૂજનમાં મજબૂત બનાવ્યો તેવી જ રીતે શ્રી આત્મારામજી મહારાજે પોતાના સંપર્કમાં સ્થાનકપંથના જે જે સાધુઓ આવતા ગયા તે તે સાધુઓને

મૂર્તિપૂજા સંબંધી આગમોના પાઠો બતાવી અને પ્રભુની પવિત્ર આજ્ઞાઓ બતાવી પોતાના સાથમાં ભેળવતા ગયા. એમ કરતાં કરતાં શ્રાવક-ઉપાસકબળની સાથે સાધુ સમુદાયના બળનો બહોળો જમાવ થયો. જ્યાં મૂર્તિપૂજાના ઉત્થાપકોનું સામ્રાજ્ય હતું ત્યાં પંદર હજાર મૂર્તિપૂજક શ્રાવકો અસ્તિત્વમાં આવ્યા. આ રીતે સહુથી પ્રથમ શ્રી આત્મારામજી મહારાજે શ્રાવક અને સાધુ સમુદાયને પ્રભુ શ્રી મહાવીરના શુદ્ધ સનાતન મૂર્તિપૂજક ઉપાસકો બનાવ્યા અને શ્રી મહાવીરના અવિચલ સનાતન મૂર્તિપૂજક મતને પંજાબની વીરભૂમિમાં સદાને માટે અચલ-દૃઢ બનાવ્યો.

## : અદ્વિતીય નિરભિમાની :

શ્રી આત્મારામજી મહારાજ સમર્થ વિદ્વાન્ અને અખંડ શાસ્ત્રાભ્યાસી હોવા છતાં તેઓશ્રીના અંતઃકરણમાં અભિમાનની રેખા સરખીયે નહોતી. જ્યારે જ્યારે તેઓશ્રીને સત્ય વસ્તુ જણાતી ત્યારે ત્યારે નિઃસંકોચપણે ઘણા જ આદરથી-ઉલ્લાસથી-પ્રેમથી તેને તેઓશ્રી સ્વીકારી લેતા. મહારાજશ્રીમાં નિરભિમાનતા અહીં સુધી હતી કે જ્યારે તેઓશ્રી સ્થાનકવાસી પંથમાં હતા ત્યારે તેઓશ્રીને એટલું માન-આદર-સત્કાર મળતા હતા કે જેની સીમા જ નહોતી. આટલો માન-મરતબો મળવા છતાં જ્યારે તેમને સત્ય સમજાયું ત્યારે વિના સંકોચે તત્કાલ એ માનનો ત્યાગ કરી, એ આદર-સત્કારને ઠોકરે મારી, પંજાબમાં શ્રી મહાવીરનો વિજયધ્વજ રોપી, સત્તર સાધુઓને સાથે લઇ, ગુજરાતના પાટનગર અમદાવાદ શહેરમાં આવી, પ્રથમની બાવીશ વર્ષની દીક્ષાપર્યાયનો આગ્રહ ન રાખતા, ચતુર્વિધ સંઘની સમક્ષ નવેસરથી પૂજ્યપાદ મુનિરાજ શ્રી બુદ્ધિવિજયજી ( બૂટેરાયજી ) મહારાજને ગુરુ ધારણ કરી, શ્રી મહાવીરપ્રભુની શુદ્ધ સનાતન પ્રવ્રજ્યા અંગીકાર કરી લીધી. શ્રી આત્મારામજી મહારાજ સમર્થ વિદ્વાન્ હોવા છતાં, સ્થાનકવાસી પંથમાં શ્રી ગૌતમસ્વામીના અવતારરૂપે પૂજાતાં છતાં શાસ્ત્રાજ્ઞાને-ભગવંત શ્રી મહાવીરની શુદ્ધ આજ્ઞાને માન આપી પોતે નિરભિમાની બન્યા હતા. તેઓશ્રીને માન પ્રિય નહોતું પરંતુ શાસ્ત્રાજ્ઞા પ્રિય હતી; તેથી જ તેઓશ્રી અભિમાનને તિલાંજલિ આપી નિરભિમાની બન્યા હતા.

## : સાહિત્ય-સર્જક :

ધર્મવીર શ્રી આત્મારામજી મહારાજના સંપૂર્ણ જીવનમાં પ્રમાદ નજરે આવતો નહોતો. જ્યારે જ્યારે પણ તેઓશ્રીને નીહાળવામાં આવતા ત્યારે તેઓશ્રી કાંઇ ને કાંઇ લેખનકાર્યમાં તલ્લીન જ જોવામાં આવતા હતા. નવીન નવીન સાહિત્યનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરી પોતે નૂતન સાહિત્ય રચવામાં વ્યગ્ર રહેતા હતા. શ્રી આત્મારામજી મહારાજના અંતરંગમાં એક જ ભાવના તીવ્રવેગે પૂર્ણ ઉલ્લાસથી ચાલતી હતી કે જૈન શાસનમાં પૂર્વાચાર્યોએ અનેક ગ્રંથો પ્રાકૃત, માગધી, સંસ્કૃત, અપભ્રંશ આદિ ભાષામાં રચ્યા છે. દરેક આત્મા તેનો લાભ ઉઠાવી શકતો નથી તેથી તે તે બહુમૂલ્ય અને તત્ત્વપૂર્ણ ગ્રંથોથી સામાન્ય જન વંચિત જ રહે છે. પ્રાકૃત-સંસ્કૃતાદિના અભ્યાસ વિના તે શાસ્ત્રોનું જ્ઞાન-બોધ થઇ શકતો નથી અને જ્યાંસુધી એ ભાષાઓને જાણે નહી ત્યાંસુધી વાસ્તવિક મર્મ ધ્યાનમાં આવતો નથી; તેથી વર્તમાન કાલને-સમયને વિચારી સામાન્ય ભદ્રિક આત્માઓને પ્રભુ શ્રી મહાવીરના સાચા માર્ગથી

વાકેફ કરવા, જૈન તત્ત્વોના જાણકાર બનાવવા અને સરલતયા તત્ત્વગવેષક બનાવવા માટે પોતે સમર્થ વિદ્વાન હોવા છતાં, ધારત તો સંસ્કૃત-પ્રાકૃત ભાષામાં ગ્રંથો રચત પરંતુ એ ન કરતાં ભાવીના લાભનો વિચાર કરી તેઓશ્રીએ હિન્દી ભાષામાં અનેક કીમતી ગ્રંથો રચ્યા. આ ચાલુ વીસમી સદીમાં રાષ્ટ્રભાષામાં તત્ત્વપૂર્ણ ગ્રંથો રચી, સામાન્ય વર્ગને અમૂલ્ય તત્ત્વામૃત કોઈએ પાયું હોય તો તે આ એક જ શ્રી આત્મારામજી મહારાજે જ પાયેલ છે. વૈદિક સાહિત્યનો અભ્યાસ કરી, પુરાણ અને ઇતિહાસનું પઠન કરી, ઉપનિષદ્ અને શ્રુતિઓનું અવલોકન કરી, અનેક દર્શનોનું મનન કરી શ્રી આત્મારામજી મહારાજે પોતાનાં રચેલા પુસ્તકોમાં યુક્તિપૂર્વક સપ્રમાણ સ્યાદ્વાદ-અનેકાન્તવાદનું ભાષામાં એવું તો મનોહર વર્ણન આલેખ્યું છે કે સામાન્ય અભ્યાસી પણ સ્યાદ્વાદના ગહન વિષયને સુગમતાથી સમજી શકે તેમ છે. તેઓશ્રીના ગ્રંથોમાં જૈન દર્શન શું છે ? એ સ્પષ્ટ જોવા મલે છે. તેઓશ્રીના અમૂલ્ય ગ્રંથરત્નો જૈન સમાજને જેટલા ઉપયોગી અને લાભકર્ત્તા છે તેટલા જ જૈનેતર સમાજને ઉપયોગી છે. જે સમયમાં મૂર્તિવાદનો સર્વથા અપલાપ થતો હતો, મૂર્તિપૂજન નિષેધ માટે આકાશપાતાલ એક કરવામાં ભગીરથ પ્રયત્નો યોજાયા હતા અને પ્રાચીન મૂર્તિવાદનો વિધ્વંસ કરવા જોરશોરથી ચારે બાજુથી અનેક અઘટિત આક્ષેપોનો ભયંકર દાવાનળ સળગ્યો હતો ત્યારે એ ભયંકર દાવાનળની સામે ઊભા રહી એકલા એ ભડવીર શ્રી આત્મારામજી મહારાજે અનેક પ્રાચીન શાસ્ત્રોનાં પ્રમાણો અને દલીલોની અખૂટ વર્ષા વર્ષાવી એ દાવાનળને શાંત કર્યો અને સદાને માટે સંસારમાં મૂર્તિવાદને સ્થાપન કર્યો. આ રીતે શ્રી આત્મારામજી મહારાજ એકલા જૈનોના જ ઉપકારી છે એમ નથી પરંતુ સમગ્ર વિશ્વના તેઓશ્રી મહાન્ ઉપકારી છે. પોતાની સાઠ વર્ષની જિંદગાનીમાં જૈનતત્ત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર, તત્ત્વનિર્ણયપ્રાસાદ, ચિકાગો પ્રશ્નોત્તર, જૈન ધર્મ પ્રશ્નોત્તર, સમ્યક્ત્વશલ્યોદ્ધાર, ચતુર્થસ્તુતિનિર્ણય, નવતત્ત્વ, ઇસાઇમત સમીક્ષા, ઉપદેશબાવની વિગેરે વિગેરે વિદ્દ્ભોગ્ય ગ્રંથો રચી સાહિત્યમાં મોટામાં મોટો વધારો કર્યો છે. રાષ્ટ્રભાષામાં ઉપર્યુક્ત ગ્રંથો આલેખી શ્રી આત્મારામજી મહારાજે રાષ્ટ્રભાષાની અપૂર્વ સેવા કરી છે. જૈનસમાજને અને અખિલ સંસારને એ ગ્રંથોદ્વારા અત્યન્ત ઉપકૃત કર્યો છે. આજ પણ તેઓશ્રીના એ ગ્રંથો ઘણા જ આદરથી સ્થાન સ્થાન પર વંચાય છે. વાંચકોને આ સ્થાને ભારપૂર્વક સૂચન કરું છું કે યદિ તમારે વાદ કરવાની કુશલતા મેળવવી હોય, યદિ તમારે જૈન દર્શનથી સંપૂર્ણ વાકેફ થવું હોય, યદિ તમારે અનેકાંતદર્શનનો ખજાનો જોવો હોય અને યદિ તમારે સંસારમાં વાદીની ખરી નામના મેળવવી હોય તો તમારે સહુથી પ્રથમ શ્રી આત્મારામજી મહારાજનાં પુસ્તકોનો અભ્યાસ કરવો જોઇએ. અલ્પ સમયમાં તમો એ પુસ્તકોદ્વારા પ્રૌઢ બુદ્ધિશાળી અને ધુરંધર તાર્કિક બનશો એમ મારું નમ્ર માનવું છે.

## : અસાધારણ ઉત્તરદાતા :

**મા**નનીય એવં વંદનીય શ્રી આત્મારામજી મહારાજમાં ગ્રંથનિર્માણ કરવાની, નવીન પુસ્તકો લખવાની જેટલી શક્તિ વિકસિત થઇ હતી તેના કરતાં સહસ્રગણી શક્તિનો વિકાસ ઉત્તર દેવામાં હતો. પ્રશ્નોના ઉત્તરો આપવામાં એઓશ્રીની બરાબરી કરે એવો કોઈ નજરે નહોતો આવતો. પ્રશ્નકાર ગમે તેવા અટપટા, વાંકા, ટેઢા પ્રશ્નો કરે, ઉગ્ર સ્વરૂપમાં આવી ન

કરવાના પ્રશ્નો કરે તો પણ મહારાજશ્રી તે પ્રશ્નોને સારી રીતે અત્યંત શાંતભાવે શ્રવણ કરી ગંભીરતયા તેનો ઉત્તર આપતા હતા. મહારાજશ્રીના મુખકમલ ઉપર કોઇ દિવસ ગ્લાનિ દેખાતી નહોતી, તેમ જ ઉત્તર દેવામાં આકરા થતા નહોતા. આવનાર આત્મા ઉત્તર સાંભળી ઘણી જ શાંતિ અને સંતોષ મેળવીને જતો હતો અને બહાર જઇને પોતાના મિત્રો પાસે મહારાજ સાહેબની ગંભીરતાના અને વિદ્વત્તાનાં યશોગાન મુક્તકંઠે ગાતો. ખરેખર શ્રી **આ**ત્મારામજી મહારાજ સાગર સમ ગંભીર અને મેરુ સમ ધીર દેખાતા. સવાલ અને જવાબમાં તેઓશ્રીની અપ્રતિહત ગતિ હતી. એમના સમયમાં ડૉકટર **હૉર્નલ** સાહેબ એક સુપ્રસિદ્ધ વિદ્વાન્ અને જૈન દર્શનના મહાન્ અભ્યાસી હતા. ડૉકટર સાહેબે અનેક કૂટ પ્રશ્નો શ્રી **આ**ત્મારામજી મહારાજને પૂછયા. મહારાજ સાહેબે પણ એ પ્રશ્નોના ઉત્તરો એટલા તો જલદી અને સપ્રમાણ આપ્યા કે ડૉકટર સાહેબ ઘણા જ પ્રસન્ન થયા અને મહારાજશ્રીની મુક્તકંઠે સંસ્કૃત શ્લોકોમાં *અવર્ણનીય પ્રશંસા કરી. એક ગોરી ચામડીવાળો પ્રશ્નોના સચોટ ઉત્તરો મળવાથી પ્રસન્ન થઇ જૈન ધર્મની અને ઉત્તરદાતા મહારાજશ્રીની આટલી પ્રશંસા કરે એ ખરેખર પ્રશંસનીય અને અનુમોદનીય છે. જૈનીઓ માટે તો અત્યંત ગૌરવયુક્ત છે. ડૉકટર સાહેબે મહારાજશ્રીની એકલી તારીફ–પ્રશંસા જ નથી કરી પરંતુ ખુશી થઇ, મહારાજ સાહેબના વિશિષ્ટ ગુણો ઉપર મુગ્ધ બની પોતે સંપાદન કરેલ **श्री उपासगदशा** નામનું પુસ્તક પણ શ્રી **આ**ત્મારામજી મહારાજને જ સાદર સમર્પણ કરેલ છે. તેમ જ **યોગસ્વામી જીવાનંદજી**એ તેઓશ્રીની ઉત્તરદાયી અદ્ભુત શક્તિથી પ્રસન્ન થઇ એકાવન અર્થ જેમાં રહેલા છે એવા + એક શ્લોકથી શ્રી **આ**ત્મારામજી મહારાજની સ્તુતિ કરી છે એ શ્લોક માલાબંધ છે. તથા **ભરૂ**ચના સુપ્રસિદ્ધ માન્યવર સુશ્રાવક શ્રીયુત **અનો**પચંદભાઇએ પોતાના પુસ્તકમાં સ્થાન સ્થાન પર શ્રી **આ**ત્મારામજી મહારાજની અદ્ભુત ઉત્તરશક્તિના વખાણ કર્યાં છે. આ પ્રમાણે અનેક વિદ્વાનોએ શ્રી **આ**ત્મારામજી મહારાજની વિશિષ્ટ પ્રતિભાસંપન્ન ઉત્તર દેવાની દૈવી શક્તિથી પ્રસન્ન થઇ, તેઓશ્રીની ભિન્ન ભિન્ન તારીફો–પ્રશંસાઓ, કાવ્યો અને લેખોદ્વારા પ્રગટ કરી છે. ધન્ય છે, સહસ્રશઃ વંદન છે, એ સમર્થ ઉત્તરદાતાને !

## : મહાન્ ત્યાગી, સંયમી અને તપસ્વી :

**ત્યા**ગમૂર્ત્તિ શ્રી **આ**ત્મારામજી મહારાજનો ત્યાગ કોઇ અપૂર્વ જ હતો. સંયમયાત્રા તેઓશ્રીની શાસ્ત્રાનુસાર હતી અને તપ કરવામાં તેઓશ્રી એક ઉગ્ર તપસ્વી તરીકે સુપ્રસિદ્ધ હતા. તેઓશ્રી બાહ્ય અને અભ્યંતર ત્યાગી હતા. બાહ્યત્યાગી થઇ સર્વ પરિગ્રહ–મમતાનો ત્યાગ કર્યો

* પ્રશંસાના શ્લોકો આ ગ્રંથના અંગ્રેજી વિભાગના પૃ. ૨ પર મૂકેલા છે તે જુઓ.

+ योगाभोगानुगामी द्विजभजनजनिः शारदारक्तिरक्तो,
दिग्जेता जेतृजेता मतिनुतिगतिभिः पूजितो जिष्णुजिह्वैः ।
जीयाद्दायादयात्रो खलबलदलनो लोललीलस्वलज्जः,
केदारौदास्यदारी विमलमधुमदोद्दामधामप्रमत्तः ॥

હતો. કોઈપણ વસ્તુ ઉપર મમતા કે મૂર્છા નહોતી. અભ્યંતર ત્યાગી થઈ તેઓશ્રીએ કષાય-રાગ-દ્વેષ વિગેરે આભ્યંતર શત્રુઓ ઉપર વિજય કર્યો હતો. ગમે તેવાં વિકટ કષ્ટો, પરિસહો અને ઉપસર્ગો આવે તો પણ ક્રોધને આગળ ન કરતાં ધૈર્યથી-ક્ષમાખડ્ગથી સમ્યક્પણે સહન કરનારા હતા. તેઓશ્રીના અંતરમાંથી ક્રોધાદિકે વિદાય લઇ લીધી તેથી તેઓશ્રીનો અંતરાત્મા અત્યંત શાંત અને ગંભીર બની ગયો હતો. અન્ય ત્યાગની અપેક્ષા આ ત્યાગ તેઓશ્રીનો મહાન્ લેખાતો હતો. તેઓશ્રીનું સકલજીવન સંયમી હતું. તેઓશ્રીએ સત્તર ભેદે સંયમને કેળવ્યો હતો. બરાબર નિરંતર ચારિત્રધર્મમાં તેઓશ્રી ઉજમાલ રહેતા. ક્રિયાના ટાઇમે ક્રિયા કરવામાં ચૂકતા નહીં. જ્ઞાનધ્યાન અને સ્વાધ્યાયધ્યાન તેઓશ્રીનું અમાપ હતું. જ્યારે જોઈએ ત્યારે સાધુઓને ભણાવવામાં-શાસ્ત્રવાંચનમાં અને ગ્રંથલેખનમાં કે ગ્રંથ-શોધનમાં અપ્રમત્તભાવે દેખાતા હતા. તેઓશ્રીના આત્મામાં પ્રમાદ-આલસ્ય જેવી વસ્તુ જોવા પણ નહોતી દેખાતી એટલે કે તેઓશ્રી નિરંતર ઉદ્યમી અને મહાન્ સંયમવાન હતા.

ધર્મમૂર્ત્તિ શ્રી આત્મારામજી મહારાજ જેવા ત્યાગી અને સંયમી હતા તેવા જ એક તપોમૂર્ત્તિ પણ હતા. એમના મુખારવિંદ ઉપર તપતેજનો પ્રકાશ ઝળકતો હતો. એમનાં ઉજ્જવલ નયનોમાંથી તપશ્ચર્યાની જ્યોતિ ઝગમગતી હતી. પ્રેક્ષકોને તો સાક્ષાત્ તેઓશ્રી તપની મૂર્ત્તિ જ દેખાતા હતા. બાર પ્રકારના તપથી એમનો આત્મા નિર્મલ હતો. પ્રથમ કહી ગયો છું કે તેઓશ્રીના આત્મામાં કોઇ દિવસ ઉગ્રતા કે ક્રોધ વિગેરેની રેખા પણ દેખાતી નહોતી. મહારાજશ્રીની તપશ્ચર્યા એટલી જ શાંત અને મનોહર હતી. તેઓશ્રી નિરંતર પ્રસન્ન અને દેદીપ્યમાન દેખાતા હતા. ઉગ્ર તપોતેજથી પોતાની ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હતો. રસનેન્દ્રિયને તો ખૂબ જ જીતી હતી. આહાર વિગેરે સ્વાદથી કે પ્રેમથી ગ્રહણ કરતા જ નહોતા. કેવળ શરીરને ટકાવવા માટે જ આહાર વિગેરે સ્વીકારતા હતા. તેઓશ્રીની જિંદગીમાં અનેક એવા વિકટ પ્રસંગો આવ્યા હતા કે આહારપાણી વિના જ રહેવું પડયું હતું, છાસ અને મકાઇના રોટલા ઉપર મહિનાના મહિનાઓ સુધી તેઓશ્રી રહ્યા હતા. એ બધું તેઓશ્રી શાંતતયા સહન કરી, ન મળ્યું તો તપોવૃદ્ધિ માની સંતોષ માનતા; છતાં ધર્મ-પ્રચાર માટે સદા ઉજમાલ જ રહેતા. ઉગ્ર તપશ્ચર્યા વિના, સાચા ત્યાગ વિના આટલો પ્રભાવ અને ધર્મનો વિસ્તૃત પ્રચાર કોઇ કાલે થઇ શકતો જ નથી. શ્રી આત્મારામજી મહારાજમાં અપૂર્વ ત્યાગ, સંયમ અને તપશ્ચર્યા હોવાથી જ આટલો મહાન પ્રચાર કરી શકયા અને સ્થાન સ્થાન પર શાસનપતિ શ્રી મહાવીર પ્રભુના વિજયી ધ્વજ-સ્તંભો રોપ્યા, સહસ્રો આત્માઓને ધર્મમાં સ્થિર કર્યા, અનેક ભાવુકોને ધર્મપરાયણ બનાવ્યા. કોટિશ: વંદન છે એ ધર્મમૂર્ત્તિ સાચા ત્યાગી-સંયમી અને તપસ્વી શ્રી આત્મારામજી મહારાજને !

## : નૈષ્ઠિક બ્રહ્મચારી :

કારુણ્યપૂર્ણ શ્રી આત્મારામજી મહારાજમાં ત્યાગ, સંયમ અને તપશ્ચર્યા જેટલી ઉગ્ર હતી તેના કરતાં પણ તેઓશ્રીનું બ્રહ્મતેજ-બ્રહ્મચર્ય અત્યંત નિર્મલ અને પૂર્ણ હતું. તેઓશ્રીમાં બ્રહ્મચર્ય ગુણ પૂર્ણપણે વિકાસ પામ્યો હતો. બ્રહ્મચર્યરૂપ ચંદ્રમા શ્રી આત્મારામજી મહારાજના જીવનમાં પૂર્ણ કલાએ ખીલ્યો હતો. ૧૭ વર્ષની વયમાં જ

સંસારનો ત્યાગ કરેલ હોવાથી આજન્મ ભીષ્મ બ્રહ્મચર્યમાં લીન હતા. તેઓશ્રીના અંગ-ઉપાંગમાંથી વિશુદ્ધ દેદીપ્યમાન બ્રહ્મતેજના પ્રતાપી કિરણો ફેલાતા હતા. તેઓશ્રીના પવિત્ર દર્શનથી, સંસર્ગથી, આધિ-વ્યાધિ, મનોમાલિન્ય અને શોકાદિ દૂર ભાગતા હતા. બ્રહ્મ-ચર્યના પ્રભાવથી, ચારિત્ર ધર્મના તેજથી તેઓશ્રીની વાણી જલદ સમાન ગંભીર હતી. ધર્મોપદેશમાં અજબ પ્રભાવિક શક્તિ ઝળકતી હતી. શ્રી આત્મારામજી મહારાજના ભવ્ય અને મનોહર શરીરમાંથી, રોમે રોમથી, અણુએ અણુથી બ્રહ્મચર્યની પવિત્ર સુવાસ ફેલાતી હતી. અખંડ બ્રહ્મચર્યના ઉત્તમ પ્રભાવથી જ મહારાજશ્રી વિશ્વમાં શ્રી વીતરાગનો શુદ્ધ સનાતન માર્ગ વિસ્તારી શકયા. તેથી હજારો આત્માઓ પ્રાતઃકાલના સમયમાં વંદન અને નમસ્કાર તેઓશ્રીને કરે છે અને પોતે પવિત્ર બને છે. વંદન છે એ પૂર્ણ બ્રહ્મચારી ત્યાગી મહાત્માને!

## : પ્રતિભાશાળી અને અસાધારણ ઉપદેષ્ટા :

ધર્મવીર શ્રી આત્મારામજી મહારાજમાં પ્રતિભા-બુદ્ધિવૈભવ કોઇ જુદી જ જાતનું જોવામાં આવતું હતું. તેઓશ્રીની મનીષા એટલી તો તીવ્ર હતી કે એક દિવસમાં લગભગ સાડાત્રણસો શ્લોકો કંઠસ્થ કરી શકતા હતા. ગમે તેવા કઠણમાં કઠણ વિષયોને તેઓશ્રીની બુદ્ધિ અજબ રીતે ગ્રહણ કરતી હતી. ઉપદેશ આપવામાં અને વસ્તુસ્થિતિ પ્રતિપાદન કરવામાં, તેઓશ્રીની પ્રતિભા અપૂર્વ જ હતી. ઉપદેશ શ્રવણ કરનારાઓ ચોક્કસ માનતા હતા કે આ કોઇ ગીર્વાણ ગુરુ જ ઉપદેશ આપે છે. અસાધારણ ઉપદેશનો નિર્મલ પ્રવાહ વહેતો હતો. ખરેખર તેઓશ્રીની પ્રતિભાએ બૃહસ્પતિ ઉપર પણ અજબ વિજય મેળવ્યો હતો. મહારાજ-શ્રીની ન્યાયપૂર્ણ વ્યાખ્યાનશક્તિ એવી તો સરસ અને મોહક હતી કે સારા સારા વિદ્વાનો-વક્તાઓ એમના સામે ફીક્કા પડી જતા. તેમ જ વિષય-વિવેચન કરવાની પદ્ધતિ એવી તો મનોહર હતી કે નાનું બાલક પણ તેટલા જ ભાવથી સમજતું હતું કે જેટલા ભાવથી એક વિદ્વાન્. મહારાજશ્રીની દૈવી વ્યાખ્યાન કલા ઉપર, પદાર્થ નિરૂપણ શક્તિ ઉપર અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વ-પ્રતિપાદન શૈલી ઉપર હજારો આત્માઓ-સાક્ષરો મંત્રમુગ્ધ બનતા. અનેક તત્ત્વગવેષકો દૂર-દૂરથી તેઓશ્રીની વાણીનું અમૃતપાન કરવા લલચાઇને આવતા હતા. ખરેખર શ્રી આત્મારામજી મહારાજ અલૌકિક પ્રતિભાશાળી અને અસાધારણ ઉપદેષ્ટા હતા.

## : કવયિતા અને સંગીતજ્ઞ :

પૂજ્યપાદ શ્રી આત્મારામજી મહારાજ જેવા સિદ્ધહસ્ત લેખક હતા, નૂતન ગ્રંથ નિર્માણ કરવામાં અદ્ભુત શક્તિ ધરાવતા હતા તેવા જ તેઓશ્રી એક મહાન કવયિતા પણ હતા. બાલજીવોના ઉપકારાર્થે તેઓશ્રીએ ભાષામાં અમૂલ્ય ગ્રંથો રચ્યા તેવી જ રીતે સામાન્ય આત્માઓને પ્રભુભક્તિમાં લીન કરવા નવીન રાગ-રાગિણીમાં અનેક પૂજાઓ, સ્તવનો, સજ્ઝાયો અને વૈરાગ્યમય પદો રચ્યાં. એક એક પૂજા, સ્તવન, સજ્ઝાય અને પદોમાંથી અપૂર્વ ભક્તિભાવ નીકળે છે. હૃદયના શુદ્ધ ભાવોનો પ્રવાહ, ભક્તિરસના નિર્મલ મધુર ઝરાઓ વહે છે. પરમ પવિત્ર શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરવા જતાં મહારાજશ્રીએ એ તીર્થના ગુણાનુવાદ કરતાં જે ઉચ્ચ ભાવના પ્રગટ કરી છે, જે શુદ્ધ લાગણી પ્રદર્શિત કરી છે એ

ખરેખર અત્યારે પણ ગાનારના આંખમાંથી અશ્રુપાત કરાવે છે. એ સ્તવનમાં પોતાની આત્મનિંદા અને લઘુતા તેમ જ પ્રભુ-તીર્થના વિશુદ્ધ ગુણોનો ખજાનો મળે છે:—

"અબ તો પાર ભયે હમ સાધુ, શ્રી સિદ્ધાચલ દર્શ કરી રે" આ આખાએ સ્તવનમાં મહારાજશ્રીએ પોતાના હૃદયનો નિર્મલ ભાવ-ભક્તિ એવી તો સુંદરતયા વર્ણિત કરી છે કે સામાન્ય આત્માને પણ અધિક લાભ અને પ્રોત્સાહન મળે છે. શ્રી શત્રુંજય તીર્થના શ્રી આદીશ્વર ભગવાનના ગુણાનુવાદ ગાઈ પોતાના આત્માને ઘણો જ પવિત્ર બનાવ્યો છે. જેમ દરિદ્રીને ચિંતામણિરત્ન, કામધેનુ ગાય અથવા કામકુંભ મલી જાય અને તે જેટલો આનંદ પામે તેના કરતાં પણ વિશેષ મહારાજશ્રીને પરમ પાવન તીર્થો મળવાથી, જિનેશ્વરોની પ્રાચીનતમ મૂર્તિઓના નિર્મલ દર્શન થવાથી અત્યાનંદ થયો અને તેથી જ તેઓશ્રી હૃદયના શુદ્ધ ભાવો વ્યક્ત કરી શકયા. એવી જ રીતે શ્રી સંભવનાથ પ્રભુની સ્તુતિ કરતાં તેઓશ્રી ઉલ્લટભાવે જણાવે છે કે—

ગુણવંત જાણ જો તારે, તો શિર પર નાથ કૌણ ધારે?
મૂલ ગુણી કૌણ જગ સારે, અનાદિ ભરમ કો ફારે. સંભવ૦
જો રોગી હોત હે તનમેં, તો વૈદ્ય વો ધારતા મન મેં;
હુ રોગી વેદ્ય તૂં પૂરો, કરો સબ રોગ ચકચૂરો. સંભવ૦
જ્યું પારસ લોહતા ખંડે, કનક શુદ્ધ રૂપકો મંડે;
એસો જિનરાજ તૂં દાતા, હવે કયૂં ઢીલ હૈ ત્રાતા? સંભવ૦

અંતમાં ઉચ્ચારે છે કે—

કલ્પતરૂ જાણ કે રાચ્યો, ન નિષ્ફલ હોત અબ જાચ્યો;
કરો નિજ રૂપ સાનીકો, ન થાઉં ફેર જગ ફીકો. સંભવ૦
જો ભક્તિ નાથકી કરતાં, અક્ષય ભંડાર કો ભરતા;
આનંદ દિલમાંહે અતિ ભારો, નીહારો દાસ કો તારો. સંભવ૦

આ પ્રમાણે ભક્તિભર હૃદયથી તેઓશ્રીનાં રચેલાં સ્તવનો અને પૂજાઓમાંથી અમૃતપાન પીવા મળે છે. તેમ જ સજ્ઝાયોમાંથી અને સુંદર વૈરાગ્યમય પદોમાંથી અનેરો જ વૈરાગ્યભાવ વહે છે. ખરેખર તેઓશ્રીના આત્મામાંથી અપૂર્વ ભક્તિરસના અને શ્રી વીતરાગપ્રભુ પ્રત્યે અવિચલ શ્રદ્ધાના અખૂટ પ્રવાહો મલે છે.

પૂજ્યપાદ સુવિહિત શિરોમણિ શ્રી આત્મારામજી મહારાજ ગ્રંથ-લેખનમાં અને કવિતા કરવામાં અનન્ય શક્તિ ધરાવતા હતા તેવા જ તેઓશ્રી એક ગંભીર સંગીતજ્ઞ પણ હતા. પોતાને ગાવાનો શોખ જેટલો હતો તેના કરતાં વિશેષ અન્ય ગવૈયાના ગાયનો સાંભળવામાં હતો. તેઓશ્રીનો મધુર સ્વર અને મીઠો અવાજ અપૂર્વ જ હતો. જ્યારે તેઓશ્રી ધર્મદેશના આપતા ત્યારે ભૈરવીની જ મધુર લય આવતી. શ્રોતાઓ એ સાંભળી અત્યંત પ્રમોદ પામતા અને વારંવાર સાંભળવાની જિજ્ઞાસા રાખતા. એક દિવસનો પ્રસંગ છે કે શ્રી આત્મારામજી મહારાજ પોતાની આવશ્યકીય ક્રિયાથી નિવૃત્ત થઈ આનંદથી ગોષ્ઠી કરતા હતા ત્યારે એક



**श्री आत्मारामजी महाराजनी देरी**

श्री शत्रुंजय मुख्य टुंकमां, जेमां महाराजश्रीनी मूर्ति प्रतिष्ठित थयेल छे.

વ્યક્તિએ અવસર જોઇને સવાલ કર્યો કે 'મહારાજશ્રી! ઉત્તરાધ્યયનસૂત્રમાં ત્રિતાલ ધ્રુવપદ રાગમાં ગેય એક અધ્યયન આવે છે તો એને કેવી રીતે ગાવું?' આ વાર્તાલાપ થઇ રહ્યો છે ત્યાં એક ઉસ્તાદ પ્રસિદ્ધ ગવૈયો મહારાજનું નામ સાંભળીને આવ્યો. એ જોઇને મહારાજસાહેબે પૂછનારને ઉત્તર આપ્યો કે-'ભાઈ! આ ઉસ્તાદ આવી ગયા છે એમને પૂછો. એઓ સારા ગવૈયા છે. ગાઇ સંભલાવશે.' આદેશ મળતાં જ ઉસ્તાદે આરંભ કર્યો. પોતાની બધી શક્તિ ગાવામાં વાપરી પરંતુ તાલમાં ફરક પડવાથી રસ ન પડ્યો. યદ્યપિ ગવૈયો ભારે કુશલ હતો પરંતુ એ અધ્યયન સમ્યક્તયા ન ગાઇ શકયો. રસ ન પડવાથી મહારાજશ્રીને પ્રાર્થના કરવામાં આવી. મહારાજશ્રી એક સુંદર સંગીતજ્ઞ હતા. પોતાની અગાધ ગંભીરતાથી સાગરની ગંભીરતાને પણ ટપી જતા હતા. મહારાજશ્રીએ શાંત-ગંભીરભાવે સાંભલી લીધું. અત્યંત વિનંતિ કરવાથી તેમ જ ખૂદ ઉસ્તાદનો પણ આગ્રહ થવાથી મહારાજશ્રીએ એનો આરંભ કર્યો. જ્યાં અવાજ નીકલે છે ત્યાં શ્રોતાઓને અને ઉસ્તાદને શંકા પડે છે કે આ મેઘગર્જના કે સમુદ્રની ગર્જના! અનુપમ લયની ગર્જના સાંભલી બધા ઠરી ગયા. આખું અધ્યયન સાંભલી ઉસ્તાદ તો પોકારી ઉઠ્યો કે-'**महाराजश्री! आप ने ऐसा संगीत का अभ्यास कहां किया था?** હું તો આપની પાસે મારી ઉસ્તાદી બતાવવા આવ્યો પરંતુ આપનો મધુર અવાજ, ગંભીર ધ્વનિ સાંભળી અને તાલબદ્ધ ગાવાનું શ્રવણ કરી અજબ આશ્ચર્યમાં પડી ગયો છું. **महाराज! क्षमा करें। आप तो संगीतकला-पारगामी हैं। आप तो उस्ताद के भी उस्ताद हैं।**' આ પ્રમાણે સ્તુતિ કરી મહારાજશ્રીનો આશીર્વાદ લઇ પોતાના સ્થાને ગયો. શ્રોતાઓ પણ મહારાજશ્રીની તારીફ કરતાં-ગુણાનુવાદ કરતા પોતાના સ્થાને જવા રવાના થયા. આ રીતે શ્રી **આ**ત્મારામજી મહારાજ અદ્ભુત કવિ અને સંગીતજ્ઞ હતા.

## : તાર્કિકશિરોમણિ :

**પ્રબલ**તેજપરિપૂર્ણ શ્રી **આ**ત્મારામજી મહારાજની તર્કશક્તિ એટલી તો જબરજસ્ત હતી કે એઓશ્રીની સામે ગમે તેવા તાર્કિકો આવે તોયે નિરાશ થઇને જ જેવા આવ્યા તેવા ચાલ્યા જતા. મહારાજશ્રીના અખૂટ અને પ્રબળ તર્કો સામે કોઇ પણ ઊભું રહી શકતું નહોતું. જેને તાર્કિક થવું હોય તે મહારાજશ્રીના ગ્રંથો વાંચી લે. જેને યુક્તિવાદનો ખજાનો જોઇતો હોય તે તેઓશ્રીના બનાવેલ પુસ્તકો ભણી લે. જેને વાદવિવાદ કરવાની શક્તિ કેળવવી હોય તે મહારાજશ્રીના ગ્રંથોનો અભ્યાસ કરી લે. સ્થાન સ્થાન પર અનેક યુક્તિઓ, અનેક તર્કો અને વાદવિવાદ કરવાની શક્તિઓ તેઓશ્રીનાં પુસ્તકોમાંથી મળશે. સશાસ્ત્ર પ્રમાણ, તર્કોનો, યુક્તિઓનો ખજાનો તેઓશ્રીનાં પુસ્તકોમાંથી મલે છે. શ્રી **આ**ત્મારામજી મહારાજ એક તાર્કિકશિરોમણિની ખ્યાતિ ધરાવતા હતા.

## : મહાન્ વિપ્લવવાદી-ક્રાંતિકારી :

**સર્વ**દર્શનનિષ્ણાત શ્રી **આ**ત્મારામજી મહારાજ આ વીસમી સદીના એક સમર્થ મહાન્ વિપ્લવવાદી તરીકે મશહુર હતા. અનેક વહેમો, ગતાનુગતિકતા અને સંકુચિતતાઓ પોતપોતાના અડ્ડાઓ જમાવીને સમાજમાં બેઠા હતા, અનેક અનિષ્ટ રિવાજો, માન્યતાઓ પોતાના અચલ આસનો બીછાવીને બેઠા હતા, અનેક ખરાબ અને પ્રાણશોષણ રૂઢીઓ પોતાનું દૈર્ઘ્ય સામ્રાજ્ય નિઃશંકતયા પ્રવર્ત્તાવી રહી હતી તેવા ઘોર અંધકાર સમયમાં શ્રી **આ**ત્મારામજી

મહારાજે કોઇની પણ પરવા કર્યા સિવાય શુદ્ધ સનાતન માર્ગની સિંહગર્જના કરી એ બધાને એકી હાથે વિદારી નાંખ્યા અને સમાજમાં પુનઃ નવું ચેતન રેડી જનતાને ધર્મપરાયણ બનાવી. એ સિવાય સમાજમાં અનેક અંધાધુંધીની કુપ્રવૃત્તિઓ ચાલી રહી હતી તેનો રદીઓ સશાસ્ત્ર પ્રમાણથી આપી જનતાને પોતાના કર્ત્તવ્ય સન્મુખ આણી. આટલાથી જ શ્રી આત્મારામજી મહારાજે ઇતિશ્રી માની નહોતી. તેઓશ્રીએ એક મહાન્ ક્રાંતિ સમાજમાં જગવી હતી. આ સદીમાં કોઇ પરદેશ-વિલાયત જતું તો તેને સંઘ બહારની શિક્ષા આપવામાં આવતી. લંડન, અમેરીકા, જરમની, જાપાન વિગેરે દેશોમાં જનાર ઉપર અનેક જાતના અઘટિત પ્રહારો કરવામાં, જનારને ત્રાસ દેવામાં, સ્થિતિચુસ્ત સમાજ મોખરે હતો. તેવા કટોકટીના સમયમાં શ્રી આત્મારામજી મહારાજે સમાજના સ્થિતિચુસ્તોની પરવા કર્યા સિવાય ધર્મની ખાતર મોખરે રહી, પોતાના પ્રતિનિધિ બનાવી શ્રીયુત વીરચંદ રાઘવજી ગાંધી બેરીસ્ટરને અમેરીકાની ચિકાગો સર્વધર્મપરિષદમાં મોકલાવ્યા. સર્વધર્મપરિષદમાં જૈનધર્મનો વિજયી વિજય વાવટો ફરકાવી શ્રીયુત ગાંધી પાછા આવે છે ત્યારે રૂઢીચુસ્તો મલીને પોતાની ઘમંડી સત્તાની રૂએ તેને સંઘ બહાર કરવાનો હુકમ જારી કરવા લાગ્યા તેટલામાં મુંબઇમાં બિરાજમાન પૂજ્યપાદ શાંતમૂર્ત્તિ શ્રીમાન્ મોહનલાલજી મહારાજ ( તે સમયમાં એઓશ્રી પણ એક પૂજ્ય અને પ્રતાપી મહાત્મા હતા ) ને પૂછવામાં આવે છે કે અમારે શું કરવું ? ત્યારે શ્રીમાન્ મોહનલાલજી મહારાજ જણાવે છે કે શ્રી આત્મારામજી મહારાજ કે જેઓ અત્યારે શાસનમાં અસાધારણ વિદ્વાન્ અને મહાન્ આચાર્ય છે તેમણે શ્રીયુત ગાંધીને વિલાયત મોકલાવ્યો છે તો તમો તેમને પૂછો. આ ઉત્તરથી સીધો પત્ર મહારાજશ્રીને પંજાબમાં લખવામાં આવ્યો. પત્રમાં એ પણ લખી દીધું હતું કે અમો ગાંધીને સંઘ બહાર કરીએ છીએ. આપનો શો હુકમ છે ? આના ઉત્તરમાં મહારાજશ્રીએ એવો તો સુંદર અને સરસ ઉત્તર આપ્યો કે મુંબઇનો શ્રી સંઘ વિચારમાં પડી ગયો. શ્રી આત્મારામજી મહારાજના સચોટ ખુલાસાઓ વાંચી રૂઢીચુસ્તો ઠંડાગાર થઇ ગયા અને સંઘ બહારનો હુકમ રદ થયો. શ્રી આત્મારામજી મહારાજે હિમ્મત ધરી તેજસ્વી શબ્દોમાં જણાવ્યું કે—**याद रखना धर्म के वास्ते श्रीयुत गांधी तो समुद्रपार अमेरीका चिकागो धर्मपरिषद में गया मगर एक समय थोड़े ही अरसे में ऐसा आवेगा कि अपने मौजशौक के लिये, ऐशआराम के वास्ते, व्यापार रोजगार के लिये समुद्रपार विलायत आदि देशो में जावेंगे उस वक्त किस को संघ बहार करोंगे ?** વિગેરે શબ્દો તેઓશ્રીના આજે સાચા પડે છે. અક્ષરશઃ સત્ય પડ્યા છે. વીસમી સદીના એ મહાન્ ક્રાંતિકારી મહાત્મા શ્રી આત્મારામજી મહારાજની એ ભવિષ્યવાણી આજે બીલકુલ સાચી પડી છે. ધન્ય છે એ નરવીર મહાત્માને !

## : વીસમી સદીના અખંડ તેજસ્વી જ્યોતિર્ધર :

જેમ આકાશમંડલમાં અનેક ગ્રહો, નક્ષત્રો અને તારાઓ વિગેરે રહેલા છે, એક એકથી એક એક તેજસ્વી અને પ્રકાશમાન નજરે આવે છે; છતાં એ બધામાં અંબરમણિ અધિક તેજસ્વી અને ચડીયાતો છે. એની બરાબરી કરે તેવો એક પણ જોવા નહીં મળે. તેવી જ રીતે શુદ્ધ સનાતન સત્યમાર્ગ પ્રરૂપક, ધૈર્યવાન શ્રી આત્મારામજી મહારાજ આ

વીસમી સદીના પ્રચંડ તેજસ્વી અને જિનશાસનરૂપ અંબરતલમાં ઝળહળતા જ્યોતિર્ધર હતા. અનેક મુનિવરો સંયમતેજથી, જ્ઞાનગુણથી ચળકતા હતા છતાં એ સર્વમાં શ્રી **આ**ત્મારામજી મહારાજનો પ્રભાવ અને ચારિત્ર્યતેજ અનેરું જ પ્રકાશમાન થતું. તેઓશ્રીના પ્રચંડ જ્ઞાનભાસ્કરની દીપ્ર-જ્યોતિને ઝીલનાર કોઈ નહોતું છતાં સાક્ષાત્ પોતે મહાસૌમ્ય અને દર્શનીય મૂર્તિમન્ત જ્ઞાનદિવાકર હતા. તેઓશ્રીના ઝળહળતા જ્ઞાનદિવાકરના નિર્મલ જ્યોતિ:પુંજને જોઈને અને તેઓશ્રીના શાંત, ગંભીર ચારિત્ર ગુણ-ગંગાના સ્ફટિક સમ વિશુદ્ધ પ્રવાહને નીહાળીને **જો**ધપુરના સકલ શ્રી સંઘે અત્યન્ત પ્રસન્ન થઇ તેઓશ્રીને **ન્યાયાંભોનિધિનું** બિરુદ આપ્યું, જે અદ્યાવધિપર્યન્ત તેઓશ્રીના શુભ નામની સાથે જોડવામાં આવે છે. ખરેખર તેઓશ્રી આ સદીના પરમ પ્રતાપી, અખંડ તેજસ્વી એક જ્યોતિર્ધર હતા.

## : સંવેગીપક્ષના આદ્ય–આચાર્ય :

**ઈ**તિહાસ સ્પષ્ટ જાહેર કરે છે કે આચાર્ય શ્રી **વિજયસિંહસૂરિ** પછી સંવેગી પક્ષમાં આજસુધી કોઇ આચાર્ય થયા જ નથી. અનેક પંન્યાસો, ગણીઓ અને પંડિતો વિગેરે થયા પરંતુ આચાર્યપદ કોઈને પ્રાપ્ત થયું નથી. જ્યારે લગભગ દોઢસોથી બસો વર્ષના ગાળામાં સંવેગી પક્ષમાં આચાર્ય ઉપલબ્ધ થાય જ નહીં ત્યારે ચાલુ સદીના ઇતિહાસ **પૃષ્ઠો** સાફ વદે છે કે વિક્રમ સંવત ૧૯૪૨ ના કાર્તિક માસમાં **પા**લીતાણા તીર્થમાં સમસ્ત હિન્દુસ્તાનના જૈન સમાજના સુપ્રસિદ્ધ આગેવાનો પાંત્રીશ હજારની વિશાલ સંખ્યામાં એકત્ર થએલા શ્રીસંઘે પૂજ્યપાદ શ્રી **આ**ત્મારામજી મહારાજની કુશાગ્ર બુદ્ધિ, તલસ્પર્શી જ્ઞાન, નિરભિમાનતા, નિર્મલ ચારિત્ર્ય, ધૈર્યતા, શાંતતા, ગંભીરતા વિગેરે અનેક ગુણરાશિથી આકર્ષાઈને, મુગ્ધ થઈને મોટા આડંબરથી, મહાન્ ઉત્સવથી અને ભવ્ય સમારોહથી શ્રી **આ**ત્મારામજી મહારાજને **આચાર્ય-પદવી** સમર્પણ કરી અને તે દિવસથી તેઓશ્રી **ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ**ના નામથી સંસારમાં મશહુર થયા; પરંતુ અધિકતર **શ્રી આત્મારામજી મહારાજ**ના નામથી જ પ્રસિદ્ધ રહ્યા. આજ પણ તેઓશ્રી **આ**ત્મારામજી મહારાજના નામથી જ અધિક ઓળખાય છે. શ્રીસંઘે યોગ્ય વ્યક્તિને સન્માન આપી પોતાનું જ ગૌરવ વધાર્યું. બસો વર્ષની મોટામાં મોટી ખોટ પૂર્ણ કરી શ્રી જિનશાસનને જયવન્તું બનાવ્યું. આ રીતે સંવેગી પક્ષમાં શ્રી **આ**ત્મારામજી મહારાજ **પ્રથમ આચાર્ય** પદથી અલંકૃત થયા. **गुणाः सर्वत्र पूज्यन्ते** આ અવિચલ સિદ્ધાંત તેઓશ્રીના નિર્મલ જીવનને પૂર્ણપણે સફલ કરે છે.

**આ** રીતે શ્રી **આ**ત્મારામજી મહારાજમાં અનેક ગુણોનો નિવાસ છે. એક એક ગુણને લઇને વર્ણન કરવામાં આવે તો પાનાંઓના પાનાંઓ ભરાઇ જાય પરંતુ ગુણો ખૂટે જ નહીં. અત્રે માત્ર ઉપર ઉપરથી અમુક ગુણોનું જ વર્ણન કર્યું છે. **विशृंखलाऽपि वाग्वृत्तिः श्रद्दधानस्य शोभते** એ નિયમને અનુસારે આ બાલચેષ્ટા કરી છે. મારામાં એ શકિત નથી, એ ઉત્કૃષ્ટ વર્ણન કરવાની શકિત નથી; પરંતુ કેવલ ભકિતવશ થઇ ઉપર પ્રમાણે તેઓશ્રીના અનેક ગુણોમાંથી નામ માત્રનું જ વર્ણન આલેખ્યું છે. અંતમાં આટલું જ નિવેદન કરું છું કે જેમણે અગણિત કષ્ટપરંપરાઓને પ્રસન્નચિત્તે આલિંગન આપી, ક્ષણભંગુર–મિથ્યા અપવાદોની સામે વિકરાલ અટ્ટહાસ્ય કરી શાસનની પ્રભાવના દેશ–વિદેશોમાં વિસ્તારી, જેમનું અગાધ બુદ્ધિ–વૈભવ અને આત્મશક્તિનું

વિરોધીઓ પણ મુક્તકંઠે વર્ણન કરે છે તે **ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી-શ્રી આત્મારામજી મહારાજ** માટે કોણ મગરુર ન થાય? ભારતભૂમિ આવા ધર્મધુરંધર-ધર્મમૂર્તિથી જ ગર્વ ધારણ કરે છે. ખરેખર જિનશાસનરૂપ ગગનાંગણ શ્રી **આ**ત્મારામજી મહારાજ જેવા દેદીપ્યમાન અને જ્યોતિસ્વરૂપ નિષ્કલંક સૌમ્ય ચંદ્રથી શોભી રહ્યું છે.

**શા**સનશિરોમણિ શ્રી **મ**હાવીર પ્રભુના અવિચલ શાસનમાં પુનઃ શ્રી **આ**ત્મારામજી મહારાજ જેવા અખંડ શાસ્ત્રાભ્યાસી, અગણિતકષ્ટ-પરંપરાસહિષ્ણુ, શાસનપ્રભાવક, જગદુપકારી, નિરભિમાની, સંયમવાન્ અને માનવરૂપમાં દિવ્ય દેવસદૃશ ક્યારે ઉત્પન્ન થશે ? કે જેમના પ્રભાવથી શાસનપ્રભાવવાનો નિર્મલ ઉડુપતિ સોળેસોળ કલાએ વિકસિત થાય અને આખું વિશ્વ પુનઃ એ શિશિર ચાંદનીમાં આનંદ મહાલવા લાગે એ જ અભિલાષા.

**સ**ર્વગુણસંપન્ન પ્રચંડજ્યોતિર્ધર ન્યાયાંભોનિધિ શ્રી **આ**ત્મારામજી મહારાજના પરમવિશ્વાસપાત્ર, અખંડગુરુઆજ્ઞારાધક તેઓશ્રીના જ પટ્ટધર સુપ્રસિદ્ધનામધેય આચાર્યપ્રવર **શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજ અનેક શુભ ગુણરત્નરત્નાકર શ્રી **આ**ત્મારામજી મહારાજની જન્મ-શતાબ્દિ ઉજવી પોતે ઋણમુક્ત થઈ રહ્યા છે. યથાર્થ ગુરૂઆજ્ઞારાધક હોવાથી જ આ જન્મ-શતાબ્દિનું ભગીરથ કાર્ય ઉપાડયું છે. તેઓશ્રીના પગલે પગલે ચાલી સ્થાન સ્થાન પર શ્રી ગુરુદેવ **આ**ત્મારામજી મહારાજનું જ્વલંત નામ ઉજ્જવલ કામની સાથે જોડી પોતે ગુરુઋણના ભારથી હલકા થઇ રહ્યા છે. આચાર્યશ્રી **વિજયવલ્લભસૂરિજી** મહારાજે **પં**જાબ, **મા**રવાડ, **ગુ**જરાત, **કા**ઠિયાવાડ, **મું**બઇ, **દ**ક્ષિણ, **વ**રાડ, **મે**વાડ આદિ દેશોમાં શ્રી **આ**ત્મારામજી મહારાજનું પવિત્ર નામ અનેક સંસ્થાઓ સાથે જોડી ચિરસ્મરણીય અને સદાને માટે અમર બનાવ્યું છે. પોતાના અસાધારણ ઉપદેશથી અને મહાન્ પરિશ્રમથી શતાબ્દિનાયકનું શુભ નામ શતાબ્દિ સાથે કાયમ રહે તે નિમિત્તે એક વિશાલ ફંડ ઊભું કર્યું છે. એ ફંડમાંથી શ્રી **આ**ત્મારામજી મહારાજના રચેલા ગ્રંથો અને અન્ય જૈન સાહિત્ય ભિન્ન ભિન્ન ભાષાઓમાં તૈયાર કરાવી વિશ્વભોગ્ય બનાવવા નિર્ણય કર્યો છે.

**આ** જન્મ શતાબ્દિ જૈન સમાજમાં કોઇની પ્રેરણાથી, પ્રોત્સાહનથી કોઇપણ આત્માની ઉજવાતી હોય તો તે માત્ર આ એક જ યુગપ્રભાવક શ્રી **આ**ત્મારામજી મહારાજની ઉજવાઇ રહી છે અને એ શતાબ્દિના કર્ણધાર પ્રાણસમા આચાર્યવર શ્રી **વિજયવલ્લભસૂરીશ્વરજી** મહારાજ મોખરે રહી ઉજવી રહ્યા છે. ધન્ય છે એ અખંડગુરુઆજ્ઞારાધક વીર ત્યાગીને! વંદન છે એ શ્રી **આ**ત્મારામજી મહારાજના પરમવિશ્વાસપાત્ર આચાર્યશ્રી **વિજયવલ્લભસૂરીશ્વરજી**ને! સદૈવ જગતમાં વિજયવંતી રહો ઉજવાતી **જન્મ શતાબ્દ**! શાસનદેવ શતાબ્દિનાયકના પટ્ટધર આચાર્યશ્રી **વિજયવલ્લભસૂરિજી**ને ભૂરિ સહાય્યતા આપે અને જૈન સમાજને અખૂટ પ્રોત્સાહન આપી જન્મ-શતાબ્દિને વિશ્વપ્રસિદ્ધ બનાવે એ જ અંતઃકરણથી અભ્યર્થના કરી વિરમું છું.

| | |
|---|---|
| સાબરમતી<br>વિ.સં.૧૯૯૨.આત્મ સં. ૪૦.વીર સં.૨૪૬૨<br>ફાલ્ગુન સુદિ ૫. ગુરુવાર.<br>તા. ૨૭-૨-૩૬ | **પૂજ્યપાદ આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્યરત્ન પંન્યાસજી શ્રી ઉમંગવિજયજી મહારાજ શિષ્ય મુનિ ચરણવિજય.** |

શતાબ્દ નાયકના પટ્ટધર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના મહાન ઉપદેશથી સંસ્થાપિત—



શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઈના મંદિરની પ્રતિષ્ઠા સમયે પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની સાથે લીધેલ વિદ્યાર્થીઓના ગ્રૂપ.



न्यायांभोनिधि श्रीमद् विजयानंदसूरि
(आत्मारामजी महाराज)

# ગુજરાતી ભાષાના વિકાસમાં જૈનોએ આપેલો ભાગ

દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

ભાષા તથા સાહિત્ય સંબંધે સુભાગ્યે ભૂત કે વર્તમાન કાળમાં જૈનો અને જૈનેતરો વચ્ચે કોઈ રીતનું જુદારું—કોઇ પણ પ્રકારનો ભિન્નભાવ—જોવામાં આવતાં નથી. જૈનો અને જૈનેતરો ગુજરાતી જ બોલતા—લખતા આવ્યા છે, તેમણે ગુજરાતીને જ પોતાની માતૃભાષા ગણી છે. સંપ્રદાય જુદા હોવાથી ભાષા જુદી પાડી નાંખી નથી, અને તેથી જ ગુજરાતી ભાષાના બંધારણમાં, ગુજરાતી ભાષાના વિકાસમાં, ગુજરાતી સાહિત્ય ખેડવામાં અને ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માટે તલસવામાં તેમણે બંનેએ એક સરખો શ્રમ ઉઠાવી ફાળો આપ્યો છે. આપણી ભાષા અને આપણા સાહિત્યનો જૂના સમયથી અત્યારસુધીનો ઇતિહાસ જો ખરી રીતે જાણવો હોય, ભાષા અને સાહિત્યનું ખરું મૂલ્ય આંકવું હોય તો જૈનો અને જૈનેતરો બંનેનો ફાળો ધ્યાન બહાર રખાય નહિ, એવો પૂર્વે વખતોવખત મારો અભિપ્રાય જણાવતો રહ્યો છું. જૈન ભંડ-



રોમાં સંગ્રહિત રહેલ સાહિત્યની સામગ્રી જેમ જેમ બહાર આવતી જાય છે તેમ તેમ અત્યારસુધીની માન્યતા કે જૈનેતરોએ જ, શિવમાર્ગી, વિષ્ણુમાર્ગી, શક્તિમાર્ગી વિગેરેએ ગુજરાતના સાહિત્યનું કલેવર ઘડવામાં મુખ્ય ફાળો આપ્યો છે ને જૈનોનો ફાળો ગૌણ છે, એ ફેરવવા માટે ઘણાં સાધનો મળતાં જાય છે. એ ભંડારોની વિપુલતા જોતાં અને હજુ તેમાંનાં ઘણા ગ્રંથો પ્રસિદ્ધિમાં આવી શક્યા નથી તે જોતાં વખતે વસ્તુસ્થિતિ ફેરવાઈ જવાનો સંભવ રહે છે; એટલે કે બ્રાહ્મણો, વૈશ્યો વિગેરે જૈનેતરોએ આપેલો ફાળો ગૌણરૂપ પકડે ને જૈનોએ આપેલો ફાળો મુખ્ય ગણાય. જૈન સાધુ અને મુનિઓને, એટલે જૈન કોમના પંડિતો અને વિદ્વાનોને, જૈન સમાજના બંધારણનો વિશેષ લાભ મળતો; મતલબ કે તેમને ઉપજીવિકા અર્થે કોઇ રીતની ચિંતા રહેતી નહિ. ઉપાશ્રયમાં રહેવાનું અને ગોચરી કરી જમવાનું. બાકીનો સમય અધ્યયનમાં કાઢવાનો, એટલે એમને ફુરસદ ઘણી મળતી. તે ફુરસદનો ઉપયોગ કરવા તેમણે એક જ ધ્યેય રાખ્યું લાગે છે: તે એ કે જેમ બને તેમ લોકભોગી સાહિત્ય લખતા રહેવું. સેંકડો રાસ-રાસાઓ, વાર્તાઓ, કથાઓ કે જે જૂના જૈન સાહિત્યમાં આપણે જોઇએ છીએ તે એ બાબતનો પુરાવો પૂરો પાડે છે. આ સિવાય ઉચ્ચ કોટિનું તત્ત્વજ્ઞાન અને બીજી ફિલસૂફીના વિષયો ચર્ચી પણ તેમણે સાહિત્યના વિકાસમાં ફાળો આપ્યો છે; અને તે સંબંધેના ગ્રંથો પણ ધીમે ધીમે પ્રકાશમાં આવતા જાય છે. જૈનોની ગુજરાતી પ્રાચીન ભાષા જુદી હતી એમ કેટલાએકનું કહેવું છે. તેમ કહેવાનું એક કારણ એ હોવું જોઈએ કે જૈનોને હાથે રચાયેલા ઘણા ગ્રંથો અંધારામાં પડી રહેલા, તે હમણાં તેવી ને તેવી પ્રાચીન ભાષામાં પ્રસિદ્ધ થતા હોવાથી, આપણે એમ માનીએ છીએ કે તેમની અને જૈનેતરોની ભાષા જુદી હોવી જોઈએ; પરંતુ વસ્તુસ્થિતિ એવી છે કે તે જ પ્રાચીન સમયમાં જૈનેતરોને હાથે રચાએલા ગ્રંથો ઘણા સમય પૂર્વે પ્રસિદ્ધિમાં આવેલા હોવાથી, વખત જતાં ભાષાની પ્રાચીનતાનાં અંગો ખરી પડતાં ગયાં અને તે ગ્રંથો પ્રસિદ્ધ થતી વખતની પ્રચલિત ભાષાનાં અંશોને અનુસરી પ્રસિદ્ધ થતાં રહ્યાં. મતલબ કે જૈન પ્રાચીન ગ્રંથો મોડા પ્રસિદ્ધ થયા એટલે ભાષાની પ્રાચીનતા જાળવી રાખી શકયા; જૈનેતર ગ્રંથો ઘણા સમય પર પ્રસિદ્ધિમાં આવતાં પ્રાચીનતા ખોઇ બેઠા અને તેને લીધે બંનેની વાપરેલી ભાષા વચ્ચે કાંઇક ફરક દેખાય છે. હાલના જૈન લેખકો અને જૈનેતર લેખકો જે ભાષા વાપરે છે તે એક જ જાતિની–સમાન છે; આગલા વખતમાં પણ તેમ જ હોવું જોઇએ. કારણ બંનેને મળતાં શિક્ષણનું મૂળ એક જ હતું: સંસ્કૃત સાહિત્ય, અને તેથી તે શિક્ષણને પરિણામે–દેશકાળને અનુસરી–તેઓ ભાષા પણ સમાન જ વાપરે–વાપરવાને લલચાય.




'સજાવ્યા જૈને રસ શણગાર, લતા મંડપ સમ ધર્માગાર.'

—ન્હાનાલાલ

[ ગુજરાત અનુક્રમે હિન્દુ, મુસ્લીમ, મોગલ, મરાઠાના રાજ્યાધિપત્ય નીચે પસાર થયું છે, તેની સાથે ગુજરાતની જૈનસંસ્કૃતિ પણ પસાર થઇ છે તે સ્પષ્ટ છે. તે દરમ્યાન જૈનોની ચડતીપડતી થતી રહી અને તેમણે પોતાની સંસ્કૃતિનો પ્રચાર–વિસ્તાર, નાશથી બચ્યો તેટલો અટકાવ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને અનુસરી કર્યો એ બાબતનો ગુજરાતની સાંસ્કૃતિક સ્થિતિનો ટૂંકમાં ચિતાર લેખકે આપ્યો છે. આ સમય પૂર્વે–અસંખ્ય કાલ પૂર્વે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભનાથ કે જેનું પ્રસિદ્ધ તીર્થ પાલીતાણાનો શત્રુંજયગિરિ છે તેમણે પોતાના પવિત્ર પાદથી ગૂજરાતભૂમિને સ્પર્શી હતી, તેમ જ ચંદ્રગુપ્ત મૌર્ય જૈન રાજા હતો એ લેખકના કથનથી કેટલાકનો મતભેદ છે–સંપાદક. ]

ગરવી ગૂર્જરભૂમિ પોતાની સમૃદ્ધિ અને સુંદરતાને માટે જગતના જાણીતા પ્રદેશોમાં ઘણા જૂના જમાનાથી–ઇતિહાસના પ્રારંભકાળથી જ વિખ્યાત થએલી છે. ગૂર્જરભૂમિ એટલે સૌંદર્ય અને સમૃદ્ધિશાળી ભૂમિઓની જાણે રાણી. એની જમીન રસવતી અને નદીઓ નીરવતી, એનાં વનો રાજવૃક્ષોથી ઘેરાએલાં અને એનાં ક્ષેત્રો સુધાન્યોથી છવાએલાં. એનું જલ આરોગ્યકર અને પવન આહ્લાદકર, એનું વાતાવરણ સૌમ્ય અને ઋતુમાન સર્વાનુકૂળ: એવી એવી પ્રાકૃતિક વિશિષ્ટતાઓને લીધે એ ભૂમિની આકર્ષકતા અન્ય ભારતીય દેશોની અપેક્ષાએ ઘણી મોહક થઇ પડી છે. એના શિરોભાગ તરફ આવી રહેલો હિમાલયના લઘુભ્રાતા જેવો અર્બુદાચલ પોતાના પ્રત્યંત પર્વતોવાળા પરિવારથી, એ ભૂમિને જાણે મુકુટધારિણી બનાવી રહ્યો છે. એના વક્ષ:સ્થળ ઉપર વહેતી સરસ્વતી, શ્વભ્રમતી (સાબરમતી); મહી, નર્મદા અને તાપી જેવી સરિતાઓએ પોતાની ઉજ્જવલ જલધારાઓથી એને 'પંચસરહારધારિણી' ની ઉપમા અપાવી છે. રત્નાકર સમુદ્રે પોતાના પ્રચંડ કલ્લોલોથી એના પાદતલનું પ્રક્ષાલન કરી એને પુણ્યભૂમિની પદવી પ્રાપ્ત કરાવી છે. પ્રાચીન સમયના 'અહિંસા પરમો ધર્મ:'ના આદ્યસંસ્થાપક યુગાદિદેવ શ્રી ઋષભનાથ ( જૈનોના ચોવીશ તીર્થંકરો પૈકીના પ્રથમ તીર્થંકર ), નૈષ્ઠિક બ્રહ્મચર્યનો અદ્ભુત આદર્શ આપનાર યાદવકુલતિલક શ્રી નેમિનાથ, કર્મયોગનો સક્રિય માર્ગ ઉપદેશનાર વાસુદેવ શ્રીકૃષ્ણ વગેરે દિવ્ય પુરુષોએ પોતાના પાદસ્પર્શથી એ ભૂમિને પવિત્રતાની મુદ્રા સમર્પી છે. જૈન, બ્રાહ્મણ, બૌદ્ધ, ખ્રિસ્ત, જરથોસ્ત અને ઇસ્લામ જેવા જગતના સર્વ પ્રધાન ધર્માનુયાયીઓને ઉદાર આશ્રય આપી એ ભૂમિએ ધર્મભૂમિની માનવંતી કીર્તિ મેળવી છે. એના શિરોભાગ તરફ આવેલી અર્બુદાચલની પર્વતમાળા, નિમ્નભાગ તરફ આવેલી મહાસમુદ્રની વિચિમાળા, દક્ષિણપાર્શ્વ તરફ આવેલી નર્મદા, તાપી જેવી

નદીની જોડી,—આમ પૃથ્વીતલ ઉપરની પર્વત, સિંધુ, રણ અને નદી જેવી વિશિષ્ટ વિભૂતિઓના પરિકરથી પરિવૃત થએલી આ ભૂમિ જાણે કોઇ દિવ્યશક્તિધારિણી દેવી હોય તેવી શોભે છે.

ગૂર્જરભૂમિની આવી સુંદરતા અને સુભગતાને સાંભળી ઠેઠ ઇતિહાસકાળથી લઇ વર્તમાન શતાબ્દિના આરંભ સુધીમાં અનેક પ્રજાવર્ગો એનો ઉપભોગ કરવા કે આશ્રય લેવા આકર્ષાયા છે. પૌરાણિક યાદવોથી લઇ કોંકણી પેશ્વાઓ સુધીના શક્તિશાળી ભારતીય રાજવીઓએ આ ભૂમિને પોતાના સામ્રાજ્યની સામ્રાજ્ઞી બનાવવા માટે મહાન્ પ્રયત્નો કર્યા છે, તેમ જ યવનો અને ગ્રીકોથી લઇ બ્રિટિશો સુધીના વિદેશીય રાજ્યલોલુપ રાજવર્ગોએ પણ એ સુંદરીના સ્વામી થવા માટે અનેક કષ્ટો અને દુઃખો વેઠયાં છે.

રાજ્યલોલુપ ક્ષત્રિયોની માફક ધનલોલુપ વૈશ્યો પણ આ ભૂમિની આરાધના કરવા ઓછા નથી આવ્યા. યવન, ચીની, ગ્રીક, પારસિક, ગાંધાર, કંબોજ, માલવ વિગેરે પ્રાચીન જગતના વૈશ્યો તેમજ ડચ, વલંદા, પોર્ટુગીઝ, ફ્રેંચ, જર્મન, અંગ્રેજ અને અમેરિકન વગેરે અર્વાચીન દુનિયાના સોદાગરો પોતાનું દારિદ્રય–દુઃખ દૂર કરવા માટે હમેશાં આ ભૂમિના કૃપાકટાક્ષની આશા કરતા રહ્યા છે.

'સજાવ્યા જૈને રસ શણગાર'–કવિવર ન્હાનાલાલની આ ઉક્તિ યથાર્થ જ છે. જૈનોએ આ ભૂમિને અને તેની પર્વતમાળાઓને જગતમાં જેની જોડ નથી તેવા કળાના ઉત્તમ નમૂના સમ ભવ્ય પ્રાસાદોથી અલંકૃત કરેલી છે. જ્યાં નજર નાખો ત્યાં આ ભૂમિની વિશિષ્ટતારૂપ જૈન પ્રાસાદો શોભી રહ્યા છે. જૈન સંસ્કૃતિ અને તેના અજોડ 'अहिंसा परमो धर्मः' ના સિદ્ધાંતની છાયા સમસ્ત ગૂર્જરપ્રજાના જીવન સાથે એટલી બધી વણાઈ ગઈ છે કે ગિરિગુફાથી શરૂ કરી સમૃદ્ધ શહેરો લગીના આ ભૂમિના કોઇ પણ ભાગમાં વસનાર ગૂર્જરપુત્ર તેની અસરમાંથી મુક્ત નથી. લગભગ આખાયે ગૂજરાતમાં પ્રજાના નૈતિક જીવન ઉપર જૈન ધર્મે ઊંડી અસર કરી છે. ગૂજરાતની મહાજન સંસ્થાઓના વિકાસમાં જૈનોનો ફાળો ઘણો મોટો છે. પ્રાચીન કાળથી હમેશાં તેઓ રાજકીય અને નાણાં વિષયક બાબતોમાં મોખરે રહ્યા છે.

યાદવકુલતિલક, બાળબ્રહ્મચારી, તીર્થંકર અરિષ્ટનેમિ અને તેમના પિતરાઇ ભાઇ શ્રીકૃષ્ણની બેલડીએ નૈષ્ઠિક બ્રહ્મચર્યયુક્ત સાધુજીવન અને નિષ્કામ કર્મયોગના આદર્શો ગુર્જરસંતાનો પાસે મૂક્યા. આ ઉચ્ચ આદર્શોનો વારસો મેળવનાર અને તેને જીવનમાં ઊતારી પ્રગતિ સાધનાર પ્રજાનો, તે પછીના લગભગ ત્રણ હજાર વર્ષનો રસિક ઇતિહાસ આજ લગી અણુશોધ્યો પડ્યો છે. ત્યારબાદ જૈન રાજર્ષિ ચંદ્રગુપ્ત મૌર્યે આ પ્રદેશ જીતી લઇ મહાન્ મૌર્ય સામ્રાજ્ય સાથે જોડી દીધો. તેના પ્રપૌત્ર મહારાજા સંપ્રતિએ ગૂર્જરસંતાનોને જગતના અજોડ સંત પ્રભુ મહાવીરના 'अहिंसा परमो धर्मः' ના પાઠ ભણાવ્યા અને આ પુણ્યભૂમિને અસંખ્ય જૈન પ્રાસાદોથી વિભૂષિત કરી. આ અણમોલા પાઠ ગૂર્જરસંતાનોએ સુંદર રીતે વિકસાવ્યા અને ભવિષ્યને માટે જેવા ને તેવા જાળવી રાખ્યા.

કાળાંતરે મૌર્ય સામ્રાજ્ય નબળું પડી નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઇ ગયું. આર્યાવર્ત્તમાં બળવાન બનેલો બૌદ્ધધર્મ ગુજરાતમાં પણ આવ્યો અને થોડા વખત માટે જૈન જ્યોતને ઝાંખી કરી. થોડા સમયમાં જૈનાચાર્ય શ્રી ધનેશ્વરસૂરિએ વલ્લભીપુરના સૂર્યવંશી મહારાણા શીલાદિત્યને ઉપદેશ આપી, જૈનધર્મને રાજ્યધર્મ બનાવ્યો અને તેની પાસે શત્રુંજયનો ઉદ્ધાર કરાવ્યો. વલ્લભીપુર જૈન ધર્મનું કેન્દ્ર બન્યું. એક સમયે ત્યાં ૮૪ જિનમંદિરો જૈનધર્મનો વિજયધ્વજ ફરકાવી રહ્યાં હતાં.

अद्वितीय शिल्पकला विभूषित—



विश्वप्रसिद्ध जैन मंदिर आबू. (देलवाडा.)

જૈનસંઘનું બંધારણ કરવા અને જૈન શાસ્ત્રોનો પુનરુદ્ધાર કરવા વીર નિર્વાણ સંવત ૯૮૦ માં દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના નેતૃત્વ નીચે એક મહાપરિષદ પણ અહિંયા મળેલી.

સમય જતાં વલ્લભીપુરનું પણ પતન થયું. વઢીયાર પરગણામાં મહાતીર્થ શ્રી શંખેશ્વરની છાયામાં આવેલા પંચાસરના ચાવડા રાજા બળવાન થયા. તેમની સમૃદ્ધિથી લલચાઈ કલ્યાણનગરના રાજા ભૂવડે એ વખત ચઢાઇ કરી, ચાવડારાજ જયશિખરીને હરાવી માર્યો અને ગૂર્જરભૂમિ ઉપર પોતાની સત્તા સ્થાપી. પણ આથી કાંઇ ચાવડા વંશના ઐશ્વર્યનો અંત આવ્યો નહિ. યુદ્ધના અંત પહેલાં વનમાં મોકલી દીધેલી જયશિખરીની ગર્ભવતી રાણી રૂપસુંદરીએ ચંદુર ગામ પાસે વનરાજ નામના બાળકને જન્મ આપ્યો. આ ઉત્તમ લક્ષણોવાળા બાળકને જૈનાચાર્ય શ્રી શીલગુણસૂરિએ વણોદમાં એક શ્રાવિકાને ત્યાં આશ્રય અપાવ્યો. ગુરૂની સંભાળ નીચે યોગ્ય ઉમરે પહોંચતાં જ બહાદુર વનરાજે સ્વપરાક્રમ અને ચાંપા વાણીઆના નામથી પ્રસિદ્ધ ચંપક શ્રેષ્ઠીની સલાહ તથા બહાદુરી, શ્રીદેવી શ્રાવિકાના આશીર્વાદ અને અણહિલ રબારી જેવાં ગૂર્જરસંતાનોની સહાનુભૂતિથી સોલંકીઓને હાંકી કાઢયા અને જૈન જ્યોતિષીઓએ આપેલા શુભ મુહૂર્તે પાટણ શહેર વસાવી ત્યાં રાજધાની કરી

ગુજરાતના આ પાટનગર ઉપર શ્રી શીલગુણસૂરિના શિષ્ય જૈનાચાર્ય શ્રી દેવચંદ્રસૂરિના આશીર્વાદ ઢળ્યા. ગાદી ઉપર સ્થિર થતાં જ ગુરુના ઉપકારનો બદલો વાળવા મહારાજા વનરાજે પંચાસરથી ગુરુમહારાજને નિમંત્રી સમસ્ત ગૂર્જર સામ્રાજ્ય તેમના ચરણે ધર્યું. અકિંચન મુનિરાજે સદ્ધર્મ સમજાવી ધર્માર્થે ઉપયોગ કરવા તે સામ્રાજ્ય વનરાજને પાછું સોંપ્યું. ગુરુમહારાજની ઇચ્છાનુસાર પંચાસરા પાર્શ્વનાથનું ભવ્ય દેરાસર પાટનગરમાં બંધાવ્યું. જૈનોના હાથે અને તેમની મદદથી સ્થપાએલા આ પાટનગરના અને તેના મહારાજ્યના સાત સો વર્ષના ઇતિહાસમાં જૈનસંસ્કૃતિનું સ્થાન મહત્ત્વનું કહી શકાય.

જૈનાચાર્યના આશીર્વાદ પામેલી પાટણની ગાદી ઉપર આવનાર ચાવડા, સોલંકી અને વાઘેલા રાજાઓમાં જૈનધર્મ બહુમાન પામ્યો. મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહદેવનું જૈનધર્મ તરફનું આસ્તિકતાનું વલણ તથા ગૂર્જરેશ્વર કુમારપાળનો જૈનધર્મસ્વીકાર ઇતિહાસપ્રસિદ્ધ છે. આ સમય દરમ્યાન ચંપક શ્રેષ્ઠી, મંત્રી વિમલ, મહેતા મુંજાલ, ઉદયન મંત્રી, સાંતૂ મહેતા, મહામાત્ય વસ્તુપાલ, સેનાપતિ તેજપાલ વગેરે જૈન મંત્રીશ્વરો તથા દંડનાયકો, શ્રી વર્ધમાનસૂરિ, શ્રી હરિભદ્રસૂરિ, મલધારી શ્રી હેમચંદ્રસૂરિ, શ્રી આમ્રદેવસૂરિ, શ્રી શાંતિસૂરિ, શ્રી સૂરાચાર્ય વગેરે જૈન વિદ્વાનો અને ગુજરાતના સર્વાંગસંપૂર્ણ 'સિદ્ધહૈમવ્યાકરણ'ના રચનાર કલિકાલસર્વજ્ઞ મહારાજ શ્રી હેમચંદ્રસૂરિ જેવા મહાનાયકો થઇ ગયા. આ સમય દરમ્યાન પ્રાંતભરમાં રાજ્યાશ્રયથી, મંત્રીઓના ખર્ચે અગર શ્રેષ્ઠીઓની લક્ષ્મીવડે હજારો ભવ્ય ચૈત્યો ગુજરાતમાં ઠેર ઠેર બંધાયા તથા ગ્રંથભંડારો સ્થપાયા, જેમાંના કેટલાકની જોડી તો જગતભરમાં મળવી મુશ્કેલ છે.

છેલ્લા સોલંકી રાજા ભીમદેવ બીજાના સમયમાં મુસલમાન સત્તા ભારતમાં સ્થપાઇ અને જે ભીમદેવના હાથે પોતે સખત હાર ખાધી હતી તે જ ભીમદેવને માંહોમાંહેના કુસંપ અને અવિચારીપણાથી નબળો પડેલો જોઇ મુસલમાનોએ પાટણ ઉપર આક્રમણ કર્યું અને રાજપૂત સત્તાને સખત ફટકો માર્યો. મુસલમાનોએ પાટણ જીત્યું, પણ ગુજરાતમાં સ્થિર થઇને રાજસત્તા સ્થાપી શકયાં નહિ.

પાટણની સત્તા નબળી પડતાં જ વીરમંત્રી વસ્તુપાલ અને સેનાપતિ તેજપાલના પ્રયત્નના પરિણામે ધોળકાના વાઘેલા રાણા વીરધવલની સત્તા મજબૂત થઇ. સેંકડો અજોડ પ્રાસાદો અને હજારો લોકોપયોગી કામો કરી ચક્રવર્તી કરતાં પણ વધારે કીર્તિ મેળવનાર આ બે ભાઇઓએ સમસ્ત ગુજરાતને ફરીથી આર્ય સત્તા નીચે આણ્યું. આખા ભારતવર્ષમાં જે વખતે ઇસ્લામ સત્તા સર્વોપરી હતી, દિલ્હી, કનોજ, અજમેર, બંગાળ અને બિહાર જેવાં મોટાં રાજ્યો હારીને જ્યારે ઇસ્લામ સામ્રાજ્યનો એક ભાગ બન્યા હતા ત્યારે આ બે ભાઇઓએ ગુજરાતને સ્વતંત્ર બનાવ્યું, એટલું જ નહિ પણ દિલ્હીના સુલતાનની સવારી થતાં ગુજરાતમાં તે લશ્કર પ્રવેશ કરે તે પહેલાં જ આરાવલી ડુંગરોમાં તેમનો સામનો કરી બાદશાહના અજેય લશ્કરને જીતી લીધું. પાછળથી તક મળતાં બાદશાહની માતાની સરભરા કરી બાદશાહ સાથે મૈત્રી બાંધી, અને તેની પાસેથી સરસ આરસ પથ્થરો માગી લઇ, તેની જૈન મૂર્તિઓ ઘડાવી જૈન ધર્મનો ઉત્કર્ષ કર્યો.

ગુજરાતના છેલ્લા સ્વતંત્ર હિંદુ રાજા વાઘેલા રાણા કર્ણદેવના પ્રધાન માધવ અને કેશવ નાતે નાગર બ્રાહ્મણો હતા. કમનસીબે કર્ણદેવની નીતિ બગડી અને માધવને દગો દઇ, તેને રાજધાનીથી દૂર કરી કર્ણદેવ તેની સ્ત્રીને બળાત્કારે ઉપાડી ગયો. માધવથી આ સહન ન થયું અને કર્ણદેવના વેરનો બદલો વાળવા તેણે દિલ્હીના ખૂની બાદશાહ અલ્લાઉદ્દીનનો આશ્રય લીધો. માધવની મદદ, ગુજરાતનો કુસંપ અને કર્ણદેવના દુષ્ટ સ્વભાવને લીધે ગુજરાત પડ્યું. સેંકડો વર્ષ સુધી અસાધારણ કુનેહ અને બહાદુરીથી જૈન મંત્રીઓએ જાળવી રાખેલી ગુજરાતની સ્વતંત્રતા નષ્ટ થઈ.

ગૂર્જરભૂમિને મુસલમાનોનો—અલ્લાઉદ્દીન ખીલજીના હસ્તનો સ્પર્શ થયો ત્યારથી ગુજરાત નવા જગતમાં દાખલ થયું. વિજય મળવાથી ઉન્મત્ત થએલા ધર્મઝનૂની મુસલમાનો પાણીના રેલાની માફક ગુજરાતના દરેકે દરેક ભાગમાં ફરી વળ્યા. પ્રાણી માત્રને અભય આપનાર જૈનસંસ્કૃતિથી પોષાએલો અને તેનાથી સમૃદ્ધ બનેલો ગુજરાતનો બગીચો સૂકાવા લાગ્યો. છેલ્લાં છસો વર્ષમાં શાંતિના યુગમાં સ્થપાએલાં અનેક ભવ્ય શહેરો, સુંદર પ્રતિમાઓ, ભવ્ય પ્રાસાદો અને કળાના અદ્વિતીય નમૂનાઓ, ધાર્મિકતાની ઝનૂની ભાવનાઓને લીધે ધર્મઝનૂની મુસલમાનોએ સારાસારનો વિચાર કર્યા વિના નષ્ટ કર્યાં. સર્વ પ્રાચીનતાઓ મૂળમાંથી જ ખળભળી ઊઠી. સર્વને આઘાત થયો—પૂર્વે કદી નહિ થએલો એવો પ્રબળ આઘાત થયો. જીવન બદલાયું—જીવનના માર્ગ બદલાયા; સાહિત્ય બદલાયું—સાહિત્યની ભાષા બદલાઇ. આ બધું એ કાળમાં થયું. સ્વતંત્ર ગુજરાતના પરાધીન જીવનનો આરંભકાળ તે આ જ. ઉલગખાનનાં* પગલાંની સાથે જ આ નવા અનુભવનો આરંભ થયો હતો અને તે દિનપ્રતિદિન વિશ્રામ પામતો હતો.

સત્તાહીન થએલા જૈનો અને તેમને વારસામાં મળેલા સ્થાપત્ય, કળા તથા જ્ઞાન પણ આ નાશમાંથી મુક્ત રહ્યાં નહિ. જૈન મંત્રીશ્વરો, મહારાજાઓ અને શ્રેષ્ઠીઓએ બંધાવેલા સેંકડો પ્રાસાદો ઝનૂની મુસલમાનોએ તોડી નાખ્યા. જૈન, શૈવ કે વૈષ્ણવ મંદિરો જમીનદોસ્ત થયાં. તેના સુંદર પથ્થરો અને કારીગરીના નમૂનાઓ મસ્જિદોનાં ચણતરોમાં ખડકાયા. સેંકડો જૈન મૂર્તિઓના ભુક્કા થઇ તેનાં

---

* જિનપ્રભસૂરિ જણાવે છે કે 'વિ. સં. ૧૩૫૬ માં સુલતાન અલ્લાઉદ્દીનનો નાનો ભાઈ ઉલગખાન દિલ્હીનગરથી ગુજરાત પર ચઢયો.'
—વિવિધ તીર્થકલ્પ. પૃષ્ઠ. ૩૦.

પગથિયાં બનાવાયાં. આ સર્વનાશમાંથી પણ સમયસૂચક જૈનોએ જેટલું બન્યું તેટલું બચાવ્યું. બની શકે તેટલી પ્રતિમાઓને પ્રાસાદોમાંથી ખસેડી જમીનમાં ભંડારી; ગ્રંથભંડારોને પણ છુપાવ્યા.

ધીમે ધીમે મુસલમાનોને સ્થાયી થવા માટે પ્રજા સાથે ભળવાની જરૂર પડી, તેથી તેમની સાથે સહકાર કરીને જૈનોએ ફરીથી રાજ્યપ્રકરણમાં ઝંપલાવ્યું. વ્યાપારી તરીકેની તેમની ગુજરાત ઉપરની સત્તા, તેમના નીતિમય જીવનની પ્રતિષ્ઠા અને કુનેહથી મુસલમાનો પણ તેમના ઉપર મુગ્ધ થયા. બાદશાહી અંતઃપુરોમાં કોઇ ન જઇ શકે ત્યાં પણ જૈન ઝવેરીઓ અમુક હદ સુધી જવા લાગ્યા. રાજ્યની સારી જગ્યાઓ ઉપર પણ નીમાવા લાગ્યા. રાજકારણમાં સત્તાધારી બનતાં જૈનોએ ફરીથી અહિંસાનો વિજય વાવટો ફરકાવવાનો અને તોડી પાડેલા અગર જીર્ણ થયેલા જિનપ્રાસાદોનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન આરંભ્યો. તેઓ એટલા બધા સત્તાધારી થયા કે સમરસિંહ જેવાએ તો મૂર્તિપૂજાના કટ્ટરવિરોધી ગુજરાતના સૂબા અલપખાનની મદદથી જ શત્રુંજયનો સંઘ કાઢ્યો અને તે તીર્થનો પુનરુદ્ધાર સંવત ૧૩૭૧ માં કરાવ્યો.

તે પછી સંવત ૧૪૬૮ માં પાટણમાંથી ગુજરાતની રાજધાની ખસેડીને તે વર્ષમાં સ્થપાએલા અમદાવાદમાં મુસલમાની પઠાણ સુલતાનો લાવ્યા ત્યાંસુધીનો લગભગ એક સૈકાનો ઇતિહાસ અંધકારમય છે.

ગુજરાતનું પાટનગર અમદાવાદ વસાવનાર બાદશાહ અહમદશાહના દરબારમાં ગુણરાજ સંઘવી, ગદા મંત્રી, કર્મણ મંત્રી તથા તેની ગાદી ઉપર આવનાર મહમદશાહ બાદશાહે સન્માનેલા સદા શેઠ (જેઓએ સં. ૧૫૦૮ ની સાલમાં પડેલા ભયંકર દુષ્કાળ વખતે અન્નસત્રો—દાનશાળાઓ ખુલ્લાં મૂકાવ્યાં હતાં.) વગેરે જૈન શ્રેષ્ઠીઓ ગુજરાતના પઠાણ સુલતાનોના દરબારમાં પણ સારી લાગવગ ધરાવતા હતા.

કાલક્રમે મોગલો આવ્યા અને સમ્રાટ અકબરે ગુજરાતના છેલ્લા પઠાણ સુલતાન બહાદુરશાહ પાસેથી ગુજરાત જીતી લઈ મોગલ સામ્રાજ્ય સાથે જોડી દીધું. એ મહાન સમ્રાટ જૈનોના સંસર્ગમાં આવ્યો અને તેમનાં સંયમ, તપ, ચારિત્ર્ય તથા શ્રદ્ધાથી તેમના ઉપર મુગ્ધ થયો. સમર્થ જૈનાચાર્ય શ્રી હીરવિજયસૂરિને તેણે ગુજરાતથી પોતાની મુલાકાતે બોલાવ્યા. ગુરુનાં પ્રવચન અને ચારિત્ર્યથી તે એટલો બધો મુગ્ધ થયો કે મુસલમાન હોવા છતાં અહિંસા ધર્મ સમજ્યો અને વરસના અમુક ભાગ—લગભગ છ માસ અને છ દિવસ—લગી શિકાર અને માંસાહાર બંધ કર્યો. પર્યુષણ દરમ્યાન તેણે દેશભરમાં પ્રાણી સમસ્તને અભય આપવાનું ફરમાન કાઢ્યું. મહાન્ ગુરુને 'જગદ્ગુરુ'નો માનવંતો ઇલકાબ આપ્યો અને શત્રુંજય, ગિરનાર, આબુજી, સમેતશિખરજી અને તારંગાજી વગેરે તીર્થો ઉપર જૈનોની માલિકી 'યાવચ્ચંદ્રદિવાકરૌ' સ્વીકારી તે તીર્થો બક્ષિશ આપ્યાં. (આ બક્ષિશ પત્રોની મૂળ નકલો અમદાવાદની શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં છે.)

સમ્રાટ અકબર પછી જૈનાચાર્ય શ્રી વિજયસેનસૂરિના હાથ નીચે કેળવાએલો શાહેનશાહ જહાંગીર પણ જૈન ધર્મનો એટલો જ પક્ષપાતી બન્યો અને શાહજહાંએ પણ આ ધર્મ તરફ સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી પોતાનો પુત્રધર્મ બજાવ્યો.

આ બધાં વર્ષો દરમિયાન પોતાની લાગવગ અને મોગલ શહેનશાહોની સહિષ્ણુતાનો યોગ પ્રાપ્ત થતાં જૈનોએ જેશલમેર જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર અને જરૂર જણાઇ ત્યાં નવાની સ્થાપના કરવા માંડી. ફરી એક વખત ભારતભરમાં જૈન પ્રાસાદોનો અને તેમના અણમોલ સિદ્ધાંત–અહિંસાનો પ્રચાર થયો. આજના વિદ્યમાન જૈન પ્રાસાદો પૈકી ઘણા તે સમયના છે.

શાહજહાંનો યુવરાજ ઔરંગઝેબ ધર્મઝનૂની વધારે હતો. પિતાના છત્ર નીચે પોતાની ગુજરાતની સુબાગીરી દરમ્યાન તેણે ધર્મઝનૂનથી પ્રેરાઇ અમદાવાદમાં શાંતિદાસ નગરશેઠનું બંધાવેલું ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર તોડી નાખ્યું. જૈનો અને તેમના નાયક નગરશેઠ આ ન સાંખી શકયા. તેમણે બાદશાહ પાસે ફરિયાદ નોંધાવી, ઔરંગઝેબ પાસેથી નુકશાન વસુલ કર્યું અને તે પૈસામાંથી નવું ચૈત્ય બંધાવ્યું, જે આજે પણ અમદાવાદના ઝવેરીવાડમાં વિદ્યમાન છે.

અનુક્રમે મુસલમાનો પણ ગયા અને મરાઠા તથા અંગ્રેજો ધીમે ધીમે જોર ઉપર આવતા ગયા. એ બસો વર્ષનો ઇતિહાસ અંધારામાં છે; પણ જે અદ્વિતીય ગ્રંથભંડારો, સુંદર કલાવશેષો, રમ્ય ચૈત્યો, સ્થાપત્યના સુંદર નમૂના સમ પ્રાસાદોરૂપે અસામાન્ય પ્રતિષ્ઠા અને ગૌરવનો વારસો તેઓ આપણે માટે મૂકી ગયા છે તે ચોક્કસ બતાવે છે કે તેઓ પણ એટલા જ બળવાન અને પ્રતિષ્ઠાવાન હશે.

અંતમાં, જે પુણ્યપુરૂષના સ્મારક નિમિત્તે આ નિબંધ લખવામાં આવ્યો છે તેઓ શ્રીમદ્વિજયાનંદસૂરિ ઉર્ફે આત્મારામજી મહારાજનો તથા હાલમાં વિચરતા તેઓશ્રીના વિદ્વાન્ શિષ્ય–પ્રશિષ્યાદિ પરિવારનો પણ ગુજરાતની જૈન સંસ્કૃતિના રક્ષણ અને પ્રચાર માટેનો ફાળો પણ કાંઇ જેવો તેવો નથી. અને આપણે ઇચ્છીએ કે તેઓશ્રીનો પરિવાર જે ભિન્ન ભિન્ન વિચારોમાં વહેંચાઇ ગએલો આજે દેખાય છે તે આ પુણ્યપ્રસંગે એકત્ર થઇને જૈન સંસ્કૃતિના પ્રચાર અને રક્ષણ માટે કટિબદ્ધ થાય.





પ્રાચીન જૈનાચાર્યોએ શ્રી ભૈરવપદ્માવતીકલ્પ, રક્તપદ્માવતીકલ્પ, નમસ્કારકલ્પ, શક્રસ્તવકલ્પ, સૂરિમંત્રકલ્પ, વર્ધમાનવિદ્યાકલ્પ, નમિઊણકલ્પ, ચિંતામણિકલ્પ, જ્વાલામાલિનીકલ્પ, સરસ્વતીકલ્પ વગેરેની રચનાઓ કરેલી હાલમાં મળી આવે છે. જૈનદર્શન એ ત્યાગપ્રધાન દર્શન છે અને તે ધર્મના અનુયાયીઓ વીતરાગ પરમાત્મા અને તેઓની આજ્ઞાનુસાર વિચરતા મુનિવરોની જ ઉપાસના કરનારા હોવા છતાં ભારતની ત્રણ મુખ્ય સંસ્કૃતિઓ (૧) જૈન સંસ્કૃતિ, (૨) બૌદ્ધ સંસ્કૃતિ અને (૩) વૈદિક સંસ્કૃતિ પૈકીની બૌદ્ધ અને પાછળથી વૈદિક સંસ્કૃતિમાં પ્રચાર પામેલા તાંત્રિક યુગના જમાનામાં તે બંને સંસ્કૃતિની નિકટવર્તી રહેનારી જૈન સંસ્કૃતિને પણ મંત્રો તથા યંત્રોનો પાછળથી સ્વીકાર કરવો પડ્યો હોય એમ લાગે છે અને તે સ્વીકાર કર્યા પછી ઉપર્યુક્ત કલ્પોની રચનાઓ જૈનાચાર્યોએ કરી હોવી જોઈએ એમ અમારું માનવું છે.

ઉપર્યુક્ત કલ્પોની સાથે સાથે તેને લગતા યંત્રોની આકૃતિઓ પણ જૈનાચાર્યોએ સર્જન કરેલી છે, જેમાંની યંત્રાકૃતિઓ પૈકી ૧ સિદ્ધચક્રયંત્ર તથા ૨ ઋષિમંડલયંત્રની આકૃતિઓને જૈન સંપ્રદાયે વધારે મહત્ત્વનું સ્થાન આપેલું હોવાથી તે બંને યંત્રોની ભિન્ન ભિન્ન પ્રકારની આકૃતિઓ હાલમાં મળી આવે છે; તે પૈકીનો ઋષિમંડલયંત્રામ્નાયનો આ ચિત્રપટ છે, જેનો ઉલ્લેખ ચિત્રપટમાં જ ચિત્રકારે इति श्रीऋषिमंडलयंत्राम्नायः શબ્દ લખીને કરેલો છે. આ ચિત્રપટમાં આ પટ ચીતરાવનાર મુનિમહારાજના નામ વગેરેનો પણ ઉલ્લેખ કરેલો છે, જે આ પ્રમાણે છે:—

संवत् १५७१ वर्षे वि( वै )शाखमासे शुक्लपक्षे त्रि( तृ )तीयायां तिथौ सोमवारे रोह( हि )णीनक्षत्रे वर्द्धमाननाम्नि योगे उवएसगच्छे सिद्धाचार्यसंताने पूज्य श्रीजयरत्नसूरिश( शि )ष्य पं० हर्षरत्नगणीनां परिवारस्य कीर्ति( र्तिं )लक्ष्मीं धृतिं मतिं कुरु २ स्वाहा ॥

**ભાવાર્થ**:—સંવત ૧૫૭૧ ના વૈશાખ સુદિ ત્રીજ ને સોમવારના દિવસે રોહિણી નામના નક્ષત્રને વિષે વર્દ્ધમાન નામનો યોગ આવે છતે ઉપકેશગચ્છીય આચાર્ય ( શ્રી ) સિદ્ધ-

સૂરિના પરિવારમાં થએલા પૂજ્ય શ્રી જયરત્નસૂરિના શિષ્ય પંન્યાસ હર્ષરત્નગણીના પરિવારની કીર્તિરૂપી લક્ષ્મીનો વિસ્તાર કરનાર ( આ ચિત્રપટ ) થાઓ.

ચિત્રપટની બરાબર મધ્યમાં ह्रीँ અક્ષર પાંચ રંગવાળો લખેલો છે. ह्री અક્ષરની ઉપરના ભાગમાં જમણી બાજુએ જૈની ॐકાર લખેલો છે અને ડાબી બાજુએ नमः શબ્દ લખીને ચિત્રકારે ॐ ह्रीँ नमः શબ્દ લખીને ઋષિમંડલ યંત્રના બીજાક્ષરનું ચિત્ર સંપૂર્ણ દોરવા પ્રયત્ન કરેલો છે.

ह्रीँ માયાબીજ છે, ह्रीँકાર ઉપર જૈનાચાર્યોએ ह्रीँકારકલ્પની પણ રચના કરેલી છે; અને ह्रीँકારના પાંચ વર્ણ કલ્પીને જૈનોના ચોવીશે તીર્થંકરની સ્થાપના કરવાની યોજના પૂર્વના જૈનાચાર્યોએ કરેલી છે, જેને અનુસરીને ચિત્રકારે આ ચિત્રપટમાં પણ ચોવીશે તીર્થંકરની સ્થાપના કરેલી છે, જે આ પ્રમાણે છે:—

'ह નો વર્ણ પીળો કલ્પેલો હોવાથી પીળાવર્ણના સોળ તીર્થંકરો અનુક્રમે ૧ ઋષભદેવ, ૨ અજિતનાથ, ૩ સંભવનાથ, ૪ અભિનંદનસ્વામી, ૫ સુમતિનાથ, ૭ સુપાર્શ્વનાથ, ૧૦ શીતલનાથ, ૧૧ શ્રેયાંસનાથ, ૧૩ વિમલનાથ, ૧૪ અનંતનાથ, ૧૫ ધર્મનાથ, ૧૬ શાંતિનાથ, ૧૭ કુંથુનાથ, ૧૮ અરનાથ, ૨૧ નમિનાથ અને ૨૪ મહાવીરસ્વામીની સ્થાપના ह માં ચિત્રકારે ચિત્રપટમાં કરેલી છે; ह+ई=ह्री અક્ષર થતો હોવાથી ई નો નીલો વર્ણ કલ્પેલો છે અને ૧૯ મા મલ્લિનાથ તથા ૨૩ મા પાર્શ્વનાથ તીર્થંકરનો વર્ણ પણ નીલો હોવાથી તે બંનેની સ્થાપના ચિત્રકારે આ ચિત્રપટમાં કરેલી છે. ह्री ના ઉપરના ભાગમાં અર્ધચંદ્રાકાર સિદ્ધશીલાની આકૃતિનો વર્ણ રાતો કલ્પેલો હોવાથી ૬ઠ્ઠા પદ્મપ્રભુ અને ૧૨ મા વાસુપૂજ્યસ્વામીની સ્થાપના ચિત્રકારે અર્ધચંદ્રાકાર આકૃતિમાં કરેલી છે. ઉપરના બિંદુનાં બે ભાગલા પાડીને ઉપરના અર્ધ ભાગમાં સફેદ વર્ણવાળા ૮ મા તીર્થંકર ચંદ્રપ્રભુ તથા ૯ મા તીર્થંકર શ્રી સુવિધિનાથ તથા નીચેના અર્ધભાગમાં શ્યામ વર્ણવાળા ૨૦ મા મુનિસુવ્રતસ્વામી અને ૨૨ મા નેમનાથ ભગવાનની સ્થાપના ચિત્રકારે ચિત્રમાં કરેલી છે. અને આ રીતે ह्रीँકારમાં ચોવીશે તીર્થંકરની રજુઆત ચિત્રકારે રજુ કરીને મોગલ સમય પહેલાનાં ગુજરાતી ચિત્રકારોની નાના છબી ચિત્રો ચીતરવાની કળાનો એક નમૂનો પૂરો પાડ્યો છે.'

ह्रीँકારની આજુબાજુ પહેલા વર્તુલાકારમાં ૪૮ પાંખડીઓના કમળની રચના ચિત્રકારે કરેલી છે તેમાં તેત્રીસ પાંખડીઓમાં क् म् ल् र् व्यूँ થી શરૂ કરીને ह् म् ल् र् व्यूँ સુધીના તેત્રીસ વ્યંજનોના મંત્રાક્ષરો રજુ કર્યા છે. તેમાં દરેક ચાર ચાર વ્યંજનોએ બબે પાંખડીઓમાં व અપબીજની સ્થાપના કરેલી છે, તેમાં બે પાંખડીઓ પૈકીની પહેલી પાંખડીમાં ત્રણ व અને બીજી પાંખડીમાં ચાર व ની સ્થાપના કરવામાં આવી છે; પરંતુ ચિત્રકારે प म् ल् र् व्यूँ શબ્દ ભૂલથી બે વખત લખેલ હોવાથી બે પાંખડીઓની બદલે એક પાંખ-

ડીમાં સાત व ની સ્થાપના કરવી પડી છે અને વ્યંજનો તેત્રીસ હોવાથી એક બીજી પાંખડીમાં પણ સાત व ની સ્થાપના કરવી પડી છે. આ રીતે ચિત્રકારે પહેલું વર્તુલ ચીતરેલું છે. આ મંત્રાક્ષરોની સ્થાપના શા હેતુથી કરવામાં આવી તેની બરાબર અમને માહિતી નહી હોવાથી તેની સમજણ અમે અહીંઆ આપી નથી.

બીજા વર્તુલાકારમાં વાદળી રંગની લીટીઓ દોરીને પાણીની રજુઆત ચિત્રકારે કરેલી છે.

ત્રીજા વર્તુલાકારમાં આઠ દિશાઓમાં આઠ કમલની પાંખડીઓની આકૃતિઓ ચીતરીને અનુક્રમે ૧–પૂર્વ દિશામાં ॐ ह्रीँ अर्हद्‌भ्यः ईंद्रेभ्यो नमः । रवि ह्रीँ श्रीँ धृति અક્ષરો લખેલા છે અને અરિહંતનો વર્ણ ઉજ્જવળ હોવાથી સફેદ વર્ણવાળા અરિહંતની આકૃતિ તથા અરિહંતપદના અધિષ્ઠાયકની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે. ૨–અગ્નિ કોણમાં ॐ ह्रीँ सिद्धेभ्यो नमः । अग्नि सोम लक्ष्मी उमा गौरी વગેરે દેવીઓની બીજા સિદ્ધપદની સાથે સ્થાપના પણ કરવામાં આવી છે, અને સિદ્ધનો વર્ણ રક્ત હોવાથી રક્ત વર્ણવાળા સિદ્ધની આકૃતિ તથા સિદ્ધપદના અધિષ્ઠાયકની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે. ૩–દક્ષિણ દિશામાં ॐ ह्रीँ सर्वसूरिभ्यो नमः । यम । मंगल । सरस्वती जया अंबा વગેરેની સ્થાપના આચાર્યપદની સાથે કરવામાં આવી છે, અને આચાર્યનો વર્ણ પીત હોવાથી પીત વર્ણવાળા આચાર્યની આકૃતિ તથા આચાર્યપદના અધિષ્ઠાયકની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે. ૪–નૈઋત્ય કોણમાં ॐ ह्रीँ उपाध्यायेभ्यो नमः । બુધ । नैर(ऋ)त विजया नित्या क्लिन्ना વગેરેની સ્થાપના ઉપાધ્યાયપદની સાથે કરવામાં આવી છે, અને ઉપાધ્યાયનો વર્ણ નીલ હોવા છતાં ચિત્રકારે આ ચિત્રમાં ભૂલથી પીત વર્ણવાળા સાધુની આકૃતિ તથા તેના અધિષ્ઠાયકની આકૃતિ ચીતરેલી છે. ૫–પશ્ચિમ દિશામાં ॐ ह्रीँ सर्व्वसाधुभ्यो नमः । वरुण । गुरु अजिता मदद्रवा कामांगा વગેરેની સ્થાપના સાધુપદની સાથે કરવામાં આવી છે; અને સાધુનો વર્ણ શ્યામ હોવાથી શ્યામ વર્ણવાળા સાધુની આકૃતિ તથા સાધુપદના અધિષ્ઠાયકની આકૃતિ ચિત્રકારે ચીતરેલી છે. ૬–વાયવ્ય કોણમાં ॐ ह्रीँ ज्ञानेभ्यो नमः । वायु शुक्र कामबाणा सानंदानंदमालिनी नमः વગેરેની સ્થાપના કરવામાં આવી છે, અને જ્ઞાનનો વર્ણ ઉજ્જવળ હોવા છતાં ચિત્રકારે આ ચિત્રમાં પીત વર્ણવાળા સાધુની આકૃતિ તથા તેના અધિષ્ઠાયકની આકૃતિ ચીતરેલી છે. ૭–ઉત્તર દિશામાં ॐ ह्रीँ तत्व(त्त्व)दृष्टिभ्यो नमः धनद । शनि । माया ना(मा)यावनी रौद्री गुरुभ्यो नमः વગેરેની સ્થાપના કરવામાં આવી છે, અને તત્ત્વદૃષ્ટિ એટલે દર્શનપદનો વર્ણ ઉજ્જવળ હોવા છતાં ચિત્રકારે આ ચિત્રમાં ઉપર્યુક્ત પદની માફક પીત વર્ણવાળા સાધુની આકૃતિ તથા તેના અધિષ્ઠાયકની આકૃતિ ચીતરેલી છે. ૮–ઇશાન કોણમાં ॐ ह्रूँ चारित्रेभ्यो नमः ईशान राहुकेतु कली काली कलिप्रिया વગેરેની સ્થાપના કરવામાં આવી છે, અને ચારિત્રપદનો વર્ણ ઉજ્જવળ હોવા છતાં આ ચિત્રમાં પણ ઉપર્યુક્ત પદની માફક પીત વર્ણવાળા સાધુની તથા તેના અધિષ્ઠાયકની આકૃતિ ચિત્રકારે ચીતરીને આ ત્રીજા વર્તુલાકારનું કામ સમાપ્ત કરેલું છે.

ચોથા વર્તુલાકારમાં આપણે અગાઉ જણાવી ગયા તે મુજબ પટ ચીતરાવનાર મુનિ મહારાજનું નામ તથા પટ ચીતરાવ્યાની તારીખ વગેરેનો ઉલ્લેખ કરીને ॐ नमः सिद्धं થી શરૂ કરીને અ થી અઃ સુધીના સ્વરો, ક થી ક્ષ સુધીના વ્યંજનો અને ઋષિમંડલમંત્રામ્નાયની સ્થાપના કરીને છેવટે इति श्रीऋषिमंडलमंत्रयंत्राम्नायः લખીને યંત્રની સમાપ્તિ કરેલી છે.

આખાયે યંત્રની સ્થાપના પૂર્ણકલશની આકૃતિ ચીતરીને પૂર્ણકલશના પેટાભાગમાં કરવામાં આવી છે. આ પ્રમાણે મધ્યમાં હ્રીંકારમાં ચોવીશ તીર્થંકરની સ્થાપના કરીને આજુબાજુ ઉપર જણાવી ગયા તે પ્રમાણે ચાર વર્તુલાકાર પદો તથા તેના અધિષ્ઠાયકોની સ્થાપના કરીને, કલશના મુખ ઉપરના ભાગમાં હ્રૂઁકાર લખીને, સાડાત્રણ વર્તુલાકાર લીટીઓથી સારાયે યંત્રને વેષ્ટિત કરીને છેવટે क्रौं અંકુશબીજ લખીને યંત્રની સમાપ્તિ કરવામાં આવી છે.

કલશની ઉપરના મુખના ભાગની આજુબાજુ ચિત્રકારે બે ચક્ષુઓ ચીતરેલાં છે. ભારતની ત્રણે સંસ્કૃતિઓ મંગલકલશ( પૂર્ણકલશ )ને માંગલિક ચિન્હ તરીકે માનતી હોવા છતાં, જૈન સંસ્કૃતિની ખાસ વિશિષ્ટતા એ છે કે પૂર્ણકલશની આજુબાજુ દિવ્યજ્ઞાનરૂપી બે ચક્ષુઓની રજુઆત કરે છે જ્યારે બીજી બે સંસ્કૃતિઓ બે ચક્ષુઓ સહિત પૂર્ણ કલશની રજુઆત કરતી હોય એવું અમારા ખ્યાલમાં નથી.

ચિત્રપટના ચાર ખૂણાઓમાં અનુક્રમે ઉપરની જમણી બાજુથી ૧ ધરણેન્દ્ર, ૨ પદ્માવતી, ૩ ગુરુમૂર્ત્તિ તથા ૪ વૈરોટ્યાદેવીની યંત્રના અધિષ્ઠાયક તરીકે સ્થાપના કરવામાં આવી છે.

૧ ધરણેન્દ્ર–શરીરનો વર્ણ પીળો, તેના મસ્તક ઉપર છ ફણા, જમણા હાથમાં પાશ અને ડાબા હાથમાં અંકુશ તથા તેના બીજા બે હાથ ખાલી ચીતરેલા છે. તે ભદ્રાસનની બેઠકે બેઠેલો છે. તેના ડાબા ઢીંચણની નીચે તેના ચિહ્ન તરીકે હાથી મૂકેલો છે. આ ચિત્ર ચીતરનાર જૈનમૂર્ત્તિ વિધાનના નિયમોથી તદ્દન અનભિજ્ઞ હોય એમ લાગે છે કારણ કે ધરણેન્દ્રનું વાસ્તવિક સ્વરૂપ નીચે પ્રમાણે છે.

તેના શરીરનો વર્ણ ગૌર, તેના મસ્તક ઉપર ત્રણ ફણા, તેના હસ્તમાં સર્પ, તેના આભૂષણો તથા તેના ચિહ્ન વિગેરેમાં પણ સર્પની આકૃતિ હોવી જોઈએ. ધરણેન્દ્રના વાસ્તવિક સ્વરૂપના ચિત્ર માટે જુઓ 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામના પુસ્તકમાં છાપવામાં આવેલ દસ ભુવનપતિના ઇંદ્રોના ચિત્રોની ચિત્રપ્લેટ મધ્યેનું ધરણેન્દ્રનું ચિત્ર.

૨ પદ્માવતી–શરીરનો વર્ણ તપાવેલા સોના જેવો લાલ, મસ્તક ઉપર ત્રણ ફણા, જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં પાશ તથા તેણીનો જમણો હાથ વરદમુદ્રાએ તથા ડાબો હાથ અભયમુદ્રા જેવો ચીતરેલો છે અને તેણીના ચિહ્ન તરીકે કુકડો ચીતરેલો છે; પરંતુ વાસ્તવિક રીતે કુર્કટ એટલે કુકડો નહિ પણ कुर्कुटोरगवाहना० તેણી હોવાથી કુકડાના મુખની આકૃતિવાળો સર્પ જોઈએ.

મોગલ સમય પહેલાંનો કપડા પરનો એક ચિત્રપટ



**ऋषिमंडल यंत्र**

૩ ગુરુમૂર્તિ–ગુરુમહારાજ લાકડાના બાજોટ ઉપર પદ્માસને પ્રવચન મુદ્રાએ હાથ રાખીને બેઠેલા છે. તેઓના શરીરનો વર્ણ પીળો અને કપડાંનો વર્ણ સફેદ છે. જમણા પગની પલાંઠી ઉપર ઓઘો રાખેલો છે.

૪ વૈરોટ્યા–શરીરનો વર્ણ શ્યામ, મસ્તક ઉપર ત્રણ ફણા, ઉપરના બંને હાથમાં સર્પ, નીચેનો જમણો હાથ વરદમુદ્રાએ તથા ડાબો હાથ ખાલી છે. તે ભદ્રાસનની બેઠકે બેઠેલી છે. ચિત્રમાં તેણીની ઓળખાણ માટે કોઈપણ જાતનું ચિહ્ન ચીતરવામાં આવ્યું નથી પણ વાસ્તવિક રીતે ત્યાં અજગરનું ચિહ્ન ચિત્રકારે ચીતરવું જોઈતું હતું, જે શરતચૂકથી રહી ગયું હોય તેમ લાગે છે.

ઉપર્યુક્ત ચાર ખૂણાના ચાર ચિત્રો ઉપરાંત ચિત્રકારે નવગ્રહો તથા નવનિધાન અને તેના અધિષ્ઠાયકનું ચિત્ર પણ ચિત્રપટમાં ચીતરેલું છે, જે આ પ્રમાણે છેઃ—

ઉપરના ભાગની જમણી બાજુએથી અનુક્રમે સૂર્ય અને ડાબી બાજુએ ચંદ્ર, પટની ડાબી બાજુએ મધ્યભાગના છેડા ઉપર અનુક્રમે મંગળ અને બુધ, નીચેના ભાગમાં અનુક્રમે ગુરુ અને શુક્ર તથા પટની જમણી બાજુએ મધ્યભાગના છેડા ઉપર શનિ, રાહુ અને કેતુની સ્થાપના કરીને ચારે બાજુએ મળીને નવગ્રહોની સ્થાપના ચિત્રકારે કરેલી છે. ઉપરાંત પૂર્ણકલશના તળીઆના ભાગમાં નવકુંભાકૃતિઓ ચીતરીને ચિત્રકારે નવનિધાનની તથા તેના અધિષ્ઠાયક પાંચ ફણાવાળા શેષનાગની પણ રજુઆત કરેલી છે. વળી પૂર્ણકલશના ઉપરના મુખના ભાગમાં ગણેશનું તથા કલ્પવૃક્ષનાં પાંદડાંઓનું ચિત્ર ચીતરીને ચિત્રપટ સંપૂર્ણ કરેલો છે.

સ્વર્ગસ્થ પુણ્યશ્લોક પ્રાતઃસ્મરણીય મહાત્મા શ્રીમદ્વિજયાનંદસૂરિ ઉર્ફે આત્મારામજી મહારાજ સાહેબે ભારતીય સંસ્કૃતિના રક્ષણ અને પ્રચાર સારુ સારી ય જિંદગી દરમ્યાન જે અથાગ પ્રયત્નો સેવ્યા છે તેને માટે કેવળ જૈન સમાજ નહિ પણ દરેકે દરેક હિંદુ તેઓનો સદાને માટે ઋણી હોવો જોઈએ એવી અમારી માન્યતા છે.




પ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરે દ્વયાશ્રય કાવ્ય રચ્યું છે તે સૌ કોઈ જાણે છે. તે કાવ્ય સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં છે. સંસ્કૃતમાં રચવામાં આવેલા કાવ્યમાં મૂળરાજથી માંડીને કુમારપાળ જૈન થયો ત્યાં સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે; જ્યારે પ્રાકૃત કાવ્યમાં કુમારપાળ રાજાના અમલને માત્ર કાવ્યરૂપે વર્ણવવામાં આવેલો છે. હું અહીં સંસ્કૃત દ્વયાશ્રય વિષે થોડુંએક લખાણ કરું છું.

આ કાવ્યનું ગુજરાતી ભાષાંતર સને ૧૮૯૩ માં શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડની વિદ્યાધિકારી કચેરીની સૂચના અનુસાર મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કર્યું છે. એ ભાષાંતર એકંદર શુદ્ધ છે, જો કે તેમાં કેટલીએક અશુદ્ધિઓ તથા ગેરસમજુતીઓ રહી જવા પામી છે. સંસ્કૃત કાવ્યના છપાએલા બે ગ્રંથો નિર્ણયસાગર પ્રેસ તરફથી બહાર પડ્યા છે. બીજા વિભાગની પ્રસ્તાવના ઘણી ટૂંકી અને જરા પણ માર્ગદર્શક નહીં એવી ડૉ. બેલવલકરે લખી છે. તે પૈકી પ્રથમ ભાગ ઇ. સ. ૧૯૧૫ માં પ્રસિદ્ધ થયો હતો, જ્યારે બીજો ભાગ ઈ. સ. ૧૯૨૧ માં પ્રસિદ્ધ થયો હતો. પ્રથમ વિભાગમાં પહેલા દસ સર્ગો આપવામાં આવ્યા છે, જ્યારે બીજા વિભાગમાં તે પછીના દસ સર્ગો આપવામાં આવ્યા છે. દ્વયાશ્રય કાવ્યના સંસ્કૃત વિભાગની ટીકા પાલણપુરમાં સંવત્ ૧૩૧૦ ની દીવાળીએ અભયતિલકગણિએ (પૂરી) કરી છે, અને તે બંને વિભાગોમાં શ્લોકો સાથે આપવામાં આવી છે. ટીકા ઘણી સારી છે, અને અભયતિલકગણિ સમર્થ વૈય્યાકરણી તથા અભ્યાસી હશે એમ તે ઉપરથી સિદ્ધ થાય છે.

દ્વયાશ્રય કાવ્ય મહાકાવ્ય છે. અને તેના પ્રથમ શ્લોક ઉપરથી જ જણાય છે કે કર્તાની અભિલાષા તેને કાલિદાસના રઘુવંશની કોટિએ મૂકવાની હશે. તે કાવ્ય વ્યાકરણ ઉપર અને ઈતિહાસ ઉપર છે, પણ તેમાં મુખ્યત્વે વ્યાકરણને પ્રાધાન્ય આપેલું હોઇ તેની ઐતિહાસિક ઉપયોગિતા એટલે અંશે ઓછી થઈ જાય છે, જો કે બેમાંથી એક દૃષ્ટિએ પણ હજુ સુધી તેનો વિગતવાર અને શાસ્ત્રીય અભ્યાસ કોઈએ કર્યો હોય એમ જણાતું નથી. ગુજરાતના ઇતિહાસનાં જૂનાં સાધનોનો અભ્યાસ કરવાના પ્રયત્નમાં હું આ દ્વયાશ્રય-કૃતિને શ્લોકવાર, ટીકાવાર અને બીજી વિગતો પૂરતો જોઇ શક્યો છું. મારા પરિશીલનનાં પરિણામોને હું તપસીલવાર કોઇ વખત ગૂજરાતને આપવા ઇચ્છું છું.

દ્વયાશ્રય મહાકાવ્ય વ્યાકરણની દૃષ્ટિએ અનેરું છે, અને હું જોઇ શકયો છું તે પ્રમાણે તો, તેનું વ્યાકરણ સમર્થન બીજા કોઇ વ્યાકરણ ગ્રંથની અપેક્ષાએ સંપૂર્ણ છે.

આ મહાકાવ્ય સોલંકી વંશનો ઇતિહાસ વર્ણવે છે, તેથી તેમાંથી ગુજરાત અને સૌરાષ્ટ્ર એટલે કાઠિયાવાડ સંબંધી ઘણું જાણવાનું મળે છે. હેમચંદ્ર આચાર્ય પોતે ગુજરાતી હતા અને તેમનો અનુભવ સર્વજ્ઞ હતો એટલે Encyclopedic–સર્વગામી હતો તેથી તેમાં સમાજ, ઇતિહાસ, વાઙ્મય, લોકસ્થિતિ, ભૂગોળ વિગેરે સંબંધી ઘણું નવું જાણવાનું મળે છે.

આચાર્યનાં કેટલાંક વર્ણનો તો વ્યાકરણનિયમગત હોવા છતાં ઉચ્ચ કાવ્યશક્તિના નમૂનાઓ તરીકે પણ ગણાવી શકાય.

પહેલા સર્ગમાં કર્તાએ અર્હત્ સ્તુતિ કર્યા પછી ચૌલુક્ય વંશની પ્રશંસા કરી છે. ત્યારપછી અણહિલ્લપાટણનું વર્ણન આવે છે, જે વર્ણન માટે ૧૩૦ શ્લોકો રચવામાં આવ્યા છે. મૂળરાજ નૃપતિનું વર્ણન ૬૭ શ્લોકોમાં કરવામાં આવ્યું છે.

બીજા સર્ગના કુલ ૧૧૦ શ્લોકો છે. તેમાં મૂળરાજને શંભુ સ્વપ્નમાં દર્શન આપે છે અને સૌરાષ્ટ્રપતિ ઉપર આક્રમણ કરવા તેને આજ્ઞા કરે છે. મૂળરાજ આ સ્વપ્ન ઉપર વિચાર કરે છે અને પોતાના મંત્રીઓ, જેહુલ તથા જંબક, સાથે તે ઉપર મંત્રણા કરે છે.

ત્રીજો સર્ગ ૧૬૦ શ્લોકોનો છે. તેમાં કવિ શરદૃઋતુનું વર્ણન કરે છે અને મૂળરાજનું યુદ્ધ–પ્રયાણ જણાવે છે. સોલંકી સેનાની જંબૂમાલી નદી ઉપરની છાવણીનું કવિએ કરાવેલું દર્શન ઘણું સુંદર છે.

ચોથો સર્ગ ૯૪ શ્લોકોનો બનેલો છે. તેમાં મૂળરાજને ગ્રહરિપુનો દૂત મળે છે અને પછી કવિ સોરઠી સેનાનું વર્ણન આપે છે.

પાંચમા સર્ગના ૧૪૨ શ્લોકોમાં મૂળરાજનો ગ્રહારિ ( ગ્રહરિપુ ) ઉપરનો વિજય, તેનું કેદ થવું, ગ્રહારિની મુક્તિ, મૂળરાજની પ્રભાસતીર્થની યાત્રા અને મૂળરાજે સોમનાથનું કરેલું સ્તવન એટલું આવે છે.

છઠ્ઠા સર્ગમાં સોલંકીઓનો લાટદેશ ઉપરનો વિજય આવે છે. આ સર્ગમાં મૂળરાજ મરણ પામે છે અને ચામુંડરાજ ગાદીએ આવે છે. સર્ગના કુલ શ્લોકો ૧૦૭ છે.

સાતમા સર્ગમાં આચાર્યે ૧૪૨ શ્લોકો મૂક્યા છે. તેમાં ચામુંડરાજ તથા કુમારો વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગકુમાર, એમનું વર્ણન, વલ્લભરાજની માળવદેશ ઉપર સવારી, તેનું શીતળાના રોગથી મરણ, ચામુંડનું શુક્લતીર્થ ઉપર જઇ તપ:સેવન તથા

મરણુ, નાગરાજનું તથા દુર્લભરાજનું મારવાડી નૃપતિ મહેન્દ્રની કન્યાઓ સાથે લગ્ન, ગુજરાતનો માળવદેશ ઉપર વિજય, એટલી બાબતો આવે છે.

આઠમા સર્ગમાં ભીમના અમલનું વર્ણન આવે છે. તેના કુલ ૧૨૫ શ્લોકો છે. ભીમ સિંધુ દેશના રાજા હમ્મુક ઉપર વિજય મેળવે છે તેનું તથા ચેદિદેશનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે.

નવમા સર્ગમાં ૧૭૨ શ્લોકો છે. તેમાં કલચૂરીવંશીય ચેદીરાજા કર્ણ અને સોલંકીવંશીય ગૂર્જર રાજા ભીમ વચ્ચે થએલા સમાધાનને બતાવવામાં આવ્યું છે. ગૂર્જર રાજ્યની પ્રતિભા આ વખતે તમામ ભારતવર્ષના રાજવંશો ઉપર પડી હતી તેમ કહેવામાં આવ્યું છે. ભૂગોળ તથા ઇતિહાસ બંને આ સર્ગમાં તથા આઠમા સર્ગમાં ખાસ આવે છે. ભીમ તથા ક્ષેમરાજ બંને આ સર્ગમાં મરણુ પામે છે અને કર્ણ ગાદીએ આવે છે. કર્ણરાજા અને ચંદ્રપુરના કદંબરાજ જયકેશીની પુત્રી મયલ્લણા એમનું પ્રીતિલગ્ન આ સર્ગમાં વર્ણાય છે, જે બીજાં અનેક કપોલકલ્પિત વર્ણનોનો નિરાસ કરવામાં ઉપકારક થઇ શકે છે.

દસમા સર્ગમાં ૯૦ શ્લોકો છે અને તેમાં હેમચંદ્રસૂરિ, કર્ણરાજે લક્ષ્મીદેવીની કરેલી આરાધનાનું તથા લક્ષ્મીદેવીની પ્રસન્નતાનું અતિ મનોહર વર્ણન આપે છે. એ આરાધનાથી કર્ણની મહારાણી મયણુાને ગર્ભ રહે છે.

અગ્યારમા સર્ગમાં ૧૧૮ શ્લોકો છે. તેમાં કુમાર સિદ્ધરાજનો જન્મ, તેનું નામકરણ, તેનો વિદ્યાભ્યાસ, તેનો અભિષેક, કર્ણનું મરણુ, કુમાર દેવપ્રસાદનું મરણુ, ત્રિભુવનપાળને અપાએલું અભયવચન, એ આવે છે.

બારમા સર્ગમાં ૮૧ શ્લોકો છે. તેમાં સિદ્ધરાજ બર્બરકને હરાવી તેને લશ્કરમાં નોકરી આપે છે, અને સારસ્વતતીરનું રક્ષણુ કરવાનું કામ તેને સોંપે છે.

તેરમા સર્ગમાં ૧૧૦ શ્લોકો છે. તેમાં સિદ્ધરાજનો તંત્રવિદ્યા ઉપરનો અનુરાગ પ્રકટ થાય છે. રાજા એક નાગકુમાર અને તેની સ્ત્રી સાથે પરિચય કરે છે અને નાગકુમારને બચાવે છે.

ચૌદમા સર્ગમાં ૭૪ શ્લોકો છે. તેમાં સિદ્ધરાજ જયસિંહ અવંતીશ્વર યશોવર્માને હરાવી કેદ કરે છે. આ સર્ગમાં ગૂર્જરેશ્વરનો પાટણુની તથા ઉજ્જૈનની યોગિનીઓ સાથેનો પરિચય દર્શાવવામાં આવે છે. સિદ્ધરાજ આ યોગિનીઓને દંડ આપે છે અને પ્રજાને તેમની કનડગતથી બચાવે છે.

પંદરમા સર્ગમાં સિદ્ધરાજ પાટણુ પાછો આવે છે. તે સિદ્ધપુરમાં રુદ્રાલય તથા મઠો બંધાવે છે, કેદારદેવને સંતોષે છે, મહાવીરનું ચૈત્ય કરાવે છે, અને સોમનાથ,

ગિરનાર તથા શત્રુંજયની યાત્રા કરે છે. સૌરાષ્ટ્રમાં તે શિહોરનું બ્રહ્મસ્થાન વસાવે છે. આ સર્ગમાં કરેલું પરદેશીઓનું વર્ણન ખાસ ઉપયોગિતા ધરાવે છે, પાટણ આવતાં સિદ્ધરાજ ખૂબ યજ્ઞો કરે છે અને સહસ્રલિંગ તળાવ, સત્રશાળાઓ વિગેરે તૈયાર કરાવે છે.

સોળમા સર્ગમાં કુમારપાળનો અમલ શરૂ થાય છે. તેના કુલ ૯૭ શ્લોકો છે. અહીં ગૂર્જરેશ્વર ચિત્રકૂટ( ચિતોડ )ના રાજા આબુ ઉપર સવારી કરે છે. આ સર્ગમાં આપેલું આબૂનું વર્ણન અતિ રમ્ય છે. હેમચંદ્ર આચાર્ય આ વર્ણનમાં બનાસ નદી, મંદાકિની નદી, વસિષ્ઠનો આશ્રમ, મહાતીર્થસ્નાનો, મહોત્સવો, સેંધવી દેવી, ખનિજની ખાણો, શબરી સ્થાનો, ઋષભદેવનું મંદિર, તેની કારીગીરી, અચલેશ્વર, રાજા વિક્રમસિંહે કુમારપાળનું કરેલું આતિથ્ય—એટલી બાબતોનો સમાવેશ કરે છે. બનાસ નદી ઉપર છાવણી નાંખી પડેલા ગૂર્જર સૈન્યનું વર્ણન અહીં આવે છે અને કવિ છ ઋતુઓને અહીં વર્ણવે છે.

આવું જ મનોહર વર્ણન સત્તરમા સર્ગમાં ચાલુ રહે છે. તેમાં ઇતિહાસનું નામ માત્ર નથી. સુરતક્રીડા, સંધ્યાનવર્ણન, રાત્રિવર્ણન, સૂર્યોદય એટલું એમાં આવે છે, જો કે શ્લોક—સંખ્યા કુલ ૧૩૮ છે. આ સર્ગ વાંચતાં મને "શિશુપાલવધ" માં યાદવોની ગિરનારયાત્રા યાદ આવી હતી.

અઢારમા સર્ગની શ્લોક-સંખ્યા ૧૦૬ છે, અને તેમાં ગૂર્જરસેનાનો ચિત્રકૂટી સેના ઉપરનો વિજય આવે છે.

ઓગણીસમા સર્ગમાં કુલ ૧૩૭ શ્લોકો છે. તેમાં આબુ રાજા કુમારપાળ સાથે મૈત્રી કરે છે અને પાટણ મુકામે મેવાડકુંવરી જલ્હણાદેવી સાથે કુમારપાળનું લગ્ન થાય છે. આ જ સર્ગમાં માળવાના રાજા બલ્લાલ સામેની સવારીનું વર્ણન આપવામાં આવ્યું છે અને બલ્લાલનો વધ થાય છે તે કહેવામાં આવ્યું છે.

વીસમો સર્ગ કાવ્યનો છેલ્લો સર્ગ છે. તેમાં કુમારપાળ અમારિ-ઘોષણા પ્રવર્તાવે છે, નિર્વંશ પ્રજાજનના ધનનો ત્યાગ કરે છે, કાશીક્ષેત્રના કેદારનાથના મંદિરનો પુનરુદ્ધાર કરાવે છે, સોમનાથના મંદિરનો ઉદ્ધાર કરાવે છે, પાટણમાં પાર્શ્વનાથનો પ્રાસાદ બંધાવે છે ને કુમારપાળેશ્વર દેવનું ( શંકર ) મંદિર કરે છે અને દેવપત્તનમાં પાર્શ્વચૈત્ય કરે છે. આ સર્ગમાં કુમારપાળ જૈન થાય છે એમ જણાય છે, કારણ કે હેમચંદ્રસૂરિ ૯૮ મો શ્લોક નીચે પ્રમાણે રચી ગયા છેઃ—

> युष्मान् मो अभिवादये भव जयी भो एधि जैनश्च भो,
> युष्मानप्यभिवादये सुकृतवान् भूयः कुमार भव ।
> आयुष्मांश्च कुमारपाल चिरमित्याशंसितोऽत्राहतै—
> श्चैत्यं स्फाटिकपार्श्वबिंबमकृत स्वर्णेन्द्रनीलैर्नृपः ॥

કુમારપાળ જૈન મુનિઓને કહે છે: 'હું તમોને વંદના કરું છું.' જૈન મુનિઓ કહે છે: 'તારો જય થાઓ. તું જૈન થા.' કુમારપાળ ઉત્તર આપે છે: 'હે આર્હતો ! હું તમને ફરી અભિવંદના કરું છું.' આર્હતો કહે છે: 'હે રાજા ! હે કુમારપાળ ! તું સુકૃતવાન્ થા. તને ધર્મલાભ થાઓ. તું આયુષ્યમાન્ થા. તું જૈન દર્શનનો પ્રચાર કર.' એવી રીતે કહેવાતા એ રાજાએ સ્ફટિકના પાર્શ્વનાથ બિંબવાળું સોનાનું અને ઇંદ્રનીલવાળું ચૈત્ય ( અણહિલ્લપાટકમાં ) કર્યું.

ઉપર દ્વ્યાશ્રયની માત્ર રૂપરેખા આપી છે, તેનો વિગતવાર અભ્યાસ થવો જોઇએ. આખું સંસ્કૃત કાવ્ય ટીકા સાથે વાંચતાં મને તેની ઉપયોગિતા અનેકવિધ જણાઈ છે. એ વિવિધ ઉપયોગિતાનાં રહસ્ય માત્ર જૈન પ્રજા નહી પણ ગૂર્જર અને ગૂર્જરેતર સમાજ સમક્ષ કોઇ વાર મૂકવા તીવ્ર અભિલાષા છે. ગૂર્જરાષ્ટ્રના તમામ સમાજે શ્રી હેમચંદ્રાચાર્યની અપ્રતિમ પ્રતિભા માટે અભિમાન ધરાવવું જોઇએ. હેમચંદ્ર આચાર્ય માત્ર જૈન વિભૂતિ નહોતા: તેમનું વ્યક્તિત્વ ગૂર્જર હતું, આર્ય હતું, અગમ્ય સર્વજ્ઞત્વવાળું હતું. જે નવા જૂના ગૂર્જર લેખકોએ તે સર્વજ્ઞ વ્યક્તિત્વનો ઉપહાસ કર્યો છે તેમણે અક્ષમ્ય ગુન્હો કર્યો છે. હેમચંદ્રની પ્રતિભાની રજ:કણ જેટલી પ્રતિભા જેની નથી તેઓ આવો ગુન્હો કરી શકે, એ હજુ ચાલુ છે તે જ આપણી અયોગ્યતા સૂચવે છે.



# જૈનદર્શનમાં કર્મનું વર્ગીકરણ

## એક સૂચના

પ્રો. મનસુખશંકર ત્રિવેદી.

પશ્ચિમના દેશો બહિર્મુખી જ્ઞાનપ્રકૃતિમાં અદ્વિતીય ઉચ્ચતા ભોગવે છે, અને વિજ્ઞાન આજે અદ્ભુત પ્રગતિ સાધી રહ્યું છે એ બીના વારંવાર આપણને કહેવામાં આવે છે તેની સાથે પૂર્વમાં તેવી પ્રગતિ થઇ નથી એમ દર્શાવી કેટલાકો તરફથી આપણા જ્ઞાનગૌરવ તરફ ઉદાસીનતા પ્રેરવા કોઇ કોઇ વાર પ્રયત્ન થાય છે; પણ પશ્ચિમે અન્તર્મુખી જ્ઞાન-પ્રકૃતિથી આપણા જેવી ઉચ્ચતા પ્રાપ્ત કરી નથી એ વાત જોઇએ તેવી આગ્રહ સાથે કહે-વામાં આવતી નથી. અધ્યાત્મશાસ્ત્ર ને માનસશાસ્ત્રમાં પૂર્વનાં તત્ત્વદર્શનોએ અન્તર્મુખી પૃથક્કરણથી જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તે જ્ઞાનની બરોબરી પશ્ચિમમાં મળવી અશક્ય છે.

જૈન દર્શનમાં જોવામાં આવતું કર્મોનું વર્ગીકરણ આનું એક ઉદાહરણ છે. કર્મના મુખ્ય બે પ્રકાર છે: ઘાતી ને અઘાતી. અને ઘાતીકર્મના દર્શનાવરણીય, જ્ઞાનાવરણીય, મોહનીય, અંતરાય એ વિભાગ છે;-જ્યારે અઘાતીકર્મના આયુ:, નામ, ગોત્ર ને વેદ-નીય એ વિભાગ છે. તે દરેકના પેટાવિભાગ ધ્યાનમાં લેતા ઘાતી ને અઘાતીકર્મના ૧૫૮ પેટાભેદ દર્શાવવામાં આવે છે, જે નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ દર્શનાવરણીયકર્મ | ૯ જાતનાં | ૫ આયુ:કર્મ | ૪ જાતનાં |
| ૨ જ્ઞાનાવરણીયકર્મ | ૫ જાતનાં | ૬ નામકર્મ | ૧૦૩ જાતનાં |
| ૩ મોહનીયકર્મ | ૨૮ જાતનાં | ૭ ગોત્રકર્મ | ૨ જાતનાં |
| ૪ અંતરાયકર્મ | ૫ જાતનાં | ૮ વેદનીયકર્મ | ૨ જાતનાં |
| | | | કુલ ૧૫૮ જાતનાં |

આ યાદી જોનારને જૈન દર્શન અન્તર્મુખી પૃથક્કરણમાં કેટલે ઊંડે સુધી પહોંચી શક્યું છે તેનો તરત જ ખ્યાલ આવશે.

એ દર્શનની ઉપકારકતા કેટલી બધી છે તે દર્શાવવા માટે તેમાં ખાસ રસ લેનારાઓએ નીચેના વિષયો જેવા વિષયો પર સત્વર પુસ્તકો લખાવવાં જોઇએ એમ મારું માનવું છે.

( ક ) અનેકાન્તવાદનો ઇતિહાસ:—ગૂજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં.

( ખ ) અહિંસાવાદ અને હિંદમાં તેની અસર:—ગૂજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં.

( ગ ) જૈન ધર્મની અન્ય ધર્મો સાથે સરખામણી:—ગૂજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં.

શ્રી "આત્માનન્દ" શતાબ્દિના નિમિત્તે થતી લેખપ્રવૃત્તિ વખતે આટલી શુભેચ્છા વધુ પડતી નહિ ગણાય.

# શ્રી ભદ્રબાહુસ્વામી

मुनिचतुरविजय

तत्त्वार्थरत्नौघविलोकनार्थं सिद्धान्तसौधान्तरहस्तदीपाः ।
निर्युक्तयो येन कृताः कृतार्थस्तनोतु भद्राणि स भद्रबाहुः ॥

—મુનિરત્ન–અમમચરિત્ર

શ્રી ભદ્રબાહુસ્વામી સમર્થ તત્ત્વવેત્તા થઇ ગયા છે. એમની સાહિત્ય–સેવા જૈન સમાજને ગૌરવાસ્પદ બનાવે છે જૈનાગમોને અલંકૃત કરનારી એમણે રચેલી નિર્યુક્તિઓ જોઇ સાક્ષરો મંત્રમુગ્ધ બને છે. એવા મહાપુરુષના જીવનને અંગે બે શબ્દો લખવા સુઅવસર પ્રાપ્ત થયો અને તે વળી આસન્નોપકારી શ્રી વિજયાનંદસૂરીશ્વર જેવા પુનિત મહાત્માના શતાબ્દિ સ્મારક ગ્રંથ માટે એ બીના મને અત્યંત આનંદ ઉપજાવે છે.

શ્વેતાંબર હો કે દિગંબર–સહુ કોઇ શ્રી ભદ્રબાહુને માને છે. બન્ને પક્ષના અનેક વિદ્વાનોએ થોડાઘણા ફેરફાર સાથે આલેખેલું એમનું જીવનચરિત્ર સંખ્યાબંધ ગ્રંથોમાં જોવામાં આવે છે અને જૈન સમાજનો મોટો ભાગ તેથી વાકેફગાર હોવાથી તે અહિં જણાવવાની આવશ્યકતા નથી. પરંતુ ભદ્રબાહુ નામની બે વ્યક્તિઓ ભિન્ન ભિન્ન સમયે થયેલ છે તે બન્નેની ગુંચવાઇ ગયેલ જીવન–ઘટનાના ઉકેલ માટે મારો આ પ્રયાસ છે.

અદ્યાવધિ ઉપલબ્ધ જૈન વાઙ્મય તરફ નજર કરતાં કોઈ પણ સ્થળે બીજા ભદ્રબાહુનો ઉલ્લેખ દૃષ્ટિગોચર થતો નથી. [1]પૂર્વકાલીન ગ્રંથકારો તો એક જ વ્યક્તિ માનીને દરેક પ્રસંગ પંચમશ્રુતકેવલીના નામે જ જણાવે છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ નિહાળતાં અને

---

१ वंदामि भद्दबाहुं पाईणं चरमसयलसुयनाणिं ।
सुत्तस्स कारगमिसिं दसासु कप्पे य ववहारे ॥ —દશાશ્રુતસ્કંધ ચૂર્ણિ પી. ૪,૧૦૦
—પંચકલ્પભાષ્ય–સંઘદાસગણિ, પી. ૪,૧૦૩

अनुयोगदायिनः सुधर्मस्वामिप्रभृतयो यावदस्य भगवतो निर्युक्तिकारस्य भद्रबाहुस्वामिनश्चतुर्दशपूर्वधरस्याचार्यस्तान् सर्वानिति । —શીલાંકાચાર્ય–આચારાંગસૂત્રવૃત્તિ.

अरिहंते वंदित्ता चउद्दसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारअंगसुत्तधारए सव्वसाहू य ॥ —ઓઘનિર્યુક્તિ. ગા. ૧

અનેક ઈતર સાધનોદ્વારા સૂક્ષ્માવલોકન કરતાં આધુનિક વિદ્વાનોને ભદ્રબાહુ નામની બે વ્યક્તિઓ ભિન્ન માલુમ પડે છે.[2]

આદ્ય ભદ્રબાહુ શ્રી યશોભદ્રસૂરિના શિષ્ય હતા. ચતુર્દશપૂર્વધર (પંચમશ્રુતકેવલી) હતા. મૌર્યવંશીય [3]ચંદ્રગુપ્તના સમયમાં થયા હતા અને વીરનિર્વાણ દિવસથી ૧૭૦ મા વર્ષે દેવલોક પામ્યા [4]હતા. એમના જીવન વિષે મારા ધારવા પ્રમાણે જૂનામાં જૂનો ઉલ્લેખ પરિશિષ્ટ પર્વમાં દૃષ્ટિગોચર થાય છે. તેમાં શ્રી સ્થૂલભદ્રને પૂર્વની વાચના આપ્યાની હકીકત છે પરંતુ નિર્યુક્તિ વિગેરે ગ્રંથો તેમ જ વરાહમિહર સંબંધે નામનિશાન પણ નથી. જો નિર્યુક્તિઓ વિગેરે તેમની કૃતિ હોત તો સમર્થ વિદ્વાન્ શ્રી હેમચંદ્રાચાર્ય તેનો ઉલ્લેખ કર્યા વગર રહેત નહીં.

બીજા ભદ્રબાહુ વિક્રમની છઠ્ઠી શતાબ્દિમાં થયા છે. તેઓ જાતે બ્રાહ્મણ હતા. પ્રસિદ્ધ જ્યોતિષી વરાહમિહર એમનો ભાઈ હતો. કોના શિષ્ય હતા તે કહી શકાય તેમ નથી. નિર્યુક્ત્યાદિ સર્વ કૃતિઓ એમના બુદ્ધિવૈભવમાંથી ઉત્પન્ન થયેલી છે.

---

આ ગાથામાં દશપૂર્વી વિગેરેને નમસ્કાર કરવાથી નિર્યુક્તિકાર ચતુર્દશપૂર્વી નથી એમ પૂરવાર થાય છે અને એટલા માટે જ ટીકાકાર શંકા ઊઠાવે છે કે–भद्रबाहुस्वामिनश्चतुर्दशपूर्वधरत्वाद् दशपूर्वधरादीनां न्यूनत्वात् किं तेषां नमस्कारमसौ करोति ?। પરંતુ તે સમયે ઐતિહાસિક સાધનોની દુર્લભતા હોવાને કારણે પારંપરિક પ્રઘોષને અનુસારે નિર્યુક્તિકારને ચતુર્દશપૂર્વધર કલ્પીને યથામતિ શંકાનું સમાધાન કરે છે, તે અપ્રસ્તુત હોવાથી અહીં લખતો નથી.

दशवैकालिकस्य च निर्युक्तिश्चतुर्दशपूर्वविदा भद्रबाहुस्वामिना कृता। —મલયગિરિ–પિંડનિર્યુક્તિવૃત્તિ.

अस्य चातीव गम्भीरार्थतां सकलसाधुश्रावकवर्गस्य नित्योपयोगितां च विज्ञाय चतुर्दशपूर्वधरेण श्रीभद्रबाहुस्वामिना तद्व्याख्यानरूपा 'आभिनिबोहियनाणं सुअनाणं चेव ओहिनाणं च।' इत्यादि प्रसिद्धग्रन्थरूपा निर्युक्तिः कृता। —મલધારિહેમચંદ્રસૂરિ-વિશેષાવશ્યકવૃત્તિ.

૨ જુઓ ઇતિહાસપ્રેમી મુનિ શ્રી કલ્યાણવિજયજીએ લખેલું वीरनिर्वाणसंवत् और कालगणना નામનું હિન્દી પુસ્તક તથા ન્યા. વ્યા. તીર્થ પં. બેચરદાસ જીવરાજે સંશોધિત પૂર્ણચંદ્રાચાર્યવિરચિત ઉવસગ્ગહરં સ્તોત્ર લઘુવૃત્તિ–જિનસૂરમુનિરચિત પ્રિયંકર નૃપ કથા સમેત–માંની પ્રસ્તાવના. (શારદાવિજય ગ્રંથમાળા, ભાવનગરદ્વારા પ્રકાશિત.)

૩ ચંદ્રગુપ્તનો રાજ્યારોહણ કાળ વીરનિર્વાણથી ૧૫૫ મે વર્ષે છે. જુઓ પરિશિષ્ટ પર્વ સર્ગ ૮ માનો નિમ્નલિખિત શ્લોક—

एवं च श्रीमहावीरमुक्तेर्वर्षशते गते। पञ्चपञ्चाशदधिके चन्द्रगुप्तोऽभवन्नृपः॥

૪ वीरमोक्षाद् वर्षशते सप्तत्यग्रे गते सति। भद्रबाहुरपि स्वामी ययौ स्वर्गं समाधिना॥

परि॰ स. ९, श्लो॰ ११२

પ્રાચીન માન્યતા પ્રમાણે નિર્યુક્તિકારને ચતુર્દશપૂર્વધર કહેવામાં આવે છે પરંતુ આવશ્યકનિર્યુક્તિની ગાથા ૨૩૦ માં શ્રી [5]વજ્રસ્વામીનો અને ૨૩૨ માં અનુયોગ પૃથક્કરણના અંગે આર્યરક્ષિતનો[6] ઉલ્લેખ આવે છે. ત્યારબાદ નિહ્નવો પરત્વે વર્ણન કરતાં મહાવીરનિર્વાણ પછી ૪૦૯ વર્ષે બોટિક ( દિગંબર ) મતની ઉત્પત્તિ જણાવે છે. તે આ પ્રમાણે—

बहुरय पएस अव्वत्त सामुच्छा दुग तिग अबद्धिआ चेव ।
एएसिं निग्गमणं वोच्छं अहाणुपुव्वीए ॥ २३५ ॥
बहुरय जमालिपभवा जीवपएसा य तीसगुत्ताओ ।
अव्वत्तासाढाओ सामुच्छे अस्समित्ताओ ॥ २३६ ॥
गंगाओ दोकिरिया छलुग्ग तेरासियाण उप्पत्ती ।
थेरा य गोट्ठमाहिल पुट्ठमबद्धं परूविंति ॥ २३७ ॥
सावत्थी उसभपुरं सेयंबिया मिहिल उल्लुगतीरं ।
पुरिमंतरंजिया दसरह वीरपुरं च नयराइं ॥ २३८ ॥
चोद्दस सोलसवासा चोद्दस वीसुत्तरा य दुण्णि सया ।
अट्ठावीसा य दुवे पंचेव सया य चोआला ॥ २३९ ॥
पंचे सया चुलसीओ छच्चेव सया नवुत्तरा हुंति ।
नाणुप्पत्तीए दुवे उप्पन्ना निव्वुए सेसा ॥ २४० ॥ ઇત્યાદિ ગાથા.

**અર્થ**—(૧) ભગવાન્ મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ચૌદ વર્ષે શ્રાવસ્તી નગરીમાં જમાલી આચાર્યથી બહુરત નિહ્નવ થયા. (૨) ભગવાન્‌ની જ્ઞાનોત્પત્તિ પછી સોળ વર્ષે ઋષભપુરનગરમાં તિષ્યગુપ્તાચાર્યથી છેલ્લા પ્રદેશમાં જીવત્વ માનનાર નિહ્નવ થયા. ( ૩ ) ભગવન્તના નિર્વાણ પછી બસો ને ચૌદ વર્ષે શ્વેતાંબિકા નગરીમાં આષાઢાચાર્યથી અવ્યક્તવાદી નિહ્નવ થયા. ( ૪ ) ભગવાન્‌ના નિર્વાણ પછી બસો ને વીસ વર્ષે મિથિલા નગરીમાં અશ્વમિત્રાચાર્યથી સામુચ્છેદિક નિહ્નવ થયા. ( ૫ ) બસો ને અઠ્ઠાવીશ વર્ષે ઉલ્લુકાતીરે ગંગાચાર્યથી દ્વિક્રિય નિહ્નવ થયા. ( ૬ ) પાંચસો ને ચુમાલીશ વર્ષે અંતરંજિકા નગરીમાં ષડુલ્લુકાચા-

૫ વીરનિર્વાણ સંવત્ ૪૯૬ ( વિક્રમ સંવત્ ૨૬ ) માં વજ્રનો જન્મ, વી. નિ. સં. ૫૦૪ ( વિ. સં. ૩૪ )માં દીક્ષા, વી. નિ. સં. ૫૪૮ ( વિ. સં. ૭૮ )માં યુગપ્રધાનપદ અને વી. નિ. સં. ૫૮૪ ( વિ. સં. ૧૧૪ )માં સ્વર્ગવાસ થયો હતો.

૬ વી. નિ. સં. ૫૨૨ ( વિ. સં. ૫૨ ) માં જન્મ, વી. નિ. સં. ૫૪૪ ( વિ. સં. ૭૪ ) માં દીક્ષા, વી. નિ. સં. ૫૮૪ ( વિ. સં. ૧૧૪ ) માં યુગપ્રધાન પદ અને વી. નિ. સં. ૫૯૭ ( વિ. સં. ૧૨૭ ) માં સ્વર્ગસ્થ થયા હતા. માથુરી વાચનાનુસાર વી. નિ. સં. ૫૮૪ માં સ્વર્ગવાસ મનાય છે.

ર્ષથી ત્રૈરાશિક નિહ્નવ થયા. ( ૭ ) પાંચ સો ને ચોરાશી વર્ષે દશપુરનગરમાં સ્પૃષ્ટકર્મ પ્રરૂપનાર સ્થવિર ગોષ્ઠામાહિલથી અબદ્ધિક નિહ્નવ થયા ( ૮ ) અને આઠમા બોટિક ( દિગંબર ) નિહ્નવ રથવીરપુર નગરમાં ભગવંતના નિર્વાણ પછી છસો ને નવ વર્ષે થયા. આવી રીતે ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી બે અને નિર્વાણ પછી છ એમ આઠ નિહ્નવ થયા.

આથી પણ નિર્યુક્તિકાર ભદ્રબાહુસ્વામી પંચમશ્રુતકેવળીથી ભિન્ન હોવાનો નિશ્ચય થાય છે, કારણ કે પૂર્વે થઇ ગયેલ વ્યક્તિ, ભવિષ્યમાં થનાર માટે 'અમુક વર્ષે અમુક થયો.' એવો પ્રયોગ વાપરે નહી; માટે નિર્યુક્તિકાર ભદ્રબાહુનો સમય વીરનિર્વાણ બાદ ૧૭૦ હોઇ શકે નહીં.

શ્રી સંઘતિલકસૂરિકૃત [૭]સમ્યક્ત્વસપ્તતિકાવૃત્તિ, શ્રી જિનપ્રભસૂરિકૃત 'ઉવસગ્ગહરં' સ્તોત્રવૃત્તિ તેમ જ મેરુતુંગાચાર્યકૃત પ્રબંધચિંતામણી વિગેરે શ્વેતાંબરીય ગ્રંથોમાં ભદ્રબાહુને પ્રખર જ્યોતિષી વરાહમિહિરના ભાઇ તરીકે વર્ણવેલ છે. વરાહમિહિરના રચેલા ચાર ગ્રંથો[૮] અત્યારે ઉપલબ્ધ થાય છે. તેમાં છેલ્લો ગ્રંથ ખગોળશાસ્ત્રનું વ્યવહારુ જ્ઞાન આપનાર पञ्चसिद्धान्तिका છે. તેમાં તેનો રચનાકાળ શાકે ૪૨૭ જણાવેલ છે. જુઓ તેની નિમ્નલિખિત આર્યા–

सप्ताश्विवेदसंख्यं शककालमपास्य चैत्रशुक्लादौ ।
अर्धास्तमिते भानौ यवनपुरे सौम्यदिवसाद्ये ॥

વરાહમિહિરનો સમય ઈ. સ. ના છઠ્ઠા સૈકાનો છે ( ૫૦૫–૫૮૫ સુધીનો ) તેથી ભદ્રબાહુનો સમય પણ છઠ્ઠો સૈકો નિર્વિવાદ સિદ્ધ થાય છે.

શ્રી ભદ્રબાહુસ્વામી નિર્યુક્તિ વિગેરે કોઇપણ ગ્રંથમાં પોતાનો રચનાકાળ જણાવતા નથી. માત્ર કલ્પસૂત્રમાં—

---

૭ तत्थ य चउदसविज्जाठाणपारगो छक्कम्मधम्माविऊ पयईए भद्दओ भद्दबाहू नाम माहणो हुत्था । तस्स य परमपिम्म सरसीरुहमिहरो वराहमिहरो नाम सहोयरो । —સંઘતિ૦ સમ્યક્ત્વસપ્ત૦

વરાહમિહિરનો જન્મ ઉજ્જેન આગળ થયો હતો, એણે ગણિતનું કામ આશરે ઇ. સ. ૫૦૫ માં કરવા માંડ્યું હતું. અને એના એક ટીકાકારના કહેવા પ્રમાણે એ ઇ. સ. ૫૮૭માં મરણ પામ્યો હતો.
પ્રો. એ. મૅકડોનાલ્ડ–સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ. વ. ૫૬૪

૮ 'बृहत्संहिता' ( જે ૧૮૬૪–૧૮૬૫ ની " Bibiothica Indica " માં કર્ને પ્રસિદ્ધ કરી છે. અને " Journal of Asiatic Society " ના ચોથા પુસ્તકમાં એનું ભાષાંતર થયું છે. એ જ ગ્રંથની ભટ્ટોત્પલની ટીકા સાથની નવી આવૃત્તિ ૧૮૯૫–૯૭ માં એસ. દ્વિવેદીએ બનારસમાં પ્રસિદ્ધ કરી છે.) होराशास्त्र (જેનું મદ્રાસના સી. આયરે ૧૮૮૫ માં ભાષાંતર કર્યું છે.) लघुजातक (જેના થોડા ભાગનું વેબરે અને જેકોબીએ ૧૮૭૨ માં ભાષાંતર કર્યું છે. ) અને पञ्चसिद्धान्तिका બનારસમાં થીબો અને એસ. દ્વિવેદીએ ૧૮૮૯ માં પ્રસિદ્ધ કરેલ છે અને તેના મોટા ભાગનું ભાષાંતર પણ કર્યું છે.

**समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स नववाससयाइं विइक्कंताइं, दसमस्स य वाससयस्स अयं असीइमे संवच्छरे काले गच्छइ। [९]वायणंतरे पुण अयं तेणउए संवच्छरे काले गच्छइ।** સૂત્ર ૧૪૮.

આ પ્રમાણે ઉલ્લેખ નજરે પડે છે. આ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. આપણે આ ગ્રંથને એમની પ્રાથમિક કૃતિ માનીએ. આચાર્યશ્રીએ પોતાની ૧૫ વર્ષ લગભગની કિશોરવયે ગ્રંથરચનાની શરૂઆત કરી હોય અને—

**तेहिं नाणबलेण वराहमिहरवंतरस्स दुच्चिट्ठं नाऊण सिरिपाससामिणो 'उवसग्गहरं' थवणं काऊण संघकए पेसियं।** સંઘતિ૦-સમ્યક્ત્વસ૦

આ વર્ણન તરફ લક્ષ્ય ખેંચી વરાહમિહરના અવસાન ( ઇ. સ. ૫૮૫ ) બાદ ચાર-પાંચ વર્ષ સુધી હયાતી ધરાવતા હશે એમ માનીએ તો એમનો સર્વાયુ વર્ષ ૧૨૫ થી ઉપર અને ૧૫૦ વચ્ચેનો ધારી શકાય છે; પરંતુ આટલા લાંબા આયુષ્ય માટે શંકાને સ્થાન મળે છે ખરું.

વરાહમિહરે ઇ. સ. ૫૦૫ થી ગણિતનું કામ કરવા માંડયું અને તે ઇ. સ. ૫૮૭ સુધી હયાત હતો. તેણે લગભગ ૧૫-૨૦ વર્ષની વયે કામ આરંભ્યું હોય તો તેની ઉમર પણ ૧૦૦ ઉપરની કલ્પી શકાય છે. શ્રી ભદ્રબાહુ તેમનાથી વીસ-ત્રીસ વર્ષે વડીલ હોય તો ઉપર્યુક્ત આયુષ્યનો બરાબર મેળ બેસી રહે છે, પરંતુ પ્રબંધચિંતામણિકાર ( મેરુતુંગાચાર્ય ) એમને લઘુબંધુનું વિશેષણ[૧૦] આપે છે. આથી ઉમર સંબંધી શંકા પુનઃ વિશેષ મજબૂત બને છે.

---

૯ આ વાકયનો અર્થ કલ્પસૂત્રના ટીકાકારો પૈકીના ઘણાખરા ભિન્ન ભિન્ન રીતે ઉપજાવે છે, પરંતુ ખરી હકીકત તો એમ લાગે છે કે તે સમયે વિક્રમ સંવત્ ૫૧૦ ચાલતો હશે, અને તે વિક્રમના રાજ્યારોહણ દિવસથી તેમજ સંવત્સર પ્રવૃત્તિ દિવસથી ગણવા સંબંધી મતભેદ હશે. શ્રી મહાવીર પ્રભુના નિર્વાણથી ૪૭૦ વર્ષે વિક્રમ રાજા ગાદીએ બેઠો અને ત્યારબાદ ૧૩ મે વર્ષે સંવત્સર પ્રવર્તાવ્યો હતો, માટે વિક્રમ સંવતમાં ૪૭૦ ઉમેરતાં વીર સં. ૯૮૦ આવે અને ૪૮૩ ઉમેરીએ તો ૯૯૩ વર્ષ આવે. આ બાબતના સમર્થન માટે જુઓ કાલિકાચાર્યની પરંપરામાં થયેલા શ્રી ભાવદેવસૂરિએ બનાવેલી કાલિકાચાર્ય કથાની નિમ્ન લિખિત ગાથાઓ—

विक्कमरज्जारंभा पुरओ सिरिवीरनिव्वुई भणिया।
सुन्नमुणिवेय( ४७० )जुत्तं विक्कमकालाउ जिणकालं॥
विक्कमरज्जाणंतर तेरसवासेसु ( १३ ) वच्छरपवत्ती।
सिरिवीरमुक्खओ सा चउसयतेसीइ ( ४८३ ) वासाउ॥
जिणमुक्खा चउवरिसे ( ४ ) पणमरओ दूसमत्त म संजाओ।
अरया चउसयगुणसी ( ४७९ ) वासेहिं विक्कमं वासं॥

१० श्रीभद्रबाहुनामानं जैनाचार्यं कनीयांसं सोदरम्। —પ્રબંધચિં. સર્ગ ૫.

न्यायांभोनिधि जैनाचार्य १००८ श्रीमद्विजयानंदसूरि श्री आत्मारामजी महाराज के सुप्रसिद्ध शिष्य दक्षिण विहारी—



मुनिराज श्री अमरविजयजी महाराज.

વીરનિર્વાણ સંવત્ ૯૮૦ (વાચનાંતરે ૯૯૩) વર્ષે દેવર્દ્ધિગણિ [11]ક્ષમાશ્રમણે પુસ્તકો લખવાની પ્રવૃત્તિ આરંભી તે સમયે તેમણે આ સ્થવિરાવલી (પટ્ટાવલી) બનાવેલી છે એમ પણ માનવામાં આવે છે, પરંતુ તે માન્યતા દોષ રહિત નથી. અન્યકૃત ગ્રંથમાં બીજાએ પ્રકરણ વિગેરે ઉમેરવાથી તે ગ્રંથની મહત્તાને હાનિ પહોંચે છે. એવું કાર્ય શિષ્ટ પુરુષ કદી પણ કરે નહી. થોડા સમય માટે આપણે સ્થવિરાવલી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણકૃત માની લઇએ તો પછી તેના છેવટમાં આપેલી—

सुत्तत्थरयणभरिये खमदममद्दवगुणेहिं संपुण्णे ।
देवड्ढिखमासमणे कासवगुत्ते पणिवयामि ॥

આ ગાથાની શી દશા થાય? કોઇ પણ વિદ્વાન્ સ્વયં પોતાને માટે આવા શબ્દો ઉચ્ચારે ખરા? માટે તે જરૂર અન્યકૃત માનવી પડશે.

આખો ગ્રંથ કોઈ રચે, વચ્ચે પ્રકરણ અન્ય ઉમેરે અને તેમના માટે ઉલ્લેખ ત્રીજી વ્યક્તિ કરે એ શું સંભવિત લાગે છે? માટે મારા ધારવા પ્રમાણે તો મૂળ ગ્રંથ અને તેની અન્ય ગાથા સુધીની સ્થવિરાવલી એ સર્વ એક જ વ્યક્તિ(બીજા ભદ્રબાહુ)ની રચના છે.

ગ્રંથકાર ઉપર્યુક્ત ગાથા લખી પટ્ટાવલીની સમાપ્તિ કરે છે તેથી પોતે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના શિષ્ય છે, સંતાનીય છે કે અન્ય વંશના છે તેના માટે વધુ ઊહાપોહ કરવાની આવશ્યકતા છે.

## એમણે રચેલા ગ્રંથો.

| | | | |
|---|---|---|---|
| ૧ આચારાંગ | નિર્યુક્તિ[12] | ૪ ઉત્તરાધ્યયન | નિર્યુક્તિ |
| ૨ સૂત્રકૃતાંગ | ,, | ૫ આવશ્યક | ,, |
| ૩ દશવૈકાલિક | ,, | ૬ સૂર્યપ્રજ્ઞપ્તિ[13] | ,, |

११ एतत्सूत्रं श्रीदेवर्द्धिगणिक्षमाश्रमणैः प्रक्षिप्तमिति क्वचित् पर्युषणाकल्पावचूर्णौ, तदभिप्रायेण श्रीवीर-निर्वाणात् नवशताशीतिवर्षातिक्रमे सिद्धान्तं पुस्तके न्यस्यद्भिः श्रीदेवर्द्धिगणिक्षमाश्रमणैः श्रीपर्युषणकल्पस्यापि वाचना पुस्तके न्यस्ता तदानीं पुस्तकलिखनकालज्ञापनायैतत् सूत्रं लिखितमिति ।

—કલ્પદીપિકા (સં. ૧૬૭૭) જયવિજય.

૧૨ પોતે રચેલી નિર્યુક્તિઓનાં નામ ગ્રંથકાર પોતે આ પ્રમાણે જણાવે છે:—

आवस्सय दसकालियस्स तह उत्तरज्झ-मायारे ।
सुयगडे निज्जुत्तिं वोच्छामि तहा दसाणं च ॥
कप्पस्स य निज्जुत्तिं ववहारस्स य परमनिउणस्स ।
सूरियपण्णत्तीए वोच्छं इसिभासियाणं च ॥ आवश्य०नि. गा. ८२, ८३.

૧૩ આ નિર્યુક્તિ અત્યારે ઉપલબ્ધ નથી. જુઓ નિમ્ન લિખિત ઉલ્લેખ—

अस्या निर्युक्तिरभूत् पूर्वं श्रीभद्रबाहुसूरिकृता ।
कलिदोषात् साऽनेशत् व्याचक्षे केवलं सूत्रम् ॥ મલયગિરિ—સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ.

| | | | |
|---|---|---|---|
| ૭ ઋષિભાષિત[14] | નિર્યુક્તિ | ૯ ઓઘ | નિર્યુક્તિ |
| ૮ પિંડ[15] | ,, | ૧૦ સંસક્ત | ,, |

નિર્યુક્તિ તેમ જ મૂળ ગ્રંથ પણ પોતે બનાવેલ છેઃ—

| | |
|---|---|
| ૧૧ બૃહત્કલ્પ[16] | ૧૫ ગ્રહશાંતિસ્તોત્ર |
| ૧૨ વ્યવહાર | ૧૬ ઉવસગ્ગહરં સ્તોત્ર[19] |
| ૧૩ દશાશ્રુતસ્કંધ[17] | ૧૭ દ્વાદશભાવ-જન્મપ્રદીપ |
| ૧૪ ભદ્રબાહુસંહિતા[18] | ૧૮ વસુદેવહિંડી[20] |

આ સર્વ ગ્રંથોમાં નિર્યુક્તિઓ મુખ્ય સ્થાન ભોગવે છે.

એમનો જન્મ, દીક્ષા, અવસાન સમય તથા શિષ્યાદિ સંતતિ જાણવા માટે મારી નજર તળે આવેલા ગ્રંથોમાં કોઈ સ્થળે સાધનો પ્રાપ્ત થતાં નથી. આગમોના અભ્યાસીઓ અને ઇતિહાસવેત્તાઓ કંઇ નવીન તત્ત્વ બહાર લાવશે તો અમારા જેવા ઉપર મહાન્ ઉપકાર થશે એવી આશા રાખી વિરમું છું.

---

૧૪ અત્યારે ઉપલબ્ધ નથી.

૧૫ येनैषा पिण्डनिर्युक्तिर्युक्तिरम्या विनिर्मिता ।
द्वादशाङ्गविदे तस्मै नमः श्रीभद्रबाहवे ॥ મલય૦વિ૦નિ૦વૃત્તિ.

૧૬ श्रीकल्पसूत्रममृतं विबुधोपभोगयोग्यं जरामरणदारुणदुःखहारि ।
येनोद्धृतं मतिमता मथितात् श्रुताब्धेः श्रीभद्रबाहुगुरवे प्रणतोऽस्मि तस्मै ॥
ક્ષેમકીર્ત્તિ-બૃહત્કલ્પ ટીકા.

૧૭ હાલમાં મંગલનિમિત્તે પર્યુષણપર્વમાં વંચાય છે તે કલ્પસૂત્ર આ ગ્રંથનું આઠમું અધ્યયન છે. આના માટે નિશ્ચિત પુરાવો નથી.

૧૮ तथान्यां भगवांश्चक्रे संहितां भद्रबाहवीम् । ઇત્યાદિ કથન હોવાથી એમણે સંહિતા રચી છે ખરી. પરંતુ હાલમાં જે 'ભદ્રબાહુસંહિતા' એ નામનું પુસ્તક છપાયું છે તે આ ભદ્રબાહુકૃત નથી.

૧૯ આ ગ્રંથ સંસ્કૃત પદ્યબંધ છે. એનો ત્રુટક ભાગ અમારા જોવામાં આવેલ છે. સંપૂર્ણ ગ્રંથ કેટલા શ્લોકપ્રમાણ હશે તે કહી શકાય નહી.

૨૦ આ ગ્રંથ મૂળ પ્રાકૃત ભાષામાં રચેલો કે જે સવાલાખ શ્લોકપ્રમાણ હતો એમ સુપ્રસિદ્ધ શ્રી હેમચંદ્રાચાર્યના ગુરુદેવ શ્રી દેવચંદ્રસૂરિ જણાવે છે કેઃ—

वंदामि भद्दबाहुं जेण य अइरसियबहुकहाकलियं ।
रइयं सवायलक्खं चरियं वसुदेवरायस्स ॥ શાંતિનાથચરિત્ર, મંગલાચરણ.

તથા શ્રી હંસવિજયજી જૈન લાઇબ્રેરીની ગ્રંથમાળા તરફથી છપાયેલ નર્મદાસુંદરી કથાને અંતે

इति हरिपितृहिण्डेर्भद्रबाहुप्रणीतेर्विरचितमिह लोकश्रोत्रपात्रैकपेयम् ।
चरितममलमेतन्नर्मदासुन्दरीयं भवतु शिवनिवासप्रापकं भक्तिभाजाम् ॥ २४६ ॥

હાલમાં ઉપલબ્ધ વસુદેવહિંડી તો સંઘદાસ ક્ષમાશ્રમણે આરંભ્યો હતો અને ધર્મસેનગણિમહત્તરે પૂરો કર્યો હતો તે છે તેથી આ તેનાથી ભિન્ન હશે.

# ગાયનાચાર્ય શ્રી સુધાકળશ અને તેમની ગુરુ પરંપરા

મુનિ ચતુરવિજય

સાહિત્યક્ષેત્રમાં સતત પર્યટન કરનાર કોઇપણ વિદ્વાન્ શ્રીસુધાકળશકૃત એકાક્ષરનામમાળાના દર્શનથી વંચિત રહ્યો હોય એમ મને લાગતું નથી. જૈન, જૈનેતરોનાં પ્રાચીન ભંડારો અને વિદ્વાનોના શાસ્ત્રસંગ્રહમાં આ ગ્રંથની અનેક પ્રતિઓ છૂટીછવાઈ દૃષ્ટિગોચર થાય છે. તે ઉપરથી આ ગ્રંથનું પઠન-પાઠન પૂર્વે વિશેષ પ્રમાણમાં થતું હશે એમ અનુમાન થાય છે.

શ્રી સમયસુંદરગણિકૃત અષ્ટલક્ષાર્થી (અર્થરત્નાવલી[1]), શ્રી ગુણરત્નપંડિતકૃત નમસ્કારપ્રથમપદાર્થ[2] અને શ્રી માનસાગરવિરચિત परिग्रहारम्भमग्ना (યોગશાસ્ત્ર પ્ર. ૧ શ્લોક ૧૦) શ્લોકની શતાર્થીમાં[3] સાક્ષી તરીકે ટાંકેલા આ ગ્રંથનાં પુષ્કળ પદ્યો નજરે પડે છે તેથી એમ સાબિત થાય છે કે આ ગ્રંથ કદમાં અત્યંત લઘુ (માત્ર શ્લો ૫૦) હોવા છતાં પ્રતિપદાના ચંદ્રની માફક વિદ્વાનો તેમ જ અભ્યાસી વિદ્યાર્થીઓને પ્રથમ અત્યંત પ્રિય થઇ પડેલો હોવો જોઇએ.

ગ્રંથકાર છેવટના શ્લોકમાં 'મલધારિ[4] ગચ્છના આચાર્ય **શ્રી રાજશેખર**સૂરિના શિષ્ય હોવાનું જણાવે છે, પરંતુ કયા સમયમાં? એમની ગુરુપરંપરા કઇ? કયો ગચ્છ? તથા એમની અન્ય કોઇ કૃતિ છે કે નહી? તેની તપાસ કરવા અત્યારસુધી કોઇનું પણ લક્ષ ખેંચાયું હોય એમ નહી લાગવાથી, મને એમના અંગે જે માહિતી મળી છે તે વાચકવર્ગના ઉપયોગાર્થે અત્રે રજુ કરું છું.

---

૧-૨ આ બંને ગ્રંથો શેઠ દેવચંદ લાલભાઈ ઝવેરી જૈન પુસ્તકોદ્ધાર ફંડ (સુરત) તરફથી પ્રકાશિત થયાં છે.

૩ આ ગ્રંથ હજુ સુધી મુદ્રિત થયો નથી. અમોએ એની પ્રેસકોપી તૈયાર કરી છે અને अनेकार्थ-साहित्य संग्रहના બીજા વિભાગમાં પ્રગટ કરવા ઇરાદો રાખીએ છીએ.

૪. मलधारिगच्छभर्तुः सूरेः श्रीराजशेखरस्य गुरोः।
शिष्यः सुधाकलश इत्येकाक्षरनाममालिकामतनोत् ॥ ५० ॥

શાંતમૂર્તિ મુનિરાજ શ્રી હંસવિજયજી મહારાજના શાસ્ત્રસંગ્રહ( વડોદરા )માં પ્રાપ્ત થયેલી संगीतोपनिषद्ग्रंथसारोद्धार ની પ્રશસ્તિ જણાવે છે કે–હર્ષપુરીયગચ્છમાં **શ્રી અભયદેવ** સૂરિ નામે આચાર્ય થયા કે જેમને ગુર્જરદેશના રાજા **કર્ણદેવે** મલધારીનો ઇલકાબ **અર્પણ** કર્યો હતો. એમની ગચ્છપરંપરામાં સ્વ–પરસિદ્ધાંત અને સંગીત વિદ્યામાં નિષ્ણાત **શ્રી નરચંદ્ર** સૂરિ થયા. તેમના શિષ્ય શ્રી તિલકસૂરિની પાટે શ્રી રાજશેખરસૂરિ આવ્યા. તેમના શિષ્ય **સુધાકળશે** સં. ૧૪૦૬ માં આ સંગીતોપનિષદ્ગ્રંથસારોદ્ધાર રચ્યો.

આ ટૂંકી છતાં અતિ ઉપયોગી [૫]પ્રશસ્તિ ઉપરથી વિશેષ જિજ્ઞાસા થતાં શ્રી દેવપ્રભ-સૂરિકૃત પાંડવચરિત્ર મહાકાવ્ય તેમ જ લક્ષ્મણગણિપ્રણીત સુપાસનાહચરિત્રણી વિગેરેની પ્રશસ્તિઓના આધારે એમની આખી ગુરુપરંપરા નીચે મુજબ જાણવામાં આવી છે—

હર્ષપુરીયગચ્છાલંકાર
શ્રી જયસિંહસૂરિ
|
શ્રી અભયદેવસૂરિ
|
શ્રી હેમચંદ્રસૂરિ
|
શ્રી વિજયસિંહસૂરિ
|
શ્રી ચંદ્રસૂરિ
|
શ્રીદેવભદ્રસૂરિ — શ્રીમુનિચંદ્રસૂરિ — શ્રીવિબુધચંદ્ર — શ્રીલક્ષ્મણગણિ

શ્રીમુનિચંદ્રસૂરિ
|
શ્રીદેવાનંદસૂરિ
|
શ્રીદેવપ્રભસૂરિ
|
શ્રીનરચંદ્રસૂરિ
|
શ્રીનરેંદ્રપ્રભ — શ્રીઉદયપ્રભ — શ્રીપદ્મદેવ — શ્રીરાજશેખર

શ્રીપદ્મદેવ
|
શ્રીતિલક

શ્રીરાજશેખર
|
સુધાકળશ

૫ આ પ્રશસ્તિનાં પદ્યો આ જ લેખમાં પ્રસંગોપાત આગા-પાછા ફુટનોટમાં આવી જવાથી અહીં આપ્યાં નથી.

## આ વંશવૃક્ષમાં આપેલા કેટલાક આચાર્યોનો ટૂંક પરિચય—

### હર્ષપુરીયગચ્છ—

આ ગચ્છ ક્યા આચાર્યથી ક્યા સમયમાં નીકળ્યો તેનો કંઇ નિશ્ચય થયો નથી, પરંતુ અજમેર પાસે આવેલા [૬]હર્ષપુર નામના નગર ઉપરથી આની પ્રસિદ્ધિ થઇ હોય એમ સંભાવના થાય છે. કોટિકગણ, ભારદ્વાજ વંશ અને પ્રશ્નવાહન કુળની આ એક શાખા છે. આ ગચ્છમાં નરેંદ્રાદિપ્રતિબોધકો, સાહિત્યના સ્રષ્ટાઓ, વાદીન્દ્રો તેમજ તપસ્વીઓ અનેક થયા [૭]છે. શ્રી બુ. સા. કૃત ગચ્છમત પ્રબંધમાં કાન્યકુબ્જ( કનોજ )નરેશ આમરાજાના પ્રતિબોધક શ્રી બપ્પભટ્ટિસૂરિ આ ગચ્છમાં થયાનું જણાવે છે, પરંતુ મને તેનો કોઇ ચોક્કસ પુરાવો પ્રાપ્ત થતો નથી. જો કદાચ એમનું કથન સત્ય હોય તો વિક્રમની આઠમી નવમી શતાબ્દિ પૂર્વેનો ગચ્છ સંભવે.

### શ્રી અભયદેવસૂરિ—

નવાંગી ટીકાકાર તથા સન્મતિતર્કના વૃત્તિકાર કરતાં આ આચાર્ય ભિન્ન છે. એમણે શ્રી મુનિચંદ્રસૂરિના સહવાસથી શિથિલતા દૂર કરી મુનિમાર્ગમાં પુનઃ જાગૃતિ આણી [૮]હતી. મોટા ભાગે વિહાર પણ તેમની સાથે જ કરતા હતા. શ્રી [૯]વીરદેવ મુનિએ એમને મંત્રાદિ વિધિવિધાનો શીખવ્યાં હતાં. ગૂર્જરેશ [૧૦]કર્ણદેવ રાજાએ એમને 'મલધારી' નામે પદ અર્પણ કર્યું હતું, તેથી તેમનાથી મલધારી ગચ્છની શરૂઆત થઇ. મલયગચ્છ પણ કહેવાય છે.

---

૬ શ્રી વિનયવિજય ઉપાધ્યાયે સં. ૧૬૯૬માં રચેલી શ્રીકલ્પસૂત્ર સુબોધિકાવૃત્તિના આઠમા વ્યાખ્યાનમાં પ્રિયગ્રંથસૂરિના પ્રસંગે " ૩૦૦ જિનમંદિર, ૪૦૦ લૌકિક પ્રાસાદ, ૧૮૦૦ બ્રાહ્મણોનાં ઘર, ૩૬૦૦ વણિકોનાં ઘર, ૯૦૦ બાગબગીચા, ૭૦૦ વાવો, ૨૦૦ કુવા અને ૭૦૦ દાનશાળાઓથી અલંકૃત" આ પ્રમાણે વર્ણન કરેલું હોવાથી પ્રથમ આ શહેર પુષ્કળ આબાદીસંપન્ન અને અત્યંત પ્રાચીન હોય એમ જણાય છે.

૭ राजानः प्रतिबोधिताः कति कति ग्रन्थाः स्वयं निर्मिता,
वादीन्द्राः कति निर्जिताः कति तपांस्युग्राणि तप्तानि च ।
श्रीमद्धर्षपुरीयगच्छमुकुटैः श्रीसूरिसुत्रामलैः
सच्छिष्यैर्मुनिभिश्च वेत्ति मयरं वागीश्वरं तन्मतम् ॥ सङ्गी० अ० ६, श्लो० ४८.

૮–૯ જુઓ મલધારી શ્રી હેમચંદ્રસૂરિવિરચિત જીવસમાસ વિગેરેની પ્રશસ્તિઓ શ્લો. ૬–૭–૮

૧૦ શ્રી મેરુતુંગસૂરિકૃત પ્રબંધચિંતામણિના આધારે સં. ૧૧૨૮ ના ચૈત્ર વદિ ૭ ને સોમવારે હસ્ત નક્ષત્ર અને મીન લગ્નમાં કર્ણદેવનો રાજ્યાભિષેક થયો હતો. તે કર્ણ એકંદર ૨૯ વર્ષ, ૮ માસ અને ૨૧ દિવસ રાજ્ય કરી સં. ૧૧૫૦ ના પોષ વદિ ૩ ને શનિવારે શ્રવણ નક્ષત્રે વૃષ લગ્નમાં સિદ્ધરાજને ગાદીએ બેસાડી દેવલોક પામ્યો હતો.

तद्गच्छेऽभयदेवसूरिसुगुरोः श्रीकर्णभूपेन यः ।
संज्ञा श्रीमलधारिणेति.........स्वयं निर्मिता ॥ સંગી. અ. ૬ શ્લો. ૪૯.

વિશેષ માટે જુઓ એમના જ શિષ્ય શ્રી ચંદ્રસૂરિકૃત મુનિસુવ્રત ચરિત્રની પ્રશસ્તિ.

**શ્રી હેમચંદ્રસૂરિ—**

પ્રાકૃત દ્વયાશ્રયની વૃત્તિમાં રાજશેખરસૂરિ જણાવે છે કે–તેઓ મૂળ પ્રદ્યુમ્ન નામે રાજસચિવ હતા અને તેમણે પોતાની સ્ત્રી સહિત અભયદેવસૂરિના ઉપદેશથી તેમની પાસે દીક્ષા લીધી હતી.

એમના વ્યાખ્યાનમાં ગુજરાતનો રાજા શ્રી સિદ્ધરાજ જયસિંહ હમેશાં હાજર રહેતો અને એમના ઉપદેશાનુસાર તીર્થયાત્રાદિ અનેક ધર્મકાર્યોમાં અગ્રભાગ ભજવતો. એમના રચેલા નિમ્ન લિખિત ગ્રંથો એમની વિદ્વત્તાની સાક્ષી પૂરે છે:—

૧ શ્રી વિશેષાવશ્યકવિવરણ[૧૧] ( રચના સંવત્ ૧૧૭૫ )

૨ હરિભદ્રીય આવશ્યકવૃત્તિ ટિપ્પન ( પ્રદેશવ્યાખ્યા ) ગ્રં. ૪૬૦૦

૩ શતક ( પંચમ કર્મગ્રંથ ) ભાષ્યવિવરણ. ગ્રં. ૩૮૦૦

૪ અનુયોગદ્વારવૃત્તિ.

૫ ઉપદેશમાળા ( પુષ્પમાલા ) સ્વોપજ્ઞવૃત્તિ યુક્ત. ( રચના સં. ૧૧૭૫ ) ગ્રં. ૧૪૦૦૦

૬ જીવસમાસવિવરણ[૧૨] ગ્રં. ૬૬૨૭

૭ ભવભાવના સૂત્ર[૧૩] અને તેનું વિવરણ ( રચના સં. ૧૧૭૦ )

૮ નંદીસૂત્ર ટિપ્પન.

સં. ૧૧૬૪ માં કર્તાના પોતાના હસ્તાક્ષરથી લખાયેલી નં. ૬ ની તાડપત્રની પ્રત સ્તંભતીર્થ( ખંભાત )માં હોવાનું P. P. ૧/૧૮ માં સૂચવે છે.

શ્રી વિજયસિંહસૂરિ તેમજ શ્રી ચંદ્રસૂરિ પોતપોતાના રચેલા ગ્રંથોની પ્રશસ્તિઓમાં એમની સમગ્ર કૃતિઓનો ઉલ્લેખ કરે છે અને પુષ્કળ ગુણો વર્ણવે છે. વિશેષ હકીકત માટે જુઓ P. P. ૫/૧૩/૯૦/૯૬ પેજ.

---

૧૧ પં. લા. ભ. કૃત જેસલમેરુ ભાંડાગારીય સૂચિપત્રમાં પૃ. ૧૮, નં. ૧૫૭ માં દ્વિતીય ખંડની પ્રત વિ. સં. ૧૪૮૮ ની લખેલી સૂચવે છે.

व्यतीते विक्रमादष्टाष्टाब्धीन्दुमित वत्सरे ।
विशेषावश्यकव्याख्यायां खण्डं लिखितं मुदा ॥

૧૨ આ ગ્રંથ ઉપર શ્રી શીલાચાર્યકૃત ટીકા પણ છે.

૧૩ આ ગ્રંથની અંતર્ગત નેમનાથચરિત્રની સં. ૧૨૪૫ ચૈત્ર શુદિ ૧૪ ની લખેલી પ્રત જેસલમેરુ ભંડારમાં છે પરંતુ તે ભવભાવનાનો પેટા ભાગ તરીકે હોવાથી અહિં જુદી ગણી નથી.

**શ્રી વિજયસિંહસૂરિ—**

એમણે સં. ૧૧૯૧ માં ઉપદેશમાળાવૃત્તિ રચી છે. એમના શિષ્ય પદ્મદેવ માટે સં. ૧૨૪૭ ના અષાડ સુદિ ૯ બુધે પં. સાજણે ભરૂચમાં લખેલી શ્રી કલ્પસૂત્રની તાડપત્રની પ્રત ખંભાતના શ્રી શાંતિનાથના ભંડારમાં છે. જુઓ પ્રશસ્તિ સંગ્રહ ભા૦ ૧, પૃ. ૫૫.

**શ્રી ચંદ્રસૂરિ—**

સં. ૧૧૯૩ માં શ્રી મુનિસુવ્રતચરિત્ર, સંગ્રહણીસૂત્ર, નિર્યાવલિકા સૂત્રવૃત્તિ વિગેરેના રચયિતા. એમના શિષ્ય દેવભદ્રે સ્વગુરુરચિત સંગ્રહણીસૂત્ર ઉપર વૃત્તિ રચી છે. શ્રી લક્ષ્મણ ગણિના કથનાનુસાર આ આચાર્ય લાટદેશમાં વિશેષ વિચરતા હોવા જોઇએ.

**લક્ષ્મણગણિ તથા વિબુધચંદ્ર—**

સુપાસનાહચરિયંની પ્રશસ્તિમાં જણાવે છે કે—"એક દિવસ શ્રી વિબુધચંદ્રસૂરિ વિચરતા ધંધુકા નગરે આવ્યા. ત્યાંના આષડ શ્રાવકે સુપાર્શ્વનાથનું ચરિત્ર રચવા વિનંતિ કરી અને તેમણે શ્રી હેમચંદ્રસૂરિના લઘુશિષ્ય(લક્ષ્મણ)ને આજ્ઞા આપી તેથી તેણે કુમારપાળ નૃપતિના રાજ્યમાં મુરૂમંડલી નગરમાં શમ્ભાસુતના ઉપાશ્રયમાં વાસ કરી વિ. સં. ૧૧૯૯ મહા સુદિ ૧૦ ગુરુવારે શ્રી સુપાર્શ્વનાથ ચરિત્રની રચના કરી." આ ગ્રંથ વિદ્વત્તાપૂર્ણ તેમ જ રસાસ્પદ અનેક કથાઓનો ખજાનો છે. ગુજરાતી ભાષાંતરમાં બે ભાગ પડેલ છે. મૂળ પણ પ્રતાકારે તથા બુકરૂપે છપાયેલ છે.

**દેવભદ્ર—**

એમણે શ્રી સિદ્ધસેનદિવાકરવિરચિત ન્યાયાવતારસૂત્ર ઉપર ટિપ્પન રચેલ છે. ગા. ઑ. સીરીઝ તરફથી પ્રસિદ્ધ થયેલી જેસલમેરૂ ભાંડાગારીય સૂચિમાં શ્રી રાજશેખરની કૃતિ તરીકે નિર્દેશ કરવામાં આવેલ છે; પરંતુ તે ભ્રાંતિજન્ય છે. જુઓ સને ૧૯૨૮ માં જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તરફથી છપાયેલી આ વૃત્તિનો અંતિમ પદ્ય—

न्यायावतारविवृतौ विषमं विभज्य,
किंचिन्मया यदिह पुण्यमवापि शुद्धम् ।
संत्यज्य मोहमखिलं भुवि शम्बदेव-
भद्रैकभूमिरमुनास्तु समस्तलोकः ॥

આમાં તૃતીય અને ચતુર્થ ચરણના અનુસંધાનથી દેવભદ્ર એવું નામ સ્પષ્ટ રીતે દર્શાવેલ છે.

એમણે કેટલા વર્ષની ઉંમરે ભાગવતી દીક્ષા સ્વીકારી હતી તેનો નિશ્ચય નથી, છતાં બાલ્યાવસ્થાથી જ વિદ્યાભ્યાસંગમાં જોડાયા હતા એમ એમના પોતાના જ નિમ્ન લિખિત પદ્ય ઉપરથી જણાઇ આવે છે.

शैशवेऽभ्यस्यता तर्कं रतिं तत्रैव वाञ्छता ।
तस्य शिष्यलवेनेदं चक्रे किमपि टिप्पनम् ॥

**શ્રી દેવાનંદસૂરિ—**

श्रीइन्द्रभूतिं वसुभूतिपुत्रं. સંજ્ઞક શ્રી ગૌતમસ્તોત્રના રચયિતા.

**શ્રી દેવપ્રભ—**

અનર્ઘરાઘવરહસ્યાદર્શ, શ્રી પાંડવચરિત્ર મહાકાવ્ય તેમજ મૃગાવતીચરિત્ર ( ગ્રં. ૬૭૦ ) ના રચયિતા.

**શ્રી નરચંદ્રસૂરિ—**

એમણે મહામાત્ય વસ્તુપાલના આગ્રહથી કથા (૧૫) [૧૪]રત્નસાગર, [૧૫]અનર્ઘરાઘવટિપ્પન, જ્યોતિઃસાર, પ્રાકૃતદીપિકાપ્રબોધ ( શ્રી હૈમપ્રાકૃતરૂપસિદ્ધિ ગ્રં. ૧૫૦૦ ) ન્યાયકંદલી ટિપ્પનક અને સંબોધપંચાશિકા ( ઔપદેશિક ) વિગેરે ગ્રંથો રચ્યા છે. સંક્ષિપ્ત સમરાદિત્ય ચરિત્રકાર પ્રદ્યુમ્નસૂરિને એમણે ઉત્તરાધ્યયનની વાચના આપી [૧૬]હતી. સં. ૧૨૭૧ માં એમની આજ્ઞાથી ગુણવલ્લભે વ્યાકરણચતુષ્કાવચૂરિ રચી છે. શ્રી દેવપ્રભસૂરિનું પાંડવચરિત્ર, તેમ જ ઉદયપ્રભસૂરિના ધર્માભ્યુદય કાવ્યનું સંશોધન એમણે કર્યું હતું. વસ્તુપાલ તેજપાલના એ માતૃપક્ષીય ગુરુ હતા. સં. ૧૨૮૮ માં એમણે રચેલાં શ્રી વસ્તુપાલ મંત્રીના સ્તુતિરૂપ પ્રશસ્તિ કાવ્યો ગિરનાર ઉપરના શિલાલેખોમાં નજરે પડે છે.[૧૭] આ આચાર્ય વિદ્વાન્ હોવા છતાં સંગીતવિદ્યામાં પણ પ્રવીણ [૧૮]હતા.

---

૧૪ સં. ૧૩૧૯ વર્ષે ભાદ્રવા સુદિ ૫ શુક્રે મહંવીજાની શાળામાં ધનપાળે લખેલી પ્રત સંઘવીના પાડાના જૈનજ્ઞાન ભંડાર[ પાટણ ]માં છે.

૧૫ टिप्पनमनर्घराघवशास्त्रे किल टिप्पनं च कन्दल्याम् ।
सारं ज्योतिषमद्भुद् यः प्राकृतदीपिकामपि च ॥ ન્યાયકંદલીપંજિકામાં શ્રી રાજશેખરસૂરિ.

૧૬ श्रीमते नरचन्द्राय नमोऽस्तु मलधारिणे ।
ददे मेऽद्भुतरा येनोत्तराध્યયનवाचना ॥ २३ ॥ સમરાદિત્ય૦

૧૭ જુઓ જિનવિજય પ્રા. લે. સં. ભા. ૨, લેખાંક ૩૯–૪૨.

૧૮ तद्वंशे नरचंद्रसूरिरभवत् सच्छास्त्रसंगीतवित् સંગી. અ. ૬ શ્લો૦ ૪૬.



स्व० शांतमूर्ति मुनिराज श्री हंसविजयजी महाराज.

शांतमूर्त्ति १०८ श्री हंसविजयजी महाराजना
सुविनीत शिष्य—



गुरुमहाराजनी अखंड भक्ति करनार अनुकरणीय
पंन्यासजी महाराजश्री संपतविजयजी
के जेओ शताब्दिनायकना संघाडामां प्रथम पंन्यास थया छे.

કાશહૃદગચ્છીય શ્રી ઉદ્યોતનસૂરિના પ્રીતિપાત્ર શ્રી સિંહસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિકૃત, જન્મસમુદ્ર (બેડાવૃત્તિ યુક્ત), પ્રશ્નશતક (સં. ૧૩૨૪ મહા સુદિ ૮ રવિવારે બેડા લઘુભગિની ૧૦૫૦ શ્લોકપ્રમાણ જ્ઞાનદીપિકા)ના રચયિતા એમનાથી ભિન્ન સમજવા.

### શ્રી ઉદયપ્રભસૂરિ—

એમણે સં. ૧૨૯૯ માં ઉપદેશમાળા કર્ણિકા રચી છે.

ધર્માભ્યુદયના કર્તા તેમ જ મહામાત્ય શ્રી વસ્તુપાલના પિતૃપક્ષીય ગુરુ નાગેંદ્રગચ્છીય હોવાથી એમનાથી ભિન્ન સમજવા.

કર્મવિપાક (પ્રથમ કર્મગ્રંથ), કર્મસ્તવ (બીજો કર્મગ્રંથ) અને શતક (પંચમ કર્મગ્રંથ) ઉપર ટિપ્પન રચનાર કયા ઉદયપ્રભ છે તે પ્રત જોયા સિવાય નિશ્ચય થાય તેમ નથી.

### શ્રી નરેંદ્રપ્રભ—

મંત્રીશ્વર વસ્તુપાળની પ્રેરણાથી એમણે અલંકારમહોદધિ તેમજ કાકુસ્થકેલિ ગ્રંથો બનાવ્યા છે. ગિરનાર ઉપરના શ્રી નેમિનાથના દેવાલયમાં પૂર્વદ્વાર ઉપર આવેલા શિલાલેખમાં, (વસ્તુપાલની સ્તુતિ ૧૩ કાવ્ય તરિકે) એમનું નામ નજરે પડે છે. જુઓ જિનવિ. પ્રા. લે. ભા. ૨, લે. ૪૧.

### શ્રી પદ્મદેવસૂરિ—

એમણે શ્રી સિદ્ધસેનદિવાકરના રચેલા લબ્ધિપ્રપંચ ગ્રંથ પર લબ્ધિપ્રપંચપંચાશિકા નામની લઘુટીકા રચી છે તથા યોગરહસ્ય નામનો ગ્રંથ પણ રચ્યો છે.

### શ્રી તિલકસૂરિ—

સુપ્રસિદ્ધ તીર્થરાજ શ્રી આબૂજી ઉપર વિમળશાહના મંદિરની બે દેવકુલિકામાં સં. ૧૩૩૮ માં આ આચાર્યના હસ્તે પ્રતિષ્ઠિત થએલી પ્રતિમાઓ છે. (જિનવિ. લે. સં. ભા. ૨, લે. ૧૪૪–૧૪૫) તથા મીયાગામમાં શ્રી મનમોહન પાર્શ્વનાથના જિનાલયમાં (સં. ૧૩૫૨ વૈશાખ વદિ ૫ સોમે), માતરના શ્રી સુમતિનાથજી (સાચા દેવ) ના મંદિરમાં સં. ૧૩૭૧ માઘ સુદિ ૧૪ સોમે અને ખંભાતમાં ખારવાડાના શ્રી મહાવીરસ્વામીના દેરાસરમાં પણ એમની પ્રતિષ્ઠિત પ્રતિમાઓ દૃષ્ટિગોચર થાય છે. એમણે........ગ્રંથ રચેલ છે. પ્રસ્તુત વાચનાચાર્ય શ્રી સુધાકળશ પણ એમના હસ્તદીક્ષિત છે.[૧૯]

---

૧૯ तस्माच्छ्रीतिलकाभिधो गुरुरभूद् यत्तद्दीक्षास्त्वहम् । સંગીત૦ અ૦ ૬, શ્લો૦ ૪૯

## શ્રી રાજશેખરસૂરિ—

શ્રીધરની ન્યાયકંદલી ઉપર પંજિકા, રત્નાકરાવતારિકાપંજિકા, સ્યાદ્વાદકલિકા, ષડ્દર્શનસમુચ્ચય, પ્રાકૃતદ્વયાશ્રય વૃત્તિ ( સં. ૧૩૮૭ ) સૂરિમંત્રનિત્યકર્મ, નેમનાથ-ફાગ ( સં. ૧૪૦૬ ) અને વિનોદાત્મક કથા સંગ્રહ નામનો ટૂંકો રસપ્રદ અને બોધક બોધકથાઓનો સંગ્રહ રચ્યો છે જેનું ગુજરાતી ભાષાંતર જૈ. ધ. પ્ર. સભા (ભાવનગર) એ સં. ૧૯૭૮ માં પ્રગટ કર્યું છે. વિશેષમાં એમણે સં. ૧૪૦૫ ના જ્યેષ્ઠ માસની શુક્લ પંચમીએ દિલ્હીમાં રચેલો ચતુર્વિંશતિપ્રબંધ ( પ્રબંધકોષ ) ઇતિહાસક્ષેત્ર ઉપર સારો પ્રકાશ ફેંકે છે. આમાં આચાર્યો, મંત્રીઓ અને કવિઓનાં એકંદર ૨૪ વર્ણનો છે. પાટણના ભાભા પાર્શ્વનાથજીના દેરાસરમાં સં. ૧૪૧૮ બીજા વૈશાખ સુદિ ૩ બુધવારે એમના હાથે પ્રતિષ્ઠિત થએલી ધાતુમયી શ્રી પાર્શ્વનાથની પ્રતિમાઓ હજુ વિદ્યમાન છે. જુઓ. બુ. સા. ધા. પ્ર. લે. ભા. ૧, લે ૨૨૭ પૃ. ૪૧.

## શ્રી સુધાકળશ—

આ પ્રમાણે ભિન્ન ભિન્ન સાધનોદ્વારા એમની ગુરુપરંપરા તપાસતાં વિદ્વાનોના અખાડા સમાન શ્રી હર્ષપુરીય ( મલધારી ) ગચ્છમાં વિક્રમની ચૌદમી સદીના અંતે અને પંદરમી શતાબ્દિની શરૂઆતમાં એમની વિદ્યમાનતા નિશ્ચિત થાય છે. આ સિવાય જન્મસ્થાન, જન્મસંવત્, દીક્ષાસંવત્, અવસાન સમય તેમ જ એમની શિષ્યસંતતિ વિગેરે માટેના કંઇ પણ સાધનો પ્રાપ્ત નહી થવાથી તે જિજ્ઞાસા અપૂર્ણ રહે છે.

## એમની કૃતિઓ—

૧ **एकाक्षरनाममाला**—( શ્લોક ૫૦ ) વિદ્વદ્વર્ગમાં સુપ્રસિદ્ધ છે અને બે ત્રણ સ્થળે મુદ્રિત પણ થઇ ગયેલ છે.

૨ **संगीतोपनिषद्**—આ ગ્રંથ બહુ જ મોટા પ્રમાણમાં હોવા સંભવ છે. એના ઉપર ખાસ પોતાની જ રચેલી ટીકા પણ હોવી જોઇએ.

હજુ સુધી કોઇ સ્થળે આ ગ્રંથ જોવામાં આવ્યો નથી.

૩ **संगीतोपनिषद्ग्रंथसारोद्धार**—ઉપર્યુક્ત ગ્રંથ રચ્યા પછી ૨૪ વર્ષનો મોટો ગાળો વટાવી પોતાની પુખ્ત ઉમરે અભ્યાસ, ચિંતન અને અનુભવના પરિણામે સંગીતના દરેક વિષયોનો નિચોડ કરી સામાન્ય બુદ્ધિના અભ્યાસીઓને પણ સહેલાઇથી જ્ઞાનપ્રાપ્તિ થાય એવા હેતુથી સંક્ષેપમાં સરલતાપૂર્વક આની રચના કરવામાં આવી છે. દરેક ઉપયોગી વિષયો ટૂંકમાં વર્ણવ્યાં છે. ગ્રંથની સમાપ્તિ કરતાં પ્રશસ્તિના ચાર કાવ્યો આપ્યાં છે તેમાં આ બન્ને ગ્રંથોનો રચનાકાળ પોતે નીચે પ્રમાણે જણાવે છે—

संगीतोपनिषद्ग्रंथं खाष्टाग्निशशि( १३८० )वत्सरे ।
ऋतुशून्ययुगेन्द्वब्दे ( १४०६ ) तत्सारं चापि निर्ममे ॥ ५१ ॥

આ શ્લોકમાં સ્વોપજ્ઞ ટીકાનો રચનાકાળ જણાવ્યો નથી, તથાપિ સારોદ્ધારના પહેલાંનો સમય હોઈ શકે; કારણ કે તેના દરેક અધ્યાયના અંતે પોતે નીચે મુજબ ઉલ્લેખ કરે છે.

इति श्रीमलधारिगच्छमंडनवादीन्द्रश्रीराजशेखरसूरिशिष्यवाचनाचार्यश्रीसुधाकलशविरचिते स्वोपज्ञसंगीतोपनिषद्ग्रन्थसारोद्धारे नृत्यपद्धतिप्रकाशनो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

આ ગ્રંથના છ અધ્યાય છે તેનાં નામ અને શ્લોકસંખ્યા—

| | |
|---|---|
| ૧ ગીત પ્રકાશન | શ્લોક ૯૪ |
| ૨ પ્રસ્તારાદિ સોપાશ્રય તાલ પ્રકાશન | ૯૮ |
| ૩ ગુણ—સ્વર—રાગાદિ પ્રકાશન | ૨૮ |
| ૪ ચતુર્વિધ વાદ્ય પ્રકાશન | ૯૮ |
| ૫ નૃત્યાંગ—ઉપાંગ—પ્રત્યંગ—પ્રકાશન | ૧૪૧ |
| ૬ નૃત્યપદ્ધતિ પ્રકાશન | ૧૫૧ |
| | ૫૯૦ |

અમને ઉપલબ્ધ થયેલી પ્રતિ જો કે છે તો નવીન લહિયાની લખેલી છતાં બહુ અશુદ્ધતા નથી. પ્રતનો કદ ઈંચ ૧૧—૫ છે. પત્ર સંખ્યા ૨૦. બન્ને બાજુ મળી લાઈન ૩૦ અને દરેક લાઇનમાં આશરે ૫૫ અક્ષર છે.

આ ગ્રંથનો આદ્ય શ્લોક આ પ્રમાણે—

आनन्दनिर्भरपुरंदरपंकजाक्षी—नाट्यक्षणत्रुटितहारलताविमुक्तैः ।
मुक्ताफलैः किल दिवापि विसर्पितारा, यद्देशनावनिरभूत् स जिनः श्रिये वः ॥ १ ॥

દરેક અધ્યાયની શરૂઆતમાં ભિન્ન ભિન્ન રીતે મનોહર કાવ્યોમાં જિનસ્તુતિ કરવામાં આવી છે. પ્રસંગોપાત નાદ—રાગરાગિણી વિગેરેની ઉત્પત્તિ આદિ અનેક વિષયો ચર્ચી ગ્રંથના ગૌરવમાં વધારો કર્યો છે. ગા. ઓ. સીરીઝ તરફથી છપાયેલ સંગીતમકરંદ તથા સંગીતપારિજાo કરતાં આ ગ્રંથ વિશેષ મહત્તાવાળો છે એમ મારું માનવું છે.

આ બન્ને ગ્રંથો મળી શકે તેટલા સાધનો એકત્રિત કરી સુંદર રીતે નવીન પદ્ધતિ પ્રમાણે પ્રસિદ્ધ કરાવવાની જરૂર છે. જો કોઇપણ સંસ્થા વિગેરે આ કામ ઉપાડી લે તો ગ્રંથરત્ન ઉધેહીનો ભોગ થતો બચે, જ્ઞાનોદ્ધારનો સારો લાભ મેળવે અને સંગીતોપાસકો માટે એક અપૂર્વ સાધનની ભેટ ધરી ગણાય.




# ઇ · તિ · હા · સ · અ · ને · દ · ર્શ · ન

લે૦ સુશીલ

[ થોડા દિવસ ઉપર બંગીય મહાકોષના ચાર વિભાગ બંગાળી ભાષામાં પ્રકટ થયેલા જોવામાં આવ્યા. એના મુખ્ય સંપાદક શ્રીયુત અમૂલ્યચરણ વિદ્યાભૂષણ છે. દર્શન, ઇતિહાસ, સાહિત્ય, કાવ્ય, ગણિત એમ શાખાવાર એના ખાસ સંપાદકોની લગભગ ૪૦–૫૦ જેટલી મ્હોટી સંખ્યાની એક સમિતિ છે. શ્રી રવીંદ્રનાથ ટાગોર જેવા વિશ્વમાન્ય પુરુષે એ કોષના વિકટ કાર્યને અભિનંદન તથા આશીર્વાદ આપ્યા છે. જૈન ઇતિહાસ, સાહિત્ય તથા દર્શન સંબંધી વિવેચનોમાં પણ સંપાદકો નિષ્પક્ષપાત રહ્યા છે. જૈન ઇતિહાસ તથા દર્શન વિષે માહિતી પૂરી પાડનાર કેટલાક શબ્દો, ગામો, નામોની જે થોડી યાદી એ કોષમાંથી ઉતારી લીધી હતી તે અહીં રજુ કરી છે. જૈન સમાજના સાહિત્યસેવીઓ જો પોતાનો આવો સ્વતંત્ર કોષ તૈયાર કરવા માગે તો છૂટીછવાઈ ઘણી રસિક, બોધક તથા પ્રેરક માહિતીઓ સંકલિત કરી શકે. એક દિશાસૂચન તરીકે પણ આ ઉદ્ધરણ ઉપયોગી થશે એવી ઉમેદ છે. ]

## : અઇહોલ અથવા આઇવલ્લિ :

મૂળ આર્યપુર ઉપરથી અઇહોલ અથવા આર્યવલ્લિ નામ પડ્યું હોય એમ વિદ્વાનો કહે છે. અઇહોલ, મુંબઇ ઇલાકામાં–વિજાપુર જીલ્લામાં, બાદામી તાલુકાનું એક ગામ છે.

ઈ. સ. ના સાતમા–આઠમા સૈકામાં ચાલુક્યોની પશ્ચિમ પ્રાંતની રાજધાનીનું એ શહેર હતું. એ વખતે અઇહોલની આસપાસ મજબૂત કીલ્લો હતો તથા શહેરમાં પણ વિશાળ રાજમાર્ગો હતા. આ શહેરમાં અને શહેરની આસપાસના પ્રદેશમાં ઘણા પ્રાચીન મંદિરોના ભગ્નાવશેષ મળી આવે છે. ઓછામાં ઓછાં ૬૦–૬૫ જેટલાં મંદિરોની સંખ્યા થવા જાય છે. પૂર્વ અને ઉત્તર–પૂર્વ દિશામાં બે ગુફાઓ પણ છે.



શ્રી. ભીમજીભાઈ હરજીવન ( સુશીલ )

[ પૃ. ૩૧

નદી અને પહાડને લીધે સૃષ્ટિસૌંદર્ય પણ અહીં લહેરાય છે.

ગામની પૂર્વદિશાએ મેગુટી નામનું એક જૈન મંદિર છે. એક લાંબો શિલાલેખ મળી આવ્યો છે તે ઉપરથી, શક ૫૫૬ ( ૬૩૪–૬૩૫ ઇ. સ. ) માં ચાલુક્યરાજ બીજા પુલકેશીના સમયમાં, શ્રી વરકીર્ત્તિએ એની પ્રતિષ્ઠા કરી હોય એમ જણાય છે. એક જૈન ગુફા પણ છે.

ગામની ઉત્તર દિશાએ એક પ્રાચીન મંદિર છે. આજે એ દુર્ગામંદિરના નામે ઓળખાય છે. એના બાહ્ય તથા ભીતરી સ્થાપત્ય ઉપરથી, કેટલાક પંડિતો એવું અનુમાન કરે છે કે મૂળ એ બૌદ્ધોનું ચૈત્યમંદિર હોવું જોઇએ. મંદિર ઘણું સુંદર તથા મનોરમ છે. વૈષ્ણવ દેવતાઓની અધિકતા એમ સૂચવે છે કે કોઇ સમયે આ મંદિર ઉપર વૈષ્ણવોનો અધિકાર પ્રવર્ત્તતો હશે. શિવમંદિરના કેટલાક અવશેષો સૂચવે છે કે શૈવોએ પણ એ મંદિર ઉપર થોડો ભોગવટો માણ્યો હશે. બાકી મંદિરમાંના કેટલાક શિલાલેખો તો જૈન સંપ્રદાયના એક મંદિર તરિકે જ એને ઓળખાવે છે. સંભવ છે કે જૈન સંઘની રાજકારણી જાહોજલાલી વખતે વૈષ્ણવો અને શૈવોને ખસેડી જૈન ઉપાસકોએ એ મંદિર પોતાને કબજે કર્યું હોય.

અહીં એક બીજું વિરૂપાક્ષ નામનું મંદિર છે. આજે એની ઉપર લીંગાયતોનો અધિકાર છે, પણ એના દક્ષિણદ્વાર ઉપરથી એમ લાગે છે કે મૂળ એ મંદિર જૈનોનું જ હોવું જોઇએ. પ્રાચીન કાળમાં કોઇ હિંદુ મંદિરનું મુખ દક્ષિણ દિશા તરફ રહેતું ન હતું. મંદિરો ઉપર પણ ક્રાંતિના કેટલા ઓળા ઉતરે છે ?

## : શિલાલેખમાં ઇતિહાસ :

મેગુટી–મંદિરનો શિલાલેખ તો ઇતિહાસના મહાગ્રંથનું એક પૃષ્ઠ છે એમ કહીએ તો પણ ચાલે. રાજા પુલકેશી અને તેના પૂર્વજોની ઘણીખરી માહિતી આ શિલાલેખ પૂરી પાડે છે. સંસ્કૃત અને કાનડી ભાષાના બે ભાગમાં આ લેખ વહેંચાયેલો છે. સંસ્કૃત લિપિવાળો ભાગ સાતમા સૈકાનો છે. એનો ભાવાર્થ આ પ્રમાણે છે:

ભગવાન જિનેંદ્રનો જય હો ! અપરાજેય ચાલુક્યકુળનો જય હો ! સત્યાશ્રય હંમેશા જયવંત વર્તો !

ચાલુક્યવંશના બહુ રાજાઓ થઇ ગયા તે પછી એ જ વંશમાં એક જયસિંહવલ્લભ નામના બહુરણવિજયી, પરાક્રમી નૃપતિનો જન્મ થયો. એનો પુત્ર રણરાગ, એનો પુત્ર ભાગ્યવાન પુલિકેશી, વાતાપીપુરીનો અધીશ્વર હતો. એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. એને કીર્તિવર્મા નામ નામે એક પુત્ર હતો. એ કદંબો અને મૌર્યોને માટે પ્રલયકાળ સમો હતો. કદંબકુલનો એણે ધ્વંસ કર્યો. એની પછી એનો ન્હાનો ભાઇ મંગલેશ ગાદી ઉપર આવ્યો.

મંગલેશે પૂર્વ તથા પશ્ચિમના સમુદ્ર પર્યંત દિગ્વિજય વર્તાવ્યો અને કટચ્છુરીઓને યુદ્ધમાં હરાવી એમની રાજ્યલક્ષ્મી લઇ લીધી. તે પછી તેણે ભારે સૈન્ય સાથે રેવતીદ્વીપ ઉપર ઘેરો ઘાલ્યો. મંગલેશનાં મ્હોટા ભાઇનો પુત્ર પુલિકેશી, મંગલેશના ભયથી રાજ્ય છોડીને નાસી ગયો. મંગલેશ પોતાની ગાદીએ પોતાના પુત્રને બેસારી સ્વર્ગે સંચર્યો.

એટલામાં રાજ્યમાં અશાંતિની આગ ફેલાઇ. એ તકનો લાભ લઇ બીજા કેટલાક શત્રુઓ ચાલુક્ય-

રાજ ઉપર ચડી આવ્યા. પુલિકેશીએ પોતાના બાહુબળથી એમનો પરાભવ કર્યો. આપ્પાયિકાખ્ય ગોવિંદ, કે જે ભીમા નદીની ઉત્તર તરફ ધસી આવ્યો હતો તે પુલિકેશીના પરાક્રમની વાત સાંભળી, સીધો પોતાને ઘેર ચાલ્યો ગયો. નદીના કાંઠા ઉપરની વનવાસી નગરીને પુલકેશીએ ઘેરી લીધી. ગંગ તથા આલૂપ નૃપતિઓએ પુલકેશીનું સ્વામીત્વ સ્વીકારી લીધું. કોંકણદેશમાં મૌર્યોનો પ્રભાવ ઝાંખો પડ્યો. પશ્ચિમ કિનારા ઉપરની બીજી એક નગરી ઉપર આક્રમણ કર્યું. લાટ, માળવા તથા ગુજરાતના રાજાઓએ પુલકેશીનું શાસન કબૂલ રાખ્યું. આર્યાવર્તના સમ્રાટ જેવા મહારાજા હર્ષના મ્હોં ઉપરનું હાસ્ય પણ ઊડી ગયું.

अपरिमितविभूतिस्फीतसामन्तसेना मकुटमणिमयूखाक्रान्तपादारविन्दः ।
युधिपतितगजेंद्राणीकबीभत्सभूतो भयविगलितहर्षो येन चकारि हर्षः ॥

હજારો ગામોના અધીશ્વર મહારાષ્ટ્રીઓને, એણે પોતાના પગ પાસે નમાવ્યા. કલીંગ, કોશલના ભુક્કા ઉડાડી મૂકયા. પિષ્ટપુરનો કીલ્લો તો એવો પીસી નાખ્યો કે એની રજે રજ આકાશમાં ઊડી ગઈ. કુણાલ–સરોવરનું પાણી મનુષ્યોનાં લોહીની નદી મળવાથી લાલરંગી બની *ગયું. પલ્લવપતિનું પરાક્રમ કાંચીપુરની ચાર દીવાલો વચ્ચે જ કેદી જેવું બની ચૂકયું હતું. કાવેરી નદીમાં એણે હાથીઓના જૂથનો પૂલ બાંધ્યો અને એની સહાયથી ચોલ, પાંડ્ય તથા કેરલ વિગેરેની શોભા–લક્ષ્મી વધારી.

આવો સર્વદિગ્વિજયી, સત્યાશ્રય, વાતાપી નગરીમાં બેઠો બેઠો સમસ્ત પૃથ્વી ઉપર–એક નગરીની જેમ–પોતાની આણ વર્તાવતો. મહાભારતનું યુદ્ધ વીત્યા પછી ત્રણ હજાર, સાતસો પાંત્રીસ વર્ષ બાદ, શક નૃપતિઓના પાંચસો છપ્પન વર્ષ પસાર થયા બાદ, કલિયુગમાં, જિનેંદ્રનું આ મંદિર સત્યાશ્રયના અનુગ્રહથી રવિકીર્તિએ[1] નિર્મ્યું. આ કાવ્ય કાલિદાસ અને ભારવીની જેમ પ્રસિદ્ધ કવિ રવિકીર્તિએ પોતે રચ્યું છે.

આ લેખમાંની પંક્તિઓ ઉપરથી રવિકીર્તિ અલંકારશાસ્ત્રમાં ખૂબ નિપુણ હોય એમ લાગે છે. એમના ઉત્પ્રેક્ષા અલંકાર તો આબાદ છે. કાલિદાસના રઘુવંશના કેટલાક શ્લોકોની આ ક્ષણે સ્હેજે સ્મૃતિ થઇ આવે છે. કાવ્યમાં આર્યા, શાર્દૂલવિક્રીડિત, ઉપજાતિ, રથોદ્ધતા, ઔપચ્છન્દસિક, દ્રુતવિલંબિત, વસન્તતિલકા, વંશસ્થા, માલિની, સ્રગ્ધરા મન્દાક્રાંતા, મત્તેભવિક્રીડિત, ઇન્દ્રવજ્રા, અનુષ્ટુપ્, પ્રહર્ષિણી અને આર્યાગીતિ વિગેરે છંદો વપરાયા છે. રવિકીર્તિના પાંડિત્યના તથા કવિત્વશક્તિના એ પુરાવા છે.

## : અકલંક, અકલંકચંદ્ર, અકલંકદેવ :

એ નામના, દિગંબર જૈન આમ્નાયમાં એક પ્રસિદ્ધ દાર્શનિક થઇ ગયા છે. મહીસુરના શ્રમણ·

---

* सनखवारणघटा स्थगितान्तरालम्, नानायुद्धक्षतनरक्षतजाङ्गरागम् ।
आसीज्जलं यदवमर्दितमभ्रगर्भं, कौणालमंबरमिवार्जितसान्ध्यरागम् ॥

१ त्रिंशत्सु त्रिसहस्रेषु भारतादाहवादितः सप्ताब्द शतयुक्तेषु पंचसु ॥
पंचाशत्सु कलौ काले षट्सु पंचशतासु च । समासु समतीतासु शकानामपि भूभुजाम्—

બેલ્લગોલમાં એમનો જન્મ થયો હતો. ઇ. સ. ની સાતમી સદી–પ્રથમાર્ધ, એમનો જન્મસમય મનાય છે. એમ કહેવાય છે કે તેઓ રાજપુત્ર હતા. ધર્મની શોધમાં એમણે પિતૃગૃહનો ત્યાગ કર્યો હતો.[1]

ઈ. સ. ૭૫૩–૫૪ માં રાષ્ટ્રકૂટરાજ દન્તિદુર્ગે, ચાલુક્યોને હરાવી કાંચીનગરીનો કબજો લીધો હતો. અકલંકદેવ એ વખતે વિદ્યમાન હતા. દાર્શનિક તરિકેની એમની પ્રતિષ્ઠા સ્થાપિત થઈ ચૂકી હતી. દંતિદુર્ગની પછી જ્યારે કૃષ્ણરાજ ( પ્રથમ ) શુભતુંગ ગાદી ઉપર આવ્યો ત્યારે પણ અકલંકદેવ પોતાનું ઉચ્ચ સ્થાન જાળવી રહ્યા હતા.

કાંચીરાજ હિમશીતલના સમયમાં, રાજસભામાં જ બૌદ્ધો સાથે ઘણો મોટો શાસ્ત્રાર્થ થયો હતો[2] અને બૌદ્ધો એમાં હારી ગયા હતા. વધુમાં એમ પણ કહેવાય છે કે શાલીવાહન શક ૭૧૦માં હિમશીતલના સમયમાં, ઉત્તરાપથથી ઘણા જૈનો કાંચીમાં આવીને વસ્યા હતા. એ વખતે કાંચી અરણ્ય જેવું જ હતું. જૈનોએ અરણ્ય કાપીને સાફ કર્યું અને વસવાટ શરૂ કર્યો. એ જ અરસામાં, શાસ્ત્રાર્થમાં બૌદ્ધોને અકલંકદેવ હરાવ્યા. પહેલાં તો એવો ઠરાવ થયો હતો કે બૌદ્ધો જો હારે તો એમને ઘાણીમાં ઘાલી પીલી નાખવા, પરંતુ રાજા પોતે દયાળુ હોવાથી એમને સિંહલદ્વીપમાં નાસી જવાની પરવાનગી મળી.

અકલંકે, સામન્તભદ્ર નામના જૈન દાર્શનિકની " આપ્તમીમાંસા " ઉપર અષ્ટશતી ટીકા લખી છે. એ સિવાય ' લઘીયસ્ત્રય ' ' ન્યાયવિનિશ્ચય ' ' અકલંકસ્તોત્ર ' ' સ્વરૂપસંબોધન ' ' પ્રાયશ્ચિત્ત ' ' દેવાગમ-સ્તોત્રન્યાસ ' ' પ્રમાણરત્નપ્રદીપ ' અને ' તત્ત્વાર્થવાર્તિક ' નામના ગ્રંથ ઉપર તત્ત્વાર્થવાર્તિક વ્યાખ્યાનાલંકાર નામે ટીકા પણ લખી છે. કાનડી ભાષામાં ' જૈન વર્ણાશ્રમ ' નામે એક ગ્રંથ પણ એમણે રચ્યો છે.

આપ્તમીમાંસા વિષે બીજી ' અષ્ટસહસ્રી ' ટીકા લખનાર શ્રી વિદ્યાનંદ અથવા પાત્રકેસરીએ શ્રી અકલંકદેવનો નામોલ્લેખ કર્યો છે–પોતે એમના જ પગલે ચાલ્યા છે એમ એમણે સ્વીકાર્યું છે. માણિક્યનંદીએ પોતાના ' પરીક્ષામુખ ' માં અને પ્રભાચંદ્ર ' પ્રમેયકમલમાર્ત્તંડ'માં આ અકલંકનો ઉલ્લેખ કર્યો છે.* ન્યાયકુમુદ–ચન્દ્રોદય નામક અકલંકરચિત લઘીયસ્ત્રય ગ્રંથની ટીકામાં એમણે પોતાને એમના શિષ્ય તરિકે ઓળખાવ્યા છે.

---

१ जीयाच्चिरमकलंकब्रह्मा लघु हव्व नृपतिवरतनयः
अनवरतनिखिलविद्वज्जननुत विद्यः प्रशस्तजनहृद्यः
इति तत्त्वार्थवार्तिकव्याख्यानालंकारः प्रथमोऽध्यायः

એક " દિગંબર કથા કોષમાં, " નિષ્કલંક તથા અકલંકને માન્યખેટના શુભતુંગ રાજાના પુત્ર તરીકે ઓળખાવ્યા છે. શ્રી ભાંડારકર માને છે કે એ રાજા પ્રથમ કૃષ્ણ હોવો જોઈએ.

૨ શ્રવણબેલગોલાના એક શિલાલેખમાં મલ્લિસેન કહે છે કે અકલંકદેવે મહારાજા સાહસતુંગની સભામાં ત્રણ શ્લોક ઉચ્ચાર્યા. ત્રીજા શ્લોકમાં બૌદ્ધોના પરાજયનો પ્રસંગ વર્ણવાયેલો છે:—

नाहंकारवशीकृतेन मनसा न द्वेषिणा केवलम्, नैरात्म्यं प्रतिपद्य नश्यति जने कारुण्यबुद्ध्या मया ।
राज्ञः श्रीहिमशीतलस्य सदसि प्रायोविदग्धात्मनो, बौद्धौघान् सकलान् विजित्य सुगतः पादेन विस्फोटितः

* अकलंकवचोम्भोधेः रुद्धे येन धीमता, न्यायविद्यामृतं तस्मै नमो माणिक्यनन्दिने–

જૈન હરિવંશના રચયિતા ( શકાબ્દ ૭૦૫ ) જિનસેન, આદિપુરાણમાં અકલંકને સંભારે છે. કાનડી કવિ પંપ પણ એમનું નામ નોંધે છે. ( શકાબ્દ ૮૬૭ ) પોન, કમલભવ, નાગચંદ્ર વિગેરે પણ અકલંકનો નામનિર્દેશ કરે છે. સાયનમાધવે 'સર્વદર્શનસંગ્રહ' માં અકલંકદેવરચિત સ્વરૂપ સંબોધન-માંથી અવતરણો લીધાં છે.

મહીસુરના બેલગામીના એક શિલાલેખમાં [ ૧૦૭૭ ] અને સૌંદતિના એક શિલાલેખમાં ( શકાબ્દ ૯૦૨ ) અકલંકદેવનું નામ આવે છે.

ઈ. સ. ના તેરમા સૈકામાં આ જ નામના બીજા એક જૈન પંડિત થઇ ગયા છે. તેઓ મહીસૂરમાં રહેતા. નાગર જીલ્લાના એક કાનડી શિલાલેખમાં લખ્યું છે કે અકલંક અને પુષ્પસેન બન્ને રાજગુરુ હતા.* અકલંકને અહીં સકલાગમકોવિદ, મહામંડલાચાર્ય તરિકે ઓળખાવ્યા છે. એમણે તથા પુષ્પસેને ઇ. સ. ૧૨૫૫ માં યોગાસને પોતાના દેહ ત્યજ્યા હતા.

અઢારમા સૈકાને અંતે અને ઓગણીસમા સૈકાનાં આરંભમાં અકલંકભટ્ટ નામના એક યતિ થઇ ગયા. તેઓ પોસ્તકગચ્છ અથવા દેશીગણ સંપ્રદાયના હતા. કનકગિરિ જૈન પ્રતિષ્ઠાનના તેઓ મુખ્ય આચાર્ય હતા.[૧] ૧૮૧૭ માં ચામરાજનગર તાલુકાના મલેયુરૂ ગામ પાસે એક પહાડ ઉપર એમનું અવસાન થયું હતું.

## : અકલંકસ્વામી :

આ નામના એક ચિકિત્સાશાસ્ત્રકાર થઇ ગયા છે. એમણે વિદ્યાવિનોદ ગ્રંથ રચ્યો છે, પણ એમના સમય તથા વંશનો પત્તો નથી મળ્યો. એમણે પોતાના ગ્રંથમાં પુન્નાગ, અશોક, દેવદારુ, સરલ, ચંદન, બકુલ, કપિત્થ, જંબુ, ઉંબર, પનસ, વત્સક, ધનંજય વિગેરે વૃક્ષોનાં લક્ષણો વર્ણવ્યાં છે; પરંતુ એમના સમય તથા વંશનો ગ્રંથમાં કંઇ ઉલ્લેખ નથી. ગ્રંથની પુષ્પિકામાં નીચેના શબ્દો છે.

**श्रीमदर्हत् परमेश्वरचारुचरणारविन्दद्वन्द्वगन्धगुणानन्दितमानसाशेषकलाज्ञानप्रवीणपरमागमत्रयवेदिप्राणापायागमान्तरसमुदितवैद्यशास्त्रांबुनिधिपारगसर्वविद्यानन्दमानसश्रीमदकलङ्कस्वामीविरचितमहावैद्यशास्त्रे विद्याविनोदाख्य.........**

## : અક્કાદેવી—( ઇ. સ. ૧૦૧૦–૧૦૫૪ ) :

આ મહિલા, કલ્યાણના પશ્ચિમ ચાલુક્યવંશીય દશવર્મા અથવા યશોવર્માની પુત્રી હતી. ચાલુક્ય-વંશના બારમા ગાદીપતિ વિક્રમાદિત્ય-પાંચમાની ન્હાની બ્હેન અને ચૌદમા રાજા-જયસિંહ-બીજાની મ્હોટી બ્હેન થાય.

---

* महामंडलाचार्यरूम् राजगुरुगळुम् अप्प श्रीपुष्पसेनदेवरूम् ।
अकलंकदेवरूम् सन्न्यासविधियिम् मुनिपिमुक्तिपथवम् पददरं ॥

१ श्रीमद् देवरदेववन्दितजिनांघ्रि द्वन्द्वसंकारितप्रेमम् वेत्तसमस्तभव्यजनरिन्दम् शोभितम् सद्गुणोद्दामम् भट्टाकलंकमुनिपम् त्रैलोक्यसंपूजितम्—

 

અક્કાદેવીની વિશેષતા એ છે કે ભારતવર્ષમાં જે સ્ત્રીઓએ રાજ્ય ચલાવ્યાં છે તેમાં આ અક્કાદેવીની પણ ગણત્રી થાય છે. રાજકાજમાં એણે સારી નામના મેળવી હતી. શ્રી જિનેશ્વરદેવની અનુયાયિની હતી. ૧૦૪૧ માં, સોમેશ્વરના સમયમાં એક જૈન મંદિરને મુખ્ય મદદ કરી હતી.

અક્કાદેવી કિશુકાડની શાસનકર્ત્રી હતી. એને બે મ્હોટા ભાઇઓ હતાઃ ( ૧ ) પાંચમો વિક્રમાદિત્ય અને ( ૨ ) અય્યન. એક ન્હાનો ભાઇ હતો અને ન્હાના ભાઇનો પુત્ર, અનુક્રમે દ્વિતીય જયસિંહ તથા પ્રથમ સોમેશ્વર હતો. એ ભાઇઓની હૈયાતીમાં અક્કાદેવી રાજ્ય ચલાવતી. ધારવાડ જીલ્લામાંથી મળી આવેલો સુડીનો શિલાલેખ એની સાબિતી આપે છે. બીજો એક હોટુરનો શિલાલેખ જણાવે છે કે અક્કાદેવી, વનવાસીમાં શાસનકર્ત્રી હતી.

ઈ. સ. ૧૦૪૧ માં, અક્કાદેવીએ ગોકાકના કીલ્લા ફરતો ઘેરો નાખ્યો હતો. એ ઉપરથી તેણી શાંત શાસનકાર્ય ઉપરાંત યુદ્ધમાં પણ આગળ પડતો ભાગ લેતી હોય એમ જણાય છે.

## : અક્રિયાવાદ [ Fatalism, Determinism ] :

ભારતીય બધા દાર્શનિકો કર્મફળ અને જન્માંતરવાદમાં માને છે. પૂર્વના કર્મયોગે વર્તમાન જન્મ મળ્યો છે એમ સૌ સ્વીકારે છે. ઉપનિષદોમાં પણ એ વાત છે અને પ્રચલિત લોકકથા પણ એને પુષ્ટિ આપે છે. કર્મફળ, અમોઘ અદૃષ્ટરૂપે આપણા જીવનનું નિયમન કરે છે. કર્મફળની સામે થવાનું કોઇનામાં સામર્થ્ય નથી. હિંદુ સંપ્રદાય (ખાસ કરીને વહેવારમાં) મ્હોટે ભાગે અદૃષ્ટવાદી છે.

અદૃષ્ટવાદીઓ–ઉદ્દામ અદૃષ્ટવાદીઓનો એક વર્ગ એવો પણ છે કે જે કર્મફળના પ્રભાવની વાત નથી માનતો. અદૃષ્ટની સત્તા અજય્ય છે એમ તે માને છે, અદૃષ્ટની સત્તા જ માનવ જીવન ઉપર આણ વર્તાવે છે એમ કહે છે; પણ સાથે સાથે તે એમ પણ કહે છે કે અદૃષ્ટ અને કર્મફળને કંઇ સંબંધ નથી. અદૃષ્ટ એક સ્વાભાવિક નિયમ છે અને એ નિયમને અનુસરી જીવ જન્મ ધરે છે. એ નિયમનો કોઇથી વ્યતિક્રમ થઇ શકતો નથી. કોઇ કોઇ કહે છે કે, જ્ઞાની ને અજ્ઞાની બન્નેને ચતુર્ભૂતાત્મક શરીર ધારણ કરવું પડે છે અને મૃત્યુ પછી એ ચારે ભૂત–પદાર્થ વિલીન થઇ જાય છે.–( આ લોકો ક્ષિતિ, અપ્, તેજ અને વાયુ એવા ચાર મૌલિક પદાર્થો માને છે–આકાશનું અસ્તિત્વ નથી સ્વીકારતા.) આવા એકાંત અદૃષ્ટવાદીઓની એક શાખા અક્રિયાવાદીના નામે પરિચિત છે.

એમનો સ્વાભાવિક સિદ્ધાંત એવો છે કે કારણ સિવાય જન્મ જેવું કાર્ય ન સંભવે. મતલબ કે આપણા જન્મમાં કોઈ એક અપરિજ્ઞાત કારણ છે. આજીવિક સંપ્રદાયનો પ્રવર્તક ગોશાળ જીવ–જગતમાં, કાર્યનું ઉત્પાદક કારણ નથી સ્વીકારતો. ગોશાળનો આ મતવાદ, ઉદ્દામપંથી અદૃષ્ટવાદીઓના અક્રિયાવાદ તરિકે ઓળખાય છે.

ઉવાસગ–દસા–ઓમાં ગોશાળના અક્રિયાવાદ વિષે આવો ઉલ્લેખ છેઃ " શક્તિ, સામર્થ્ય, પરિશ્રમ જેવી કોઇ વસ્તુ કે પ્રભાવ નથી. સમસ્ત વસ્તુઓ, વિષયો અખંડભાવે નિયમિત છે." અર્થાત્ પ્રત્યક્ષ કે પરોક્ષ જગતમાં કારણ જેવું કંઈ નથી. કારણ વિના પણ માણસ પવિત્ર તથા શુદ્ધ બની શકે. જગતમાં કોઈ, કોઇના ઉદ્યમ કે પ્રયત્ન ઉપર આધાર રાખતું નથી.

માનવીનું અદૃષ્ટ જ બધી વિચિત્રતાઓના મૂળમાં છે. ( દીઘનિકાય ) અદૃષ્ટને લીધે જ મનુષ્ય ઇષ્ટ માર્ગે વળે છે અને મનુષ્યની સામાજિક સ્થિતિ તથા વ્યક્તિગત જીવન પણ એને જ આભારી છે. મહાભારતમાં એવો ઉલ્લેખ છે કે સ્વભાવથી જ મનુષ્ય કાર્યાભિમુખ બને છે. સ્વભાવ, નિયતિ, અદૃષ્ટ વિગેરે શબ્દો પોતે લૌકિક વ્યર્થતા સિદ્ધ કરે છે. આ પ્રકારનો અક્રિયાવાદ, બ્રાહ્મણધર્મનો વિરોધી હોવાનું મનાય છે.

ખરું જોતાં અક્રિયાવાદ જેવો કોઇ મત પ્રાચીન કાળથી ઊતરી આવ્યો હોય એમ નથી લાગતું. અક્રિયાવાદ, અથવા સસ્સતવાદ ( શાશ્વતવાદ ) અનેકાન્તમાંથી નીકળ્યો હશે. નૈતિક ચરિત્રના વિચાર–પ્રસંગે અક્રિયાવાદ અસ્તિત્વમાં આવ્યો હોય. જૈનોના મૌલિક સાત પદાર્થો પરસ્પરમાં ભળી જઇ શકતા નથી એને લીધે એ વાદને અક્રિયાવાદ તરિકે ઓળખાવ્યો હોય. અક્રિયાવાદમાં અદૃષ્ટ એ જ સ્વક્રિય અને સ્વપ્રધાન છે તેથી એને એ નામ મળ્યું હોય. બીજા દર્શનો કર્મવડે જ ફળાફળ માને છે. આ લોકો કર્મનો પ્રભાવ નથી સ્વીકારતા, તેથી અક્રિયાવાદમાં એ અર્થ કિંવા તાત્પર્ય હોય એમ સંભવે છે.

બૌદ્ધગ્રંથમાં અક્રિયાવાદનું વિવરણ મળે છે. એ વિવરણ પ્રમાણે એમાં સ્વતંત્ર વિચારને મુદ્દલ સ્થાન નથી. નૈતિક જવાબદારી પણ એમાં રહેતી નથી. જન્માંતરવાદ ખોટી ઠરે છે. જ્ઞાન તથા ધર્મની સહાયથી મુક્તિ મળી શકે એ માન્યતા એમાં ટકી શકતી નથી. કાર્ય–કારણ સંબંધ પણ નથી રહેતો. અક્રિયાવાદ બે પ્રકારનો છે: ( ૧ ) પૂર્વાન્તકલ્પિક–આ સંપ્રદાયના આચાર્યો વિશિષ્ટરૂપે સૃષ્ટિના પ્રારંભની ગવેષણા કરે છે. ( ૨ ) અપરાન્તકલ્પિક–આ મતવાદીઓ જગત્–પરિણતિના સમાધાનમાં તલ્લીન રહે છે.

જૈન સંપ્રદાયમાં, ચોરાશી પ્રકારના અક્રિયાવાદી માન્યા છે:—

જીવ, અજીવ, આશ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ પ્રમાણે જૈનોએ સ્વીકારેલા સાત તત્ત્વો ન માને; વળી જેઓ કાળ, ઇશ્વર, આત્મા, નિયતિ, સ્વભાવ અથવા યદૃચ્છા આદિનું કર્તૃત્વ સ્વીકારે; વળી જેઓ ઉક્ત સ્વપ્રધાન પદાર્થોને સ્વેચ્છાચારી તથા અન્ય કોઇના કર્તૃત્વ ઉપર આધાર રાખતા માને. પરસ્પરના સમવાયથી ( ૭×૨×૬ ) એ ૮૪ ભેદ* પડે છે. અક્રિયાવાદની બૌદ્ધોએ તથા જૈનોએ ખૂબ ઝાટકણી કાઢી છે.

અક્રિયાવાદી આજીવિકોનો, અશોકના સમયમાં એક ખાસ સંઘ હતો. દક્ષિણભારતના શિલાલેખો, એમની હૈયાતી તેરમા સૈકા સુધી સ્વીકારે છે.

જન્માંતરવાદનું વર્ણન કરતા ગોશાળો કહે છે કે " મનુષ્યને ૮,૪૦૦,૦૦૦ મહાકલ્પ પર્યંત, મુક્તિને અર્થે, જન્મ–મૃત્યુની ઘટમાળમાંથી પસાર થવાનું રહે છે. આ ભવભ્રમણોમાં મનુષ્યને સાત વાર દેવયોનિ અને સાત વાર મનુષ્યયોનિમાં આવવું પડે છે. આખરે મનુષ્ય મુક્ત બને છે. જો કે અક્રિયાવાદીઓ કર્મના પ્રભાવનો અસ્વીકાર કરે છે તો પણ ગોશાળ તો મુક્તિને માટે તપશ્ચર્યાને સહાયક માને છે.

---

* ટીકાકારોના કથન પ્રમાણે તો ક્રિયાવાદીઓના ૧૮૦, અક્રિયાવાદીના ૮૪, અજ્ઞાનવાદીના ૬૭ અને વૈનયિકવાદીનાં ૩૨ સંપ્રદાયો છે.

સાંખ્યવાદીઓને પણ કોઈ કોઈ, અક્રિયાવાદી ગણે છે. સૂત્રકૃતાંગના ટીકાકાર શીલાંક કહે છે કે શૂન્યવાદીઓ, જેઓ જગતને મિથ્યા માને છે તેઓનો સમાવેશ અક્રિયાવાદીમાં થાય છે. અક્રિયાવાદી કર્મને નથી માનતા. એમની પરિભાષામાં તેઓ "લવાવસંકી" છે. લવ એટલે કર્મ અને અવસંકી એટલે अपसर्तुं शीलं येषां ते—

સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, આચાર, ભગવતી, નંદી વિગેરે સૂત્રગ્રંથો તેમ જ ગોમટસાર વિગેરે શાસ્ત્રગ્રંથોમાં વિવિધ મતવાદો વિષે ચર્ચા છે. ગોમટસારમાં ક્રિયાવાદ, અક્રિયાવાદ, અજ્ઞાનવાદ તથા વિનયવાદની વાત છે. આ બધા વાદ જેઓ માને તેને 'વાદિસમવસરણ' કહેવામાં આવે છે. ટીકાકારોએ, એમને એવી સંજ્ઞાઓ આપી છે:—

**जीवाजीवादिरर्थोऽस्थित्येवं क्रियाम् वदन्तीति क्रियावादिनः आस्तिका इत्यर्थः । तन्निषेधात् अक्रियावादिनो नास्तिका इत्यर्थः ।**

**अज्ञानमभ्युपगमद्वारेण येषां अस्ति ते अज्ञानिका विनय एव वैनयिकम्; तदेव निःश्रेयसायेत्येवं वादिनो वैनयिकवादिनः ।**

૧૮૦+૮૪+૬૭+૩૨ : મહાવીરના સમયમાં, મતવાદીઓના હિસાબે ૩૬૩ જેટલા નાસ્તિકો હતા. બૌદ્ધગ્રંથોમાં પણ એવી મતલબની કેટલીક વાતો છે. દીઘનિકાયમાં—બ્રહ્મજાલસુત્તમાં, ગૌતમબુદ્ધના સમયમાં ૬૨ જેટલા અબૌદ્ધ મત વિષે ઉલ્લેખ છે.

## જ્ઞાનપદ પૂજા

×× ×× ××

અજ્ઞાનીકી કરણી એસી
અંક વિન શૂન્ય સારેમેં...જ્ઞાન૦
અજ્ઞાની વર્ષ એક કોટીમેં
કરમ નિકંદન ભારેમેં...જ્ઞાન૦
જ્ઞાની શ્વાસોશ્વાસ એકમેં
ઈતને કરમ વિદારે રે...જ્ઞાન૦

×× ×× ××

—શ્રી વિજયાનંદસૂરિ

# જિનેશ્વરની વાણી

રત્નમાલા

જય જિનવાણી! જય ગુણખાણી! અમૃત સમાણી! વિબુધ[1] પ્રમાણી!
સભય જીવોને અભયપ્રદાની! સકલ કલાની અવિકલ[2] ઠાણી!
સૌ વિદ્યાની અનુપમ શાલા! સૌ મંગલની મંગલમાલા!
માત! તમોને નમન હમારા, પાવન રક્ષો ચરણુ[3] તમારા! ૧

આપ્તપ્રણીતા! જિનવરગીતા! [4]શુભ્ર ગુણોથી ગુણિજન પ્રીતા!
વીર પિતાની વિનીત[5] દુહિતા! ભવભયભીરુ ભૂત સુહિતા!
કર્મવિજેતા! ધર્મજનેતા! શુદ્ધ વિમુક્તિ માર્ગ–પ્રણેતા!
માત! તમોને નમન હમારા, પાવન રક્ષો ચરણુ તમારા! ૨

માલિની

પ્રશમરસ ઝરંતી, આત્મભ્રાંતિ હરંતી, જગત હિત કરંતી, પથ્ય સૌને ઠરંતી;
ભવજલતરણી જે શ્રેષ્ઠ નૌકા સમાણી, શિવસુખજનની તે વંદું જૈનેંદ્ર વાણી. ૩

જિનવદન હિમાદ્રિ ઉદ્‌ભવ સ્થાન જેનું, ગણધર–હર[6] શીર્ષે ઊર્ધ્વ ઉત્થાન જેનું;
સુરસ સલિલ પૂર્ણા સેવ્ય સુરો નરોને, ભગવતી શ્રુતગંગા રક્ષજો તે અમોને! ૪

જિનવચન [7]સુધાંશુ શાંતિસુધા સ્રવે છે, વિમલ વિમલ જ્યોત્સ્ના જ્ઞાનની વિસ્તરે છે;
[8]સુમન–મન ચકોરો તત્ર આનંદ પામે, ભવિજન કુમુદોનો પૂર્ણ ઉદ્‌બોધ[9] જામે. ૫

જિનપ્રવચન સિંધુ પાસ સૌ અન્ય બિન્દુ, વિતત[10] ગગન મધ્યે વર્ત્તતો જેમ [11]ઇન્દુ;
કુનય સકલ અત્રે હસ્તી–જાત્યંધ ન્યાયે, પ્રબલ અનલમાંહી તૃણવત્ ભસ્મ થાયે. ૬

૧. પંડિતજન અથવા દેવ. ૨ ખોડખાંપણ રહિત, સંપૂર્ણ. ૩ ચરણ=(૧) પગ, (૨) સૂત્રનું પદ, (૩) આચરણ, ચારિત્ર. ૪ ઉજ્જ્વલ. ૫ વિનયી અથવા સુસંસ્કારી, સુશિક્ષિત. ૬. ગણધરરૂપ શિવના શિર પર. ૭. ચંદ્રમા. ૮. સહૃદય જન અથવા દેવતા. ૯. વિકાસ અથવા આત્મજાગ્રતિ. ૧૦. વિશાલ. ૧૧. ચંદ્ર.

### મંદાક્રાંતા

સૂત્રો જેમાં અમલ જલ છે અર્થગંભીર મીઠાં;
સિદ્ધાંતોના પ્રબલ ઉછળે જ્યાં તરંગો [12]ગરીઠા;
યુક્તિરૂપી સરસ સરિતા સંગમ-સ્થાન યુક્ત,
આરુ એવો શ્રુતજલનિધિ વર્ણવા કોણ શક્ત? ૭

ધીમંતોની પણ મતિ ગતિ તાગ જેનો ન લાવે,
બુદ્ધિ જેમાં બુધજનતણી ક્યાં ય [13]નિરુદ્ધ થાવે;
દેખીને જ્યાં ગુણગણ-મણિ ચિત્ત થાયે પ્રસક્ત,
ચારુ એવો શ્રુતજલનિધિ વર્ણવા કોણ શક્ત? ૮

### વસંતતિલકા

ષડ્દર્શનો ય જિન દર્શનમાં સમાય,
[14]અંગાંગભૂત જ્યમ અંગ શરીરમાં ય;
અંભોધિમાં નદી-ન તે નદીમાં નિહાળ!
માલામહીં મણિ, મણિમહિં નો'ય માળ. ૯

એકાંતિકી વચનપદ્ધતિ ક્યાં અશુદ્ધ?
પૂર્વાપરે પણ [15]વિસંવદતી વિરુદ્ધ;
ને ક્યાં વિશુદ્ધ અવિરુદ્ધ જિનેંદ્ર વાણી?
[16]ખદ્યોત ક્યાં? રવિ કિહાં? બુધ લ્યો પ્રમાણી! ૧૦

### ઉપજાતિ

અનંત ધર્માત્મક વસ્તુ-અત્ર,
સ્યાદ્વાદનું શાસન એક છત્ર;
સ્યાદ્વાદ મુદ્રા[17] જન જેહ લોપે,
સર્વસ્વ તેનું નૃપ લે જ કોપે. ૧૧

જ્યાં નિત્ય નાના નય નૃત્યકારી,
સત્ સપ્તભંગી વિલસે રસાલી;
પ્રમાણ નો વાદ્ય વીણા વગાડે,
વાગ્રંગભૂ[18] વિસ્મય આ પમાડે. ૧૨

---

૧૨. મોટા મોટા. ૧૩. રુંધાઈ જાય, મુંઝાઈ જાય. ૧૪. અવયવ જેમ શરીરના અંગભૂત હોય છે તેમ. ૧૫. વિસંવાદ કરતી, અસંબદ્ધ. ૧૬. આગીઓ. ૧૭. સ્યાદ્વાદની મુદ્રા-મહોર-છાપ. ૧૮. વાગ્દેવી-સરસ્વતીની રંગભૂમિ.

### ભૂજંગી

નથી સ્નેહ[19] તોયે અહો ! સ્નેહકારી,
નથી વાટ ને દાખવે વાટ[20] સારી;
ધરે ધૂમ્ર ના, ઉદ્ધરે ધૂમ્ર[21] પૂર્વ;
જ્વલે જૈન વાગ્દીપ એવો અપૂર્વ. ૧૩

ત્રિલોકી-ગૃહે[22] જૈન વાણી પ્રદીપ,
પ્રકાશી રહ્યો જેમ રાજ્યે મહીપ;
પદાર્થોતણો [23]સાર્થ દીસે યથાર્થ,
પડંતાં ધરે આપી [24]આલંબ હાથ. ૧૪

### શિખરિણી

નિશા-દોષો ટાળી જગતજનને જાગ્રત કરી,
કરી જ્ઞાનોદ્યોત પ્રબલતમ મોહાત્મક હરી;
પ્રકાશે છે લોકે જિનવચનરૂપી દિનપતિ,
અહો શા વાદી ને [25]કુદૃગ ઘુડને દુઃસહ અતિ. ૧૫

### ત્રોટક

ગિરિ મેરુ સમા જિનશાસનમાં,
મનનંદન આગમ નંદનમાં;
સુરવૃક્ષ સુભાષિત રમ્ય દીસે,
પ્રસરે તસ સૌરભ[26] સર્વ દિશે. ૧૬

---

૧૯. શ્લેષઃ ( ૧ ) તેલ, ( ૨ ) રાગ, આસક્તિ. વિરોધાભાસ યથાસંભવ અર્થ લેવાથી દૂર થાય છે. ૨૦. શ્લેષ. ( ૧ ) દીવાની વાટ, ( ૨ ) માર્ગ, રસ્તો. ૨૧. પૂર્વ કર્મરૂપ ધૂમાડો. ૨૨. ત્રિભુવનરૂપ ઘરમાં. ૨૩. સમૂહ. ૨૪. હસ્તાવલંબન, હાથનો ટેકો. ૨૫. ખરાબ આંખવાળા, અથવા કુદૃષ્ટિ-કુદર્શની. ૨૬. સુગંધી, પરિમલ.




# ફાગબંધ

## સં. ૧૪૭૮ લગભગ રચાયેલું કાવ્ય

સંશોધક—મોહનલાલ દલીચંદ દેશાઈ B. A. L. L. B. ADVOCATE.

આ સ્મારક ગ્રંથના સંપાદક.

[ વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધમાં વિધિપક્ષ-અંચલગચ્છની ૫૭ મી પાટે થયેલા મેરુતુંગસૂરિના બે શાખાચાર્ય નામે જયશેખરસૂરિ અને માણિક્યસુંદરસૂરિ પૈકી બીજાએ આ કાવ્ય રચ્યું છે.

જયશેખરસૂરિએ પ્રબોધચિંતામણિ, ઉપદેશચિંતામણિ આદિ ગ્રંથો રચ્યા છે. ( જુઓ મારો "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" પારા ૬૫૦ ) જ્યારે પ્રસ્તુત માણિક્યસુંદરસૂરિએ ચતુઃપર્વીચમ્પૂ, શ્રીધર ચરિત્ર ( સં. ૧૪૬૩ માં ), ધર્મદત્તકથાનક, શુકરાજકથા, મલયસુન્દરી કથા ( ગૂજરાતના શંખરાજની સભામાં ), સંવિભાગવ્રત કથા, સત્તરભેદી પૂજા, ગુણવર્માચરિત્ર ( સં. ૧૪૮૩ માં ) વગેરે સંસ્કૃતમાં કથા-ગ્રંથો રચ્યા છે. તદુપરાંત કલ્પનિર્યુક્તિ પર અવચૂરિ, આવશ્યકનિર્યુક્તિ દીપિકા, પિંડનિર્યુક્તિ દીપિકા, ઓઘનિર્યુક્તિ દીપિકા, દશવૈકાલિક દીપિકા, ઉત્તરાધ્યયન દીપિકા, આચારાંગ દીપિકા અને નવતત્ત્વવિવરણ એ પ્રમાણે સંસ્કૃતમાં ટીકાઓ રચી છે. ગૂજરાતી ભાષામાં ગદ્યમાં પૃથ્વીચંદ્રચરિત્ર અને પદ્યમાં આ કાવ્ય રચેલ છે ( જુઓ મારો ઉક્ત ગ્રંથ પારા ૬૮૧-૨ ).

ઉપર્યુક્ત ગૂજરાતી ગદ્યમાં પૃથ્વીચંદ્રચરિત્રના સંબંધે પ્રસિદ્ધ સાક્ષરવર્ય શ્રી દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ પોતાના 'પ્રાચીન ગુર્જર કાવ્ય'ની પ્રસ્તાવનામાં પૃષ્ઠ ૩૮-૩૯ માં જણાવે છે કે 'માણિક્યસુંદરસૂરિએ જૂની ગુજરાતીમાં ગદ્યાત્મક પૃથ્વીચંદ્ર-

ચરિત્ર સંવત ૧૫૭૮ માં ( ? આ સંવત પ્રાયઃ મુદ્રણદોષને લઇને ખોટો છે. ખરી રીતે ૧૪૭૮ માં જોઇએ, કારણ કે તે ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ નં. ૧૩ ના ' પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ ' ના પૃ. ૮૩ થી ૧૩૦ માં છપાયું છે ત્યાં અંતે ' **संवत् १४७८ वर्षे श्रावण सुदि ५ रवौ पृथ्वीचंद्रचरित्रं पवित्रं पुरुषपत्तने निर्मितं समर्थितम्** ' એમ સ્પષ્ટ છપાયું છે અને તેમનો જીવનકાલ પણ તે જ સમયમાં છે. જુઓ મારો ગ્રંથ 'જૈન ગુર્જર કવિઓ ' ભાગ બીજો પૃ. ૭૭૨ ) રચ્યું છે. તે બોલીમાં છે. અક્ષરના, રૂપના, માત્રાના, લયના બંધનથી મુક્ત છતાં તેમાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય, તે બોલી. માણિક્યસુંદર બોલીવાળા પ્રબંધને વાગ્વિલાસ એટલે બોલીનો વિલાસ એવું નામ આપે છે. આ ગદ્ય ચરિત સંબંધી નડીઆદની પ્રથમની પરિષદ્ માટે શ્રીયુત પ્રહ્લાદજીએ એક નિબંધ લખ્યો હતો તે જૈન યુગ માસિકમાં પ્રકટ થઇ ગયો છે.

વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધના ગૂજરાતી ગદ્યનો નમૂનો પૂરો પાડનાર માણિક્યસુંદરસૂરિનું ગુજરાતી કાવ્ય સદ્ભાગ્યે મળી આવ્યું છે, જે તે જ સદીના ગુજરાતી પદ્યનો અવિકલ સુંદર નમૂનો પૂરો પાડે છે. ગુજરાતી કાવ્યમાં ઘણા વખતથી આદિ કવિ તરીકે લેખાયેલા સં. ૧૫૧૨ માં થયેલ ગણાતા નરસિંહ મહેતાની પૂર્વે, આ માણિ-ક્યસુંદર અને તેમના ગુરુભાઇ જયશેખરસૂરિ થયેલા છે કે જે પૈકી જયશેખર સૂરિએ પણ પોતાના સમયની ગુજરાતીમાં પ્રબંધચિંતામણિ ( ત્રિભુવનદીપક પ્રબંધ—સંપાદક: પંડિત લાલચંદ ) નામનું કાવ્ય રચ્યું છે કે જે ઉક્ત સાક્ષરશિરોમણી કેશવલાલભાઇએ પોતાના ' પ્રાચીન ગૂર્જર કાવ્ય ' માં પૃ. ૮૬ થી ૧૪૪ માં પ્રકટ કર્યું છે અને તેની પ્રસ્તાવનામાં ખૂબ પ્રશંસ્યું છે.

માણિક્યસુંદરસૂરિનું આ કાવ્ય મનોરંજક, હૃદયસ્પર્શી અને મંજુલ પદાવલિયુક્ત છે; અને તેમાં જુદા જુદા છંદો છે.

આ કાવ્યનું સંશોધન કરવામાં, મળેલી ત્રણ પ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પહેલી પ્રત મુંબઇની રોયલ એશિયાટિક સોસાયટીમાં આવેલ ડાકટર ભાઉદાજી ( B. D. ) નો સંગ્રહ છે, તેમાંના નં. ૧૬૦–૩ ની પ્રત કે જે પરથી ૩૦–૮–૩૦ ને રોજ મેં નકલ કરી લીધી હતી. પછી પાટણના ફોફલીયાવાડાના ભંડારમાંના દાબડા નં. ૮૩, પ્રત નં ૧૫૬ ની બે પાનાની પ્રત પરથી તેને તા. ૧૬–૫–૩૧ ને રોજ સરખાવી લીધી અને પછી ત્રીજી પ્રત શ્રીમહાવીર જૈન વિદ્યાલયથી મળી તે પણ જોઇ ગયો અને આ લખતી વખતે સામે જ રાખી છે. આ પ્રતની પુષ્પિકાઓ આ કાવ્યને અંતે મૂકેલી છે. ]

नमो देवाधिदेवाय नमोऽस्तु परमात्मने ।
नमः श्रीजैनभारत्यै सद्गुरुभ्यो नमो नमः ॥ १ ॥
अलक्ष्यं दक्षाणामपि न च सहस्राक्षनयनै—
र्निरीक्ष्यं यद्वाक्यं न भवति चतुर्वक्त्रवदनैः ।
हविर्भुक्कारेन्दुग्रहपतिरुचां जैत्रमनघं ।
परं किंचिज्ज्योतिर्जयति यतियोगीन्द्रविषयं ॥ २ ॥
अर्वाचीनैरलक्ष्याय दक्षाय दुरितच्छिदे ।
चिदानन्दस्वरूपाय परमब्रह्मणे नमः ॥ ३ ॥

## અથ રાસુ

નમઉં નિરંજન વિમલ સભાવિહિં, ભાવિહિં મહિમનિવાસ રે;
દેવ જીરાપલ્લિ વલ્લિય નવઘન, વિઘન હરઈ પ્રભુ પાસ રે. ૪
નાભિ કમલિ કુંડલિની નિવસતિ, સરસતિ સાચું રૂપ રે;
સમરઉં સામિણિ સુજિઅ પરંપર, પરમ બ્રહ્મ સ્વરૂપ રે. ૫

## અથ અઢૈઉ

પરમ બ્રહ્મ સ્વરૂપ, જપઈં સુરાસુર ભૂપ,
અવિગત અવિચલૂ એ, નિરુપમ નિરમલુ એ;
અજર અમર અનંત, ભવભંજન ભગવંત,
જન-મનરંજન એ, નમઉં નિરંજન એ. ૬
શૃંગારિત ગિરિનાર, ગાઈસુ નેમિકુમાર,
માર—વિડારણુ એ, ત્રિભુવન—તારણુ એ;
યાદવકુલ કૈરઉ ચંદ, દીઠઈં પરમાણંદ,
શિવસુખકારણુ એ, મોહ નિવારણુ એ. ૭

## અથ ફાગ

વારીઉ મોહ મતંગજ, ગજગતિ જગ—અવતંસ;
જસુ જશ ત્રિભુવનિ ધવલિય, વિમલિય યાદવવંસ. ૮
રાજ રાજિમતી પરિહરી, પરિહરિઉ સંસાર,
વર્ણિસુ નેમિ જોગેસર, સિરવરિ ગિરિ ગિરિનાર. ૯

---

૪ નમઉં-નમિય. ૫ રૂપ રે—રૂપુ રે; સુજિઅ પરંપર—સુજિઅ પરમપાર; સ્વરૂપ—સારૂપુ. ૬ જન...રંજન—જનમનરંજનો. નિરંજન=નિરંજનો. ૭ વિડારણુ—વિડારણૂ, તારણુ-તારણૂ; કારણુ—કારણૂ. નિવારણુ—નિવરાણૂ.

## अथ श्लोकः

गिरनारगिरेर्मौली नत्वा ये नेमिनं जिनं ।
पातकं क्षालयन्ति स्वं धन्यास्ते धृतसंमदाः ॥ १० ॥

## અથ રાસુ

સમુદ્રવિજય સિવાદેવી ય, નંદન ચંદનભાસ રે;
અતુલ મહાબલ અકલ પરમ પર, પરમેસર પૂરઈ આસ રે. ૧૧

પૂનિમ શશિ જિમ સહજિ મનોહર, હરઈ મોહ અંધકાર રે;
નિસુણઉ નિર્મલ ભાવિ ભવિકજન, જિનવર નવ અવતાર રે. ૧૨

## અથ અઢૈઉ

પ્રભુ પહિલઈ અવતારિ, ધન ભૂપતિ અવધારિ,
ધન ધન ધનવતીએ, તસુ વામંગિ સતી એ;
ભવિ બીજઇ સૌધર્મે, ત્રીજઈ નિરમલ કર્મિ,
ચિત્રગતિ વિદ્યાધરુ એ, રતનવતી વરુ એ. ૧૩

ચઉત્થઈ સુર માહિંદિ, પંચમ ભવિ હરિ નંદિ,
સુત અપરાજિતુ એ, પ્રિયમતિ સંગતુ એ;
પ્રભુ છઠ્ઠઇ અવતાર, આરણુ સુરવર સાર,
સાતમઇ દંપતી એ, શંખ યશોમતી એ. ૧૪

ભવિ આઠમઇ વખાણિ, અપરાજિતિ સુવિમાણિ,
નવમઇ નવ પરિ એ, નગર સૂરીપુરિ એ;
સમુદ્રવિજય સુનરિંદ, કુલિ જાયઉ જિણચંદ,
શિવાદેવિ જનની એ, ઉત્સવ ત્રિભુવનિ એ. ૧૫

## અથ ફાગુ

ત્રિભુવન માહિ મહોત્સવ, અવનીય અતિ આનંદ;
યાદવવંસિ સુહાવીઉ, બાવીસમઉ જિણિંદ. ૧૬

ઇણિ અવસરિ મથુરાંપુરિ, અવતરિઉ દેવ મુરારિ;
જીણઇં કંસ વિધ્વંસિય, કેસિય કીધ ઉવારિ. ૧૭

---

૧૧ નંદન ચંદનભાસ—નંદન નંદન ચંદનભાસ. ૧૪ પ્રિયમતિ–પ્રીતિમતિ. ૧૫ નવપરિ– જિન પૂરે. ૧૭ વિધ્વંસિય–વિધ્વંસીયુ–વિધ્વંસીયો; કીધ ઉવારિ–કીધો ચારિ.

### श्लोकः

चरितं वैष्णवं श्रुत्वा जरासिंधेऽथ कोपने ।
गता यादवभूपालाः सर्वे सौराष्ट्रमण्डलं ॥ १८ ॥

### રાસુ

સોરઠ મંડલિ દ્વારિકાં થાપિય, આપિય અમરહ રાઈ રે;
રાજ કરઇ તિહાં દેવ નારાયણુ, રાય નમઇં તસુ પાય રે. ૧૯
જીણુઇં હેલાં જીતઉ ભુજબલિ, સમરથ રાય જરાસિંઘ રે;
સોલ સહસ રમઇ રંગિહિં રમણીઅ, રમણીય રૂપ સુબંધ રે. ૨૦

### અઢેઉ

બંધવ નેમિકુમાર, રૂપ તણુઉ ભંડાર,
બાલબ્રહ્મચારી એ, ન રૂચઇ નારી એ;
સારંગ ધનુષ ધરેવિ, સ્વામી શંખુ પૂરેવિ,
પાડિયા પાહરિ એ, મનિ ચમકિઉ હરિ એ. ૨૧
હરિ ઉપરોધિઇં નેમિ, તસુ ભુજ વાલિઉ એમિ,
સુર નર સવિ મિલી એ, જોઇ મન રલી એ;
હેલાં હલાવી બાંહિ, હરિ હીંડોલઇ નાહ,
મલ્લા ખાડઇ એ, બલ દેખાડઇ એ. ૨૨

### ફાગુ

બલ દેખીય યદીય દેવા, સુર ભાસુર ખેચર વૃંદ;
જય જયકાર તે ઉચ્ચરઈં, ધરઈં તિ મનિ આણુંદ. ૨૩
દંડ મેરુ મહીધર ધરણી, કરઇં જે સિરિચ્છત્ર;
તે જીત્યો જિણુઇ ગદાધર, પાધરસી કુણુ ચિત્ર ? ૨૪

### श्लोकः

विक्रीयमाणास्ते सर्वे सिद्धगन्धर्वखेचराः ।
हर्षात् पुष्पाणि वर्षन्तो जगुर्नेमिभुजाबलं ॥ २५ ॥

---

૧૯ થાપીય આપીય અમર હરાઈ રે–થાપીય અમરહં રાઈ રે; જરાસિંઘ–જરાસિંધુ; સુબંધ–સુબંધુ ૨૧ ન રૂચઇ–નિરખઇ; પાહરિ–પાહરિ. ૨૨ હલાવી–કરિંલાબી હલાવી. ૨૩ ન મનિ–અનિ. ૨૪ તે જીત્યો–તે જિન, નેમિ ન.

## રાસુ

ભુજબલ દેખીય મનિ ચિંતાવિય, આવિય નિજ આવાસિ રે;
બલભદ્ર તેડીય બોલઇ સારંગધર, ' મ રહિસિ નેમિ વીસાસિ રે. ૨૬
જં આપણુપઇં જગુએ વંચિઉં, સંચિઉં રાજ અપાર રે;
કીડી તેતર ન્યાય કરેસિઇ, લેસિઇ નેમિકુમાર રે. ૨૭

## અઢેઉ

લેસિઇ નેમિકુમાર, રાજ અમ્હારું સાર,
મનિ આલોચિવઉં એ, હિવ કિમ કરેવઉં એ ';
વાણી હુઇ આકાસિ, ' શ્રીપતિ ! ઇમ મ વિમાસિ !
નેમિ જિણેસરૂ એ, પરમ યોગેસરૂ એ. ' ૨૮
ગયણાંગણિ બોલઈ દેવ, 'જસુ અમ્હિ સારઉં સેવ,'
તે સિવા–નંદનુ એ, પાપ–નિકંદનુ એ;
સેવઈ સુરપતિ સાથ, જોગેસર જગનાથ,
જીતુ મોહરાજુ એ, નહી લેસિઇ રાજુ એ. ૨૯

## काव्यं [ शार्दूल० ]

राज्यं यो न समीहते गजघटाघंटारवै राजितं ।
नैवाकांक्षति चारु चन्द्रवदनां लीलावतीं योऽङ्गनां ॥
यः संसारमहासमुद्रमथने भावी च मंथाचलः ।
सोऽयं नेमिजिनेश्वरो विजयतां योगीन्द्रचूडामणीः ॥ ३० ॥

## રાસઉ ( રાસોઃ )

ઇણિ વચનિ હરી આણંદીઅલા, ઋતુ વસંત અવસર આઇલા
વાઈલા દક્ષિણ વાયુ તુ જિન જિન,
કુસુમિ કુસુમિ ભમરા રણઝણીઆ, મયણરાય હયવર હણહણીઆ
ભૂયણિ ભયુ ભડવાય તુ જિન જિન. ધ્રૂપદ.
રેવયગિરિ મિલી રમલ કરંતા, મુગતિ રમણી હીઇ ધરંતા
ખલેં માસ વસંત તુ જિન જિન.
રમે રંગે જાદવ ભૂપાલા, શશિવયણી સાથેં વરવાલા
માલા કુસુમચી હાથિ તુ જિન જિન. ૩૧

---

૨૭ રાજ–રાજ્ય. ૨૮ કરેવઉં–કીજિવું. ૩૦ विजयतां–विजयते. ૩૧ આઈલા–આઈયલા, તુ–તો. પાટણની પ્રતમાં રેવયગિરિથી વસંત તુ જિન જિન એ આખી કડી નથી અને ' કુસુમિથી ભવનાથ તું જિન જિન ' એ કડી રમેથી હાથિતુ જિન જિન એ કડી પછી મૂકી છે.

પારધિ પાડલ કેવડીએ એ, કણુયર કરણી કેવડીએ એ
કદલી કરે આણુંદ તુ જિન જિન;
ફોફલી ફ્રણુસ ફલી બીજઉરી, વનસ્પતિ દીસે મોરી
મોરીયડા મુચકંદ તું જિન જિન. ૩૨

## ફાગુ

કુંદ કલી મહિમહીઆ, ગહગહીઆ સહકાર;
કરઈ વૃક્ષ નારંગના, અંગના રંગ અપાર. ૩૩
જાઇ જુઇ વર કિંશુક, કિંશુક વદન સુવૃક્ષ;
ત્રિભુવન–જન–આનંદન, ચંદન ચંપક વૃક્ષ. ૩૪

## काव्यं ( शार्दूल० )

वृक्षाः पल्लविता लताः कुसुमिता भृंगाः सुरंगा वने ।
सारं गायति कोकिला कलरवैर्वापीजलं मंजुलं ॥
एवं मित्रवसन्तदत्तसकलप्राणोऽपि सैन्यैः स्वकै—
मेंने दुर्जयमेव मन्मथभटो योगीश्वरं नेमिनं ॥ ३५ ॥

## રાસુ

નેમિ અનઇ નારાયણુ પુહુતા, પુહુતા વર ગિરિનારિ રે;
રમઇં ભમઇં બેઉ રમલિં તરંગિહિં, રંગિહિં વનહ મઝારિ રે. ૩૬
બેઇ નવયૌવન બેઇ યાદવકુલ, બકુલ વિકાશન વીર રે;
બેઇ નિજરૂપિઇં જન–મન મોહિ, અંજનવાન શરીર રે. ૩૭

## અઢેઉ

અંજનવાન શરીર, બેઇ ગિરૂઆ ગંભીર,
ઈકુ નેમીસરૂ એ, બીજઉ સારંગધરૂ એ;
હરિ હરિણાક્ષી સાથિ, સ્વામી સિઉં જગનાથિ,
ખેલઇં ખડોખલી એ, જલિ પડઇં ઉકલી એ. ૩૮
ઝીલઇં સુલલિત અંગ, નેમિ અનઇ શ્રીરંગ,
સીંગી જલિ ભરી એ, રમઇં અંતેઉરી એ;
હરિ સનકારી ગોપી, તેહે મિલી લાજ લોપી,
નેમિ પાખલિ ફિરીએ, ઝમકઇં નેઉરી એ. ૩૯

૩૨ તુ–તો; બીજઉરી–બીજોરા; મોરી મોરા. ૩૩ મહિમહીઆ–મહિમહિયા. ગહગહીઆ–ગહગહિયા–૩૪ સુવૃક્ષ–સુદક્ષ; જન–જિન. ૩૫ सारं गायति–सारंगायति, सकल–सकले. ૩૮ સ્વામિસિઉં જગનાથિ–સ્વામિ સુનેમિના નાથિ

### શ્લોકः

नारीनूपुरझंकारैर्यस्य चित्तं न चंचलम् ।
स श्रीमान् नेमियोगीन्द्रः पुनातु भुवनत्रयं ॥ ४० ॥

### ફાગુ

ત્રિભુવનપતિ ધરઇ શમરસ, રમતુ નારી મઝારિ;
તે બોલઇં સુવિવેક 'તૂં,' એક વયણુ અવધારિ. ૪૧
પ્રભુ! પરિણેવઉં માનિની, માનિની મનહ વાલંભ;
તરૂણીય જનમન જીવન, યૌવન અતિહિં દુલંભ. ૪૨

### રાસુ

યૌવન અતિહિં દુલંભ ભણીજઇ, ખીજઇ પ્રભુ તુમ્હ માઇ રે,
હસીય ભણઇં તે 'તું બલિ–આગલઉ, આગલિ અમ્હ કિમ જાઇ રે ?' ૪૩
ભણઇં ભુજાઇં 'ભણિ અહ્નિ દેવર! દેવ રચઇં તુમ્હ સેવ રે,
કામ ન નામ ગમઇ નવિ નારી, સારી એહ કુટેવ રે. ૪૪

### અઢેઉ

સારી એહ કુટેવ, ટાલિ ન દેવર! હેવ,
માનિ ન પરિણવું એ, વલી વલી વિનવૂં એ;
હિવ માનેવા ઠામ, નિહુરઈ લાભઇ ગામ,
પીતંબરૂ કહઇ એ, 'તઉ અવસર લહઇ એ.' ૪૫
વીંટી રહી સવિ નારિ, વલિ વલિ કહઇં મુરારિ,
કુમર સવે કહઇં એ, પગિ લાગી રહઇં એ;
માંડ મનાવીયુ નાહ, યાદવ સવિ હું વીવાહ,
ત્રિભુવન ઉત્સવુ એ, ઊલટ અભિનવુ એ. ૪૬

### ફાગુ

અભિનવ અંગિ ઊલટ ધરિ, હરિ દ્વારિકાં પહૂત;
માગી રાયમઇ કન્યા, ધન્યા ગુણસંજુત્ત. ૪૭
સ્વામિ–નામિ ઊમાહીય સા હીયડઇ ઘણુ પ્રેમિ;
નાચતી અભિનય સા સવઇ, વલિ વલિ 'નેમિ.' ૪૮

૪૧ સુવિવેક તૂં–સુવિવેકનું સવિવેક તૂં; ૪૨ પરિણેવઉં માનિની–પરિણેવઉં માનિ ન. ૪૩ તુમ્હ–ત્તં, તૂં; આગલઉ–અગાઉ. ૪૫ નિહુરઈ–નિરહુરઈ નિહોરે ૪૬ મનાવીયુ–મનાવીય નાહ–નાહુ વીવાહ–વીવાહુ; ઉત્સવુ–ઉચ્છવુ, ઊલટ–ઊલટૂ.

**आर्या**

**नेमिकुमारं बाला प्रियमागमनं विचिन्त्य संतुष्टा ।**
**नृत्यति यथा मयूरी, जलदं शशिनं चकोरी व ॥ ४९ ॥**

**રાસુ**

ચકોરલોચની મિલી, નિજ નિજ મન રલી
વલી વલી અલંકરઇં નાહ રે
ચતુર ઐરાવણિ, પ્રભુ ચડી ચાલિઉ
આલિઉ ભૂયણિ ઊચ્છાહ રે. ૫૦
કાને કુંડલ ઝલકઈ, જિમ સસિ રવિ–મંડલ
મંડલવઇ સવિ જોવઇં રે
ઉરિવરિ હારૂ, સિરિ વરિ મણિ–મુકુટ
કટક કંકણુ કરિ સોહઇં રે. ૫૧

**અઢેઉ**

સોહઈં સિરિવરિ છત્ર, આગલિ નાચઇં પાત્ર,
બે પાસઇં ચામરૂ એ, ઢલઈં મનોહરૂ એ;
બહિન ઊતારઇ લૂણુ, સ્વામી સાચ સલુણુ,
પૂઠિઈં ધુલહી એ, ગાઇં ધુઉલ હી એ. ૫૨
આવિઉ અમરહં રાઉ, વલિઉ નિસાણે ઘાઉ,
રાજા વાસુગિ એ, આવિઉ આસુગિ એ;
ગ્રહ તારા રવિ ચંદ, આવઇં અપ્સર વૃંદ,
આણંદિઉં મનુ એ, મિલિઉં ત્રિભુવનુ એ. ૫૩

**ફાગુ**

ત્રિભુવનપતિ ચાલઇં પરિણેવા, પરિણવા ઉચ્છવ હુંતિ;
સાથિઇં તરલ તુરંગમ, રંગ મત્તંગજ દંતિ. ૫૪
પ્રભુ પ્રતિ આલવઇં તુંબરૂ, તુંબરૂ રંજે ચિત્ત;
જિણિ વચિ કોકિલ નારદ, નારદ ગાઇં ગીત. ૫૫

---

૫૦ ઊચ્છાહ–ઊચ્છાહુ. ૫૧ મંડલવઇ–મંડલ વૈ; જોવઈં–જોઈં; સોહઈં–સોહઈં. ૫૨ નાચઇં પાત્ર–નાટકિ વિચિત્ર; બે પાસઈં–પાસઈં; સાચ–સાવ; ધુલહી–ફૂઉલહી; ધઉલહી–ધુલહી. ૫૩ આસુગિ–આસુગ આસગ. ૫૪ તરલ–ચપલ. ૫૫ રંજે–રંગમે; ચિત્ત–ચીંત; જિણિવચિ–જિણિવર; કોકિલ નારદ–કોકિલ નાર.

**काव्यं ( शार्दूल० )**

गीतं गायति किंनरी सुमधुरं वीणालया भारती,
गन्धर्वाः श्रुतिधारिणः सुरपते रंभा नरी नृत्यति ॥
भंभाभेरिमृदंगझल्लरिरवो व्योमांगणं गाहते,
नेमिं वीक्ष्य वदन्ति पौरवनिता ' धन्येति राजीमती ' ॥ ५६ ॥

**રાસ**

રાજીમતિ મુખિ બઇઠીઅ વલ્લભ, વલ્લભ જોઇ વિસાલિ રે;
વર આવંતુ ચડીય અવલોકઇં, લોક તે માલિ અટાલિ રે. ૫૭
ઈંદ્ર ચંદ્ર સુર કિંનર આગલિ, આગલિ હરિ ગોવિંદ રે;
તોરણિ બારી મહૂતુ નેમિ જિન, જન–મનિ અતિ આણુંદ રે. ૫૮

**અઢેઉ**

જન–મનિ અતિ આણુંદ, પસૂઅ–વાડી આક્રંદ,
હરિણ હરિણલી એ, પ્રભુ–શ્રવણે શ્રુતિ ગિલી એ;
સંબર સૂઅર લાષ, રાવ કરઇ નિજ ભાષિ,
પૂછિઉં કારણૂ એ, કહઇ આધોરણૂ એ. ૫૯
' પસુ મરિસિઈં પ્રભુ ! આજ, ગરૂઉ ગઉરવ કાજ,
તિણિ સવિ ટલવલઇ એ, બાંધિયાં વલવલઇં એ';
ઇમ સંભલીય વિચાર, ચિંતઇ નેમિકુમાર,
દુઃખ ભંડારૂ એ, ધીગુ સંસારૂ એ. ૬૦

**आर्या**

सारंगानं श्रुत्वा विलोक्य सारंगलोचनां च वशां ।
सारंगाः सारंगा इवाप्तरंगा नराः पशवः ॥ ६१ ॥

**રાસુઉ**

પસૂઅ–નાડ જવ જિણવરિ દીઠઉ, તઉ વીવાહ હૂઉ અનિઠઉ,
બઇઠઉ મનિ વઇરાગ તુ, જિન જિન
' મોહ–જાલિ કિમ માનવ પડિયા ? દાનવ દેવ કુસુમસરિ નડીયા,
જડીયા વિષયઈં સરાગ તુ જિન જિન. ૬૨

---

૫૬ नृत्यति–नृत्ति च । ૫૯ ભાષિ–ભાવ; આધોરણ–આધારણ. ૬૦ બાંધિયા–બાંધ્યા ૬૧ च वशां–चवशां, नराः पशवः–वनवा पशवः शवः ॥ ૬૨ તઉ–તવ; અનિઠઉ–ઊબીઠઉ; વિષયઈં સરાગ–વિષઇં સુરાગ.

[રાગ—સાગરિ જગ સહૂ બંધોલિય, હરિહર બ્રહ્મ મયણિ રણિ રોલીય,
રોલીય જીવ સંસાર તુ, જિન જિન
રૂલઇ જીવ ભવિ રીવ કરંતાં, નરય-તિરિય-નર મજ્ઝ ફરંતાં,
વિણુ અરિહંત *વિચાર તુ, જિન જિન. ]

નારિ-પાસિ પડિયા સંસારી, મણૂઅ જનમફલ મૂકઈ હારી,
હારિ નારિહિં રાચંતિ તુ, જિન જિન
એક ન જાગઈં સદ્દગુરુવયણે, જીવ ન પેખઇ અંતર-નયણે,
મયણિ મોહિ રાચંતિ તુ, જિન જિન. ૬૩

જોગ જુગતિ જોઇ જોગેસર, પરમ બ્રહ્મિ લાગઉ અલવેસર,
ધિગુ સંસાર અસાર તુ, જિન જિન.
ઇમ ભણી પસુ-બંધન સવિ ટાલી, નિય ગઈંદુ પહુ વેગિઈં વાલી,
વલીઉ નેમિકુમાર તુ, જિન જિન. ૬૪

## ફાગ

વલિઉ નેમિકુમાર તુ, માર-નિવારણુ જામ;
રાજીમતી અતિ આકુલી, ઢલિય ધરાતલિ તામ. ૬૫

સખી સીંચઇં ચંદન-જલિ, કદલીદલિ કરઇ વાઉ;
વલિઉં ચેતન જાણિઉ, વલિઉ યાદવરાઉ. ૬૬

## આર્યા

यादवराजवियोगे लूताभिहतेव मालतीमाला ।
म्लाना मदनकराला विलपति राजीमती बाला ॥ ६७ ॥

## રાસુ

રાજેમતી બાલા વિવિહપરિ વિલપતિ, પતિવિયોગેં અપાર રે;
ફોડઇ કંકણુ વિરહ કરાલી, રાલીય ઉરતણો હાર રે. ૬૮
'ધાઉ ધાઉ જાઈ જીવન મોરડા, મોરડા! વાસિ મ વાસિ રે;
પ્રીય પ્રીય મં કરિઅ રે બાપીયડા!, પ્રીયડા મેહનઇ પાસિ રે. ૬૯

---

* [ રાગ...વિચાર તુ જિન જિન ] આટલી કૌંસમાં મૂકેલ છે તે હવીઓ પાટણની પ્રતિમાં નથી.

૬૩ હારિ નારિહિં—હારિહિં. ૬૪ અલવેસર—પરમેસર; વેગઇં—નેમિહિં. ૬૫ માર-નિવારણ—માર-વિદારણ. ૬૬ ચેતન—ચૈતનિ. ૬૯ જીવન મોરડા જીવન મોરડે; કરિઅ—કરે; મેહનઇ—મઈ લઇ, મેહનિ.

### અઢૈઉ

પ્રીયડા મેહનઈ પાસિ, વીજલડી નીસાસિ;
સર ભરિયાં આંસૂયડે, હિવ હંસલડા ! ઉડિ એ.
સિદ્ધિ–રમણિ પ્રિય રાચિ, કહીય ન પાલઈ વાચ;
તૂં ત્રિભુવનપતિ એ, કુણુ દીજઇ માત એ ? ૭૦
આઠ ભવંતર નેહ, કાંઈ તઈં કીધઉ છેહ ?
યાદવરાઇ મઝ એ, બોલઇ રાઇમઇ એ,
સયરિ ધરઈ સંતાપ, વલિ વલિ કરઈં વિલાપ;
રાજલ ટલવલઇ રે, જિમ માચ્છલી થોડઇ જલિ એ. ૭૧

### ફાગ

માચ્છલી જિમ થોડઇ જલિ, ટલવલઈ રાજલ દેવિ;
વલીઉ નેમિ પહૂ તઉ, પહુતઉ ઘરિ તિણિ ખેવિ. ૭૨
આવ્યા દેવ લોકાંતિક, કાંતિ કરઈં રવિ ભ્રાંતિ;
કરજોડી પ્રભુ વીનવઇ, નવઈ તે કવિત થુણુંતિ. ૭૩

### काव्यं ( शिखरीणी )

स्तुवन्ति क्रीडायां मदनविवशायां ननु वशां,
सुधाभिः सध्रीचीं हरिहरविरंचिप्रभृतयः ।
परब्रह्मज्ञास्तां विषमविषलहरीमिव वधूं,
विधूय त्वं जातस्त्रिभुवनपते ! पातकहरः ॥ ७४ ॥

### રાસુ

હર નટ્ટારંભિ નચાવિઉ ગૌરી, ગૌરી લોચનભંગિ રે;
મુકુંદ વૃંદાવનિ નચાવિઉ ગોપીઇ, લોપીય લાજ અનંગિ રે. ૭૫
સાવિત્રી બ્રહ્મા આકુલીઉ, કલિઉ રોહિણિ ચંદુ રે;
નારિ આધારિ હિં મયણિ વહીતા, જીતા સુર નર ઇંદુ રે. ૭૬

### અઢૈઉ

જીતા સુર નર ઇંદ, પણિ તૂં નેમિ જિણિંદ,
મયણિ ન છાહીઉ એ, નારિ ન વાહીઉ એ;
દેવ ભણઇ 'તૂં દેવ !, ધર્મ્મ પ્રકટિ પ્રભુ ! હેવ,
ભવિયણ જિણિ તરઈં રે, ભવ–વનિ નવિ ફિરઈં એ. ૭૭

---

૭૦ પ્રિય–વર. ૭૧ સયરિ–શરીર છે. ૭૪ ननु वशां–मनुवशां; परब्रह्मज्ञास्तां–परब्रह्मन्यस्तां ૭૬ વહીતા–વિહીતા.

પ્રભુ ! તૂં લીલવિલાસ, કીરતિ જિત કૈલાસ,
સાચઉ શંકરૂ એ, સિદ્ધિ-રમણિ વરૂએ';
ઇમ સ્તવી દેવ પહૂત, ધર્મ્મ-ભારિ પ્રભુ જૂત,
દાન સંવત્સરૂ એ, દિઈ ગતમત્સરૂ એ. ૭૮

## ફાગુ

ગત મત્સર હિવ જિનવર, નવમઈ રસિ સંલીન;
રેવઇ સંજમ આદરઈ, કરઇ વિહાર અદીન. ૭૯
દિવસિ પંચાવનિ પામીય, સ્વામીય કેવલજ્ઞાન;
વિરચઇ મિલીય દેવાસુર, સમોસરણુ-પ્રધાન. ૮૦

## શ્લોકઃ

प्रधानं मदनं हत्वा, मोहराजं विजित्य च ।
आप्तछत्रत्रयो-नेमि, र्जीयाद् विश्वप्रधानधीः ॥ ८१ ॥

## રાસ

પ્રધાન પ્રાકાર ત્રિનિ સુરિ રૂચિ નિલઇ, રૂચિ નિલઇ જિમ રવિ ચંદ રે;
ચઉવિહ ધર્મ્મ પ્રકાસિઉ જિનવરિ, હરિ મનિ હુઉ આણુંદ રે. ૮૨
પીય દેખી રાજલ મનિ ગહિ ગહી, ગહિ ગહી લઈ સંજમ ભાર રે;
પામિય સિવસુખ પરિહરિ રાજમઇ, રાજમઇ નેમીકુમાર રે. ૮૩

## શ્લોકઃ

कुमारे ब्रह्मचर्येऽपि, यया मे रंजितः पतिः ।
सा वीक्ष्येति ययौ सिद्धिं, पूर्वं राजीमती सती ॥ ८४ ॥

## અઢેઉ

રાજીમતી નેમિકુમાર, યાદવકુલ સિણગાર,
કારણિ અવતરિયાં એ, ત્રિભુવનિ વિસ્તરિયાં એ;
ધન્ય જ તે નરનારિ, જઈ ચડઈ ગિરિ ગિરનારિ,
કુંડિ ગયંદ મઇએ, નીરઇં જિન ન્હવઇ એ. ૮૫

---

૭૮ જિત-કૈલાસ, જિન કૈલાસ, જિન કૈલાસ. ૮૧ जीयाद् विश्वप्रधानधीः–जीयाद् धीश्व प्रधानधीः । ૮૨ રચિનિલઇ રૂચિ નિલઈ–રૂચિ નિલઇ, રૂચિ નલિ; રચી ન લેઇ રૂચિ–૮૪ वीक्ष्येति–वीक्षेति. ૮૫ સિણગાર–શૃંગાર; અવતરિયાં–અવતર્યાં; વિસ્તરિયાં–વિસ્તર્યાં.

પૂજઈ મનચાઈ રંગિ, આંગીય નવ નવ ભંગિ,
સ્વામી ગુણ થુણઈ એ, સ્તુતિ ઇણિપરિ ભણઈ એ;
'અકલ અમલ સર્વજ્ઞ, નમઇં નિરંતર ધન્ય,
જય જય પાવનુ એ, સહજિ સનાતનુ એ. ૮૬

**काव्यं ( शिखरिणी )**

**सनातन्यैः पुण्यैः प्रणतचरणःश्रीयदुपतिः,**
**समं राजीमत्या शिवपदमगाद्रैवतगिरौ ।**
**स च श्रेयोवल्ली नवघनसमो मय्यपि जने,**
**परमब्रह्मानन्दं प्रदिशतु चिरं नेमिजिनपः ॥ ८७ ॥**

**રાસઉ**

શ્રી જિનપતિ ભાસ્તીય પ્રસાદિહિં, અંતરંગ કરિ કેસરિ નાદિહિં,
ચરિત રચિઉં મનરંગિ.
લચ્છિ વિલાસહ લીલા કમલં, ગલઈ મોહ સાંભલતાં વિમલં,
છેદઇ કલિ-મલ ભંગિ. ૮૮
[ ચરણુ કમલિ તુહ્મ ભૃંગ નેમીસર, વીનવે આચાર્ય્ય માણિકચસુંદર,
સુલલિત ગુણભંડાર. ]
શ્રી યાદવકુલભૂષણુ હીરો, મેહ જેમ ગાજઇ ગંભીરો,
રૂઢ કુસુમસર વીરો.
તૂં અમ્હ સ્વામી સામલ ધીરો, ગજ જિમ સબલુ સહજિ સંડીરો,
સુરિજ સા ભાતુ સરીરો. ૮૯
રિપુ અંતર હેલાં નિરજણીયા, વિષમ મોહ મદ જિણિ રણિ હણિયા,
નેમીસર સંવાદિ.
યદુકુલમણિ સા રાજલ રાણી, મા તૂં સુભટધરણિ જગિ જાણી,
નિશ્ચલ શિવપ્રાસાદિ. ૯૦
'કુથ' અક્ષર જિમ એ તિહિં મિલીયા, 'સુંદર' પરમ બ્રહ્મ સિઉં મિલીયા,
દુઃખવર્જિત વિલસંતિ.
રસિ જુ નેમિજિણ ચરિય સુચ્છંદિહિં, કૃતમતિ ભણઇ સુણઈ આણંદિહિં,
તસુ મંગલ નિતુ હુંતિ. ૯૧

---

૮૭ जिनपः-स जिनः [ચરણુ કમલિ...ભંડાર ] એ શ્રી મહાવીર વિદ્યાલયની પ્રતમાં જ છે અને પછી 'શું'આંથી અટકે છે ને પછીનું પાનું નથી. ૮૯ કુસુમસર વીરો-કુસુમો રૈં; ભાતુ-ભાનુ.

—ઇતિ શ્રી નેમીશ્વર ચરિત્રં ॥ ફાગુબંધેન શ્રી માણિક્યસુંદરસૂરીશ્વરેણ કૃતં ॥ છ ॥ શુ: ॥ મહં માધા લિખિતં: ॥ શુભં કલ્યાણમસ્તુ ॥ છ ॥ શ્રી વીતરાગદેવવાદીય: ॥ છ ॥ ૬–૧૧ બી. ૭. નં. ૧૬૦–૩ રૉ. એ. સો. મુંબઇ.

—ઇતિ શ્રી નેમીશ્વર ચરિત્ર ફાગ: સમાપ્તમિતિ ॥ છ ॥ મુનિના મતિસાગરેણ લિખિતમિતિ ॥ શુભં ભવતુ ॥ કલ્યાણં અસ્તુ ॥ છ ॥ છ ॥ પત્ર ૨ પંક્તિ ૧૯ દાબડો ૮૩ નં. ૧૫૬ ફોફલીયાવાડાનો ભંડાર, પાટણ.

—૪ પત્ર પછીનું છેલ્લું પત્ર નથી. દરેકમાં ૨૦ પંક્તિ છે. નં. ૮૭૧ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, મુંબઇ.

* *

ઉપરના આખા કાવ્યમાં પ્રથમના મંગલાચરણના શ્લોક સિવાય જે સંસ્કૃત છંદો મૂકેલા છે તેના અર્થ સમજાવવા શ્રી મહાવીર જૈન વિદ્યાલયની પ્રતમાં સંસ્કૃત ટીકા છે તે અત્ર મૂકવામાં આવે છે કે જેથી અર્થ સમજવામાં સહેલાઇ થાય.

२. तत् किंचिज्ज्योतिर्जयति तत् किं ? यदलक्ष्यं दक्षाणामपि पुनस्तत् किं ? यत् सहस्राक्षनयनैर्न निरीक्ष्यं दुश्च्यवन( ? )नयनैः ( न ) निरीक्षणीयं पुनस्तत् किं ? यच्चतुर्वक्त्रवदनैर्वाच्यं न भवति वेधसो वदनैर्यद् वक्तुमशक्यं यदेतावत एतादृशामपि पुनस्तत् किं ? यद् हविर्भुक्तारेन्दुग्रहपतिरुचां जैत्रं यदग्नितारकचंद्रमस्तरणें तेजसां जयनशीलं । पुनस्तत् किं ? यदनघं निष्पापं । पुनस्तत् किं ? । यत्परमुत्कृष्टं । पुनस्तत् किं ? यतियोगींद्रविषयं यतियोगींद्राणां गोचरं । एषु स्थानं वा एवं विधं तत् किंचिज्ज्योतिर्जयति ॥ २ ॥

३. एवंविधाय परब्रह्मणे नमः किं लक्षणाय ? अर्वाचीनैरलक्ष्याय अद्यतनैः पुरुषैर्न लक्षितुं योग्याय । पुनः किं लक्षणाय ? दक्षाय स्वभावविज्ञाय । पुनः किं लक्षणाय ? दुरितच्छिदे दुरितं पापं छिन्दतीति दुरितच्छिद् तस्मै दुरितच्छिदे । पुनः किं लक्षणाय ? चिदानंदस्वरूपाय चिद् ज्ञानमात्मशुभ्रगुणः तस्यानंदं सुखं तन्मयं स्वरूपं यस्य तच्चिदानंदस्वरूपं तस्मै ॥ ३ ॥

१०. ते नरा धन्यास्ते के । ये गिरनारगिरेर्मौलौ मस्तके नेमिनं जिनं नत्वा स्वं स्वकीयं पातकं क्षालयंति । किं लक्षणास्ते ? नराः धृतसम्मदाः धृतः समदो हर्षो यैस्ते धृतसम्मदाः ॥ १० ॥

१८. अथेति अथानंतरं सर्वे यादवभूपालाः सौराष्ट्रमंडले गताः । कस्मिन्सति ? चरित्रं वैष्णवं श्रुत्वा जरासंधे कोपने सति क्रुद्धे सति ॥ १८ ॥

२५. ते सर्वे सिद्धगंधर्वखेचरा नेमिभुजाबलं जगुर्गायंति स्म । किं क्रियमाणा ? चित्रीयमाणा आश्चर्यं प्राप्नुवंतः । पुनः किं क्रियमाणाः ? हर्षात् पुष्पाणि वर्षन्तः ॥

३०. सोऽयं नेमिजिनेश्वरो विजयतां । सोऽयं कः ? । यो राज्यं न समीहते न वांछति । किं लक्षणं ? राज्यं । गजघटाघंटारवै राजितं शोभमानं । पुनर्यः अंगनां राजीमतीं न कांक्षति नेच्छति । किं लक्षणां ? । चारुचंद्रवदनां । पुनर्लीलावतीं लीलायुक्तां । पुनर्यः योगींद्रचूडामणीः तीर्थंकराणां शिरोमणीः ॥

३५. एवं मित्रवसंतदत्तसकलप्राणोऽपि मन्मथभटो सैन्यैः स्वकैः योगीश्वरं नेमिनं दुर्जयमेव मेने मनति स्म । एवमिति किं ? वृक्षाः पल्लविता लता कुसुमिता भृंगाः सरंगा वने सारं गायति कोकिला कलरवैर्वापीजलं मंजुलं एवं एवं प्रकारेण मित्रवसंतदत्तसकलप्राणोऽपि ॥

४०. स नेमिर्भुवनत्रयं पुनातु पवित्रीकरोतु । स नेमिः किं लक्षणः ? । श्रीमान् । पुनर्किं ? योगीन्द्रः । स कः ? यस्य चित्तं नारीनूपुरझंकारैश्चंचलं न जातं ॥

५६. पौरवनिता नेमिं वीक्ष्य राजीमती धन्या इति वदन्ति । इति किं ? । यस्या राजीमत्या वरस्तु नेमिः विवाहे च किंनरी सुमधुरं यथास्यात्तथा गीतं गायति । भारती सरस्वती वीणालया वीणायां लयः अत्यासक्तत्वं यस्याः सा वीणालया । गंधर्वाः श्रुतिधारिणः स्वरपूरकाः । पुनः सुरपते रंभा अप्सरो नरीं नृत्यते अतिशयेन नृत्यत्ति । पुनः भंभा–भेरी–मृदंग–झल्लरिरवः शब्दो व्योमांगणं गाहते पूरयति ॥

६१. ये नराः सारंगानं श्रुत्वा सारंगलोचनां वशां च विलोक्य ये सारंगा अरंगेण सह वर्त्तमाना भवंति ते धन्या अथवा आप्तरंगा अर्हद्रंगास्ते सारंगाः साराणि अंगानि येषां ते सारंगा अथवा सारं तद्गुणं गच्छंति सारंगाः एवंविधा उच्यंते । पुनर्ये नराः सारंगा इव आप्तरंगाः प्राप्तरंगा भवंति ते नराः पशव उच्यंते ।

६७. राजीमती बाला यादवराजवियोगे विलपति विलापान् करोति । किं लक्षणा ?। म्लाना निस्तेजा । पुनः किं ? । मदनकराला मदनव्याप्ता वा कराला विकराला । का इव विलपति ? । लूताभिहतैव मालतीमाला इव । यथा मालतीमाला लूताभिहता सत्येव विलपति विगतकांति विज्ञापयति । किं लक्षणा ? । म्लाना विच्छायनां प्राप्ता ॥

७४. ननु इति निश्चितं हरिहरविरंचिप्रभृतयो यां वशा सुधाभिः सध्रीची सुधाभिस्सहचारिणीं कृत्वा स्तुवंति क्रीडायां । किं लक्षणायां ? मदनविवशायां कंदर्पपरवशायां ये पर-

ब्रह्मा भवन्ति ते तावशां प्रति विषमविषलहरीमिव कृत्वा स्तुवंति अतः कारणात् हे त्रिभुवनपते ! त्वं वधू राजीमती विधूयसत्का त्रिभ्रपातकहरो जातस्तवार्त ॥

८१. पुनः आप्तछत्रत्रयं आप्तं प्राप्तं छत्रत्रयो येन असौ आप्तछत्रत्रयः । किं कृत्क आप्तछत्रत्रयो जातः ? । प्रधानं मदनं हत्वा मोहराजं विजित्य च ॥

८४. राजीमती सती इति विचिंत्य नेमेः पूर्वं सिद्धिं ययौ । इतिती किं ? । यथा सिद्धिवध्वा मे पतिः कुमारे कुमारत्वे च । पुनर्ब्रह्मचर्ये सत्यपि रंजितः सा सिद्धिवधूर्वीक्ष्या द्रष्टुं योग्या यस्या ईदृशी कला सा कीदृशीति ॥

८७. स नेमिजिनपः चिरं चिरकालं मय्यपि जने माणिक्यसुंदराचार्ये परमब्रह्मानंदं प्रदिशतु कथयतु । सः कः ? । यो राजीमत्याः समं रैवतगिरौ शिवपदमगात् जगाम । पुनः सः कः ? । यः सनातन्यैः पुण्यैः प्रणतचरणः सनाभवाः सनातन्यास्तैः सनातन्यैः सर्व्वकालीनैः पुण्यैः पवित्रैर्नरामरैः प्रणतचरणः । पुनः सः कः ? । यः श्री यदुपतिः यदूनां पतिः । पुनः सः कः ? । यः श्रेयोवल्लीनवघनसमः ॥

૪ શ્રી જીરાપલ્લાના પાર્શ્વનાથ પ્રભુની, ૫ માં સરસ્વતીની, ૬ માં નિરંજન પરમાત્માની સ્તુતિ. ૭–૮–૯–નેમિપ્રભુના કાવ્યનો પ્રસ્તાવ. તેમનું ટૂંક વર્ણન. ૧૩–૧૫ આઠ પૂર્વભવો ને નવમો ચાલુ ભવ. ૧૬ નેમિકુમારનો જન્મ. ૧૭ તે વખતે મથુરામાં કૃષ્ણનો જન્મ કે જેણે કંસને તથા અશ્વનું રૂપ ધારણ કરનાર કેશિ નામના દૈત્યને માર્યો હતો. ૧૯ તેમણે સોરઠમાં દ્વારકામાં ગાદી સ્થાપી. ૨૦ જરાસંઘને જીત્યો. સોલ હજાર સ્ત્રી હતી. ૨૧ બંધવ નેમિકુમાર બ્રહ્મચારી, કૃષ્ણનું ધનુષ લઇ શંખ પૂર્યો, માહરી એટલે પહેરેદારને પાડ્યા અને કૃષ્ણ ચમકયા. ૨૨–૨૪ નેમિએ કૃષ્ણની ભુજા નમાવી. આ રીતે જીત મેળવી. ૨૬–૨૯ કૃષ્ણે બલભદ્રને કહ્યું 'નેમિનો વિશ્વાસ ન કરતા, તે આપણું રાજ લેશે.' આમ વિચારતાં આકાશવાણી થઈ 'ચિંતા ન કરો. નેમિ યોગી છે અને મોહરાજને જીતશે, તમારું રાજ નહિ લે.' ૩૧ આથી કૃષ્ણ આનંદ્યા. વસંતઋતુ આવી. રૈવત એટલે ગિરિનાર પર્વત પર ક્રીડાવિહાર. ૩૨–૩૫ ત્યાંની લીલી હરીયાળી થયેલ ભૂમિ, પુષ્પ, લતા, વૃક્ષો વગેરેનો બહાર. ૩૬–૩૮ નેમિ અને કૃષ્ણ બંનેનું ગિરિનાર જવું. બંનેનું તુલનાત્મક વર્ણન. સાથે કૃષ્ણની સ્ત્રીઓ છે. ૩૯ બંને રમે છે–ક્રીડા કરે છે. ૪૦–૪૧ નેમિ શમ–સમતા ધરી નિર્વિકારી રહે છે. ૪૨–૪૫ એક કહે છે 'પરણો! ભોજાઇ (શ્રીકૃષ્ણની સ્ત્રી) દીયરને પરણવાનું માનવા સમજાવે છે. કૃષ્ણ છેવટે કહે છે કે અવસરે થઇ રહેશે. ૪૬ સ્ત્રીઓ માની લે છે કે નેમિ સમજી ગયા અને ઉત્સાહ થઈ રહ્યો. ૪૭ શ્રી કૃષ્ણ દ્વારકા પહોંચી રાજીમતી કન્યાની માગણી કરી. ૪૮–૪૯ કન્યા, પતિ નેમિ મળશે તેથી આનંદિત થઇ. ૫૦

નેમિને અલંકાર સજાવ્યા. તે હાથી પર ચડ્યો. ૫૧ અલંકારોનું વર્ણન. ૫૨ છત્ર, ચામર, લુણ ઉતારણ, ધવલમંગલ ગીત ગાવાં. ૫૩ દેવોનો રાજા નિશાન ઠોકતો આવે છે, વાસુકી રાજા આવે છે, ગ્રહાદિ આવે છે. ૫૪ ભવિષ્યનો તીર્થંકર પરણવા જાય છે. ઘોડા હાથી સાથે છે. ૫૫ તુંબરૂ સ્વર આલાપે છે, નારદ ગીત ગાય છે. ૫૬ આ ઉત્સવ માટે નગરસ્ત્રીઓ રાજીમતીને ધન્યવાદ આપે છે. ૫૭ રાજીમતી વરને નિહાળે છે. ૫૮ શ્રીકૃષ્ણ મોખરે છે ને નેમિ તોરણે આવે છે. ૫૯ એક બાજુ આમ આનંદ છે ત્યાં પશુવાડામાં હરણાદિ રોતાં હોય છે તેનું કારણ નેમિ પૂછે છે. ૬૦ લગ્નના ગોરવના ભોજન માટે પશુઓને મારવા રાખ્યા છે તેથી તે કકળાટ કરે છે, એમ સાંભળી સંસાર પ્રત્યે તિરસ્કાર આવે છે. ૬૨–૬૩ વૈરાગ્ય ઉપજ્યો. મોહજાળથી માનવાદિ સર્વે સપડાઈ સંસારમાં ભમે છે, વિષયમાં અંધ બને છે, મનુષ્યભવ હારે છે, અંતર્દૃષ્ટિથી વિચારતા નથી. ૬૪ સંસારને ધિક્કાર છે, એમ કહી પશુબંધન ટાળી પોતાના ગજેંદ્ર–હાથીને તુરત પાછો ફેરવી નેમિ-કુમાર વળે છે. ૬૫ આમ થયું ત્યાં રાજીમતી આકુળ થઇ ધરણી પર ઢળી પડી. ૬૬ સખીઓ ચંદનજળ સીંચી કેળના પાનથી પવન નાંખે છે, ચેતના આવે છે ને જાણે છે કે યાદવરાજ નેમિ તો પાછો વળી ગયો. ૬૭–૭૧ રાજીમતી વિવિધ વિલાપ કરે છે. કંકણ ફોડે છે ને છાતી પરનો હાર ફેંકી દે છે. મારા જીવન! દોડો દોડો! મોર! તમે વાસ ન કરો. જતા રહો, બપીયા! પીયુ પીયુ ન બોલો, કારણ કે પીયુ તો મેઘ પાસે ચાલ્યો ગયો. અદૃશ્ય થયો છે, વીજળીરૂપી નિઃશ્વાસ નીકળે છે, આંસુથી સરોવર ભરાઈ ગયાં, હવે હંસા! (જીવ) ઉડી જા. પિયુ સિદ્ધિરૂપી સ્ત્રીમાં રાચ્યો છે અને પોતાની વાચા પાળતો નથી. તું પિયુ તો ત્રિભુવનનો સ્વામી છે, તને કોણ બુદ્ધિ–સલાહ આપે તેમ છે? આઠ પૂર્વભવ નેહ રાખી હવે શામાટે છેહ આપે છે? આમ રાજીમતી કહે છે. શરીરે સંતાપ ધરે છે ને વિલાપ કરે છે ને માછલી થોડા જળમાં તડફડે તેમ તડફડે છે. ૭૨ ત્યાં તો નેમિપ્રભુ તો તત્ક્ષણ પોતાને ઘેર પહોંચ્યા. ૭૩ લોકાંતિક દેવો સૂર્ય જેવી કાંતિથી તેની ભ્રાંતિ કરાવતા આવીને પ્રભુને નવાં કાવ્યથી સ્તુતિ કરી વિનવે છે. ૭૪ પ્રભુસ્તુતિ. ૭૫–૭૬ શિવને ગૌરીએ નયનભંગ કરી નાટારંભમાં નચાવ્યો, મુકુંદ–કૃષ્ણને ગોપીઓએ વૃંદાવનમાં નચાવ્યો એમ અનંગે–કામદેવે લાજને લોપી. સાવિત્રીએ બ્રહ્માને અકળાવ્યો, રોહિણીએ ચંદ્રને થકવ્યો એમ સ્ત્રીના આધારથી મદને દેવ, મનુષ્ય, ઈંદ્રને જીત્યા છે; પણ ૭૭ તું નેમિને મદન ઢાંકી ન શક્યો, નારી લોભાવી ન શકી. દેવો બોલ્યા: 'દેવ! પ્રભુ! હવે ધર્મ પ્રકટાવો કે ભવ્યો તરે અને ભવરૂપી વનમાં ન ફરે. ૭૮ પ્રભુ! તું લીલામાં વિલાસ કરે છે કે જેની કીર્ત્તિએ કૈલાસ જીત્યો છે. ખરો શંકર તું છે અને સિદ્ધિરૂપી સ્ત્રીને વરનાર છો.' ૭૮ આમ સ્તવન કરાતા આ દેવ ધર્મ્મભારથી યુક્ત થઈ સાંવત્સરિક દાન મત્સરરહિત થઇને કરે છે. ૭૯–૮૦ હવે જિનવર નવમા રસ એટલે શાંતરસમાં લીન થઇ રૈવત (ગિરિનાર) ઉપર સંજમ આદરે છે–દીક્ષા લે છે અને અદીન-

પણે વિહાર કરે છે, પંચાવન દિવસે સ્વામીને કેવલજ્ઞાન થાય છે એટલે દેવ અસુરો મળીને સમવસરણ રચે છે.

૮૧ નેમિસ્તુતિ, ૮૨ સમવસરણમાં ત્રણ ગઢ દેવો રચે છે તે રવિચંદ્ર જેવા કાંતિના ભંડાર છે: ત્યાં જિનેશ્વરે ચાર પ્રકારનો ધર્મ (દાન, શીલ, તપ, ભાવનારૂપી) પ્રકાશ્યો, આથી કૃષ્ણને આનંદ થયો. પીયુ પાસે રાજીમતી પણ મનમાં આનંદિત થઈ ને સંજમભાર ગ્રહણ કર્યો–દીક્ષા લીધી અને નેમિને છોડી રાજેમતી પહેલી મોક્ષે સીધાવી. પછી નેમિનાથ મોક્ષે ગયા.

૮૫–૮૭ આમ રાજીમતી અને યદુકુલશણગાર નેમિનાથ જે કારણે અવતર્યાં તે સિદ્ધ કર્યું ને ત્રિભુવનમાં તેમનો (કીર્ત્તિનો) વિસ્તાર થયો. તે સ્રી–પુરૂષને ધન્ય છે કે જે ગિરિનાર પર્વત પર ચડીને ગજેંદ્ર કુંડમાં પાણીથી જિનને (જિનમૂર્ત્તિને) ન્હવડાવે છે અને મનના આનંદથી નવનવી આંગી રચીને પૂજે છે, ગુણોનું સ્તવન કરે છે ને સ્તુતિ કરે છે કે તું અકલ, મલ રહિત, સર્વજ્ઞ છો, તને નમનારને ધન્ય છે, તું પાવન અને સ્વાભાવિક સનાતન છો, તારો જય હો. ૮૭ નેમિસ્તુતિ. કવિનો ઉપસંહાર. ૮૮ સરસ્વતીની કૃપાથી અંતરના ભાવ અને નાદથી આ ચરિત્ર રચ્યું છે, તે લક્ષ્મીના વિલાસની લીલાનું કમળરૂપ છે, તેને સાંભળતાં મોહ જાય છે અને કલિકાળના મેલને તે નાશ કરે છે.

માણિક્યસુંદરસૂરિ એ રચનારનું નામ છે. તે સુંદર ગુણના ભંડાર નેમનાથના ચરણ-કમલનો ઉપાસક ભ્રમર છે. (પછીની કડીઓ નથી. હવે બીજી પ્રતોની કડીઓ લઇએ) યાદવકુલના અલંકાર હીરો, મેઘ સમ ગંભીર, મદનને રોકનાર વીર (નેમિપ્રભુ!) તું અમારો સ્વામી શ્યામ અને ધીર છે, હાથી જેવો સબલ, પ્રકૃતિથી સિંહ સમાન, અને સૂર્ય જેવી કાંતિવાળા શરીરવાળો છે. ૯૦ જેણે આંતરિક શત્રુને સહેલાઈથી જીત્યા છે, વિષમ મોહમદને રણમાં હણ્યા છે એવા નેમીશ્વરનો આ સંવાદ છે. તે યદુકુલમાં મણિરૂપ રાજીમતી રાણી તું તો અમારી મા છો અને એક મહાન્ યોદ્ધાની ગૃહિણી જગમાં પ્રસિદ્ધ છો અને મોક્ષરૂપ મહેલમાં તારું નિશ્ચલ સ્થાન છે. ૯૧ રચનારના નામમાં જે 'ક્ય' જોડાક્ષર છે તેમાં બે અક્ષર મળ્યા છે તે પ્રમાણે નેમિનાથ અને રાજીમતી બંને ત્યાં મોક્ષમાં મળ્યા છે અને 'સુંદર' પરમબ્રહ્મ સાથે ભળ્યા છે અને ત્યાં દુઃખ રહિત વિલાસ કરે છે. આ નેમિજિનનું ચરિત સારા છંદમાં રસથી અને આનંદથી સુજ્ઞો ભણે ને સાંભળે તો તેનું મંગલ હંમેશાં થાય છે. આ કડીમાં 'ક્ય' અને 'સુંદર' એ બેથી કવિ પોતાનું નામ 'માણિક્યસુંદર' એક રીતે બતાવી આપે છે.

# પ્રતિમાપૂજન

વ્યવહારિક કે ધાર્મિક કોઇપણ કાર્યોમાં મનુષ્યને પ્રતિસમયે આલંબનની તો જરૂર પડે જ છે. કોઇના લેશ પણ આલંબન વિના નિજબળે ઊર્ધ્વગમન કરનાર જનો ક્વચિત્ જ હોય છે. અને તેથી જ ધાર્મિક વિષયમાં જિનમંદિર, જિનપ્રતિમા, જ્ઞાન, સાધુ–સાધ્વી આદિને મહત્ત્વનું સ્થાન અપાયેલ છે તે સહેતુ જ છે કે જેના નિમિત્તે ઉપાદાન કારણને ઉદયમાં લાવી શકાય યાને આત્માની વિશુધ્ધ દશા પ્રગટાવવા પ્રયાસ થઇ શકે. જિનપ્રતિમા અને જિનમંદિર એ પણ અતિ આવશ્યક સાધન છે, તેને આપણે સવિસ્તર અવલોકીએ.

## પ્રતિમાનું પૂજન શા માટે ?

જિનેન્દ્રવર તો વીતરાગદશાને પ્રાપ્ત કરીને મોક્ષમાં સ્થિત થયેલા છે, તો પછી તેમની પ્રતિમાને પૂજવાની શું આવશ્યકતા ? અને રાગ–દ્વેષથી રહિત એવી વીતરાગ પ્રતિમાદ્વારા ફળની પ્રાપ્તિ પણ કેમ થઇ શકે ? આ પ્રશ્નો ઉદ્ભવે તે સ્વાભાવિક જ છે. તેનું નિરાકરણ પણ સ્પષ્ટ છે. શ્રીમદ્ દેવચંદ્રજીએ એક સ્તવનમાં કહ્યું છે કે:—

> " પૂજના તો કીજે રે બારમા જિનતણી રે, જસુ પ્રગટયો પૂજ્ય સ્વભાવ;
> પરકૃત પૂજા રે જે ઇચ્છે નહીં રે, સાધક કારજ દાવ. પૂજના૦ "

અર્થાત્ જેમને પૂજ્ય સ્વભાવ પ્રગટ થયેલો છે એવા જિનેન્દ્રની પૂજા કરીએ. જો કે તેઓ પરની કરેલી પૂજાના ઇચ્છક નથી, પરંતુ સાધક પોતાનું આત્મકાર્ય સારી રીતે સિદ્ધ કરવા માટે પૂજ્ય એવા જિનની પૂજા કરે. આથી સિદ્ધ થાય છે કે શ્રી જિન નિરાગી છતાં તેવી દશાને વરવા પ્રયત્ન કરનારે ઉપકારી એવા તે પુરુષોની પ્રતિમાની પૂજા કરવી આવશ્યક છે. વળી વીતરાગ પ્રતિમાના પૂજનથી શું લાભ પ્રાપ્ત થાય ? તેના જવાબમાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ એક સ્તવનમાં કહે છે કે:—

> " નિરાગી સેવે કાંઇ હોવે, ઈમ મનમાં નવિ આણું;
> ફળે અચેતન પણ જિમ સુરમણિ, તીમ તુમ ભક્તિ પ્રમાણું. "

હે નાથ ! નિરાગીને સેવવાથી શું ફળ પ્રાપ્ત થશે ? એવી શંકાને પણ હું મનમાં નહિં જ લાવું, કેમકે અચેતન–જડ એવો પારસમણિ કે જે એક પ્રકારનો પત્થર જ છે તે

પણ મનુષ્યોને ફલિભૂત થાય છે-મનુષ્યોના મનોવાંછિત પુરે છે, તો પછી તમે તો સાક્ષાત્-ચૈતન્ય દ્રવ્ય છો, શુદ્ધ થયેલા છો, મુક્તિપૂરીમાં સ્થિત થયેલા છો એટલે તમારી ભક્તિ જ મને પ્રમાણભૂત છે-તેથી જ મારું આત્મશ્રેય સાધી શકાશે.

## પ્રતિમાની આવશ્યકતાઃ—

આત્માને નિમિત્તવાસી કહ્યો છે તે યથાર્થ જ છે. નિમિત્ત મળ્યેથી આત્માના ભાવોમાં પરિવર્તન-ફેરફાર થયા જ કરે છે. અવસાન પામેલા અથવા તો દૂર રહેલા એવા આપ્તજનો અને મિત્રાદિકો ખાસ કારણ વિના યાદ નથી આવતા તે સૌના અનુભવની વાત છે; પરંતુ તેમની પ્રતિકૃતિ જોતાં તે તે જનોની યાદ પુનઃ તાજી થાય છે અને પૂર્વ પ્રસંગો દૃષ્ટિ સન્મુખ ખડા થાય છે. આમાં તે તે પ્રિય જનની છબી યાને પ્રતિકૃતિ નિમિત્તભૂત બને છે. તે જ રીતે જિનપ્રતિમાને નીરખવાથી જિનેન્દ્રવર કેવા હશે? તેનો કંઇક અંશે ખ્યાલ આવી શકે છે.

નાના બાળકોને જે વાત ઘણી વખત કહેવાથી પણ તેના મગજમાં નથી ઊતરી શકતી તે જ બીનાને મૂર્ત સ્વરૂપ આપવાથી અર્થાત્ તે વિષયનો નકશો બતાવવાથી તુરત જ તે સમજી શકે છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, હનુમાન, શિવ કે મહાવીર એ વિભૂતિઓમાંથી અત્યારે કોઇપણ વિભૂતિ હયાત નથી, પરંતુ તે તે મહાપુરુષો કેવા હતા? તે જાણવું હોય તો તેમના પ્રતિકરૂપ તેમની પ્રતિમાઓનું અવલોકન કરવાથી સ્હેજે માલૂમ પડે છે કે આ પુરુષો આવા હશે. અરે! વિચાર કરતાં તેમની મૂર્તિદ્વારા તેમના જીવનનો પણ વાસ્તવિક ખ્યાલ આવી શકે છે. જેમકે શ્રી કૃષ્ણચંદ્રની મૂર્તિના હાથમાં શંખ, ચક્ર, ગદા આદિ શસ્ત્રો છે તેમ જ તેમની બાજુમાં લક્ષ્મીજીની મૂર્ત્તિ છે. આ ઉપરથી તેમના જીવનનો નિચોડ નીકળી શકે છે. તેવી જ રીતે દરેક સ્થળે પ્રાયઃ પવિત્ર અંગો જેવા કે-ચરણ, જાનુ, મસ્તક આદિ પૂજનીય ગણાય છે, પરંતુ શૈવ મંદિરોમાં “શિવનું લિંગ” પૂજાય છે. તે ઉપરથી તે દેવ વિષે વિચાર કરતાં તાત્પર્ય નીકળી શકે છે. તે જ ન્યાયે અર્હંતની પ્રતિમાને જોવાથી જણાય છે કે તે શાંતરસ યુક્ત છે. પદ્માસને અથવા કાયોત્સર્ગ ધ્યાને રહેલા જણાય છે. ઉત્સંગ સ્ત્રીથી રહિત છે, હસ્તદ્વય શસ્ત્રાદિકથી રહિત છે અને સર્વ રીતે આત્મિક ધ્યાન કરવાને માટે જિનમૂર્ત્તિ સર્વોત્કૃષ્ટ સાધન છે એમ તટસ્થ રીતે જોનારને પણ જણાયા સિવાય નહિ જ રહે. ભાવાર્થ કે જે વસ્તુ કહેવાથી નથી સમજાતી તે આ પ્રમાણે સાકારરૂપ બતાવવાથી સમજી શકાય છે અને પ્રતિમારૂપ પ્રતિક ઉપરથી કોઇપણ દર્શનના સ્થાપક એવા તે મૂળપુરુષ કેવા હશે તેનો વાસ્તવિક બોધ થઇ શકે છે. અસ્તુ!

## પ્રચલિત પંથોમાં પ્રતિમાપૂજનઃ—

શ્વેતાંબર જૈનોમાં તો પ્રથમથી જ મૂર્તિપૂજા છે. તે ઘણા પ્રમાણોપૂર્વક આગળ દર્શાવવામાં આવશે. તે સિવાય જૈન સંપ્રદાયનો એક મોટો વિભાગ દિગંબર પંથમાં પણ જિનપ્રતિમા પૂજનને સંપૂર્ણ સ્થાન છે. જો કે પ્રતિમાને અને પૂજનને અંગે કેટલોક તફાવત છે, પરંતુ તે ભિન્નતાસૂચક છે. વાસ્તવમાં જોઇએ તો જિનમૂર્ત્તિના પૂજન માટે બેમત નથી જ.

બૌદ્ધોમાં પણ આજકાલ થયા નહીં, પરંતુ ઘણા સમય પૂર્વે બુદ્ધદેવની પ્રતિમા દાખલ થયેલ છે જે રાજગિર, નાલંદા આદિ સ્થાનોના નિરીક્ષકને માલૂમ પડશે. તેમ જ અત્યારે પણ બ્રહ્મદેશમાં અને બીજા ઘણા દેશોમાં બુદ્ધદેવની વિશાળ અને ભવ્ય પ્રતિમાઓ દૃષ્ટિગોચર થાય છે.

હિન્દુ ધર્મમાં પણ રામ, કૃષ્ણ આદિની પ્રતિમાઓ પૂજાય છે. એકંદરે માણસ એક યા બીજી રીતે પણ જીવનમાં પ્રતિમા-પૂજન તો કરતો જ હોય છે. જેઓએ પ્રતિમાનું ખંડન કર્યું છે તેમની છબીઓ પણ આજે માનનીય અને વંદનીય ગણાય જ છે ને ? દેશનેતાઓના બાવલાઓ પણ એ જ સૂચવે છે. વળી જેમનું નામસ્મરણ કરતાં હોઇએ તેમનું સ્વરૂપ જોવા મળે તો હર્ષોલ્લાસ થયા સિવાય કેમ રહે ? ભાવાર્થ કે મૂર્તિપૂજા એ મનુષ્યજીવનનું અભેદ અંગ છે અને તેથી જ ભારતવર્ષમાં મૂર્તિપૂજા ઠેર-ઠેર જોઇ શકાય છે.

મૂર્તિના અવલંબનની કેટલી બધી જરૂર છે તે વિષે એક પ્રચલિત દૃષ્ટાંત અત્રે ટાંકું તો તે અસ્થાને તો નહિ જ ગણાય. ધનુર્વિદ્યા શીખવાનો ઇચ્છક એક ભિલ્લ ગુરુ દ્રોણ પાસે જાય છે પરંતુ તેને પોતાની ધારણામાં નિષ્ફળતા સાંપડે છે ત્યારે તે ભિલ્લ વનમાં રહીને ગુરુ દ્રોણાચાર્યની એક છાણ-માટીની મૂર્તિ કરે છે અને તેને સાક્ષાત્ ગુરુ સમજીને તે ભિલ્લ ધનુર્વિદ્યાની કળા તે મૂર્તિની સન્મુખ સ્વયં પ્રાપ્ત કરી લ્યે છે. મૂર્તિના આલંબનનો કેવો સુંદર નમૂનો !

## પ્રતિમાપૂજનની પ્રાચીનતાઃ—

જિનપ્રતિમાની સિદ્ધિ અર્થે કેટલાક પ્રમાણોને—આગમપ્રમાણ, ઇતિહાસપ્રમાણ, પરંપરા-પ્રમાણ ઇત્યાદિને જોવા પડશે.

પ્રત્યેક દર્શનમાં તેમના સંસ્થાપક મૂળપુરુષની વાણીને ખૂબ મહત્ત્વ અપાયેલ હોય તે સ્વાભાવિક જ છે. ઉપનિષદ્, વેદ, સંહિતા, જાતકગ્રંથો, બાઇબલ, કુરાન, ગીતા અને આગમો એમ દરેકના ભિન્ન ભિન્ન નામો છે અને તેને અવલોકન કરવાથી તે તે દર્શનના સિદ્ધાંતો અને દર્શનકારનો આશય સમજી શકાય છે. તે જ રીતે જૈન ધર્મમાં આગમશાસ્ત્રોનું સ્થાન અતિ વિશિષ્ટ પ્રકારનું છે. કોઇ પણ તકરારી વિષયમાં જ્યાં આગમની-શાસ્ત્રની શાખ અપાય છે ત્યાં સર્વ પ્રમાણિક પક્ષોને ચૂપ થઇ જવું પડે છે. એટલે પ્રથમ આપણે જિનપ્રતિમા વિષે જિના-ગમોમાં શું ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે તેને જોઇએ.

જિનાભિગમ નામના સૂત્રમાં વિજયદેવના અધિકારે તે દેવ જિનપ્રતિમાને બહુમાન-પૂર્વક પૂજન-વંદન કરે છે તેમ આવે છે તથા ત્યાં રહેલ જિનપ્રતિમા કેવી હતી તેનો પણ સવિસ્તર ઉલ્લેખ છે.

રાયપસેણી નામના સૂત્રમાં સૂર્યાભદેવના અધિકારે પણ જિનપડિમા પૂજન કર્યાની હકી-કત આવે છે. આ બન્ને દેવો ભગવાન મહાવીરના સમયના છે. એટલે તે વખતે દેવતાઓએ જિનપ્રતિમા પૂજી છે, એવી સ્પષ્ટ રીતે શાસ્ત્રની સાક્ષી છે. જો અવિરતિ અને અનેક પ્રકા-રના દિવ્ય સુખોમાં મગ્ન એવા દેવોને માટે જિનપૂજનની કરણી આવશ્યક હોય તો મોક્ષના

હરવાજારૂપ આ મનુષ્યભવમાં તો પરમ ઉપકારી એવા અર્હંતની પ્રતિમાનું પૂજન અવશ્ય કરવું જોઇએ, એ બુદ્ધિથી પણ યુક્ત જણાય છે.

આ સિવાય શાસ્ત્રોમાં મનુષ્યોએ પણ જિનપ્રતિમાને પૂજન–વંદન કરેલ છે તેવા ઉલ્લેખો મળે છે. જેમકે શ્રી જ્ઞાતાસૂત્ર કે જેની ગણના ગણધરગુંથિત અંગસૂત્રોમાં થાય છે તેમાં પણ દ્રૌપદી મહાસતીના અધિકારો આવે છે કે, ઉત્તમ એવી તે રાજકન્યા દ્રૌપદી સ્નાનાદિકથી શુદ્ધ બની, પૂજાને યોગ્ય એવા મંગલ વસ્ત્રો પહેરીને જિનઘરને વિષે આવે છે અને જિનપ્રતિમાને જોતાં બહુમાનપૂર્વક વંદન કરે છે. તેમ જ સૂર્યાભદેવની માફક તે દ્રૌપદી પણ સ્નાનાદિકથી માંડી યાવત્ ધૂપ ઉવેખવા સુધીની દરેક ક્રિયા કરે છે અને પ્રાંતે શક્રસ્તવનો પાઠ કહે* છે. તેમ જ ભગવતીજી નામના અંગસૂત્રમાં ગૌતમસ્વામીના પ્રશ્નના પ્રતિ ઉત્તરમાં જ્ઞાતનંદન ભગવાન **વીર**, જંઘાચારણ અને વિદ્યાચારણની જવા આવવાની કેવી શક્તિ હોય તે જણાવવાની સાથે તેઓ ચૈત્યોને વાંદે છે તેમ કહેલ છે. સ્થાનાંગસૂત્રમાં દશ પ્રકારના અને ચાર પ્રકારના સત્ય કહ્યા છે ત્યાં એક સ્થાપના સત્ય પણ કહેલ છે અને જ્યાં સ્થાપનાની સિદ્ધિ થાય છે ત્યાં મૂર્ત્તિ તો સહેજે આવે છે. વળી શ્રી આર્દ્રકુમારને પ્રતિબોધવા માટે શ્રીમાન્ અભયકુમાર **જિન-પ્રતિમાને** મોકલે છે અને તેને જોતાં શ્રી આર્દ્રકુમારને જાતિસ્મરણ જ્ઞાન થાય છે અને આર્ય દેશમાં આવી તેઓશ્રી ભગવતી દીક્ષાને અંગીકાર કરે છે. આ પણ ભગવાન મહાવીરદેવના સમયની જ વાત છે.

ઐતિહાસિક દૃષ્ટિએ પ્રતિમાની પ્રાચીનતા જાણવા માટે એટલું જ કહેવું બસ થશે કે, જેમણે ભૂતકાળના ઇતિહાસના પેટાળમાં ઊતરીને ભૂતકાળને સજીવન કર્યો હોય એવા આ વિષયના જ્ઞાતાઓને આ વિષે લખવાનો મારા કરતાં વધુ અધિકાર છે, પરંતુ એટલું તો સર્વમાન્ય છે કે મહારાજા સંપ્રતિએ જિનમંદિરથી પૃથ્વીને મંડિત કરી દીધી હતી અને ત્યારપછી પણ દરેક શાસનપ્રભાવિક મહાપુરુષોના સમયે તેને નવપલ્લવતા મળી છે. શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજના વખતે પરમાર્હત મહારાજા કુમારપાળે પણ અનેક નવાં જિન-મંદિરો કરાવ્યાં છે તથા અનેક પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવેલ છે. તેમ જ ઉદાર-ચિત્ત જૈન મહાઅમાત્યો શ્રી વિમળશાહ અને વસ્તુપાળ–તેજપાળે પણ અઢળક દ્રવ્યનો વ્યય કરીને દેવ–વિમાન જેવાં ભવ્ય અને અજોડ કોતરણીવાળાં–આજે પણ પ્રેક્ષકોને ઘડીભર મુગ્ધ કરે તેવાં–મંદિરો બંધાવ્યાં છે.

ભારતવર્ષમાં તો પ્રભુ–મંદિરો અને પ્રભુ–મૂર્ત્તિઓ વિદ્યમાન છે જ, પરંતુ એક કાળે યૂરોપાદિ દેશોમાં પણ જિનપ્રતિમા અને જિનમંદિરો હતાં એમ સિદ્ધ થઇ શકે છે. "જૈન" (પત્ર)ના રૌપ્ય–મહોત્સવ સ્મરણાંકમાં મુનિરાજ શ્રી જ્ઞાનસુંદરજીનો "યૂરોપમેં જૈન મંદિર" શીર્ષક એક લેખ પ્રસિદ્ધ થયેલ છે, જેમાં તેઓશ્રી જણાવે છે કે–"આસ્ટ્રીયાની અંતર્ગત હુંગરી પ્રાંતના બુદાપેસ્ટ નગરની પાસે એક અંગ્રેજ ખેડુતને ખોદકામ કરતાં ચરમ તીર્થપતિ

*જૈનાગમોના આધારે જોઇએ તો દ્રૌપદીને થયાં લગભગ ૮૪૦૦૦ હજાર વર્ષ થયાં છે. એટલે ચોરાશી હજાર વર્ષ પૂર્વે પણ જિનપૂજા પ્રચલિત હતી તેમ જણાય છે.

ભગવાન્ શ્રી મહાવીર મહારાજાની પ્રતિમા મળેલ છે." આ લેખની સાથે જમીનમાંથી નીકળેલી તે પ્રતિમાનો ફોટો પણ આપેલ છે.

કચ્છમાં પ્રસિદ્ધ તીર્થસ્થાન ગણાતું ૨૧૮ સ્થંભયુક્ત શ્રી ભદ્રેશ્વરનું જિનાલય વીરનિર્વાણ પછી ૨૩ વર્ષે દાનવીર શ્રાવક દેવચંદ્રે બંધાવેલ છે. આ ઉપરથી પણ જાણી શકાય છે કે ખુદ ભગવાન મહાવીરના સમયમાં પણ જિનમૂર્તિની પૂજા પ્રચલિત હતી. તેમના પૂર્વના તીર્થંકરોના વખતમાં પણ મૂર્તિપૂજા હતી, એમ જણાવતાં કેટલા ય શિલાલેખો ઉપલબ્ધ થાય છે. ગત ચૈત્ર માસમાં પ્રસિદ્ધ થયેલ "શ્રી જૈન ધર્મ પ્રકાશ" માસિકના સુવર્ણ-મહોત્સવ વિશેષાંકમાં મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજનો "જૈન મ્યુઝીયમ( સંગ્રહસ્થાન )ની આવશ્યકતા" એ નામનો એક લેખ પ્રસિદ્ધ થયેલ છે. તે લેખમાં તેઓશ્રીએ નજરે નિહાળેલા અનેક જૂના શિલાલેખો ક્યાં ક્યાં અને કેવી અવ્યવસ્થિત રીતે યા તો વિનાશના મુખમાં પડેલા છે તે જણાવેલ છે, તેમ જ તે સર્વને એકત્ર કરીને એક સંગ્રહસ્થાનમાં ભૂતકાળના તે ભવ્ય સ્મરણોને-જૈન સંઘના ગૌરવના અવશેષોને-સંઘરી રાખવા જોઇએ એવી અપીલ તેમણે જૈન કોમને કરેલી છે. તે લેખમાં આગળ ચાલતાં તેઓશ્રી એક સ્થાને જણાવે છે કે-"શ્રી વીરભગવાન છદ્મસ્થ કાળમાં આબૂની ભૂમિમાં વિચર્યા હતા. ભગવાનના જન્મથી ૩૭ મા વર્ષે અહીં દેરાસર બંધાયું. પૂર્ણપાળરાજાએ મનોહર જિનમૂર્તિઓ ભરાવી અને કેશી ગણધરે તેની પ્રતિષ્ઠા કરી." આવી મતલબના લેખવાળો ગાર શાખાની ઉતરણનો તૂટેલો એક જબ્બર પત્થર આબૂરોડથી ચાર માઇલ દૂર મુંગથલા નામના ગામના વિશાળ જિનમંદિરના ખંડિયેરમાં એક દરવાજા ઉપર છૂટો લટકે છે. જો આને ત્યાંથી કઢાવી લેવામાં ન આવે તો વરસાદથી મંદિરના ગુમ્બજ વિગેરેનો ભાગ પડતાં તે લેખવાળા પત્થરના કકડે કકડા થઇ જવા સંભવ છે."

ઉપર્યુક્ત લેખની હકીકત નક્કર છે. આવા દાર્શનિક પુરાવા ઉપર વધારે કહેવા જેવું રહેતું જ નથી; કેમકે લેખક મુનિશ્રીએ આ શિલાલેખને જાતે જોયેલ છે અને સ્થળ સુદ્ધાં દર્શાવ્યું છે. આ સમય વીરપ્રભુના છદ્મસ્થકાળનો એટલે કે વીરજન્મથી ૩૭ મા વર્ષનો છે. તે વખતે પ્રભુએ તીર્થ પણ સ્થાપ્યું ન હતું. કેશી મહારાજે પ્રતિષ્ઠા કરી હતી એ પણ એમ સૂચવે છે કે, પાર્શ્વનાથ પ્રભુના શાસનમાં પણ પ્રતિમાપૂજન પ્રચલિત હતું. ( શ્રદ્ધાની દૃષ્ટિએ-શાસ્ત્રીય દૃષ્ટિએ-તો પ્રત્યેક તીર્થંકરના વખતમાં જિનપ્રતિમા-પૂજન હતું જ એમ આપણે માનીએ છીએ, પરંતુ અહીં તો ઐતિહાસિક દૃષ્ટિએ પણ પ્રતિમાપૂજન પ્રાચીન છે. ખુદ ભગવાન પાર્શ્વનાથજી અને મહાવીર દેવના વખતમાં પણ પ્રતિમા પૂજા હતી એ દર્શાવવાનો આશય અત્ર છે અને તેથી જ આ પ્રાચીનતાદર્શક લેખભાગને ઉદ્ધૃત કરેલ છે. )

વળી શત્રુંજય પર તથા ગિરનાર ઉપરના મંદિરો અને પ્રતિમાઓ તો અતિ પ્રાચીન છે. શત્રુંજયતીર્થનો ઉદ્ધાર ચોથા આરાથી થતો આવ્યો છે અને આ કાળમાં પણ વજ્રસ્વામી જેવા મહાપુરુષની હાજરીમાં વિક્રમ સંવત ૧૦૮ માં જાવડશાએ ઉદ્ધાર કરાવ્યો છે. તેમ જ ત્યારબાદ ઉદાયન મંત્રીના સુપુત્ર બાહડ મંત્રીએ તથા સમરાશા શેઠે અને છેલ્લે સંવત

૧૫૮૭માં કર્માશાએ શત્રુંજય ગિરિરાજનો ઉદ્ધાર કરાવેલ છે. પવિત્ર શ્રી સિદ્ધાચલજીના આ ઉદ્ધારો ઉપરથી જોઇ શકાય છે કે તીર્થ અને પ્રતિમાનું અવલંબન આજકાલનું નથી પણ પ્રાચીન છે. પરંપરાપ્રમાણમાં જોઇએ તો–અત્યારે ભારતવર્ષમાં લગભગ સર્વત્ર જિનમંદિરો અને જિનપ્રતિમાઓ તેમ જ પ્રાચીન તીર્થભૂમિઓ અને અતિ પ્રાચીન–ગતકાલની પ્રતિમાઓ દષ્ટિગોચર થાય છે. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમા ગઇ ચોવીશીમાં થયેલા નવમા દામોદર નામે તીર્થંકરના વખતમાં આષાઢી નામના શ્રાવકે ભરાવેલ છે એમ મનાય છે, પરંતુ તે શ્રદ્ધાનો વિષય છે તો પણ આ મનુષ્યલોકમાં તે પ્રતિમાને આવ્યા ઘણો સમય—લગભગ ચોરાશી હજાર વર્ષ થયા છે. અને જાદવોની જરા તે પ્રતિમાના ન્હવણ જળથી નાબૂદ થયેલ છે. બીજા પણ અનેક ચમત્કારો તે પ્રતિમાના અધિષ્ઠાયક દેવોના પ્રભાવથી થયેલા છે, જે જાણીતી વાત છે. આ સર્વ જણાવવાનો આશય એ છે કે શ્રી નેમિનાથજીના વખતમાં પણ પ્રતિમા પૂજા હતી. વળી શ્રી ગિરનારજી ઉપરની શ્રી નેમિનાથજીની પ્રતિમા પણ ઘણી જ પ્રાચીન ગણાય છે. શ્રી અંતરીક્ષજી પાર્શ્વનાથની પ્રતિમા રાવણના સમયની કહેવાય છે, અને ઘોડેસ્વાર તથા પાણીહારી બાઇ તો પૂર્વે તેની નીચેથી જઇ શકતા હતા તેવી કિંવદંતી છે. વર્તમાનમાં પણ અંગલોહણું તે પ્રતિમાની નીચેથી નીકળી શકે છે એ તો સ્પષ્ટ જ છે. એટલે તેની પ્રાચીનતા પણ વગર કહ્યે જ સિદ્ધ થાય છે.

મનુષ્ય ઘર આગળ પૂજા કરવા બેસે તેમાં જે શાંતિ જળવાય તેના કરતાં વિશેષ શાંતિ મંદિરમાં જવાથી પ્રાપ્ત થાય છે અને તેથી પણ વધારે આહ્‌લાદ અને પરમ આત્મીય શાંતિ આવા તીર્થસ્થાનોમાં જવાથી મળે છે. કહેવત છે કે 'ઘર મૂકયા અને દુ:ખ વિસર્યા.' વળી અનેક પ્રવૃત્તિમાં આવી યાત્રાથી નિવૃત્તિ પણ સાધી શકાય છે અને પવિત્ર રજકણોવાળી તે ભૂમિઓમાં જવાથી શુભ વિચારનું બળ વર્દ્ધમાન થાય છે. જે ભાઇઓ પ્રતિમાને નથી માનતા તેઓ પ્રાય: આવા પવિત્ર તીર્થો અને કલ્યાણકભૂમિઓના દર્શન–સ્પર્શન–વંદન–પૂજનથી પણ વંચિત રહે છે. હળુકર્મી આત્માઓ એવા નિરર્થક કદાગ્રહને ન જ પોષે એમ ઇચ્છીએ.

## પ્રતિમા : એક આદર્શ સાધન:—

સાધન વિના સાધ્યની પ્રાપ્તિ થવી અશકય જ છે એટલે જ જ્યાં સુધી જરૂરીયાત હોય ત્યાં સુધી ધ્યેય પ્રાપ્તિ માટે ઉપયોગી થાય તેવા પ્રત્યેક સાધનોને તો જીવનમાં મહત્ત્વનું સ્થાન દેવું જ પડશે. અલબત્ત, સાધનને સાધ્ય માનીને ન જ બેસી રહેવાય, એ વિચારવું યોગ્ય છે; પરંતુ સાધન વિના લાંબો પંથ કાપવો દુષ્કર છે. વળી અધિકાર વધ્યેથી સાધનમાં પણ ફેરફાર થાય છે. જેમકે ગૃહસ્થ એ અસદારંભી તો છે જ, તો તેને માટે શ્રી જિનેશ્વરની દ્રવ્ય–ભાવ ઉભય પ્રકારે પૂજા કહી છે કેમકે તેને માટે તેટલો સદારંભ છે; પરંતુ ત્યાગીઓ સર્વથા બાહ્ય ગ્રંથીથી રહિત હોવાથી તેને માત્ર ભાવપૂજા જ કહી છે. માળ પર ચડવા માટે સીડીની તો જરૂર રહેવાની જ. તેજ ન્યાયે જિન જેવા થવા માટે જિનપ્રતિમાનું આલંબન જરૂરી છે જ. પ્રતિમાના દર્શનથી જિનેંદ્રવરનું સમગ્ર લોકોત્તર જીવન યાદ આવે છે અને તે નિમિત્તે તેમના ગુણગાન કરતાં જીવાત્માની ગુણશ્રેણી પ્રવર્ધમાન થાય છે. વિચારો કે સામે કંઇ પણ આલંબન ન હોય

ત્યાં કેન્દ્રબિન્દુ લક્ષિત ક્યાં થઇ શકે ? તેથી જ પ્રતિમાની પૂર્ણ આવશ્યકતા છે, એમ સુજ્ઞ વિચારકોને તો જરૂર જણાશે જ.

## શ્રી આત્મારામજી મહારાજ અને જિનપ્રતિમા:—

શ્રીમદ્ આત્મારામજી મહારાજ એ સત્ય-ગવેષક મહાપુરુષ હતા અને તેથી તેમને જે સત્ય તરીકે જણાયું તેને સ્વીકારતાં અનેક સંકટો સહન કરવાને પણ તેઓ સદૈવ તત્પર રહ્યા હતા. એક સત્યપ્રિયમાં હોવા જોઇએ તેવા વિનય, વિવેક, ધીરજ, અખૂટ શાંતિ ઇત્યાદિ સર્વ ગુણો તેમનામાં હતા. તેમણે ઇરાદાપૂર્વક કોઇને દુહવ્યા નથી. સિદ્ધાંતની ખાતર કોઇ સ્વતઃ દુહવાયા હોય તે અલગ છે. સંસારની-મોહની બેડી તોડીને ત્યાગી થનારને પણ સંપ્રદાયના મોહની બેડી તૂટવી મુશ્કેલ છે, પરંતુ શ્રીમદ્ આત્મારામજી મહારાજ કુળથી અને સ્વભાવથી ક્ષત્રિય હતા અને તેથી તેઓ આ નિયમમાં અપવાદરૂપ રહ્યા છે. અર્થાત્ કે સંપ્રદાયનો કલ્પિત રાગ તેમને સ્પર્શી શક્યો ન હતો. જ્યારે તેમને વાસ્તવિક સત્ય સમજાયું ત્યારે તેમણે અમૂર્ત્તિપૂજક સંપ્રદાયમાં રહીને, અનેક સામનાઓને શાંતિપૂર્વક સહીને પણ શ્રી જિનકથિત ત્રિકાલાબાધિત સત્યનો પ્રચાર કરવા માંડ્યો અને કાળ-સ્થિતિ પરિપકવ થયેથી તેઓશ્રીએ શુદ્ધ સંવેગી દીક્ષાને અંગીકાર કરી. તેમના જીવનમાં ડોકીયું કરતાં સૌથી અગત્યનો પલટો જિનપ્રતિમાને માન્ય કરવાનો છે. શ્રી સુશીલના શબ્દોમાં કહીએ તો " રેતીના રણમાં પાણીની અંજલિ માટે ઝંખતો તૃષાતુર જેટલી પરબની કદર કરી શકે છે તેટલી અન્ય ન જ કરી શકે." તે જ ન્યાયે શ્રીમદ્ આત્મારામજી મહારાજને પ્રારંભના દિવસોમાં જિન-પ્રતિમા દર્શનની તૃષા ખૂબ વેઠવી પડેલી. એટલે તેમણે ઠેકાણે ઠેકાણે અને મુખ્યત્વે પંજાબમાં અનેક મોટા સ્થળોએ જિનમંદિરો ઊભા કરાવવાની પ્રવૃત્તિ છેલ્લા વખતમાં હાથ ધરી હતી.

અમૂર્તિપૂજક સંપ્રદાયમાંથી તદ્દન છૂટા થઇને તેઓ જ્યારે પ્રથમ વખત ગુજરાતમાં આવે છે અને ત્યારબાદ ગિરિરાજ શ્રી શત્રુંજયની યાત્રાર્થે જાય છે ત્યારે યુગાદિદેવ પાસે ગદ્ગદિત કંઠે તેઓશ્રી સ્તવના ઉચ્ચારે છે કે:—

**" અબ તો પાર ભયે હમ સાધુ, શ્રી સિદ્ધાચલ દરશ કરી રે. "**

ભાવપુરઃસર કોટિશઃ વંદન હજો આવા સરળ મહાપુરુષને !

### ઉપસંહાર:—

આપણે અનેક દૃષ્ટિબિન્દુઓથી એ જોઇ ગયા કે-જિનમૂર્તિના અવલંબનથી મનુષ્યના આત્મીય ઉત્કર્ષનો પારો અવશ્ય ઊંચે ચઢે છે. વીતરાગના દ્રવ્ય-પૂજન તથા ધ્યાન અને શ્રી જિનની સ્તવનારૂપ ભાવપૂજાથી તો આત્મા તદાકાર બની શકે છે, કેમકે આપણે પ્રતિમાને માત્ર પત્થરની મૂર્તિ જ નથી માનતા, પણ શ્રી જિનનું તેમાં આરોપણ કરેલ હોવાથી સાક્ષાત્ જિન ગણીને જ તેને ભજીએ છીએ અને તેથી શ્રીમાન્ આનંદઘનજી મહારાજના શબ્દોમાં કહીએ તો—





# સૂક્ષ્મ હસ્તલેખનનો નમૂનો

## હસ્તલિખિત કાર્ડમાં શું છે?

પંડિત શ્રી વીરવિજયજીકૃત ચૈત્યવંદન ચોવીશી, મહાવીર જિન સ્તવન અને પ્રભુ શ્રી વીરની સ્તુતિ.

ઝીણા અક્ષરમાં લખી થોડી જગામાં ઘણું સમાવવાની એક જૂની પદ્ધતિ હતી, તેમાં ચારે બાજુ સુંદર વેલ મૂકાતી. અક્ષરો એવા મરોડદાર અને મનહર લખાતા કે કોઇપણ વાચક આનંદથી અને સહેલાઇથી વાંચી શકતા. આમાં તેમ થયું હત તો એક કલાત્મક નમૂનો મળી શકત.—સંપાદક.

લેખક: રા. રાજપાળ મગનલાલ વ્હોરા—મુંબઇ.

જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભૃંગી ઇલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે.

અર્થાત્ જેમ ભમરી ઇયળને ચટકો ભરે છે અને તેથી તે ઇયળ ભમરીનું જ અહર્નિશ ધ્યાન ધરે છે. પરિણામે તે પણ ભમરી જ બની જાય છે. તે જ રીતે જિનપ્રતિમાને સાક્ષાત્ જિન ગણીને પૂજવાથી શ્રી જિન જેવા થઇ શકાય છે. એક મહાનુભાવે મૂર્ત્તિને ન માનનાર કોઇ એક ભાઇ સમક્ષ આ રીતે જિનપ્રતિમાની સિદ્ધિ કરી હતી. આ પ્રસંગ સમજવા જેવો હોઇને અત્રે દર્શાવું છું. પ્રતિમાને માનનાર મહાશયે એક સો રુપીયાની નોટ બીજા ભાઇને આપીને કહ્યું કે–આ કાગળમાં એક પૈસાની છીંકણી બાંધીને લઇ આવો. પેલા ભાઇએ જવાબમાં કહ્યું કે–અરે મુરબ્બી ! આ કંઇ સાધારણ કાગળ નથી, પણ આ તો સો રુપીયાની નોટ છે. જવાબમાં ઉક્ત મહાનુભાવે કહ્યું કે જેમ કાગળની બનેલી આ નોટ ઉપર ગવર્ન્મેંટની છાપ છે અને તેથી તેના સો રુપીયા ગમે ત્યાં મળી શકે છે અને આ નોટ પાસે હોય તો આપણે સો રુપિયાવાળા છીએ એમ માનીએ છીએ તે જ રીતે જિનપ્રતિમાને માનીએ છીએ. તે માત્ર પત્થરની મૂર્તિને જ નથી માનતા પણ શ્રી જિનેશ્વરદેવની તેમાં છાપ છે અને અંજન-શલાકા તથા પ્રતિષ્ઠા આદિથી તેમાં જિનપણાનું આરોપણ કરાયેલ છે, તેથી “જિનપ્રતિમા જિન સારીખી” ગણીને જ અમે પૂજન–વંદન–સ્તવનની પ્રવૃત્તિ કરીએ છીએ; અન્યથા નહીં. કહેવાનો ભાવાર્થ એ જ છે કે જિનપ્રતિમા એ અતિ ઉપકારી નિમિત્ત છે અને તેના દ્વારા પૂર્વે અનેક આત્માઓએ આત્મીય લાભ ઊઠાવ્યો છે. વર્તમાનમાં અનેક જીવો તે દ્વારા સમકિતની પ્રાપ્તિ અને શુદ્ધિ કરી રહ્યા છે અને ભવિષ્યમાં અવિચ્છિન્નપણે વીતરાગ શાસનની હયાતી સુધી જિનપ્રતિમાદ્વારા ઘણા આત્માઓ નિજાત્માની શુદ્ધિ કરી, મુક્તિની સન્મુખ થશે. જગતના સર્વ જીવો આવા સુંદર રાહ પર આવે એવી પરમ ઇચ્છા સાથે વિરમું છું.



# શ્રીઆત્માનંદજી જૈનજ્ઞાનમંદિર વડોદરા

શ્રીમંજુલાલ રણછોડલાલ મજમુદાર

M. A. LL. B.

રીસર્ચસ્કોલર મુંબઈ યુનિવર્સિટી; પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

[ શ્રીયુત મજમુદાર ગુજરાતી સાહિત્ય જગત્‌માં એક સુપ્રસિદ્ધ લેખક, સંશોધક અને વિદ્વાન્ છે. અનેક પ્રાચીન ગૂર્જર કાવ્યોનાં તેમણે સંશોધન કરેલ છે અને તે પર વિદ્વત્તાભર્યાં ટિપ્પણો, વિવરણો લખેલ છે. લોકકથા સાહિત્ય પર પણ ઘણું લખાણ પ્રસિદ્ધ કર્યું છે અને કેટલુંક અપ્રસિદ્ધ રાખ્યું છે. તેમના જેવા સાક્ષરને હાથે તેમના શહેરના એક જૈન જ્ઞાનમંદિરની મુલાકાત લેવાય અને લખાય એ ઉચિત જ છે. સાથે સાથે તે જ શહેરમાં શ્રીમુક્તિકમલમોહન જૈન જ્ઞાનમંદિર, પ્રાચ્યવિદ્યામંદિરમાંના જૈન પુસ્તક સંગ્રહ વગેરે સંબંધી લખાયું હોત તો, પ્રાચીન વટપ્રદ–વડોદરામાં રહેલ જૈન પુસ્તક ભંડારોનો સમુચ્ચય અહેવાલ પ્રાપ્ત થાત. જે આચાર્યવર્યની શતાબ્દિના સ્મારકરૂપે આ ગ્રંથ છે તેમનું નામાભિધાન ધરાવતા જ્ઞાનમંદિરનું કંઇક વર્ણન આ લેખમાં છ ચિત્ર સહિત અપાયું છે તે પ્રસ્તુત અને ઉચિત છે—સંપાદક. ]

સિદ્ધરાજ અને કુમારપાળના સમયથી વડોદરાની જૈન ધર્મની જ્ઞાનસંસ્થાઓ (ઉપાશ્રયો) પ્રસિદ્ધિમાં આવેલી છે. એ ઉપાશ્રયો વિદ્યાપ્રસારનાં થાણાં હતાં. એ સંસ્કૃતિ તીર્થોનાં જ્ઞાનજળ લોકહૃદયને પાવન કરતાં અસ્ખલિત વહ્યા કર્યાં છે *

શ્રુતદેવતા સરસ્વતી, સમ્યગ્જ્ઞાનનાં અધિષ્ઠાત્રી છે. તેમની સેવામાં અનુરક્ત થઇ વિહાર કરનાર જૈન આચાર્યોનો પ્રવાસ એ જ્ઞાનપ્રવાસ કહેવાય છે; તેમની કથાવાર્તા એ જ્ઞાનગોચરી છે; અને તેમને વસવાના ઉપાશ્રયો એ જ્ઞાનમંદિરો છે.

જ્ઞાનના સ્થૂલ પ્રતીકો ગ્રંથો અને ગ્રંથસ્થ જ્ઞાન છે. એ જ્ઞાનના ભંડાર જ્યાં એકઠા કરવામાં આવે છે અને તેને સુરક્ષિત રાખી, જેનો ઉપભોગ જિજ્ઞાસુઓ યથેચ્છ કરી શકે છે તે સ્થાનને 'જ્ઞાન–મંદિર' કહેવામાં આવે છે.

* આ પરિચય લેખ તૈયાર કરવામાં પાટણથી મુનિ શ્રી પુણ્યવિજયજીએ તથા શીનોરથી મુનિ શ્રી ચતુરવિજયજીએ લેખિત નોંધ પૂરી પાડી હતી, તથા મારા મિત્ર પંડિત લાલચંદ્ર ગાંધીએ સંસ્થાની પ્રત્યક્ષ મુલાકાતદ્વારા ઘણી વીગતો મેળવી આપી હતી, તે બદલ એ ત્રણેનું એકસામટું ઋણ સાભાર પ્રકાશમાં મૂકું છું.

આવું એક પ્રસિદ્ધ જ્ઞાનમંદિર વડોદરા શહેરમાં લહેરીપુરા દરવાજા અને માંડવીની વચમાં આવેલી નરસિંહજીની પોળમાં સ્થાપન થયેલું છે.

એના સંસ્થાપકો બે સબ્રહ્મચારી મુનિ મહારાજ હતા. તેમના દીક્ષાગુરુ શ્રીમદ્ વિજયાનંદસૂરિ–પ્રસિદ્ધનામ શ્રી આત્મારામજી હતા. એ યુગપ્રધાન જેવા પ્રભાવક આચાર્યશ્રીની જન્મ શતાબ્દિ પ્રસંગે, તેમના એ પ્રભાવક શિષ્યોના ચિરસ્થાયી ગુરુ–સ્મારકરૂપી કાર્યનો પરિચય આપવાનું સમયોચિત ગણ્યું છે, જેથી પરંપરાએ એ ગુરુનું જ ગૌરવ થયું કહેવાય.

જ્ઞાનમંદિરની યોજના અને તે માટેનો પ્રોત્સાહક ઉપદેશ પ્રવર્તકજી મહારાજ શ્રી કાંતિવિજયજીનો હતો. સૌ પહેલાં એ માટે ઉપદેશની શરૂઆત સંવત ૧૯૫૨ માં થઇ હતી. તે સમયે શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણીખાતા તરફથી પાટણ ભંડારોના ગ્રંથો-માંથી કેટલાકના ગૂજરાતી અનુવાદ પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદીદ્વારા તૈયાર થઇ પ્રકટ થતા હતા. આ પ્રવૃત્તિને અંગે શ્રી. મગનલાલ ચુનીલાલ વૈદ્યે* કુમારપાલપ્રબન્ધનું ગૂજરાતી ભાષાંતર કરી આપ્યું હતું. તેના પુરસ્કાર તરીકે તેમને રૂા. ૫૦૦) સરકારમાંથી મળેલા.

એ પુરસ્કાર, જ્ઞાનોપાસના કરનાર સાચા શ્રાવક તરીકે શ્રી વૈદ્યે જ્ઞાનમંદિરની સ્થાપના–ખાતે પહેલા ફાળામાં આપ્યા. (જેમની છબી જ્ઞાનમંદિરના ઉપરના ખંડમાં એક સ્થળે મૂકવામાં આવેલી છે.) તે પછી તેમના પિતાશ્રી ચૂનીલાલ વૈદ્યે ઉદ્યાપન નિમિત્તે આશરે ત્રણેક હજારની રકમ કાઢી અને તે પછી જુદા જુદા ગામોના ગૃહસ્થોની આર્થિક મદદથી આજના જ્ઞાનમંદિરની રચના થવા પામી છે. જ્ઞાનની પરબ જેવા જ્ઞાનમંદિરની સ્થાપના કરવા માટે પ્રવર્તકજી મહારાજ તથા કંઈક અંશે શ્રી હંસવિજયજી મહારાજનો ઉપદેશ કારણભૂત હતો. અને તે માટેનું આવશ્યક દ્રવ્ય ભેગું કરવામાં વડોદરાના શેઠ ગોકળભાઈ દુર્લભજી ઝવેરીનો તનતોડ પ્રયત્ન હતો. એકંદરે આખું મંદિર નિર્માણ કરવામાં લગભગ ચાલીસ હજારનું ખર્ચ થયેલું છે.



મંદિરની રચના સરસ્વતી દેવીને વસાવવા યોગ્ય ભવ્ય તથા સુંદર છે. આ સરસ્વતી પ્રાસાદ પથ્થરથી બાંધવામાં આવ્યો છે. ઉત્તરાભિમુખ આવેલા મંદિરને પૂર્વ–પશ્ચિમ પગથિયાં છે. ત્યાંથી અંદર જતાં વિશાળ ખંડ આવે છે. તેનો મોટો ભાગ મુદ્રિત પુસ્તકોનાં કબાટોથી ભરેલો છે. બાકીના ભાગમાં ત્યાં પાઠશાળા બેસે છે: સવારે ૮ થી ૧૦ અને સાંજે ૭ થી ૯ ત્યાં જૈન બાલકોને આવશ્યક ધર્મજ્ઞાન તથા સંસ્કૃત–પ્રાકૃતનું ભાષાજ્ઞાન આપવાનો પ્રબંધ થયેલો છે.

---

* જેમના ઉત્સાહી પુત્ર વૈદરાજ વાડીભાઈ અમદાવાદમાં દવાખાનું ચલાવે છે.



ત્યાંથી ઉપર જતાં કંઈક અંશે વિશેષ સુશોભિત અને રંગીન લાદીથી જડેલો વિશાળ માળ છે. ત્યાં પૂર્વાભિમુખ ખૂણામાં ખંડની સન્મુખ શ્રી વિજયાનંદસૂરિનું મોટું તૈલચિત્ર છે. આખા ખંડની ભીંત ફરતાં કબાટોમાં પ્રાયઃ હસ્તલિખિત પોથીઓ રાખવામાં આવેલી છે. ભીંત ઉપર કેટલાક પ્રસિદ્ધ જૈન આચાર્યોના–ખાસ કરીને શ્રી પ્રવર્તક મહારાજની તરુણ અવસ્થાની તથા શ્રી હંસવિજયજી મહારાજની અને આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી આદિની છબીઓ છે.

કબાટમાંથી પોથીઓ ભરેલા દાબડા જિજ્ઞાસુની આંખને લલચાવતા ડોકિયાં કરી રહ્યા છે.



આ હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ મુખ્યત્વે કરીને પ્રવર્તકજી મહારાજશ્રી અને શ્રી હંસવિજયજી મહારાજનો જ નિર્માણ કરેલો છે. જ્ઞાનમંદિરની યોજના થતા પહેલાં વડોદરામાં જુદે જુદે ઠેકાણે એ જ્ઞાનભંડાર વિખેરાયેલો પડ્યો હતો; તે તેમના પ્રયાસથી કેન્દ્રસ્થ બન્યો છે; છતાં બન્ને મહારાજોના સંગ્રહની યાદીઓ ભિન્ન રાખેલી છે.

શ્રી પ્રવર્તકજી મહારાજના સંગ્રહની વિશિષ્ટતા નોંધતા પહેલાં એ તપસ્વી અને જ્ઞાનોપાસક ઋષિનો થોડો પરિચય ઉચિત છે. શ્રી કાંતિવિજયજી મહારાજનો જન્મ વડોદરામાં સંવત ૧૯૦૭ (ઈ. સ. ૧૮૫૧) માં થયો હતો. આમ અનેક મહાપ્રસંગોના એ દ્રષ્ટા છે. પૂર્વાશ્રમે એ દશાશ્રીમાળી વણિક હતા અને તેમનું નામ છગનલાલ હતું. અઠ્ઠાવીસ વર્ષની વયે તેમના એ ગૃહસ્થ જીવનનો અંત આવ્યો. સંવત ૧૯૩૫ માં ભગવાન બુદ્ધની જેમ મહાભિનિષ્ક્રમણ કરી, પત્નીને મૂકી દઇ, એ પંજાબ તરફ ગયા; અને અંબાલા શહેરમાં શ્રીમદ્ વિજયાનંદસૂરિ મહારાજ પાસે મહા વદિ ૧૧ ને દિવસે દીક્ષા લઇ, ત્યાગધર્મ સ્વીકાર્યો.

તેમના વિહારમાં, જ્યાં ત્યાંથી ગ્રંથો ભેગા કરવા અને તેને એક સ્થળે સુરક્ષિત રાખવા તે માટે એમણે ખાસ પરિશ્રમ લીધો હતો. તેમનું જીવન શાંત, સરળ અને જ્ઞાન-પિપાસામય છે. જ્ઞાનોપાસના અને જ્ઞાનોદ્ધાર માટે તેમણે આખું જીવન ઓવારી નાખ્યું છે. એમની સ્વાભાવિક સરળતા, ગાંભીર્ય તેમ જ સ્થિતપ્રજ્ઞતાને લીધે એ જૈન સમાજની એક સન્માન્ય અને વિશિષ્ટ વ્યક્તિ બની રહ્યા છે. છયાસી વર્ષ જેટલી વૃદ્ધવયે એમનું દીર્ઘ તપસ્વીપણું તેમના મુખ ઉપરથી સ્પષ્ટ જોઇ શકાય છે.



એમના ત્યાગને-પ્રવ્રજ્યાને આજે ૫૭ વર્ષો વીતી ગયાં છે. પાટણના જ્ઞાનભંડારોનો ઉદ્ધાર અને પદ્ધતિસરની વ્યવસ્થા એઓશ્રીના પોતાના વિદ્વાન શિષ્ય મુનિશ્રી ચતુરવિજયજી અને પ્રશિષ્ય પુણ્યવિજયજીના સહકારથી પ્રશંસાપાત્ર થવા પામી છે. ભંડારોની સમગ્ર પરિચયાત્મક યાદીઓ, તૈયાર કરી-કરાવી જ્ઞાન-મંદિરોમાં રહેલું જ્ઞાનધન લોકગમ્ય કરવામાં તેમનો ફાળો અદ્વિતીય છે.

પ્રવર્તકજી મહારાજ તેમની જ્ઞાનોપાસનાની સેવામાં તેમને સવાયો સહકાર આપે એવા "શ્રી જૈન આત્માનંદ ગ્રંથ રત્નમાલા" નામની પોતાના ગુરુના સ્મરણમાં શરૂ થયેલી ગ્રંથમાલાનું સંપાદન કરી શકે એવા વિદ્વાન શિષ્ય મેળવવા ભાગ્યશાળી થયા છે એ એક સુભાગ્ય છે. લીંબડી, છાણી વગેરેનાં જ્ઞાનમંદિરો તેમના સંયુક્ત પરિશ્રમનાં જ ફલ છે. એ વિદ્વાન શિષ્ય-પ્રશિષ્યની પરંપરામાં મુનિશ્રી પુણ્યવિજયજીએ અનેક શાસ્ત્રીય સંપાદનો કરીને તથા જૈન ચિત્રકલ્પદ્રુમમાં પ્રકટ થયેલા "ભારતીય શ્રમણ લેખનકળા" જેવા અપૂર્વ શોધખોળભરેલા લેખો લખીને ગુરુ અને દાદાગુરુનું ગૌરવ વધાર્યું છે.

વડોદરાના જ્ઞાનમંદિરમાં કાંતિવિજયજી મહારાજનો સંગ્રહ, તેમાંની તાડપત્રની પોથીઓને લીધે ખૂબ સમૃદ્ધ છે. એકંદર ૮૯ પોથીઓમાં થઈને સો સવાસો ગ્રંથો ઊતારેલા છે. તે ઉપરાંત ૨૧૯૨ કાગળ ઉપરની પોથીઓ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના ગ્રંથોની છે, અને ૯૯૭ જૂની ગુજરાતી તથા હિંદી ગ્રંથોની છે. આ સંગ્રહમાં ખાસ કરીને પાટણના તથા પૂનાના ભંડારોમાંની દુર્મિળ પોથીઓની નકલો પ્રવર્તકજી મહારાજે મેળવીને રખાવી છે.

પ્રવર્તક મહારાજની દીક્ષાના સહયોગી શ્રી હંસવિજયજીની જન્મભૂમિ પણ વડોદરા છે. પૂર્વાશ્રમમાં એ છોટાલાલ નામધારીના પિતાનું નામ જગજીવનદાસ, માતાનું માણેકબાઈ અને ભાઈઓનાં નામ દલપતભાઈ અને નાનાભાઈ હતા. એમનો જન્મ સં. ૧૯૧૪ ના અષાઢ વદિ અમાસ-દીવાસાને દિવસે થયો હતો. સોળ વર્ષની વયે સુરજબાઈ સાથે લગ્ન થતાં, એ ગૃહસ્થાશ્રમી થયા હતા અને ઝવેરાતનો ધંધો કરતા.

એ અને પ્રવર્તક મહારાજ બન્ને મિત્ર હતા. લગ્ન પછી પાંચે વર્ષે છોટાલાલ છગનલાલ સાથે અંબાલા જેટલે દૂર સ્થળે ઘર છોડી ચાલી નીકળ્યા. 'હંસવિજયજી' નામથી દીક્ષા લેનાર છોટાલાલના પિતા પુત્રસ્નેહને લીધે પાછળ આવી પહોંચ્યા, સંસાર ન છોડવા તેમને વારંવાર સમજાવ્યા; પરંતુ તેમનો નિશ્ચય અડગ રહ્યો. મહારાજશ્રીએ જૈનશાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો. પોતે પ્રકૃતિએ શાંત અને ઉચાવહારી હતા. તેમણે ઘણા ગ્રંથો અને સ્તવનો રચ્યાં છે. વિક્રમ સં. ૧૯૯૦ ના ફાગણ શુદિ ૧૦ રવિવારે પાટણમાં એ સમાધિપૂર્વક સ્વર્ગસ્થ થયા હતા.

श्रीमान् केशरीचंद जुहारमल ललवानी



सेक्रेटरी-श्री आत्मानंद जैन लायब्रेरी

पुनासीटी.



श्री हंसविजयजी फ्री लायब्रेरी-वडोदरा.

[illegible]

श्रीआत्मारामजी महाराज के परमभक्त—
गुजरांवाला (पंजाब) निवासी



लाला नानकचंद

बरड

જ્ઞાનમંદિરમાંનો હંસવિજયજીનો સંગ્રહ પ્રવર્તકજીના જેટલો જ ઉપયોગી અને મહત્ત્વનો છે; તાડપત્ર ઉપરની પોથીઓની સંખ્યા માત્ર ૮ છે; છતાં એમાંની ભગવતીસૂત્ર ની સં. ૧૩૯૬માં ઊતારેલી તાડપત્રની પોથી ખાસ નોંધવા જેવી છે. ૩૬ ઇંચ (ત્રણ ફૂટ) ની લંબાઇવાળાં તાડપત્રો ઉપર આ ગ્રંથ ઊતારવામાં આવ્યો છે. આટલી લંબાઇવાળા તાડપત્રો બહુ વિરલ ગણાય.



બન્ને સંગ્રહોના તાડપત્રો ઉપરના ગ્રંથોની વિશિષ્ટતા એક દૃષ્ટિએ નોંધવા જેવી છે. નાગરી-લિપિમાં લખેલાં તાડપત્રનાં પુસ્તકો વિરલ છે, તેમ જ કલમ અને શાહીથી લખાયલાં તાડ-પત્રનાં પુસ્તકો ગુજરાતમાંથી જ માત્ર મળી આવે છે. ગ્રંથ, શારદા અને એવી બીજી લિપિમાં લખાયલાં બીજાં પુસ્તકો ખીલાથી તાડપત્ર ઉપર કોતરવામાં આવે છે; અને તે ઉપર કવચિત કોઇ રંગનો ભૂકો નાખવામાં આવે છે અથવા રંગનું પોતું ફેરવવામાં આવે છે જેથી કોતરાયલી જગામાં તે ભરાઇ જતાં અક્ષરોનો સ્પષ્ટ ભાસ થઇ શકે છે.

ગુજરાતની તાડપત્રની પોથીઓ તે સાથે સરખાવતાં લિપિમાં તેમ જ લખવાનાં સાધનમાં જુદી પડે છે અને તે ધ્યાનમાં લેતાં જ્ઞાનમંદિરમાંનો તાડપત્ર ઉપરની પોથીઓનો સંગ્રહ, પાટણ, ખંભાત અને જેસલમેરના સંગ્રહો બાદ કરતાં, બહુ મોટો છે. વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરના પોથીખાનામાં દક્ષિણ હિંદની વિવિધ લિપિઓમાં લખાયેલી તાડ-પત્રોની પોથીઓનો જ વિશાળ સંગ્રહ છે; નાગરી લિપિમાં કલમ અને શાહીથી લખાયલું તો જ્ઞાતાસૂત્રનું જ એક માત્ર તાડપત્રીય પુસ્તક છે.

હંસવિજયજી મહારાજના સંગ્રહની કાગળ ઉપરની પોથીઓની સંખ્યા ૪૨૭૮; એમાંનો ઘણો ભાગ જેસલમેરના ભંડારોની અપ્રાપ્ય પ્રતોની નકલોનો બનેલો છે. શ્રી ગાય-કવાડ પ્રાચ્યગ્રંથમાલા ( S. D. Series ) માં પ્રકટ થયેલી જેસલમેર ભાંડાગારીય ગ્રંથ-સૂચીને અંગે અપ્રસિદ્ધ ગ્રંથ અને ગ્રંથકાર પરિચય માટે આ નકલોની સારી મદદ સંપા-દક પંડિત શ્રી લાલચંદ ગાંધીને થયેલી છે. હંસવિજયજીના નામથી એક મફત વાચના-લય વડોદરામાં તેમ જ અમદાવાદમાં સ્થપાયેલું છે.

આ પ્રકારની વિશિષ્ટતાવાળા જ્ઞાનમંદિરનું મહત્ત્વ તેની મુલાકાતે આવેલા રાજવીઓ અને વિદ્વાન્ સાક્ષરોનાં નામો ઉપરથી સહજ ખ્યાલમાં આવે તેમ છે. ગુર્જરેશ્વર શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, તથા ઇંદોરનરેશે શરૂઆતમાં મંદિરની મુલાકાત લીધી હતી; અને તેમાંના ઉત્તમ ગ્રંથોના પ્રકાશન સંબંધે પ્રબંધ કરવા સૂચના કરી હતી.

જર્મનીની હામબર્ગ યુનિવર્સિટીના પ્રો. શુબ્રીંગ, પી. એચ. ડી. પ્રાગ યુનિવર્સિટીના પ્રો. ઓટો સ્ટાઇન, અમેરિકામાં ફિલાડેલફીયાની પેન્સીલવેનિયા યુનિવર્સિટીના પ્રો. નોરમન બ્રાઉન, લંડનની ઇંડિયા ઓફીસવાળા ડૉ. થોમસ, અમેરિકન વિદ્યાપીઠની મીસ હેલન જોન્સન મીસ ક્રાઉઝે, પુરાતત્ત્વખાતાવાળા ડૉ. હીરાનંદ શાસ્ત્રી એવા અનેક વિદ્વાનોએ આ સરસ્વતીમંદિરનાં દર્શન કરી પ્રેરણા મેળવી છે.

જ્ઞાનભંડારનાં પુસ્તકોને, સુરક્ષિત રહે તે માટે કાગળ વીંટાવી પાટલીઓ સાથે કપડામાં વીંટી રાખવામાં આવેલાં છે. સુંદર સુખડની પેટીમાં ઉપર ગણાવેલા ભગવતીસૂત્રની તાડપત્રીય પોથી સુરક્ષિત છે, તેમ જ મખમલની પેટીઓ પણ કેટલીક પોથીઓ માટે બનાવેલી છે; બન્ને સંગ્રહોની કોષ્ટકરૂપે યાદીઓ તૈયાર થયેલી છે. તેમાંથી કેટલાંક અનેક દૃષ્ટિએ ઉપયોગી એવાં અપ્રકટ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂની ગુજરાતીનાં પુસ્તકોની નોંધ જ્ઞાનતીર્થ જેવા જ્ઞાનમંદિરમાંથી અંજલિપાન કરી આ સાથે જોડવા ઇચ્છા હતી; પરંતુ સમય તથા સ્થલના સંકોચને લીધે એ કાર્ય બીજા કોઈ પ્રસંગ માટે રાખવું પડ્યું છે.

જ્ઞાનમંદિરમાંના ગ્રંથોની સંરક્ષણ પદ્ધતિ સુલભ અને અનુકરણીય છે.

પ્રસ્તુત જ્ઞાનમંદિરની મુલાકાત લેવાનો યોગ મને કાર્તક સુદિ ૫–જ્ઞાનપંચમીને દિવસે પ્રાપ્ત થયેલ હતો. જ્ઞાનની ઉપાસનાનું માહાત્મ્ય જેમને ખૂબ જાણીતું છે તેમને નીચેનો પ્રસિદ્ધ દુહો સંભારવાની જરૂર રહેતી નથી.

જ્ઞાન સમું કોઇ ધન નહિ, સમતા સમું નહિં સુખ;
જીવિત સમ આશા નહિં, લોભ સમું નહિ દુઃખ.

તે જ્ઞાનોપાસનાની પુણ્યતિથિના સંભારણારૂપ ફોટોગ્રાફ અંતમાં ઉમેરી આ પરિચય-લેખ બંધ કરું છું.



# પ્રભાવક જ્યોતિર્ધર

[ લેખકઃ-પંડિત શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર-વડોદરા. ]



[ લેખક મહાશય એક સુપ્રસિદ્ધ જૈન પંડિત છે; તેમણે વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિર ( Oriental Institute ) માં એક અધિકારી પંડિત તરીકે રહીને અનેક પુસ્તકો ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝમાં સંશોધિત કરેલ છે. દા. ત. નલવિલાસ નાટ્યદર્પણ, જેસલમેર અને પાટણ ભાંડાગારીય પુસ્તક સૂચીઓ, અપભ્રંશ કાવ્યત્રયી વગેરે; તદુપરાંત વિધવિધ લેખમાળાઃ દા. ત. સિદ્ધરાજ અને જૈનો, નિબંધ અને લેખો લખેલ છે કે જેની ટીપ હમણાં બહાર પડેલ મહામંત્રી તેજપાલના સંબંધી તેમના નિબંધમાં છેવટે આપી છે. આ લેખમાં જે જૈનાચાર્યો સંબંધી વકતવ્ય કરવામાં આવ્યું છે, તે મૂળભૂત પ્રામાણિક ગ્રંથોના અવતરણો તરીકે કરેલું હોઇ અતિ વિશ્વસનીય છે અને જૈન ઇતિહાસમાં આધારરૂપ છે. એ લગભગ બધાનો ઉલ્લેખ મારા 'જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ' માં કરવામાં આવ્યો છે. —**સંપાદક.** ]

**વિક્રમની વીસમી સદીના ધર્મવીર પ્રભાવક જ્યોતિર્ધર સદ્ગત જૈનાચાર્ય શ્રી વિજયાનંદ ( આત્માનંદ–આત્મારામજી મહારાજ ) સૂરિજીના પ્રસ્તુત જન્મ–શતાબ્દિ–સ્મારક મંગલ મહોત્સવ–પ્રસંગે પ્રાચીન 'પ્રભાવક જ્યોતિર્ધર જૈનાચાર્યો'નું સંસ્મરણ કરવા પ્રેરાઉં છું.**

## જૈનાચાર્યો કેવા હોય ?

**જૈનાચાર્યો એટલે અમુકના જ નહિ, પરંતુ સમસ્ત જન–સમાજના કિંવા જગત્‌ના તારણહાર પરમ શુભેચ્છકો, સમભાવના સમુપાસકો, ઇંદ્રિય–દમનપૂર્વક મન, વચન અને**

કાયાદ્વારા પાપકારી પ્રવૃત્તિયોને આજીવન પરિહરનારા, શુભ પ્રવૃત્તિયોને સમાચરનારા, પરોપકાર–પરાયણ વિશ્વ–બંધુઓ, કષાયકલુષિતતાથી દૂર રહેનારા કરુણા–સાગર કલ્યાણ મિત્રો, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહતા જેવાં મહાવ્રતોનું પરિપાલન કરનારા, સદાચારમાં સ્વયં પ્રવૃત્ત થઇ, સદાચાર દર્શાવી અન્ય જનોને સદાચારમાં પ્રવર્તાવનારા; તીર્થંકરોના ગંભીર જવાબદારીભર્યા માનવંતા પ્રતિનિધિત્વને ખરી વફાદારીથી દીપાવનારા, શ્રમણ ભગવાન મહાવીરના વિશ્વ–વાત્સલ્યભર્યા સનાતનસિદ્ધ ધર્મ–અહિંસા–મંત્ર–સંદેશનો વિશ્વમાં પ્રચાર કરનારા, વૈર–વિરોધનો વિચ્છેદ–વિનાશ કરી–કરાવી વિશ્વમાં શાંતિ વિસ્તારનારા, વિશિષ્ટ સદ્ગુણોથી વિભૂષિત થઇ, ગચ્છ–ગણ–સાધુસમુદાયને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ–કર્તવ્યજ્ઞાન આપી તેની સાર–સંભાળ–સંરક્ષા–વ્યવસ્થા કરી, મહાવીરની પરમપવિત્ર પટ્ટ–પરંપરાને દીપાવનારા, વિવિધ વાઙ્મય, વિવિધદેશ–ભાષા, વિવિધ દેશાચાર વિચારમાં વિજ્ઞ બની વિશ્વ–હિત માટે વિવિધ દેશોમાં વિચરનારા, પ્રશસ્ત મનોયોગથી, માધુર્યભરી હૃદયાહ્લાદક હિતકર વાણીથી અને પ્રભાવક શક્તિથી પ્રબોધ આપી જન–સમાજને જૈન–પ્રવચનનું પીયૂષ–પાન કરાવનારા અને એ તરફ આકર્ષનારા મહાપુરુષો હોય છે; જેમના સદ્ગુણોનું વર્ણન અનેક ગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે. નમન કરવા યોગ્ય, પંચ પરમેષ્ઠીઓમાં મહામાન્ય સદાસ્મરણીય મંગલમય નમસ્કાર મંત્રમાં અને સિદ્ધચક્ર–મંડલમાં જેમનું પ્રતિષ્ઠિત સ્થાન અને શાશ્વત સંસ્મરણ છે; તે, રાગ–દ્વેષાદિ દોષરહિત જિનદેવોના પવિત્ર શાસનને શોભાવનારા આચાર્યો શ્રીસંઘ પર પોતાની અમૃતમય મંગલમય દિવ્ય જ્યોતિનો પ્રકાશ પ્રકટાવો.

## પ્રભાવનાનાં સાધનો

જૈન–શાસનરૂપી ગગનાંગણમાં પ્રકટેલી પ્રકાશમાન જળહળતી એ દિવ્યજ્યોતિર્મય વિભૂતિયોએ પરસિદ્ધાંતના તાત્ત્વિક બોધ સાથે ઉત્કૃષ્ટ પ્રવચન–જ્ઞાનદ્વારા, સંવેગ–નિર્વેદ–જનક ધર્મપ્રેરક પ્રશસ્ત ધર્મકથાઓદ્વારા, પ્રશંસનીય વિજયદાયિની વાદશક્તિદ્વારા, સુનિશ્ચિત અદ્ભુત નિમિત્તજ્ઞાનના પ્રસંગાનુસારિ પ્રકાશનદ્વારા, પ્રશંસાપાત્ર ઉચ્ચ પ્રકારની તપઃશક્તિથી, વંદનીય વિવિધ વિદ્યાઓ અને સિદ્ધિઓથી તથા સદ્ભાવજનક ઉત્કૃષ્ટ કવિત્વશક્તિથી પોતાની પ્રભાવકતાનો પરિચય કરાવી, ગણ–સંમત, રાજ–સંમત અને લોક–સંમત થઇ જૈનશાસનને પ્રભાવિત કર્યું છે–પ્રભાવશાલિ–ઉજ્જ્વલ કીર્તિશાલિ તરીકે ઉદ્યોતિત કર્યું છે.

## વિજયના પ્રસંગો

વિશ્વહિતકારક પરમપવિત્ર કર્તવ્યધર્મ બજાવતાં, આવી પડતાં વિઘ્નોને ઝીલતાં, અસહિષ્ણુ, અજ્ઞાની, વિદ્વેષી પ્રતિપક્ષીઓ તરફથી કરાતા મિથ્યા આક્ષેપો અને વિવિધ પ્રકારનાં આક્રમણોના વિષમ પ્રસંગે પણ જેઓએ અદ્ભુત ધૈર્યથી, દીર્ઘદર્શી ડહાપણથી, સમયસૂચકતાથી, પ્રબલ યુક્તિયો અને પ્રમાણોનાં સાધનોથી, નિષ્પક્ષપાત નિરીક્ષણથી અને ઉચ્ચ પ્રકારની કર્તવ્ય નિષ્ઠતાથી અવિચલ રહેતાં પરિણામે વિજય પ્રવર્તાવ્યો છે. નિર્દોષ જૈન–શાસનને

ડાઘ ન લાગવા દેતાં '**न्याय्यत्वादेव जय्यं न खलु खलगिरां शासनं जैनचन्द्रम्**' એ સૂક્તને સત્ય સિદ્ધ કરી દર્શાવ્યું છે.

### ધર્મનાં ખુલ્લાં દ્વારો

જિનદેવોએ–તીર્થંકરોએ ધર્મનાં દ્વાર સર્વ કોઇ માટે ખુલ્લાં રાખ્યાં છે એમ તેમનાં સમવસરણનાં ઉચ્ચ પ્રકારનાં વ્યાખ્યાનપીઠોનાં ધર્મદેશનાભૂમિની યોજનાઓનાં મળતાં વર્ણનોથી અને વિવિધ વર્ણના મનુષ્યોએ કરેલા જૈનધર્મના સ્વીકારના ઐતિહાસિક ઉલ્લેખોથી સુસ્પષ્ટ છે.

## વિક્રમ સંવત્–પૂર્વે

### મહાવીરના ગણધરો અને પટ્ટધરો

અનેક રાજા–મહારાજાઓ વિગેરેને પ્રતિબોધ આપનાર **ચરમતીર્થંકર** ક્ષત્રિય મહા-પુરુષ શ્રમણ ભગવાન **મહાવીરના** પવિત્ર પાદપીઠને તથા સન્માનનીય પટ્ટને પ્રારંભમાં વેદ–વેદાંગવિદ્ વિદ્વદ્રત્ન ઇંદ્રભૂતિ ગૌતમ વિગેરેએ અને **સુધર્મા** જેવા સુધર્મનિષ્ઠ મુમુક્ષુ બ્રાહ્મણોએ હજારોની સંખ્યાવાળા બહોળા શિષ્ય–પરિવાર સાથે વિભૂષિત કર્યું ( કરી ): તીર્થંકરની ગંભીર ત્રિપદી પરથી વિશાલ દ્વાદશાંગી ( જૈનસિદ્ધાંત ) ની રચના કરનાર ઉચ્ચકોટિના ૧૧ વિદ્વચ્છિરોમણિ જૈન–શાસનના મહારથી પૂજ્યપદારૂઢ ગણધરો થયા પછી એ જ મહાજનોના માન્યમાર્ગે સત્યતત્ત્વવિચારક અને પરીક્ષક **દશવૈકાલિક સૂત્રકાર શય્યંભવ** જેવા અને નિર્યુક્તિકાર **ભદ્રબાહુસ્વામી** જેવા શ્રુતકેવલી મહાનુભાવ વિચર્યા હતા.

## વિક્રમની ૧ લી થી ૧૦ મી સદી સુધીમાં

### સુયશસ્વી જૈનાચાર્યો

ત્યાર પછી **ન્યાયાવતાર–સન્મતિકાર સિદ્ધસેન દિવાકર** જેવા સમર્થ સુયશસ્વી તાર્કિક અને કવીશ્વરે, હરિભદ્રસૂરિ જેવા અસાધારણ ગ્રંથકારે, કવિરત્ન **ધનપાલના** સુબંધુ મુનિ **શોભને**, જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ જેવા બહુ બુદ્ધિશાલી અદ્વિતીય બંધુ યુગલે અને એવા બીજા અનેક વિદ્વદ્રત્ન બ્રાહ્મણોએ વિશ્વધર્મ–જૈનધર્મની વિચક્ષણતાથી નિષ્પ-ક્ષપાત પરીક્ષા કરી–તેના પરિણામે તેની સર્વોત્કૃષ્ટતા પ્રતિભાસતાં તેનો સત્કાર–સ્વીકાર કર્યો. પોતાને સાચા માહણ તરીકે પ્રસિદ્ધ કરી વંદનીય જૈનાચાર્ય–પદવીને શોભાવી જૈનશાસનની જયપતાકાને–કીર્તિપતાકાને દિગંતમાં ફરકાવી હતી. જૈન સિદ્ધાન્તસૂત્રોના ભાષ્યકાર, ચૂર્ણિકાર, વ્યાખ્યાકારો અને તેના વિવિધ અંશો લઈ વિસ્તૃત કે સંક્ષિપ્ત હજારો ગ્રંથો રચનારા સેંકડો વિદ્વાનોએ સ્વૈર વિચરતી એ વૈજયન્તીને અસ્ખલિત વિહરવા અવકાશ આપી અવલંબન આપ્યું હતું. પાછળના આચાર્યોને ઉચ્ચ પ્રકારની પ્રેરણા આપતી અને

સાનમાં કંઈક સમજાવતી એ વિજયવતી જૈન–પતાકા જગતમાં ચિરસ્મરણીય રહી **यावच्चन्द्र–दिवाकरौ** ફરકતી રહે–એમ ઇચ્છીશું.

જેઓએ પરોપકારાર્થે અસાધારણ ગ્રંથો રચ્યા હતા, જેઓએ સેંકડો મંદિરો અને હજારો જિન–મૂર્તિઓને પ્રતિષ્ઠિત કરી હતી, ઉચ્ચ રાજ્યાધિકારીઓ તથા મહર્ધિક શ્રીમાનો, સંઘપતિઓ જેમના સદુપદેશથી અને સચ્ચરિત્રથી ભક્તો બન્યા હતા, જેમના સદુપદેશથી તીર્થયાત્રાના મોટા આડંબરવાળા સંઘો નીકળ્યા હતા અને જેમના પ્રવ્રજ્યા–મહોત્સવો, પદમહોત્સવો અને પરલોક–પ્રયાણના પ્રસંગોમાં શ્રદ્ધાળુ **શ્રી જૈનસંઘે** અને શ્રીમાન્ ભક્ત-જનોએ ઉચ્ચ ભક્તિભાવ દર્શાવ્યો હતો, સાધર્મિક–વાત્સલ્યો કર્યાં હતાં અને સમયોચિત દાનાદિ અનેક સત્કર્તવ્યો કરી ઉદારચિત્તે પુણ્યપ્રાપ્ત પ્રકૃતિ ચંચલલક્ષ્મીના લહાવા લીધા હતા–એ મહાનુભાવ આચાર્યોના સંબંધમાં ઉલ્લેખો કરવાનું અહિં બની શકે નહિ.

## રાજમાન્ય જૈનાચાર્યો

જેઓએ પોતાની વિચક્ષણ વિદ્વત્તાથી, અવિચલ વિશુદ્ધ શ્રદ્ધાથી અને ઉત્કૃષ્ટ સુચારિત્રથી રાજા મહારાજાઓ પર પ્રબલ પ્રભાવ પાડ્યો, રાજા–મહારાજાઓ દ્વારા અનેક સત્કર્તવ્યો કરાવ્યાં, રાજા–મહારાજાઓના શ્રેષ્ઠ સન્માન–સત્કારને પ્રાપ્ત કરવાં છતાં જેઓએ લેશમાત્ર અભિમાન આણ્યું નહિ, રાજા–મહારાજાઓને ધાર્મિક પ્રબોધ આપી માત્ર તેમને જ નહિ, '**यथा राजा तथा प्रजा**' ઉક્તિ પ્રમાણે તેમની સમસ્ત પ્રજાને પણ સુધાર્મિક કરવા તેમને સન્માર્ગે ચડાવવા જેઓએ સુયત્નો કર્યા, રાજા–મહારાજાઓની વિચક્ષણ વાદીઓ અને વિવિધમતાનુયાયી વિજ્ઞોથી ભરેલી રાજસભાઓમાં ક્ષોભ ન પામતાં જેઓએ વિજય–સ્તંભ રોપ્યો, અહિંસાધર્મનું સાચું રહસ્ય સમજાવ્યું, આર્હતદર્શનનું–અનેકાન્તદર્શનનું વાસ્તવિક ગૌરવ જેમણે પ્રમાણ–પ્રતિષ્ઠિત કર્યું, જેમના સદુપદેશથી અમારિ–અહિંસા અભયદાનની ઉદ્‌ઘોષણાઓ પ્રકટી અને સમસ્ત પ્રાણિગણ નિર્ભય થયો, જેમના સદુપદેશથી રાજા–મહારાજાઓને પોતાની મનુષ્ય પ્રજાની જેમ નિર્દોષ અવાચક કૃપાપાત્ર પશુ, પક્ષી, જલચર જેવી અન્ય પ્રાણિગણરૂપ પ્રજાની કિંમતી જીંદગી તરફ પણ દયાળુ થવાનું સૂઝ્યું, ધર્મ-નિમિત્તે કે દેવ–દેવીને બલિદાન દેવાને બહાને થતો સંહાર જેમના સદુપદેશથી અટક્યો, વિશ્વમૈત્રીના વિશાલ સિદ્ધાન્તને વિસ્તારનાર તે રાજમાન્ય ધર્મધુરંધર પ્રાચીન ધર્માચાર્યો-માંથી કેટલાક શ્વે. જૈનાચાર્યોનું જ સંસ્મરણ કિંવા માત્ર નામ–કીર્તન જ અહિં કરી શકાય.

## સ્થૂલભદ્ર

મહાસમ્રાટ્ નંદરાજ દ્વારા અપાતી મંત્રિરાજની મુદ્રા સ્વીકારવા સંબંધમાં આલોચના કરતાં શ્રમણરાજની મુદ્રાને શ્રેષ્ઠ ગણી સ્વીકારનાર, દુષ્કરદુષ્કરકારક, મંત્રીશ્વર શકટાલના નંદન આર્ય સ્થૂલભદ્ર.

## સુહસ્તી

જેમના ચરણ-કમલની સેવાથી સુસમૃદ્ધ સામ્રાજ્ય પ્રાપ્ત થતાં મહારાજા સંપ્રતિએ અર્ધભારતનાં પ્રત્યેક નગર, ગામ વિગેરેને જિનચૈત્યોથી વિભૂષિત કર્યાં-તે દીર્ઘદર્શી આર્ય સુહસ્તી.

## પાલિત્તસૂરિ

પ્રતિષ્ઠાનપત્તન ( પેઠણ, દક્ષિણ )ના સમ્રાટ્ હાલ ( શાલિવાહન )થી સારી રીતે સન્માનિત થયેલા તથા પાટલિપુત્ર ( પટણા ) ના પૃથ્વીપતિ મુરુંડરાજ વિગેરેના પ્રીતિ-પાત્ર, વ્યોમવિહારી તરંગવતીકથાકાર પ્રખ્યાત પાલિત્ત ( પાદલિપ્ત ) સૂરિ.

## કાલકાચાર્ય

શાલિવાહનની પ્રાર્થનાથી પ્રતિષ્ઠાનપત્તનમાં સંઘના આદેશપૂર્વક પર્યુષણાપર્વને પંચમીના સ્થાને ચતુર્થીમાં પ્રવર્તાવનાર તથા ઉજ્જયિની ( માળવા )ના ઉન્મત્ત અનીતિ-માન્ રાજા ગર્દભિલ્લને પારસકૂલના ભક્ત શક-શાહિરાજાઓ દ્વારા પદભ્રષ્ટ-રાજ્યભ્રષ્ટ કરાવનાર પ્રસિદ્ધ ક્ષત્રિય કાલકાચાર્ય.

## સિદ્ધસેન દિવાકર

ઉજ્જયિની ( માળવા )ના સંવત્-પ્રવર્તક સુપ્રખ્યાત વિક્રમાદિત્યથી વિશિષ્ટ સત્કાર પ્રાપ્ત કરનાર દક્ષિણાપથમાં દિવંગત થયેલા સુપ્રસિદ્ધ સિદ્ધસેન દિવાકર.

## વજ્રસ્વામી

અનેક પ્રકારે જૈન-શાસનની પ્રભાવના કરનાર, દુર્ભિક્ષના વિષમ સમયમાં શ્રી સંઘને સુભિક્ષ પુરીમાં લઇ જઇ સુરક્ષા કરનાર આકાશમાર્ગે વિચરનાર, પુરીના બૌદ્ધ રાજાને પ્રજા સાથે જૈન બનાવનાર આર્યવજ્ર.

## બપ્પુટાચાર્ય

ગુડસત્થ ( ગુડશસ્ત્ર ) પુરના વેણિવત્સરાજ રાજાએ જેની વિદ્યાનું અદ્ભુત માહા-ત્મ્ય જોઇ વીતરાગ ( જિન ) મત સ્વીકાર્યો અને સમીપના પર્વત પર પોતે પૂર્વે કરા-વેલા બુદ્ધદેવી તારાના મંદિરને લીધે તારાપુર નામથી ઓળખાતા સ્થાન (તારંગા)માં પાછળથી તેણે જ સિદ્ધાયિકાનું ભવન કરાવ્યું; ( જે સ્થાનને કાલવશાત્ દિગંબરોએ ગ્રહણ કર્યું હતું, પરંતુ પાછળથી જ્યાં કુમારપાલ ભૂપાલે જસદેવના પુત્ર અભય દંડનાયક દ્વારા અજિત જિનેંદ્રનું ઉંચું મંદિર કરાવ્યું હતું ) તે રાજ-પ્રતિબોધક વિદ્યાસિદ્ધ આર્ય બપ્પુટાચાર્ય

## મલ્લવાદી અને ધનેશ્વરસૂરિ

વલભી ( વળા, સોરઠ)ના સ્વામી શિલાદિત્યદ્વારા સત્કૃત થયેલા, વાદમાં બૌદ્ધો પર વિજય પ્રાપ્ત કરનાર, નયચક્રકાર મહાન્ તાર્કિક મલ્લવાદી અને શત્રુંજય-માહાત્મ્ય રચનાર ધનેશ્વરસૂરિ.

## માનતુંગસૂરિ

વારાણસીના શ્રી હર્ષદેવના માનનીય, સૂર્યશતકદ્વારા કુષ્ઠરોગને દૂર કરનાર મહાન્ કવિ મયૂર તથા ચંડીશતકદ્વારા હાથ-પગને પુનઃ પ્રાપ્ત કરનાર બાણભટ્ટ જેવા સિદ્ધકવિ સામે ભક્તામર ( આદીશ્વર-સ્તોત્ર )દ્વારા શૃંખલાદિ વેષ્ટનો અને નિગડાદિ બંધનોથી ચમત્કારક રીતે નિર્મુક્ત થઇ જૈન-શાસનનો અતિશય મહિમા વધારનાર, ભયહરસ્તોત્ર-દ્વારા ભય હરનાર માનતુંગસૂરિ.

## હરિગુપ્તાચાર્ય

ઉત્તરાપથમાં ચંદ્રભાગા નદીના તીર પર રહેલી પવ્વઇયા નામની રાજધાનીમાં રહી પૃથ્વીનું પાલન કરનારા તોરરાજે જેમને પોતાની નગરીમાં નિવેશ આપ્યો હતો-તે તોરરાજના ગુરુ આચાર્ય હરિગુપ્ત.

## બપ્પભટ્ટિસૂરિ

ગોપાગરિ ( ગવાલિયર )ના મહારાજ આમરાજ ( નાગાવલોક )ના પરમ માનનીય પરમ સન્મિત્ર તથા ગૌડના ધર્મરાજ તથા કવિરાજ વાક્પતિરાજ આદિને ઉચ્ચ તાત્ત્વિક પ્રતિબોધ આપનાર કવીશ્વર બપ્પભટ્ટિસૂરિ ( ભદ્રકીર્તિ ).

## આચાર્ય શીલાંક

અણહિલવાડ પાટણ (ગુજરાતની પ્રાચીન રાજધાની)ના સ્થાપક ગૂર્જરેશ્વર વનરાજ ચાવડાના પાલક પ્રોત્સાહક આશ્રયદાતા પ્રસિદ્ધ શીલગુણસૂરિ અપરનામ વિમલમતિ કવિ શીલાંક-આચારાંગ-સૂત્રકૃતાંગ વિગેરેના વ્યાખ્યાતા અને ચઉપ્પન્ન-મહાપુરિસચરિય જેવા મહાગ્રંથના નિર્માતા.

# વિક્રમની ૧૧ મી સદીમાં

## પ્રદ્યુમ્નસૂરિ

તલપાટકમાં અલ્લુકરાજ (મેવાડના આલ્લુરાવળ વિ. સં. ૧૦૦૮ થી ૧૦)ની સભામાં, વાદ જીતીને દિગંબરોએ દબાવેલા ચૈત્યપટ્ટને ગ્રહણ કરનાર તથા સપાદલક્ષ (સેવાલિક),

ગોપાલ[ગિરિ] (ગવાલિયર) અને ત્રિભુવનગિરિ (તિહુણગિર) વિગેરે દેશોના રાજાઓને ૮૪ વાદ-વિજયદ્વારા રંજિત કરનાર રાજગચ્છના પ્રદ્યુમ્નસૂરિ.

## ધનેશ્વરસૂરિ વિગેરે

માલવાના મહીશ મુંજરાજ અને મહારાજા ભોજની રાજસભામાં વાદમાં જયલક્ષ્મી વરનાર, ત્રિભુવનગિરિના નરેશ કર્દમ ભૂપતિ-રાજગચ્છના નાયક રાજર્ષિ ધનેશ્વરસૂરિ તથા ભોજના મનમાં વાસ કરનાર દેવભદ્ર વિગેરે.

ગૂર્જરેશ્વર ભીમદેવથી સન્માનિત અને માલવેશ્વર ભોજની વિદ્વત્સભાને પ્રતિભાથી પરાભૂત કરનાર ગોવિંદાચાર્ય, સૂરાચાર્ય, વાદિવેતાલ શાંતિસૂરિ, મહેન્દ્રસૂરિ વિગેરે.

## વિજયસિંહાચાર્ય

શીઘ્રકવિત્વશક્તિથી પરમ પ્રકર્ષ પામેલા જે કવિને તેના ખડ્ગકાવ્યથી પરિતુષ્ટ થઈ મહારાજા નાગાર્જુનરાજે 'ખડ્ગાચાર્ય' બિરૂદ આપ્યું હતું અને લાટેશ્વર વત્સરાજના મિત્ર કવિ સોઢ્ઢલે ઉદયસુંદરીકથા (ગા. ઓ. સિ. પૃ. ૧૫૫) માં મિત્ર તરીકે જેમનું સંસ્મરણ કર્યું છે; તે વિજયશીલ વિજયસિંહાચાર્ય.

## જિનેશ્વરસૂરિ

અણહિલવાડ પાટણ (ગુજરાત) માં ગૂર્જરેશ્વર સોલંકી દુર્લભરાજની વિચક્ષણ પંડિતોવાળી રાજસભામાં ચૈત્યવાસીઓ સાથેના વાદમાં વિજયશાલી થનાર જિનેશ્વરસૂરિ.

# વિક્રમની ૧૨ મી સદીમાં.

## મલધારી અભયદેવસૂરિ

જેમના સદુપદેશથી પ્રતાપી ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહે પોતાના સમસ્ત દેશમાં એકાદશી અને પર્યુષણા જેવા દિવસોમાં શાસનદાનપૂર્વક અમારિ (અહિંસા) કરાવી હતી.

જેમના સંદેશ(લેખ)થી પણ શાકંભરીશ્વર પૃથ્વીરાજ રાજાએ રણથંભોરમાં જિનાલય પર સોનાનો કળશ ચડાવ્યો હતો.

ગોપગિરિ (ગવાલિયર)ના શિખર પર રહેલ ચરમજિન (મહાવીર)ના મંદિરના (કુત્સિત રાજદ્વારીઓએ ચિરકાલ અવરુદ્ધ કરેલા) દ્વારને જેણે ત્યાં જઇ ભુવનપાલ નામના રાજાને કહી અતિશય પ્રયત્નપૂર્વક ખુલ્લું કરાવ્યું હતું.

જેમના સ્વર્ગગમન-સમયની સ્મશાનયાત્રા-વિભૂતિને રાજા જયસિંહે (સિદ્ધરાજે) પરિજન સાથે પ્રાકાર (કોટ) ના પશ્ચિમ અટ્ટાલક પર રહીને જોઇ હતી અને જે નિર્ગ્રન્થના

નિઃસ્પૃહતાદિ ઉચ્ચ સદ્ગુણોનું સદ્ભૂત વર્ણન પ્રત્યક્ષ અવલોકનકાર મધ્યસ્થ કવિરત્નદ્વારા સૂચિત થઇ ઉપલબ્ધ થાય છે, તે કર્ણદેવદ્વારા **મલધારી** બિરૂદ મેળવનાર **હર્ષપુરીય** ગચ્છના **અભયદેવસૂરિ.**

## મલધારી હેમચંદ્રસૂરિ—

જે ( સૂરિ ) ના વ્યાખ્યાન ગુણની પ્રસિદ્ધિ સાંભળીને, ગૂર્જરનરેન્દ્ર **જયસિંહદેવ**, ગુણીજનોના મનને ચમત્કાર ઉપજાવતો, પરિવાર સાથે સ્વયમેવ જિનમંદિરે આવતો અને લાંબા વખત સુધી સ્વસ્થ ચિત્તે ધર્મકથા સાંભળતો હતો. જે ( સૂરિ ) નાં દર્શન માટે ઉત્કંઠિત મનવાળો થઇ, કેટલીય વાર સ્વયં વસતિ ( ઉપાશ્રય ) માં આવી ચિરકાલ સંલાપ કરતો હતો.

સિદ્ધરાજ જયસિંહે અભ્યર્થના કરી પોતાના રાજ–મહાલયમાં આમંત્રણ કરી જે ( સૂરિ ) નું માનભર્યું સ્વાગત કર્યું હતું, સોનાના વિશાલ ભાજનમાં સ્થાપેલ અર્ઘ્યને આરતીની જેમ ભમાડી જેમના ચરણે ભક્તિપૂર્વક ધર્યું હતું, અને બહુમાન–ભક્તિભર્યા શબ્દો ઉચ્ચારતાં, થાળમાં પીરસાઇ આવેલ આહાર જેમને પોતાને હાથે અર્પણ કર્યો હતો.

જેણે જયસિંહ રાજાને કહી તેના સકલ મંડલમાં રહેલાં જિનમંદિરો પર દેદીપ્યમાન સોનાના કલશો ચડાવ્યા હતા.

ધંધુકા, સાચોર વિગેરે સ્થાનોમાં અન્ય તીર્થીઓ ( મતાનુયાયીઓ ) દ્વારા કરાતી પીડાથી જેણે જિન–શાસનની રક્ષા કરી હતી.

કુત્સિત અધિકારીઓ દ્વારા જિન–શાસનની ભંગાતી દેવદાય ( દેવ માટે ઠરેલ દાન–આવક ) ને જેણે જયસિંહ રાજા દ્વારા નિવારી હતી–જિન–શાસનનો થતો પરિભવ જેણે અટકાવ્યો હતો.

અણહિલવાડ પાટણના શ્રીમાન્ જૈન સંઘ સાથે યાત્રાએ જતાં, વણથલીમાં પડાવ નાખતાં સંઘની વિભૂતિથી લલચાયેલા, સોરઠના સ્વામી રા'ખેંગારને પ્રસંગોપાત્ત મળી, પ્રતિબોધ આપી જેણે સંઘને ઋદ્ધિ સાથે મુક્ત કરાવ્યો હતો, જેણે લક્ષાવધિ શ્લોકોવાળા મહત્ત્વના ગ્રંથોની રચના કરી હતી, જેની સ્મશાન–યાત્રામાં અનુગમન કરી ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહે જેનું ગૌરવ કર્યું હતું, તે પૂર્વોક્ત **અભયદેવસૂરિ**ના શિષ્ય **મલધારી** નામથી પ્રસિદ્ધ હેમચંદ્રસૂરિ.

## વાદિ દેવસૂરિ

ગૂર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની રાજ–સભામાં દિગંબર વાદીન્દ્ર કુમુદચંદ્ર સાથેના વાદમાં સ્ત્રીનિર્વાણનું સમર્થન કરી વિજય સ્તંભ રોપનાર પ્રસિદ્ધ વાદી **દેવસૂરિ.**

## કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય

જેણે, ગૂર્જરેશ્વર સિદ્ધરાજની અભ્યર્થનાથી સાંગ સુવૃત્તિ–સુગમ **સિદ્ધહેમશબ્દાનુશાસન** રચ્યું અને જેના શબ્દાનુશાસનને સિદ્ધરાજે પટ્ટહસ્તી પર સ્થાપી સન્માનિત કર્યું. જેમના સદુપદેશથી સિદ્ધરાજે સિદ્ધપુરમાં સિદ્ધવિહાર ( મહાવીર જિન–મંદિર ) તથા પાટણમાં રાજ–વિહાર ( જિનમંદિર ) કરાવ્યું, તે કલિકાલ સર્વજ્ઞ નામથી પ્રખ્યાત **હેમચંદ્રાચાર્ય.**

## ધર્મઘોષસૂરિ

સિદ્ધરાજ જયસિંહથી સન્માનિત, પૂર્ણિમા પક્ષ–પ્રકાશક **ચંદ્રપ્રભસૂરિના** શિષ્ય **ધર્મઘોષસૂરિ.**

## આનંદસૂરિ અને અમરચંદ્રસૂરિ

સિદ્ધરાજની રાજ–સભામાં જેમની સરસ્વતી પ્રસરતાં પ્રાજ્ઞો નમ્ર બન્યા હતા, બાલ્ય-વયમાં પણ વાદીરૂપી મદમત્ત ગજો સામે વિક્રમ દર્શાવતાં જેમને સિદ્ધરાજે ' વ્યાઘ્રશિશુ ' અને ' સિંહશિશુ ' બિરૂદો આપ્યાં હતાં–તે **નાગેન્દ્ર** ગચ્છના **શાંતિસૂરિના** પટ્ટધરો [1]**આનંદસૂરિ** અને **અમરચંદ્રસૂરિ.** જેમના શિષ્ય હરિભદ્રસૂરિ કલિકાલગૌતમ જેવી સચ્ચ-

૧ આ સિવાય સિદ્ધરાજના સમકાલીન અન્ય આનંદસૂરિ, બૃહદ્ગચ્છના સુપ્રસિદ્ધ મુનિચંદ્રસૂરિના ગુરૂબંધુ હતા, જે તેમનાથી શિક્ષિત, દીક્ષિત અને સૂરિપદ પર પ્રતિષ્ઠિત થયેલા હતા. ત્રીજા આનંદ-સૂરિ, વિક્રમની તેરમી સદીમાં ધર્મઘોષસૂરિના અનુયાયીઓમાં થઇ ગયા–જે સર્વ સચ્ચરિત્ર પૂજ્ય પુરુષો હતા, તેવા ઐ. ઉલ્લેખો પ્રાપ્ત થાય છે અને બીજી રીતે જૈનાચાર્યોની આચરણશૈલી સ્વાભાવિક રીતે જ ઉચ્ચપ્રકારની હોય છે. આમ હોવા છતાં આ એ. પવિત્ર નામનો અન્યત્ર દુરુપયોગ થયો છે. એથી અહિં એક ભ્રમ નિવારવાનું ઉચિત વિચારૂં છું. ઘનશ્યામ અને પાછળથી ક. મા. મુનશીના નામે પ્રકટ થયેલા લેખકની નવલકથાઓમાં ' પાટણની પ્રભુતા ' નામથી જાણીતી કથામાં ગમે તે આંતરિક કારણે ' આનંદસૂરિ ' નામક એક જૈન વ્યક્તિપર, વિના આધાર, મિથ્યા આરોપો મૂકી તેની કાલ્પનિક દુષ્ટતા ચિતરી એ પ્રકારે જૈનાચાર્ય પ્રત્યે અને તેનાથી જૈનધર્મ અને જૈનસમાજ તરફ ઘૃણાવૃત્તિ–તિરસ્કારવૃત્તિ કેળવવાનો અણછાજતો પ્રસંગ ઉભો કરવામાં આવ્યો છે, જે ઇતિહાસના સાચા અભ્યાસી, મધ્યસ્થ ન્યાયશીલ, શિષ્ટ વિચારકને અસહ્ય લાગે તેવો છે.

પરમાર્હત ગૂર્જરેશ્વર કુમારપાળના પિતામહ દેવપ્રસાદને, પાટણના જૈનવણિક્ નગરશેઠ અને મહા-માત્ય મુંજાલની બહેન હંસાના પતિ તરીકે કલ્પી, તેને જૈનધર્મનો દ્વેષી સૂચવી તેનું કદર્થનાપૂર્વક ખૂન કરવાનું તથા રુદ્રમહાલય બાળવા જેવું અસંભવિત અશ્રદ્ધેય ભયંકર નીચતાપૂર્ણ અધમકામ કલ્પના-સૃષ્ટિથી સર્જી તેનું આરોપણ નિર્દોષ જૈનાચાર્ય આનંદસૂરિ પર કરી, વાચકોનો બુદ્ધિ–વ્યામોહ કરવા લેખકે કુત્સિત પ્રયત્ન કર્યો છે. અન્ય લેખકો પણ એ માર્ગે અનુકરણ કરવા દોરાતા હોય–તેમના અનુયાયી બનતા હોય તેવું જણાય છે. ' પાટણની પ્રભુતા ' ના ' જતિ કે જમદૂત ' જેવા પ્રકરણ પછી અન્ય લેખકના ' પરમાર ધારાવર્ષ ' માં ' જતીનાં જાદુ ' જેવું અસંબદ્ધ પ્રકરણ જોવા મળે છે; એ સિવાય

**રિત્રતા સૂચવતી શ્રેષ્ઠ પદવીથી પ્રખ્યાત હતા અને જેમના પ્રશિષ્યો સુપ્રસિદ્ધ મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાળના ધર્મગુરુ તથા તેમનાં રચાવેલાં ધર્મસ્થાનો ( આબૂ, ગિરનાર વિગેરે ) ના પ્રતિષ્ઠા કરનાર વિદ્વાન્ આચાર્ય વિજયસેનસૂરિ તથા પં. ગ્રંથકાર ઉદયપ્રભસૂરિ અનેક શિલાલેખો, પ્રશસ્તિઓ અને ઐ. ગ્રંથોદ્વારા પ્રસિદ્ધ છે.**

---

બીજા પણ કેટલાક લેખકો સત્ય અને ન્યાય-નીતિને દૂર રાખી યથેચ્છ વાણી-વિહાર કરવા બહાર આવતા જણાય છે, જે પદ્ધતિ અનિચ્છનીય અને પરંપરાએ હાનિકર હોઇ અયોગ્ય છે.

શ્રી. મુનશીએ પૂર્વોક્ત પુસ્તકમાં જે સમયનું ભયંકર વાતાવરણ સર્જી ભયંકર ચિત્ર દોર્યું છે, તે કર્ણદેવના અને દેવપ્રસાદના દેવગત થયાના સમયમાં વિદ્યમાન પ્રામાણિક સુપ્રસિદ્ધ હેમચંદ્રાચાર્યે 'ચૌલુક્ય વંશ ' અપરનામ **દ્વયાશ્રય** મહાકાવ્યમાં તે પ્રસંગનું યથાસ્થિત વર્ણન આપ્યું છે. તથા તત્કાલીન અન્ય જૈનાચાર્યોએ દેવપ્રસાદનો જે સૌમ્ય પરિચય આપ્યો છે, તે જોતાં ઉપર્યુક્ત નવલકથાકારની કલ્પના અસ્થાને નિરાધાર નિરર્થક અને બિનપાયાદાર ઠરી સત્યથી વેગળી છે-એમ સત્ય પરીક્ષકોને સહજ જણાઈ આવે છે.

**ઉપર્યુક્ત દ્વયાશ્રય** મહાકાવ્યમાં ( સં. સર્ગ ૧૧, શ્લોક. ૧૦૯ થી ૧૧૬ ) માં સૂચવ્યું છે કે-મહારાજા કર્ણે પોતાના કુમાર જયસિંહને યોગ્ય વયે યોગ્ય શસ્ત્રાસ્ત્રાદિ કળાનું શિક્ષણ આપ્યું હતું. ત્યાર પછી બલ-પ્રતાપાદિથી તેની યોગ્યતા વિચારી, પોતાની વિદ્યમાનતામાં જ સ્વર્ગવાસ પહેલાં ઘણી આનાકાની પછી બહુ આગ્રહપૂર્વક તે યુવરાજને રાજ્યપર અભિષિક્ત કર્યો હતો, સુવર્ણ સિંહાસન પર સ્થાપ્યો હતો; તે સમયે કર્ણે નવા રાજા ( જયસિંહ ) ને શિક્ષા આપતાં પોતાના અનુયાયી ભત્રીજા દેવપ્રસાદ તરફ સાધુકારી અને ચારુદાયી ( નગર વિ. આપનાર ) થવા તથા સર્વદા પ્રસાદવાન્ થવાની સૂચના આપી હતી. ( શ્લો. ૧૧૦ ) કર્ણના સ્વર્ગવાસ પછી નવા રાજા જયસિંહે પિતૃકાર્યમાં પ્રશસ્ત બ્રાહ્મણોને પ્રીણિત ( શ્રાદ્ધદ્વારા તૃપ્ત ) કર્યા હતા ( શ્લો. ૧૧૨ ) ( મયણલ્લા અથવા **મીનળદેવી**ના રાજકારભારવાળી કે અન્ય કોઈ ખટપટની એમાં સૂચના મળતી નથી ).

કર્ણનો સ્વર્ગવાસ સાંભળી દેવપ્રસાદે રાજા જયસિંહને પોતાનો પુત્ર ( ત્રિભુવનપાલ ) દર્શાવી ભળાવતાં તેનો પરિચય કરાવ્યો હતો કે ' તીર્થંકરો અને સોમસુત ( યજ્ઞયાગો ) જેને પ્રિય છે એવો, પાપ ન કરનાર, સર્વદર્શનભક્ત, સેવકોવડે તેમ જ મુનિઓવડે પ્રશંસા કરાતો આ મ્હારો પુત્ર ત્રિભુવનપાળ, તે તમારો પુત્ર થાઓ ( અર્થાત્ આને તમે પુત્રની જેમ પાળજો )' એમ કહીને ( ભલામણ કરીને ) દેવપ્રસાદ **બ્રાહ્મી** ( સરસ્વતી ) નદીએ આવ્યો, જ્યાં કંકપક્ષી જેવા આકારે રચાયેલી, અગ્નિથી ભરેલી ચિતામાં પ્રવેશ કરી કર્ણપ્રત્યે ભક્તિવાળો તે ( દેવપ્રસાદ ) કર્ણનો સહકારી થતો હોય તેમ સ્વર્ગદર્શી થયો ( ભાવાર્થ કે કર્ણના મરણ પછી સ્વલ્પ સમયમાં દેવપ્રસાદનું સ્વાભાવિક મરણ થયું હતું અને તેનો અગ્નિ-સંસ્કાર **સરસ્વતી** નદીના પવિત્ર સ્થળપર કરવામાં આવ્યો હતો. શ્લો. ૧૧૫ )

ઉપર્યુક્ત વાસ્તવિક ઇતિહાસ તરફ દુર્લક્ષ્ય કરી બિનપાયાદાર વસ્તુ પર નવલકથા ઘડી સાક્ષર નવલકથાકારે બહુ વિચિત્ર કલ્પનાજાળથી ઐ. વસ્તુને વિપરીત રૂપમાં મૂકી જૈનો સંબંધમાં કલુષિતવૃત્તિ દર્શાવી ભ્રમણાવૃત્તિ ઉત્પન્ન કરી છે, તે તેઓએ સુધારી લઇ હિંમતપૂર્વક પોતાની સત્યપ્રિયતા અને ન્યાયનિષ્ઠતા દર્શાવવી ઘટે. ગુજરાતનું ગૌરવ ચાહતા ગુજરાતી સાક્ષર-લેખકો દ્વેષવૃત્તિને દૂર કરી ઐ. વસ્તુને વાસ્તવિક રૂપમાં આલેખી જૈન-સમાજનું હિત થાય અને સમાજમાં પરસ્પર મૈત્રીભાવની વૃદ્ધિ થાય-તેવી રીત સ્વશક્તિનો સદુપયોગ કરે તેમ ઇચ્છીશું.

**—લેખક.**

### સમુદ્રઘોષસૂરિ

ધારા (માળવા) ના નરેન્દ્ર નરવર્મદેવને, ગોહ્રદ (ગોધરા) ના રાજાને તથા ગુર્જરેશ સિદ્ધરાજને વિદ્વત્તાદિ સદ્‌ગુણોથી રંજિત કરનાર સમુદ્રઘોષસૂરિ.

### જિનવલ્લભસૂરિ

સમસ્યા-પૂર્તિ વિગેરે પ્રસંગથી ધારા (માળવા) ના નરેશ નરવર્માને પ્રસન્ન કરનાર અને તેની માર્ફત ચિત્રકૂટ (ચિત્તોડ)ના જિન-મંદિરોમાં પૂજા માટે બેલાખ પ્રમાણ મંડપિકા-દાન (માંડવી દાણ-લાગો) અપાવનાર, વિધિપથ-પ્રવર્તક જિનવલ્લભસૂરિ.

### જિનદત્તસૂરિ

શાકંભરીશ્વર ( સાંભરના રાજા ) અર્ણોરાજ ( અન્નલદેવ ) દ્વારા આદરમાન પામેલા અને એ જ રાજાની અનુમતિથી પ્રાપ્ત થયેલા ભૂમિ-ખંડ પર અજયમેરમાં પાર્શ્વજિન વિગેરેનાં તીર્થત્રયરૂપ જિન-મંદિરોને પ્રતિષ્ઠિત કરનાર જિનદત્તસૂરિ.

### ધર્મઘોષસૂરિ

શાકંભરીશ્વર અજયેંદ્ર (અજયરાજ)ની વિદ્વાનોથી ભરેલી સભામાં જેનો સાંખ્ય-વ્યાખ્યાનો સૂક્તિ-પ્રવાહ પ્રસરતાં રાજેન્દ્ર વિસ્મય પામ્યા અને જેની ગદ્ય-ગોદાવરીની લહરીઓમાં મગ્ન થયેલ દિગંબર વાદીન્દ્ર ગુણચંદ્ર ‘ પોતે કોણ છે? આ સ્થાન શું છે? અહિં શું ઉચિત છે?’ એમાંનું કંઇ સમજી શકયો નહિ. જેણે અર્ણોરાજ રાજાની સભામાં સમસ્ત વિદ્વાનોની સમક્ષમાં દિગંબર વાદી પર વિજય પ્રાપ્ત કર્યો; વિગ્રહરાજ રાજાએ જેની વિદ્વત્તાની અને સચ્ચરિત્રતાની પ્રશંસા કરી તથા જેમના વચનથી પોતાની પૃથ્વીમાં એકાદશીને દિવસે વધ અટકાવ્યો, વિશેષમાં જેમના સદુપદેશથી પોતાના નગર (શાકંભરી સાંભર-અજમેર પાસે)માં ‘રાજ-વિહાર’ નામનું જૈનમંદિર કરાવી, તેની પ્રતિષ્ઠાના દિવસે સ્વયં વિગ્રહરાજે અરિસીહ અને આલવમહીન્દ્રદ્વારા તેના પર ધ્વજાઓ ચડાવી હતી: વિગેરે અનેક સત્કર્તવ્યો કરાવનાર, અનેક રાજાઓના માનનીય વિદ્વચ્છિરોમણિ ધર્મઘોષસૂરિ (ધર્મસૂરિ) થઈ ગયા, જે રાજગચ્છના શીલભદ્રસૂરિના પટ્ટધર હતા.

## વિક્રમની ૧૩ મી સદીમાં

### કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય

જેમના સદુપદેશથી પ્રતાપી ગુર્જરેશ્વર કુમારપાલે પોતાના સમસ્ત દેશોમાંથી શિકાર, જુગાર, મદિરા વિગેરે અનિષ્ટકારક ૭ વ્યસનોને દૂર કરાવ્યાં, પુત્ર વિના મરણ પામનારનું રાજગ્રાહ્ય ધન સર્વથા તજ્યું, અર્હચ્ચૈત્યોથી પૃથ્વીને વિભૂષિત કરતાં સંપ્રતિરાજ સાથે

સ્પર્ધા કરી; તથા એ જ પરમાર્હત કુમારપાલ ભૂપાલની ભક્તિગર્ભિત પ્રાર્થનાથી જેઓએ યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર, ત્રિષષ્ટિ શલાકાપુરુષોનું ઇતિવૃત્ત આદિ લોકોપયોગી અનેક શ્રેષ્ઠ ગ્રંથોની રચના કરી; તે પરમાર્હત ચૌલુક્ય કુમારપાલ ભૂપાલના પરમમાનનીય ધર્માચાર્ય– કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય અને તેનો પ્રાજ્ઞ શિષ્ય–પરિવાર કવિરત્ન રામચંદ્ર વિગેરે.

## મુનિચંદ્રસૂરિ

ચૌલુક્ય રાજા આનલને પ્રતિબોધ આપી જૈન દીક્ષા આપનાર મલધારી મુનિચંદ્રસૂરિ.

## જિનપતિસૂરિ

ગુજરાતની પૃથ્વીમાં પૃથ્વીરાજ પૃથ્વીપતિની પંડિતપર્ષદ્માં અપ્રતિમ પાંડિત્યથી વાદીઓ પર વિજય મેળવનાર જિનપતિસૂરિ.

## જગચ્ચંદ્રસૂરિ

જેના ૧૨ વર્ષ પર્યન્તના આયંબિલ વિગેરે ઉત્કૃષ્ટ તપથી આઘાટ–( ચિત્તોડ, મેવાડ)ના મહારાણાએ જેમને 'તપા' બિરૂદથી સંબોધ્યા અને જેમનો મુનિ–ગણ તપા-ગચ્છ નામથી પ્રસિદ્ધ થયો તે સત્ક્રિયાપાત્ર જગચ્ચંદ્રસૂરિ.

# વિક્રમની ૧૪મી સદીમાં.

## અમરચંદ્રસૂરિ

ગૂર્જરેશ્વર વીસલદેવની રાજ–સભામાં શીઘ્રકવિત્વશક્તિદ્વારા ઉચ્ચ પ્રકારની સમસ્યા–પૂર્તિ કરનાર, બાલભારત વિગેરે ગ્રંથો રચનાર અમર કવિરત્ન અમરચંદ્રસૂરિ.

## બાલચંદ્રમુનિ

નવસંખ્ય સોરઠના સ્વામી જૂનાગઢના મંડલીક મહારાજા જેને 'કાકા' જેવા માન-ભર્યા પદથી બોલાવતા હતા અને જે સર્વવિદ્યા વિશારદે વિ. સં. ૧૩૭૧ ના શત્રુંજયના સમુદ્ધારમાં પોતાની શિલ્પાદિ વિદ્યાને યોગ્ય શિક્ષણદ્વારા સાર્થક કરી હતી તે બાલચંદ્રમુનિ.

## વજ્રસેનસૂરિ—

હમ્મીરદેવથી પૂજાયેલા જયશેખરસૂરિ.

અલ્લાવદીન પાતશાહ તરફથી ફુણા ગામમાં સીહડના વચનથી શ્રેષ્ઠ વસ્ત્ર અને ફરમાન–દાનથી પૂજાયેલા વજ્રસેન ગુરુ.

### જિનપ્રભસૂરિ—

મુસલમાની સત્તા–સમયમાં દિલ્લીશ્વર સુલતાન **મહમ્મદ તઘલક** તરફથી ઉચ્ચ સન્માન મેળવનાર, જૈન દર્શનને અને તીર્થોને નિરુપદ્રવ નિર્ભય બનાવનારાં ફરમાનો મેળવનાર, **તુઘલકાબાદ**ના ખજાનામાં કેદ કરાયેલા **મહાવીર**ના માન્ય મનોહર બિંબને સન્માનપૂર્વક પાછું મેળવી એ જ સુલતાનદ્વારા દિલ્લીમાં સમર્પિત **સુલતાન**–સરાઇ અને વિશાલ **ભટ્ટારકસરાઈ**માં રચાવેલા જિન–મંદિરમાં બહુમાનપૂર્વક પ્રતિષ્ઠિત કરનાર, અનેક કેદી–બંદીઓને મુક્ત કરાવનાર, અનેક સત્કર્તવ્યો કરાવનાર, સેંકડો સં૦ પ્રા૦ તથા ફારસી સ્તુતિ–સ્તોત્રાદિ રચનાર, રાજ–પ્રસાદ **શત્રુંજયકલ્પ** તથા અન્ય તીર્થોના વિવિધ કલ્પો રચનાર, ચમત્કારી પ્રભાવક જૈનાચાર્ય [1]જિનપ્રભસૂરિ.

### મહેન્દ્રસૂરિ—

મહમ્મદ શાહ તરફથી 'અદ્વિતીય મહાત્મા' તરીકે સ્તુતિ પ્રાપ્ત કરનાર **મહેન્દ્રસૂરિ.**

**પેરોજ** મહેન્દ્રના પરમ માન્ય, સર્વગણકચક્રમાં ચૂડામણિ, **યંત્રરાજ** જેવા ગણિતના વિશિષ્ટ ગ્રંથને રચનાર **મહેન્દ્રસૂરિ** ( ભૃગુપુરગચ્છીય રાજસંસ્તુત **મદનસૂરિ**ના શિષ્ય )

### રત્નશેખરસૂરિ—

દિલ્લીશ્વર **પેરોજ** પાતશાહે જેને શ્રેષ્ઠ વસ્ત્રોથી પહેરામણી કરી હતી, તે **રત્નશેખરસૂરિ.**

### મુનિ ભદ્રસૂરિ—

પાતશાહ **પેરોજ**ની રાજ–સભામાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર **શાંતિનાથ** ચરિત્રકાર **મુનિભદ્રસૂરિ.**

### નયચંદ્રસૂરિ

'પૂર્વ કવિના કાવ્ય જેવું કાવ્ય કરનાર હાલમાં કોઇ નથી' એવી રીતે **તોમર વીરમ** રાજાની સભામાં બોલતા સામાજિકોના કથનને અસત્ય ઠરાવતા, શૃંગાર અને વીર-રસથી અદ્ભુત વીરાંક **હમ્મીર** મહાકાવ્ય રચી **ચાહમાન ( ચૌહાણ )** રાજવંશને અમર કરનાર, **રંભામંજરી** નાટિકા વિગેરે રચનાર, કવિ **નયચંદ્રસૂરિ.**

### હંસકીર્તિ

**દિલ્લી**માં **સિકંદરશાહ** આગળ જે અધિક પ્રતાપી થયા તે **નાગપુરીય** પાઠક **હંસકીર્તિ.**

---

૧ વિશેષ માટે જુઓ 'જૈન' પત્રના રજતમહોત્સવમાં પ્રકટ થયેલ અમ્હારો લેખ–'જિનપ્રભસૂરિ અને સુલતાન મહમ્મદ' તથા તીર્થકલ્પ વિ.

# વિક્રમની ૧૫ મી સદીમાં.

## સાગરચંદ્રસૂરિ અને જિનવર્ધનસૂરિ—

જેસલમેર દુર્ગના યદુકુલીન રાજા લક્ષ્મણથી સત્કૃત થયેલા તથા ત્યાં વિ. સં. ૧૪૫૯ માં જિનમંદિર ( ગર્ભગૃહ ) માં જિન–બિંબ સ્થાપિત કરનાર **સાગરચંદ્રસૂરિ** તથા ઉપર્યુક્ત લક્ષ્મણ–વિહાર જિન–મંદિરને વિ. સં. ૧૪૭૩ માં પ્રતિષ્ઠિત કરનાર **જિનવર્ધનસૂરિ**[1].

## જિનભદ્રસૂરિ

જેના ચરણ–કમલને છત્રધર, વૈરિસિંહ, ત્ર્યંબકદાસ જેવા રાજાઓ ભક્તિપૂર્વક પ્રણામ કરતા હતા અને જેણે જેસલમેર, ખંભાત, પાટણ જેવા અનેક સ્થાનોમાં જિન-મૂર્તિયો અને જિનમંદિરોના પ્રતિષ્ઠા કરવા સાથે પ્રાચીન તાડપત્રીયાદિ પુસ્તિકાઓનું સંરક્ષણ, લેખન, સંગ્રહ વિગેરે દ્વારા ઠેકાણે ઠેકાણે જૈન પુસ્તક–ભંડારો સ્થપાવ્યા–અને એ રીતે જૈનપ્રવચનની પરમ સેવા સાથે વિશાલ વાઙ્મયની પણ વિશિષ્ટ સેવા બજાવી. જેના વિદ્વાન્ શિષ્ય સિદ્ધાંતરુચિ મહોપાધ્યાયે ગ્યાસદીનસાહિની મહાસભામાં વાદી પર વિજય મેળવ્યો–તે માનનીય **જિનભદ્રસૂરિ**.[2]

## સોમસુંદરસૂરિ

દિલ્લીમંડલ અને ગુજરાતના સુલતાને આપેલા છત્રદ્વારા ' હિંદુ સુરત્રાણ ' બિરૂદથી પ્રખ્યાતિ પામેલા, મેવાડના મહાપરાક્રમી, પ્રતાપી મહારાણા કુંભકર્ણના વિજયી રાજ્યમાં તેના પ્રસાદપાત્ર સં. ધરણાકે રાણપુરમાં રચાવેલા ' ત્રૈલોક્યદીપક ' નામના સુંદર ચતુર્મુખ યુગાદીશ્વર–વિહાર ( જિનમંદિર ) ને વિ. સં. ૧૪૯૬ માં પ્રતિષ્ઠિત કરનાર અનેકરાજ–પ્રતિબોધક **સોમસુંદરસૂરિ**.[3]

## મેરુતુંગસૂરિ

વિ. સં. ૧૪૪૬ માં ગચ્છનાયક થયેલા જે સૂરિએ લોલાડા ગામનું ગુજરાતના પાતશાહ મહમ્મદથી રક્ષણ કર્યું, તે અંચલગચ્છના **મેરુતુંગસૂરિ**.

## મુનિસુંદરસૂરિ

સીરોહી ( રાજપૂતાના ) ના સ્વામી સહસ્રમલ્લે જેમના પ્રભાવ અને સદુપદેશથી હૃદયમાં ચમત્કાર પામી શિકાર કરવાનું બંધ કર્યું અને પોતાના સમસ્ત દેશમાં અમારિ પ્રવર્તાવી, જેણે ' સંતિકર ' સ્તોત્ર ' રચી તથા મારિ ( મરકી ) નો ઉપદ્રવ નિવાર્યો;

---

૧–૨ વિશેષ માટે જુઓ ' જેસલમેર ભાં. ગ્રંથ–સૂચી ' પ્રસ્તાવના, શિલાલેખો વિ.

૩ વિશેષ માટે જુઓ ' સોમસૌભાગ્ય કાવ્ય '

સ્તંભતીર્થ ( ખંભાત ) માં દફરખાન દ્વારા વાદિ ગોકુલ-ષંઢ વિગેરે બિરૂદોથી વિભૂષિત થયેલા અનેક ગ્રંથો તથા સ્તુતિ-સ્તોત્રો વિ. રચનાર મુનિસુંદર સૂરિ.

## વિક્રમની ૧૬ મી સદીમાં

### લક્ષ્મીસાગરસૂરિ

જેણે બાલ્યવયમાં પણ તર્કવાદ અને કવિત્વશકિતથી જૂનાગઢમાં દુર્વાદીઓનાં માન ઉતારી મહીપાલ વિગેરે રાજાઓને રંજિત કર્યા અને જેને વિ. સં. ૧૫૦૮ માં સૂરિ-પદવી પ્રાપ્ત થઇ. જેણે રાજા ભાનુરાજના પ્રસાદથી ઈડરગઢ પર શ્રીમાને કરાવેલા ઉચ્ચ જિન-પ્રાસાદમાં અજિતનાથ-બિંબની પ્રતિષ્ઠા કરી. જેણે લાખારાજના ઉત્તમ અમાત્ય સીરોહી-નિવાસી સં. ઊજલ-કાજાએ કરાવેલા અનેક મહોત્સવોને શોભાવ્યા તથા આબૂ, અચલગઢ વિગેરે અનેક સ્થાનો પર શોભતી-પૂજાતી મનોહર જિન-મૂર્તિઓને પ્રતિષ્ઠિત કરી. તે લક્ષ્મીસાગરસૂરિ.[1]

### સોમદેવસૂરિ

મેવાડના મહારાણા કુંભકર્ણ, ચાંપાનેર ( પાવાગઢ ) ના નાયક જયસિંહ અને જૂનાગઢના રા મંડલીક વિગેરે રાજાઓને પોતાની કવિત્વશક્તિથી રંજિત કરનાર સોમદેવ ગણી (સૂરિ).

### જિનહંસસૂરિ

વિ. સં. ૧૫૫૫ માં સૂરિ-પદ પર પ્રતિષ્ઠિત થયેલા જે સૂરિને કોઈ દુર્જનના દૌર્જન્યથી મેવાત દેશના આકર (આગરા) પુરમાં પગમાં જંજીર સાથે કેદખાનાનો વિષમ પ્રસંગ પ્રાપ્ત થયેલો, પરંતુ પાછળથી જેની તપો-ધ્યાન વિધિથી ચમત્કાર પામી સિ(શ)કંદર પાતશાહે જેમને ૫૦૦ બંદીઓ સાથે મુક્ત કરી સન્માનિત કર્યા હતા. તે વિ. સં. ૧૫૮૨ માં પાટણમાં સદ્દગત થયેલા જિનહંસસૂરિ.

### આનંદરાય

હુમાઉંએ જેને 'રાય' પદવી આપી હતી-તે આનંદરાય.

### પાર્શ્વચંદ્રસૂરિ

વિ. સં. ૧૫૬૫ માં આચાર્યપદ અને ૧૫૯૯ માં ગચ્છનાયકપદ પ્રાપ્ત કરનાર તથા પાર્શ્વચંદ્રસૂરિ જોધપુર ( મરુધર ) ના અધીશ રાવ ગાંગજી અને યુવરાજ માલદેવ વિ. ને પ્રતિ બોધનાર

---

૧ વિશેષ માટે જુઓ ' ગુરુગુણ-રત્નાકર કાવ્ય ' વિ.

## વિક્રમની ૧૭ મી સદીમાં

### વાચક કુલશલાભ

જેસલમેરના યાદવ રાઉલ હરરાજના વિનોદ માટે માધવાનલ કથા તથા ઢોલા-મારૂની મનોહર ચોપાઇ રચનાર વાચક કુશલલાભ.

### હીરવિજયસૂરિ

જેણે મોગલ સમ્રાટ્ મહાન્ શહેનશાહ અકબ્બર પર પોતાનાં ઉત્તમ ચારિત્ર્ય અને વિદ્વત્તાનો અપૂર્વ પ્રભાવ પાડ્યો, ચુસ્ત હિંસકોને અહિંસાના નિર્દોષ માર્ગે વાળ્યા, સમ્રાટ્ના આધીન વિવિધ દેશોવાળા મહાસામ્રાજ્યમાં પ્રતિવર્ષ છ છ મહિના પર્યન્ત અમારિ ( અહિંસા ) નાં ફરમાનો ફરી વળતાં આર્યરાજ્યોમાં પણ તેની બહુ અસર થઈ, જેણે ઉત્તમ ઉપદેશ આપી પ્રાણિમાત્રને અભયદાન અપાવ્યું. સેંકડો કેદીઓને તથા પાંજરામાં પૂરેલા પશુ-પક્ષીઓને મુક્ત કરાવ્યા, જલચર જીવોને પકડવા નખાતી જાળો પણ બંધ કરાવી. અનિષ્ટ કર-વેરામાંથી જન-સમાજને મુક્ત કરાવ્યો જૈન શ્વે. તીર્થ-સ્થાનો સુરક્ષિત રહી જેમને સ્વાધીન કરનારાં ફરમાનો પ્રાપ્ત થયાં. ' જગદ્ગુરુ ' જેવું ગૌરવશાલિ પદ-બિરૂદ જેમને સમ્રાટે સુયોગ્યતા વિચારી સમર્પ્યું. જેમના પરિવારના ઉ. ભાનુચંદ્ર, ઉ. સિદ્ધિચંદ્ર અને ઉ. શાંતિચંદ્ર જેવા અનેક સમર્થ વિદ્વદ્રત્નોએ પાતશાહના ચિત્તને આકર્ષ્યું; તે સુયશસ્વી મહાન્ જૈનાચાર્ય હીરવિજયસૂરિ.[1]

### વિજયસેનસૂરિ

જેણે રાજનગરમાં ખાનખાન નામના નવાબની સભામાં જૈનધર્મની સ્થાપના કરી જય મેળવ્યો. પાતશાહ અકબ્બરના આમંત્રણથી જેઓ લાહોર પધાર્યા અને તેમને કાશ્મીરી રાજ-મહેલમાં મળ્યા. સમ્રાટ્ની રાજ-સભામાં જેણે અનેક વાદીઓને યુક્તિ-પ્રયુક્તિથી નિરુત્તર કરી જય-વાદ પ્રાપ્ત કર્યો; ' સવાઇહીર ' પદથી જેનું સન્માન થયું, જેના સદુપદેશથી પાતશાહે ફરમાનપૂર્વક ગાય, બળદ, ભેંશ તથા પાડાઓને મારવાનું અટકાવ્યું, મરેલાનું ધન લેવાનું બંધ કર્યું અને બંદી પકડવાનું બંધ કર્યું. વિદ્વાન્ નંદિવિજય જેવા પરિવારે જેનો સાથ પૂર્યો, દીવના ફિરંગીઓ અને અનેક રાજાઓએ તથા સૂબાઓએ જેનું સન્માન કર્યું તે પૂર્વોક્ત ગુરુના પટ્ટધર વિજયસેનસૂરિ.[2]

### પદ્મસુંદરગણી

પાતશાહ અકબ્બરની સભામાં મહાપંડિતને જીતવાથી જેને ક્ષૌમ ( રેશમી વસ્ત્ર ), ગામ, સુખાસન ( પાલખી ) વિ. પ્રાપ્ત થયું હતું-તે પદ્મસુંદર ગણી.

---

૧ વિશેષ માટે જુઓ હીરસૌભાગ્ય વિ.

૨ „ „ વિજયપ્રશસ્તિ વિ.

## જિનચંદ્રસૂરિ

આષાઢાષ્ટાહ્નિકાના અમારિ ફરમાનદ્વારા, તથા ખંભાતના સમુદ્રનાં માછલાં વિ. જલચરોની રક્ષાના ફરમાનદ્વારા અકબ્બર પાતશાહે જેમના વચનનું માન જાળવ્યું અને અને જેમને 'યુગપ્રધાન' પદ આપી સત્કૃત કર્યા; તે મંત્રીશ્વર કર્મચંદ્રના મહામાન્ય જિનચંદ્રસૂરિ[3] તથા આચાર્ય જિનસિંહસૂરિ, ઉ. સમયસુંદર ગણી વિ. તેમનો વિદ્વાન્ પરિવાર.

## વિજયદેવસૂરિ

ઈડરગઢમાં કલ્યાણમલ્લ રાજાને પ્રતિબોધનાર, ઈડરગઢનું રણમલ્લ ચોકી નામનું શિખર જેમના ઉપદેશથી રાજાએ નવીન ચૈત્ય સ્થાપવા સંઘને પ્રસાદિત કર્યું, તથા પાતશાહ જહાંગીર સિલેમશાહે જેને માનપૂર્વક આમંત્રણ આપી મંડપપત્તન (માંડવગઢ) માં 'મહાતપા' બિરૂદ આપી બહુમાન અર્પ્યું, તથા મેવાડના હિન્દૂ છત્રપતિ મહારાણા જગત્સિંહે ( કર્ણરાજ પુત્રે ) જેમને આમંત્રણ કરી ઉદયપુરમાં પીંછોલા નામના સરોવરમાં મહોદ્યાનથી વિભૂષિત, પહેલાના રાણાઓએ કરાવેલા 'દલવાદલ' નામના મનોહર મહેલમાં સન્માનિત કર્યા. પીંછોલા અને ઉદયસાગર સરોવરોમાં નખાતી જાળો જેમના સદુપદેશથી અટકાવી. જન્મ-માસ ભાદરવામાં તથા રાજ્યાભિષેકના વાર ગુરુવારે હિંસા નિવારી. વરકાણા તીર્થને કરમુક્ત કર્યું, મચિંદ દુર્ગમાં જીર્ણોદ્ધાર કરાવ્યો-પ્રતિષ્ઠા વિગેરે અનેક સત્કર્તવ્યો કરાવનાર વિજયદેવસૂરિ.[4]

## કલ્યાણસાગરસૂરિ

વિ. સં. ૧૬૪૯ માં આચાર્યપદ તથા ૧૬૭૦ માં ગચ્છેશપદ મેળવનાર કચ્છના અધિપતિને પ્રતિબોધ આપી શિકાર ( આહેડો ) મુકાવનાર અંચલગચ્છના કલ્યાણસાગરસૂરિ.

## ચંદ્રકીર્તિસૂરિ

સાહિ સલેમરાજે જેને આદરપૂર્વક સન્માનિત કર્યા હતા, તે ચંદ્રકીર્તિસૂરિ ( હર્ષકીર્તિસૂરિના ગુરુ ).

# વિક્રમની ૧૮ મી સદીમાં.

## વિજયરત્નસૂરિ

વિ. સં. ૧૭૩૨ માં જેમને સૂરિ-પદ પ્રાપ્ત થયું, વાગડ દેશના રાઉલ ખુમાણસિંહની સભામાં જેણે વાદીઓને જીત્યા, અવધાનોથી પ્રસન્ન કર્યા, રાણીઓએ મોતીના સાથીઆ પૂરી જેમને સન્માન આપ્યું. કોઇ બાલકના અપહરણથી સંન્યાસી-ફકીરોના આગમનને

૩ વિશેષ માટે જુઓ મંત્રિ કર્મચંદ્ર-પ્રબંધ વિ.

૪ „ „ વિજયદેવ-માહાત્મ્ય વિ.

અટકાવતું ફરમાન કાઢનાર અમદાવાદ ( રાજનગર ) ના સૂબા આજમશાહે જેમના વચનને માન આપી તે દૂર કર્યું, ઉદયપુર ( મેવાડ ) ના હિંદુ છત્રપતિ ચિત્રોડા રાણાને જેણે પ્રતિબોધ આપી ડુમ્માલો કર બંધ કરાવ્યો, સરોવરમાં નખાતી માછલાની જાળ બંધ કરાવી, ચિડીમાર ( શિકારીઓ ) દૂર કરાવ્યા. હત્યાઓનું આલોચન કરાવ્યું. જોધપુરના અજિતસિંહ રાઠોડને પ્રતિબોધ આપ્યો. મેડતાનો ઉપાસરો, જે કાલવશાત્ મસીત બની ગયો હતો, તેને ફરીથી ઉપાશ્રય કરાવનાર, સંગ્રામસિંહ રાણાને રાજ–મહેલમાં મહાવીર જન્મ વ્યાખ્યાન સંભળાવનાર તપાગચ્છના વિજયરત્નસૂરિ.[1]

## જૈનાચાર્યોના મહત્ત્વના ગ્રંથ ભંડારો

પ્રાચીન ઇતિહાસના સુવર્ણમય પત્રો અને શિલાલેખાદિ આધારભૂત સાધનોદ્વારા પરિચિત કરાતા એ પ્રભાવશાલી જ્યોતિર્ધર જૈનાચાર્યોથી માત્ર જૈનોએ જ નહિ, સમસ્ત જન–સમાજે ગૌરવ માનવું જોઇએ. ભારતવર્ષની જે ભવ્ય વિભૂતિયોએ સમસ્ત પ્રાણિમાત્રના શ્રેય માટે સુપ્રયત્નો કર્યા છે, અમૃતમય મધુર તથ્ય પથ્ય ઉપદેશો વરસાવ્યા છે, તથા તેવા તાત્ત્વિક આધ્યાત્મિક સમુન્નતિ–કારક સનાતન સુખજનક પવિત્ર સદ્બોધભર્યા સેંકડો વિશાળ ગ્રંથરત્નો રચ્યા છે, જેના વિદ્યમાન અવશેષોથી આજે પણ પાટણ, ખંભાત અને જેસલમેર જેવા અનેક પ્રદેશોના જૈનોના પ્રાચીન પુસ્તક–ભંડારો વિશ્વવિખ્યાત થયા છે. જેની ગ્રંથસૂચીઓ પણ વિસ્તૃત પુસ્તકરૂપ થઇ પ્રકાશમાં આવતી જાય છે. જે વાઙ્મયમાં વિચરતા દેશ–વિદેશના વિદ્યાપ્રેમી વિદ્વાનોનાં દૃષ્ટિબિંદુને જ નહિ, હૃદયોને પણ આકર્ષી રહ્યા છે. એ પ્રભાવશીલ પૂર્વજોના તેવા ગ્રંથોનો પુનરુદ્ધાર, પ્રતિકૃતિ, લેખન–પ્રકાશન અને પ્રચારાદિ યોગ્ય કર્તવ્યભાર, સુજ્ઞ કર્તવ્યદક્ષ તેમના વર્તમાન અનુયાયીઓના સાહિત્યસેવીઓના અને શ્રીમાનોના શિર પર છે. સમય અને શક્તિનો સદુપયોગ એ માર્ગે થાય–એમ ઇચ્છવું અસ્થાને નહિ લેખાય; પરંતુ તેની સફલતા કર્તવ્યદ્વારા જ પ્રાપ્ત કરી શકાય.

પાટણ, જેસલમેર ખંભાત, વડોદરા જેવા પ્રદેશોના જૈનોના પ્રાચીન પુસ્તક–ભંડારોનું જે થોડું ઘણું નિરીક્ષણ થઇ શક્યું છે, તે પરથી જણાય છે કે–તેમાં વિવિધ વિષયક વિવિધ ભાષામાં ઉપયોગી અપ્રસિદ્ધ ગ્રંથસંગ્રહ પુષ્કળ પ્રમાણમાં છે. તેને ઉપયોગી પ્રશંસનીય પદ્ધતિથી પ્રકાશમાં લાવવા માટે શતાવધિ વિદ્વાનો એકાદ શતાબ્દિ સુધી સુપ્રયત્ન કરે અને શ્રીમાનો કોટ્યવધિ દ્રવ્ય–વ્યય કરે તો પણ ભાગ્યે જ એ સર્વ સંગ્રહ પૂર્ણ પ્રકાશમાં આવી શકે તેટલો વિશાલ છે. તેમ છતાં તેમાંના અત્યુપયોગી મહત્ત્વના ગ્રંથોને પહેલી તકે પ્રકાશમાં મૂકાવવાની આવશ્યકતા છે, તેમ જ અલભ્ય દુર્લભ જીર્ણશીર્ણ થતા ગ્રંથોની ફોટોસ્ટેટ મશીન જેવાં સાધનોદ્વારા બહુ સંભાળથી આદર્શ પ્રતિકૃતિયો કરાવી વ્યવસ્થિત સંરક્ષા કરવાની અત્યાવશ્યકતા છે. આશા છે કે–એ તરફ શ્રીમાન્ જૈન સંઘનું લક્ષ્ય અવશ્ય ખેંચાશે.

---

૧ વિશેષ માટે જુઓ રાસ " જૈન ઐ. ગૂજરાતી કાવ્ય સંચય " વિ.

**ધન્યવાદ**

આ સ્થળે આપણે કૃતજ્ઞતાપૂર્વક ધન્યવાદ આપવો ઘટે—શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ મહોદયને કે જેમના પ્રોત્સાહનથી પ્રચલિત સુયશસ્વી ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમાં જૈન વિદ્વાનોના પ્રશસ્ત ગ્રંથો પણ પ્રકાશિત થઇ રહ્યા છે અને એ પ્રકાશન-પ્રયત્ન ચિરકાલ અવિરત ચાલુ રહેશે-એમ ઇચ્છીશું.

## વિક્રમની ૨૦ મી સદીમાં.

**પ્રસ્તુત વિજયાનન્દસૂરિ—**

પૂર્વોક્ત પૂર્વાચાર્યોની પુણ્ય-સ્મૃતિને તાજી કરાવનાર પંજાબી વીર ક્ષત્રિય સૂરિવર્ય સદ્ગત વિજયાનંદસૂરિ( આત્મારામજી મહારાજ ) નું સંસ્મરણ અહિં પ્રસંગોચિત લેખાશે.

જેણે સત્યની શોધ માટે, સત્યના સ્વીકાર માટે, સત્યના પ્રકાશ-પ્રચાર માટે તથા સત્યાભાસ અને અસત્યના નિરસન માટે સાચા દિલથી પુરુષાર્થભર્યા સુપ્રયત્નો કર્યા. આર્ય-સમાજના સ્થાપક સ્વામી દયાનંદજીએ 'સત્યાર્થ પ્રકાશ' નામના પુસ્તકમાં જૈનધર્મ અને જૈનો સંબંધમાં જે જે અસત્ય અર્થોનો પ્રકાશ કર્યો હતો તેની સામે સબલ યુક્તિ પ્રમાણ પુરઃસર પ્રત્યુત્તર વાળવાનું સમયોચિત કર્તવ્ય જેઓએ નિડરતાથી હિંમતપૂર્વક બજાવ્યું હતું.

જૈન તત્ત્વોનું સાચું સ્વરૂપ નીહાળવા જેણે જનતા-સમક્ષ 'જૈન તત્ત્વાદર્શ' ધર્યો ( વિ. સં. ૧૯૩૭ ) તથા અજ્ઞાનરૂપ અંધકાર નિવારવા જેણે 'અજ્ઞાન-તિમિર-ભાસ્કર' પ્રકટાવ્યો ( વિ. સં. ૧૯૪૧ ) જેમણે તત્ત્વોના વાસ્તવિક નિર્ણય માટે સદાધાર ૩૬ દૃઢ થાંભલાઓથી શોભતો 'તત્વ-નિર્ણય-પ્રાસાદ' રચી તત્ત્વ-જિજ્ઞાસુઓ માટે ખુલ્લો મૂકયો (વિ. સં. ૧૯૫૧).

જેણે વેદ-શ્રુતિયો, ઉપનિષદો, સ્મૃતિયો અને પુરાણોનાં રહસ્યો પ્રકટ કર્યાં, મત-મતાંતરોની માન્યતા પ્રકાશિત કરી-વિશ્વધર્મ-જૈનધર્મની તુલનાત્મક સમીક્ષા કરી. જૈનધર્મ સંબંધમાં ફેલાવાયેલ કુતર્કો અને કૂટ કલ્પનાવાળી ભ્રમ જાળને છેદવા યથાયોગ્ય પ્રયત્ન કર્યો, દુરાગ્રહીઓના પૂર્વબદ્ધ દુરાગ્રહોને દૂર કરાવવા, ભૂલ-ભરેલા આક્ષેપો ભેદવા ( પોતાના અગાધ ડહાપણનો ) અને સ્વ-પર સિદ્ધાંતના ગંભીર જ્ઞાનનો સદુપયોગ કર્યો. અમૂલ્ય સમય અને શકિતનો આજીવન સદ્વ્યય કર્યો.[1]

જેણે પંજાબમાં અનેક જૈનવીરો પ્રકટાવ્યા, અનેક મૂર્તિયો અને જૈન મંદિરો પ્રતિષ્ઠિત કર્યાં, ચીકાગો (અમેરિકા) ની વિશ્વધર્મ પરિષદ્ સુધી જૈનધર્મનો સંદેશ પરિચય પહોંચાડયો. કૃતજ્ઞ ડો. હોર્નલ જેવા પાશ્ચાત્ય સ્કોલરે જેમને પોતાનો સંપાદિત ગ્રંથ સન્માનપૂર્વક સમર્પિત કર્યો અને યોગજીવાનંદ સરસ્વતી જેવા પરમહંસપરિવ્રાજકાચાર્યે જેમને સ્તુતિ-પુષ્પમાલા સમર્પી તે વિજયાનંદસૂરિ જૈન સંઘમાં વિજય અને આનંદ પ્રવર્તાવે એમ ઇચ્છીશું.

---

૧ આ સંબંધમાં પ્રસ્તુત વિજયાનંદસૂરિના એક વિદ્વાન્ શિષ્ય વિદ્યાસાગર ન્યાયરત્ન શાંતિ-વિજયજીએ રચેલી માનવધર્મસંહિતા ( શાંત સુધાનિધિ હિંદી પ્ર. સં. ૧૯૫૫ પૃ. ૬૫૫ થી ૭૪૩ ) માં 'જૈન ઔર દયાનંદ સરસ્વતી' નામનું પ્રકરણ પણ વિશિષ્ટ પદ્ધતિથી આલેખાયેલું છે.




**વિમલસૂરિ: તેમના ગુરુ, પ્રગુરુ, કુલ, વિદ્યાસંપત્તિ આદિ વિષયોની માહિતી**

વિમલસૂરિએ પઉમચરિયના અંતભાગમાં તેમના પોતાના વિષે ઘણું જ થોડું લખ્યું છે. આ ઉપરથી વિમલસૂરિ વિષે તેમના રચેલા આ મહાકાવ્યમાંથી ઘણું જ થોડું જાણવાનું મળે છે. મહાકવિ વિમલસૂરિ કયા રાજા મહારાજાની સભાને પોતાની વિદ્યાસમૃદ્ધિવડે શોભાવતા હતા, તેમણે પઉમચરિય જેવા બીજા કયા કયા પદ્ય અને ગદ્ય ગ્રંથો લખી ભારતીય વિદ્યાસમૃદ્ધિને અધિકતર દીપાવી હતી, તેમનાં માતાપિતા થવાનું કયા ભારતીય દંપતિને સુભાગ્ય સાંપડ્યું હતું, તેમનું નિવાસસ્થાન કયા સ્થળે હતું? વિગેરે વિગેરે બાબતો ઉપર કવિ-સમ્રાટ્ કવિકુલગુરુ દીપશિખા કાલિદાસે વર્ણવેલા સૂચિભેદ્ય અંધકારનું સાંપ્રતકાલમાં સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. પ્રસ્તુત લેખમાં લેખક તે વિષયો ઉપર તેની અલ્પવિષયામતિવડે પ્રકાશ પાડવાનો યથાશક્તિ અલ્પ પ્રયાસ કરી કૃતાર્થ થશે.

સંસ્કૃત, પ્રાકૃત તેમ જ ઇતર ભારતીય પ્રાચીન સાહિત્યમાં પણ ઘણા ગ્રંથકારોએ આવી જાતનું મૌન સેવ્યું છે. દા. ત. કવિકુલગુરુ કાલિદાસ વિષે તેમના રચેલા ગ્રંથોમાંથી ઘણું જ થોડું જાણવાનું મળે છે. આ જૂની પ્રણાલિકાને થોડા અપવાદો પણ છે. દા. ત. શ્રી વિક્રમાંકદેવ ચરિત્ર, શ્રી કણ્ઠચરિત્ર, ગઉડવહો, તત્ત્વાર્થસૂત્ર વિગેરે. બાણ, બિલ્હણ આદિ કવિઓએ પોતાના ગ્રંથોમાં પોતાના વંશ તેમ જ પોતાના આશ્રયદાતા રાજાઓનાં યશોગાન ગાયાં છે અને તેમનાં સુકૃતસંકીર્તનો પણ કર્યાં છે. સુવિ-ખ્યાત વાચકશ્રેષ્ઠ ઉમાસ્વાતિએ તેમના રચેલા તત્ત્વાર્થના અંતભાગમાં તેમના પોતાના વિષે ઠીક ઠીક માહિતી આપી છે. આ ઉપરથી ઉપર્યુક્ત ગ્રંથકારો વિષે આપણે કંઇક જાણી શકીએ છીએ, પણ આપણે અહિયાં સખેદ નોંધ લેવી પડે છે કે આ લેખના ઉદ્દેશ્ય મહાકવિ વિમલસૂરિએ તેમના રચેલા મહાકાવ્ય પઉમચરિયના અંતભાગમાં પોતાના જન્મવંશ તેમ જ બીજી જરૂરી બાબતો પ્રત્યે મનોવેદના ઉપરાંત તેવું મૌનાવલંબન કર્યું છે. તેમના વિદ્યાવંશની માહિતી આપતાં તેઓએ લખ્યું છે કે:—

"સ્વમત અને પરમતોનું જેણે યાથાતથ્ય ગ્રહણ કર્યું છે તેવા રાહૂ નામના આચાર્યજીને નાગેન્દ્રકુલનંદન વિજય નામના શિષ્ય હતા. તે વિજયજીના શિષ્ય વિમલસૂરિએ પૂર્વે લખાએલાં નારાયણ અને શ્રીનાં ચરિત્રો સાંભળીને આ રાઘવચરિત્ર (પઉમચરિય) લખ્યું છે." વળી આ મહાકાવ્યની પ્રશસ્તિમાં લખ્યું છે કે:—

" નાગેન્દ્રવંશદિનકર રાહૂસૂરિના પ્રશિષ્ય મહાત્મા પૂર્વધર વિમલસૂરિએ આ રચ્યું છે. "

આ ઉપરથી મહાકવિ વિમલસૂરિના વિદ્યાવંશ વિષે આપણે જે કંઇ થોડું જાણીએ છીએ તે એ જ કે રાહૂસૂરિને વિજય નામના એક શિષ્ય હતા. તે વિજયસૂરિને વિમલ નામના શિષ્ય હતા. વળી વિજયસૂરિ ઉપર્યુક્ત આધારે નાગેન્દ્રવંશના હતા. વિમલસૂરિએ " નાગેન્દ્રકુલવંશનન્દન " એવું વિજયસૂરિ માટે વિશેષણ લખ્યું છે. વિમલસૂરિ પોતે પણ નાગેન્દ્રકુલભૂષણ હતા, તેવું પ્રશસ્તિમાંથી જણાય છે. આ ઉપરથી એટલું તો ચોક્કસ જણાય છે કે ગુરુ અને શિષ્ય બન્ને એક જ કુળના હતા. વિજયસૂરિ વિષે આપણા પ્રાચીન જૈન સાહિત્યમાં તપાસ કરીએ તો માલૂમ પડે છે કે વિજય નામના ઘણા આચાર્યો થઈ ગયા છે. દા. ત. પદ્મસુંદરના રાયમલ્લાભ્યુદયમાં પણ એક વિજય નામના આચાર્ય વિષે ઉલ્લેખ છે. ( જુઓ ડૉ. પીટર્સનનો ૩ જો રિપોર્ટ ) એટલો તો નિષ્કર્ષ નિઃશંક છે જ કે વિજય નામના એક પ્રખ્યાત આચાર્ય ઘણા પ્રાચીન કાળમાં થઈ ગયા કે જેની જીવનજ્યોતિની ઝાંખી દુરતિક્રમ કાળની અનિવાર્ય અસરને અંગે દેદીપ્યમાન પણ મેઘાચ્છાદિત સૂર્યની જેમ હજુસુધી આપણને થઇ નથી.

હવે જે નાગેન્દ્રકુલને વિજયસૂરિ તેમ જ વિમલસૂરિએ પોતાના જન્મવડે તેમ જ વિદ્યોપાર્જન અને સાહિત્યસેવાઓવડે અધિકતર શોભાવ્યું તે કુલ વિષે પ્રાચીન જૈન સાહિત્ય તપાસીએ તો કલ્પસૂત્રમાં જણાય છે કે—

" આર્ય વજ્રસેનને ( ઉક્કોસિઅગોત્રના ) ચાર સ્થવિરો શિષ્યો તરીકે હતાઃ આર્ય નાઇલ, આર્ય પોમિલ, આર્ય જયંત અને આર્ય તાપસ. સ્થવિર આર્ય નાઇલમાંથી આર્યનાગિલી શાખા નીકળી. "

આ ઉપરથી આટલું તો સિદ્ધ થાય છે કે આર્યવજ્રને ચાર શિષ્યો હતા જેમાંના એક આર્યનાગિલ હતા અને તેમના પછી જ આર્યનાગિલી શાખા શરૂ થઇ. એક શુભાવસરે આગમોદ્ધારક પ્રત્યૂષાભિસ્મરણીય આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રી સાગરાનન્દસૂરીશ્વરજી સાથે ઉપર્યુક્ત નાગેન્દ્રકુલ માટે આ લેખકને ચર્ચા કરવાનો અમૂલ્ય લાભ મળ્યો હતો. તેઓશ્રીનું કહેવું એમ છે કેઃ—

" નાગિલી શાખા આર્યવજ્રસેનથી નીકળી અને નાગિલી શાખા તેમ જ નાગેન્દ્રગચ્છ બન્ને એક જ નથી. જ્યાં જ્યાં નાગિલ શબ્દ આવે છે ત્યાં ત્યાં તેનું રૂપાંતર નાગેન્દ્ર લખવામાં આવતું નથી. "

પ્રસ્તુત લેખના લેખક આ વિષયમાં પ્રમાણપુરઃસર પોતાનું નમ્ર મંતવ્ય વ્યક્ત કરશે. વડોદરાના પ્રાચ્યવિદ્યાસંશોધનમંદિરના જૈન પંડિત વિદ્વદ્વર્ય શ્રીમાન્ લાલચંદ્રજીએ નાઇલ—નાગિલ શાખા અને નાગેન્દ્રગચ્છ બન્ને એક જ છે એમ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો છે. જિજ્ઞાસુઓને "જૈનયુગ"ની ૧૯૮૧ ની ફાઇલ જોવાની ભલામણ કરવામાં આવે છે. હવે નાગેન્દ્રગચ્છ વિષે આપણું પ્રાચીન સાહિત્ય તપાસીએ તો માલૂમ પડે છે કે તે ગચ્છ ઘણા પ્રાચીનકાલથી પ્રખ્યાતિ પામેલો છે. દા. ત. જુઓ બાલચંદ્રની વિવેકમંજરી ઉપરની ટીકા, ધર્માભ્યુદયમહાકાવ્ય, શાલિભદ્રચરિત્ર, સ્યાદ્વાદમંજરી વિગેરે. નન્દીસૂત્રની ૩૮ મી ગાથામાં " નાઇલકુલવંશનંદિકરં " એમ લખેલું છે. નાઇલવંશના આચાર્યો સુવિખ્યાત થઇ ગયા હતા અને તેથી જ ત્યાં આગળ તેના લેખકે તેઓનું સ્મરણ કરીને નાઇલવંશનો ઉલ્લેખ કર્યો છે. "નાઇલ" માટે હરિભદ્રસૂરિની વૃત્તિમાં "નાગેન્દ્ર" એમ લખ્યું છે. વળી મલયગિરિજીએ

તેમની ટીકામાં પણ "નાઇલ" માટે "નાગેન્દ્ર" એમ લખ્યું છે. આ ઉપરથી સ્વપ્રત્યયનેયબુદ્ધિ સુજ્ઞ વાચકવૃંદ સમજી શકશે કે નાઇલ અને નાગેન્દ્રમાં ભેદ છે જ નહિ.

મહાકવિ વિમલસૂરિ પોતાને "નાઇલકુલવંશદિનકર" કહેવરાવે છે તે ખરેખર સ્થાને જ છે. પઉમચરિયનું અંતરંગ અને બહિરંગ પરીક્ષણ કરવાથી જરૂર કોઇપણ જિજ્ઞાસુને ઉપર્યુક્ત વિશેષણ આત્મશ્લાઘાત્મક તરીકે નહિ પણ અક્ષરશઃ સત્ય જ છે એવા યાથાતથ્યનું ભાન થશે. વિમલસૂરિએ તેમના પોતાના વિષે જરા વધારે માહિતી આપણને આપી હોત તો જરૂર તેમનાં વિષેનું આપણું જ્ઞાન સ્ફુટતર થયું હોત, પણ હાલમાં તો આપણે આટલેથી જ સંતોષ માનવાનો છે.

**પઉમચરિયની કથા જૈનોમાં કેવી રીતે ઉતરી આવી, સંવર્ધિત થઇને કેવી રીતે જળવાઈ રહી, વિમલસૂરિએ કેવી રીતે પ્રેરણા-પીયૂષ પીધું વિગેરે**

હવે આપણે જોઇએ કે પઉમચરિયની કથા આચાર્યપરંપરામાં કેવી રીતે ઉતરી આવી અને ઉત્તરોત્તર કેવી રીતે જળવાઇ રહી. પ્રથમ તો ભગવાન મહાવીરે પોતાના ગણધરોને આ કથા કહી સંભળાવી. પઉમચરિયમાં લખ્યું છે કે-"ભગવાન મહાવીરના મુખારવિંદમાંથી જે કથાપ્રવાહ શરૂઆતમાં વહ્યો તે રસસરિતાનું પાન ગણધરોએ કર્યું. પછીથી તેઓએ બીજાઓને સંક્ષેપમાં કહ્યું." પઉમચરિયમાં અનેક સ્થળોએ લખેલું છે કે-"ત્રિશલાપુત્રે આ કથા કહી." "વીર ભગવાને પહેલાં આ કથા કહી." વિગેરે વિગેરે. મહાવીર ભગવાને મુખ્યતયા, ગણધરશ્રેષ્ઠ ઇન્દ્રભૂતિને આ કથા કહી સંભળાવી ત્યારપછી ઉત્તમ સાધુપુરુષોએ આ કથાનું સંવર્ધન અને સંરક્ષણ કર્યું. પઉમચરિયમાં અનેક સ્થળોએ શ્રેણિક રાજા ગણધરમુખ્ય ઇન્દ્રભૂતિને પઉમચરિયની કથા કહેવા વિનતિ કરે છે. પછીથી ગૌતમસ્વામી શ્રેણિક રાજાની અભિલાષા પૂરી પાડવા માટે પઉમચરિયની કથાનું તે રાજાને શ્રવણ કરાવે છે. પઉમચરિયમાં ઘણીવાર વાંચવામાં આવે છે કે "હે મહાયશવાળા ગૌતમસ્વામી! પઉમચરિય સંપૂર્ણપણે શ્રવણ કરવાની મારી આકાંક્ષા છે!" ઉપર કહ્યા પ્રમાણે આ કથા ઇન્દ્રભૂતિએ તેમના શિષ્યોને કહી સંભળાવી અને પછીથી ક્રમશઃ આચાર્યપરંપરામાં આ કથા ઉતરી આવી.

મહાકવિ વિમલસૂરિના સમયમાં પણ આ કથા ઘણી જ રસપ્રદ હતી. ઘણા કવિઓએ પોતાની લેખિની અજમાવી જોઈ હતી. જે રસસિંધુમાંથી ગણધરશ્રેષ્ઠ ઇન્દ્રભૂતિ જેવાને પ્રેરણાપીયૂષ મળ્યું તે જ રસસિંધુમાંથી રસપાન કરવાનું કયા ભારતીય કવિને મન થાય નહિ? પઉમચરિયમાં આ રસસ્રોતમાંથી રસ ઝીલવાના પ્રયાસનું આલંકારિક શૈલીમાં જે સુંદર બયાન આપ્યું છે, તે આ છે કે "મહાવીરરૂપી શ્રેષ્ઠ હસ્તીએ પઉમચરિયરૂપી પાડેલા માર્ગમાં હજુસુધી અન્ય કવિકુંજરો પરંપરાએ જઇ રહ્યા છે." આગળ ચાલતાં વિમલસૂરિ સ્વપ્રયત્નના વર્ણનમાં કહે છે કે-"કવિવરરૂપી હસ્તીના મદના લોભવાળો એવો હું, મધુકરની જેમ, માર્ગમાં પગ અને મદનાં ઝરતાં બિન્દુ તરફ નજર રાખીને તે જ માર્ગે વિચર્યો." આ ઉપરથી આપણે જાણી શકીશું કે પઉમચરિયની કથાએ તે સમયમાં જૈનોનાં મન કેવાં આકર્ષી લીધાં હતાં. ઉપર્યુક્ત કથન પ્રમાણે અનેક જૈનકવિઓએ પઉમચરિયની કથાને અપનાવી લીધી હતી. પઉમચરિયના કર્તા મહાકવિ વિમલસૂરિએ પણ તે પ્રમાણે જ પ્રયત્ન કર્યો હતો. તે જ પ્રયત્નના સુંદર ફલરૂપે હાલમાં આપણી પાસે પઉમચરિય ઉપલબ્ધ છે.

આ મહાકાવ્યના કર્તા વિમલસૂરિ પોતે જ છે એવું તેમણે પઉમચરિયમાં ઘણીવાર લખ્યું છે. પઉમચરિયમાં એક સ્થળે તેમણે લખ્યું છે કે–" નામાવલિ સહિત અને આચાર્યપરંપરામાં ઊતરી આવ્યા પ્રમાણે જ હું પઉમચરિય લખીશ. " ઉપર એક ઉતારો આપ્યો છે તેમાં પણ લખ્યું છે કે– "તે જ માર્ગે હું પણ ચાલ્યો છું." વળી અન્ય સ્થળે લખ્યું છે કે–" હે શ્રોતાજનો ! જે પઉમચરિય સૂત્રાનુસાર રચાયું છે, વળી જેનો ગાથાઓવડે પ્રકટ અને સ્ફુટાર્થ કરવામાં આવ્યો છે, જે વિમલસૂરિએ રચ્યું છે, તે ( પઉમચરિય ) તમે સર્વે સાંભળો ! " તૃતીય સ્થલે વળી લખ્યું છે કે–" આ પ્રમાણે વિમલસૂરિએ ગાથાઓવાળું અને પ્રકટ અને સ્ફુટાર્થવાળું પઉમચરિય રચ્યું. " આ પ્રમાણે અનેકાનેક સ્થલોએ લખેલું છે કે વિમલસૂરિએ આ મહાકાવ્ય લખ્યું છે.

સુજ્ઞ વાચકો ! જોઇ શકશે કે આપણા ભારતદેશમાં ઘણા પ્રાચીન કાલમાં પ્રાકૃતભાષાની સાહિત્યવાટિકામાં આવાં કેટલાંય પુષ્પો ખીલી નીકળ્યાં હતાં. કોઈ કોઈ સંપૂર્ણપણે ખીલ્યાં હશે, કેટલાંયે અધૂરાં રહ્યાં હશે કે જેની કલ્પના પણ કરી શકાતી નથી. કાલગતિ ન્યારી છે એટલે તેના ઝંઝાવાતમાં આ સાહિત્યવાટિકા નષ્ટપ્રાયઃ થઈ ગઈ અને પઉમચરિય જેવું એકાદ સુસુગન્ધ સુમનસ્ કોઇ અકલિત રીતે બચી ગયું કે જેનો પરિમલ અદ્યાપિ આ લેખક જેવા સેંકડો અન્ય વિવિત્સુઓને સૌરભમુગ્ધ કરે છે.

**રામકથાની જૈનો, બ્રાહ્મણો અને બૌદ્ધો ઉપર થએલી અસર**

પઉમચરિય–રામકથા સમાજમાં પ્રચલિત થઇ ત્યારથી જ તેણે જનતાનાં હૃદયો હરી લીધાં છે. તે કથામાં એવા એવા અનેક ગુણો રહેલા છે કે જેવડે આપણા ભારતદેશમાં પ્રચલિત સર્વકોઇ ધર્મના અનુયાયીઓ ઘણા જ પ્રાચીન કાલથી મુગ્ધ થયા છે. દા. ત. બ્રાહ્મણધર્મમાં આદિકવિ મહર્ષિ વાલ્મીકિએ રામાયણ ૨૪૦૦૦ શ્લોકપ્રમાણ રચ્યું. જો કે અદ્યાપિ ઉપલબ્ધ રામાયણમાં પાછળથી ઘણું જ પ્રક્ષિપ્ત આવી ગયું છે. મહાભારતમાં પાછળથી પણ આ કથા સંક્ષિપ્ત રૂપમાં જોવામાં આવે છે. બીજાં પુરાણો જેવાં કે પદ્મપુરાણ, દેવી ભાગવત ઇત્યાદિમાં પણ આ કથા આલેખાએલી છે. ઘણા કવિઓએ આ રામકથામાંથી પોતાના કાવ્યો, નાટકો આદિ ગ્રંથો લખવામાં પ્રેરણા મેળવી છે. દા. ત. પદ્મપુરાણમાં સૃષ્ટિ અને પાતાલ ખંડોમાં તેમ જ દેવીભાગવતમાં ત્રીજા સ્કંધમાં આ કથા આવે છે. મહાકવિ ભાસે (તેમના રચેલાં પ્રતિમા અને અભિષેક નામનાં નાટકોમાં) રામકથાના અમુક ભાગો ઉપરથી બે જુદાં જુદાં નાટકો લખ્યાં છે, કવિશિરોમણિ કાલિદાસે રઘુવંશ રચ્યું, દિઙ્નાગે કુન્દનમાલા રચી, ભવભૂતિએ ઉત્તરરામચરિત્ર લખ્યું, જયદેવે પ્રસન્નરાઘવ નામનું નાટક લખ્યું વિગેરે વિગેરે. કહેવાનું એટલું જ કે આ રામકથાએ કોટયાવધિ ભારતવાસીઓને મુગ્ધ કર્યા છે.

બૌદ્ધ ધર્મના અનુયાયીઓ પણ આ કથાવડે ઘણા જ આકર્ષાયા હતા. પાલીભાષામાં પણ બૌદ્ધોએ દશરથજાતક નામનું એક જાતક લખેલું છે. આ જાતકમાં તેમણે દાશરથિની કથા ગુંથી છે.

જૈનોએ પણ આ કથામાંથી ઘણી જ પ્રેરણા મેળવી છે. દા. ત. આપણું પઉમચરિય, રવિષેણનું પદ્મચરિત્ર, કલિકાલસર્વજ્ઞ હેમાચાર્યનું ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત, ગુણાઢયનું ઉત્તરપુરાણ ઇત્યાદિ ઉદાહરણો મોજુદ છે.

આ ત્રણેય ધર્મના અનુયાયીઓએ, રામકથાવડે પોતાના ધર્મનો વધારે પ્રમાણમાં પ્રચાર કેમ

થાય તે દૃષ્ટિબિંદુથી રામકથા લખી છે. દા. ત. વાલ્મીકિ રામાયણમાં રામ, સીતા ઈત્યાદિ વૈદિકધર્મ-પરાયણ હતાં એમ આલેખાએલું છે. બૌદ્ધોના દશરથજાતકમાં તેઓ બૌદ્ધધર્માનુયાયીઓ હતાં એમ છે. વળી તેઓ એક જ માબાપના સંતાનો હતાં ! અને છેવટમાં રામ-સીતાનાં લગ્ન થયાં ! આ કથામાં કેટલું તથ્ય રહેલું છે તે તો સુજ્ઞ વાચકોને જરૂર જણાશે જ. આ કથા કેટલી બનાવટી છે તેના વિષે કંઈ પણ કહેવાનું રહેતું જ નથી. આ કથા વિષે શ્રીપાદ કૃષ્ણ બેલવલકર એમ. એ. પી. એચ. ડી. એ હારવર્ડ ઓરીએન્ટલ સીરીઝમાં ૨૧ મા ગ્રંથ તરીકે પ્રસિદ્ધ થએલા ઉત્તરરામચરિત્રના અંગ્રેજી ભાષાંતર અને ટિપ્પણીમાં સખત શબ્દોમાં જે ટીકા કરી છે તે સ્થાને જ છે, એમ લેખકનું નમ્ર મંતવ્ય છે. જૈનોએ પણ પોતાના ધર્મના પ્રસાર માટે રામ, સીતા વિગેરેને આર્હતમતાનુયાયી તરીકે વર્ણવ્યાં છે. તેમણે પોતાના ધર્મપ્રચારનું ધ્યેય લક્ષ્યમાં રાખીને અનેક ફેરફારો કર્યા છે.

આ ઉપરથી એટલું તો જરૂર સમજાશે કે રામકથાનો આપણી ભારતીય સમાજ ઉપર પ્રાચીન કાલમાં જેવોતેવો પ્રભાવ ન હતો અને હાલમાં પણ તેવો જ અકાટ્ય પ્રભાવ છે અને રહેશે. અનેક મુમુક્ષુ જીવો તેનાવડે મુગ્ધ થતાં આવ્યાં છે અને થશે જ. તેમાં કોઈ પણ જાતની શંકા અસ્થાને છે. વસ્તુસ્થિતિ જ્યારે આવી છે ત્યારે વિમલસૂરિ જેવા મહાકવિ અને સર્વરીતે યોગ્ય પુરુષવર તેવડે મુગ્ધ થઈને પઉમચરિય નામનું ૧૧૮ ઉદ્દેશોવાળું, ( જૈન મહારાષ્ટ્રી નામની પ્રાકૃત ભાષામાં જૂનામાં જૂનું અને અદ્યાપિ ઉપલબ્ધ ) મહાકાવ્ય રચે તેમાં આશ્ચર્યકારક શું છે ?

**વિમલસૂરિ ઉપર વાલ્મીકિકૃત રામાયણની અસર**

રામાયણની કથા બ્રાહ્મણધર્મમાં ઘણા પ્રાચીન કાલથી ચાલતી આવી છે. આ કથા જુદાજુદા ત્રણ પ્રકારે (Recensions) ઊતરી આવી છે કે જેઓ એકંદર તો સરખા જ છે પણ ક્વચિત્ ક્વચિત્ નજીવી બાબતોમાં બહુ જ પરસ્પરથી ભિન્ન છે. સાંપ્રતકાલમાં આપણે કહી શકતા નથી કે આ ત્રણમાંથી કયો જૂનો છે. જર્મનીના પ્રખ્યાત વિદ્વાન્ પંડિત ડૉ. હર્મન યાકોબીએ રામાયણના જૂનામાં જૂના ભાગને ખગોળશાસ્ત્ર તેમ જ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઈ. સ. પૂર્વે ૮૦૦-૫૦૦ ના અરસામાં મૂક્યો છે. એટલું તો ચોક્કસ છે કે ઇસ્વીસનની શરુઆત સુધી રામાયણમાં ઘણું જ પ્રક્ષિપ્ત ઉમેરાતું જતું હતું. બીજા એક પૌર્વાત્ય સાહિત્ય-વિશારદ ડૉ. વીન્ટરનીટ્ઝનું મંતવ્ય એવું છે કે-" ઘણું કરીને રામાયણનું અદ્યાપિ ઉપલબ્ધ સ્વરૂપ ઇસ્વીસન પછીનાં બીજા શતકના ઉત્તરાર્ધમાં ઘડાઇ ગયું હતું." આ ઉપરથી જાણી શકાશે કે રામકથા બ્રાહ્મણધર્મમાં ઘણા પ્રાચીન-કાલથી ઉતરી આવી છે.

વિમલસૂરિએ પઉમચરિય રચ્યા પહેલાં વાલ્મીકિકૃત રામાયણ જરૂર જોયું હશે જ. તેઓ રામાયણથી સુપરિચિત હોવા જ જોઇએ, એ પઉમચરિયના રસજ્ઞ વાચકને તરત જ જણાશે. વિમલસૂરિએ પઉમચરિય રચ્યા પહેલાં નારાયણ અને શ્રીનાં ચરિત્રોનું શ્રવણ કર્યું હતું એમ તેઓ પોતે જ કહે છે, પરન્તુ લેખકનું મંતવ્ય એવું છે કે વાલ્મીકિકૃત રામાયણ પણ ( કદાચ તેમની શ્રાવક અવસ્થામાં ) સાંભળ્યું અગર વાંચ્યું હોવું જ જોઇએ. પઉમચરિયમાં અનેક સ્થલોએ વિમલસૂરિએ લખ્યું છે કે- " વિપરીત પદાર્થવાળું રામાયણ કવિએ લખ્યું છે. " રામાયણને " અલિયસત્થ " અને તેના કર્તાને " કુકવિ " " મૂઢ " ઇત્યાદિ વિશેષણોવડે નવાજ્યો છે. વિમલસૂરિએ વાલ્મીકિ રામાયણમાં વિસ્તાર-

પૂર્વક વર્ણવાએલા એવા કેટલાએક વિષયો વિષે માત્ર આનુષંગિક ઉલ્લેખ જ કર્યો છે અને કેટલા એકને બાતલ કરી નાખ્યા છે. ધાર્મિક દૃષ્ટિએ આવાં સંકલનો અને વ્યવકલનો ભલે સહેતુક હોય પણ કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં તેમાંનાં કેટલાંક આ મહાકાવ્યની સૌંદર્યક્ષતિ કરે તેવાં છે.

**વિમલસૂરિ : એક મહાકવિ**

પઉમચરિયમાં જે અનેક સ્થલોએ કવિએ ફક્ત ચમકારા જ કર્યા છે તે સ્થલોનો ઉલ્લેખ અત્ર કરવા યોગ્ય છે. વિમલસૂરિમાં એક મહાકવિની કવિત્વશકિત છે જ અને તેને માટે નીચેના થોડાક દાખલાઓ પૂરતા છે. આ ગ્રંથ એક ધાર્મિક ઉદ્દેશથી જ લખાયો છે એટલે જ આ લેખકના નમ્રમંતવ્યાનુસાર વિમલસૂરિએ જાણી જોઇને સંપૂર્ણપણે પોતાનું પોત પ્રકાશ્યું નથી.

વિમલસૂરિને પ્રકૃતિસૌંદર્યે મુગ્ધ કર્યા હતા એ વાત ચોક્કસ છે કારણ કે પઉમચરિયમાં એવાં ઘણાં વર્ણનો આવે છે. દા. ત. પર્વતોમાં મન્દરગિરિ, મેરુ, ચિત્રકૂટ; નદીઓમાં નર્મદા અને ગંગા; મહોદધિ વિગેરેનાં વર્ણનો બહુ જ સુંદર છે. સૂર્યાસ્ત અને નિશાસમયનાં વર્ણનો પણ સરસ છે. ષડ્ઋતુઓમાં ખાસ કરીને શરદ્, હેમન્ત, વસન્ત અને વર્ષાનાં સારાં વર્ણનો આપ્યાં છે. જેવી રીતે પ્રકૃતિની કોમલતાનું વર્ણન કર્યું છે તેવી જ રીતે તેની ભીષણતાનું પણ વર્ણન કર્યું છે. દા. ત. સીતાને વનવાસ આપ્યો ત્યારે ગાઢ જંગલનું વર્ણન અને એક સ્મશાનનું વર્ણન એમ આ બે વર્ણનો બહુ જ સારાં છે. વિમલસૂરિએ બીજાં નગરોનાં પણ વર્ણનો ઠીક આપ્યાં છે. ખાસ કરીને રાયપુર નગરનું વર્ણન સારું છે. વિમલસૂરિએ સ્ત્રી સૌંદર્યનું પણ ઠીક વર્ણન આપ્યું છે. સીતાજીનું પણ એક જગ્યાએ વર્ણન આવે છે, જો કે તે વર્ણન યક્ષની "તન્વી શ્યામા" ના વર્ણન સાથે સરખાવી શકાય તેમ નથી જ, છતાં પણ તે સરસ છે. વિમલસૂરિએ માનવજીવનની આહ્લાદદાયક અને વિરલ પણ ધન્ય પલોનું સુંદર વર્ણન આપ્યું છે. દા. ત. રાજા સહસ્રકિરણની જલક્રીડા, રામચંદ્રજીની સીતા સાથેની જલક્રીડા, હનુમાનની સુરતક્રીડા વિગેરે પ્રસંગોનાં વર્ણનો બહુ જ સુંદર છે, જો કે તે બધાં ભારવિએ વર્ણવેલી જલક્રીડા અને કુમારદાસે વર્ણવેલાં ઉદ્યાનક્રીડા અને સંભોગવર્ણનો સાથે સરખાવી શકાય તેમ નથી જ; છતાં પણ પઉમચરિય એકલું જ લેતાં તે વર્ણનો મનોહર છે. બીજા એક પ્રસંગની નોંધ ખાસ જરૂરની છે. વિમલસૂરિએ પઉમચરિયમાં રાવણને જોવાની લંકાવાસિનીઓની ઉતાવળ, રામચંદ્રજીની સેનાએ લંકામાં વિજયપુરઃસર પ્રવેશ કર્યો ત્યારે સ્ત્રીઓની કુતુહલયુક્ત રામદર્શનાકાંક્ષા, લવ અને કુશને નીરખવાની તેઓની અતિ તીવ્ર ઇચ્છા વિગેરે વિગેરેનાં વર્ણનો બહુ જ રસપ્રદ છે; જો કે તે બધામાં વધારે ફેર નથી, તેમ જ તેઓને અશ્વઘોષના બુદ્ધચરિત્રમાંના તેવા જ પ્રસંગનું વર્ણન, રઘુવંશ અને કુમારસંભવનાં તેવાં પ્રસંગોનાં વર્ણનો, બાણભટ્ટની કાદમ્બરીમાંના વિદ્યાશાલામાંથી પાછા ફરતા ચંદ્રાપીડના આગમનનું વર્ણન ઇત્યાદિ સાથે સરખાવી શકાય તેમ નથી જ; છતાં પણ પઉમચરિયમાં તે તે વર્ણનો મનોહર છે જ. કવિએ જેમ યુવાવસ્થાનું વર્ણન આપ્યું છે તેમ વૃદ્ધાવસ્થાનું પણ સુંદર વર્ણન આપ્યું છે. નરકનું વર્ણન પણ તેમના શાસ્ત્રાનુસાર છે.

આ ઉપરથી આપણને ખાત્રી થાય છે કે કવિમાં જરૂર ઉંચી કોટિની કવિત્વશક્તિ છે જ પણ તેમણે સંપૂર્ણપણે તક મળવા છતાં તેને વિકસાવી નથી. જો તેમણે આ તકોનો લાભ ઊઠાવ્યો હોત તો જરૂર પઉમચરિય કે જે અદ્યાપિ અન્યદૃષ્ટિએ અતિમહત્ત્વનું કાવ્ય છે તે કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ

પણ એક બહુ જ સુંદર અને સર્વોત્તમ કાવ્ય થઇ રહેત. પણ વિમલસૂરિએ ધાર્મિક દષ્ટિને પ્રાધાન્ય આપ્યું અને આ દષ્ટિને ગૌણ સ્વરૂપ આપ્યું એટલે જ આ પઉમચરિય એક મહાકાવ્ય હોવા છતાં પણ કાવ્યશાસ્ત્રની દષ્ટિએ અતિસુંદર, અદ્વિતીય મહાકાવ્ય નથી.

પઉમચરિય ઐતિહાસિક દષ્ટિએ એક બહુ જ પ્રાચીન કાવ્ય છે અને તેથી જ તેમાં આલેખાએલું સામાજિક જીવન જાણવા યોગ્ય છે. તત્કાલીન સંસ્કૃતિ અને કલા કેવી હતી તે ખાસ જાણવા લાયક છે.

**પઉમચરિયના વાચનથી મળી આવતા સામાજિક જીવનની ટૂંકી રૂપરેખા અને તત્કાલીન સંસ્કૃતિ અને કલાનું સંક્ષિપ્ત વર્ણન**

શિક્ષણ–વિદ્યાભ્યાસ આદિ વિષયો લઇએ તો જણાય છે કે તે સમયમાં વિદ્યાર્થીઓને બહુ જ ઊંડો અભ્યાસ કરાવવામાં આવતા હતો. ખાસ કરીને રાજપુત્રો, રાજકુમારીઓ વિગેરેને વિદ્યામાં નિપુણ બનાવવામાં આવતાં હતાં. દા. ત. કૈકેયીનો જ દાખલો લઇએ તો જાણી શકીશું કે તે વિવિધકલાગમકુશલ હતી. તેને ગુણ અને લક્ષણ સહિત નાટ્યકલા, સ્વરવિભક્તિયુક્ત ગાન્ધર્વ વિદ્યા, ચતુર્વિધ વૈદક, આભરણવિધિ, શબ્દ અને લક્ષણવાળું લિપિશાસ્ત્ર, ગજ અને તુરગનાં લક્ષણો, ગણિતશાસ્ત્ર, છન્દઃશાસ્ત્ર, નિમિત્તશાસ્ત્ર, આલેખનકલા, લેપ કરવાની કલા, પત્રછેદ કલા, ભોજનવિધિ, વિવિધરત્નપરીક્ષા, કુસુમપરીક્ષા, જુદા જુદા ભેદવાળું દ્યૂત, ગન્ધયુક્તિ, તદુપરાંત લોકોપયોગી વ્યાવહારિક જ્ઞાન ઇત્યાદિ શિખવાડવામાં આવ્યાં હતાં. આ ઉપરથી જણાય છે કે તે સમયમાં લિપિશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, છન્દઃશાસ્ત્ર વિગેરે ખાસ શિખવાડવામાં આવતાં હતાં અને વિશિષ્ટ કક્ષાના વિદ્યાર્થીઓને ઉપર્યુક્ત અન્ય કલાજ્ઞાન પણ આપવામાં આવતું હતું.

સામાજિક જીવનનો બીજો એક વિષય લઇએ તો જણાય છે કે તે સમયમાં વેશ્યાઓને સમાજમાં ઊંચું સ્થાન આપવામાં આવતું હતું. તે સ્ત્રીઓ બહુ જ ચતુર અને વિચક્ષણ તેમ જ સર્વ વિદ્યાઓમાં પારંગત મનાતી હતી.

લોકોમાં શુકન અપશુકનની માન્યતા ઘણી જ હતી. ગધેડાનું ભૂંકવું, શિયાળનું રડવું, ઘોડાનું હણહણવું વિગેરે અપશુકનો ગણાતાં હતાં. અમુક પક્ષીઓનો અવાજ શુકનરૂપ ગણાતો હતો.

તે સમયે માણસો જોષીઓમાં પણ બહુ જ માનતા હતા. કેટલાક પુરુષો સ્વપ્નોના અર્થ જાણવાવાળા હતા. આપણે પઉમચરિયમાં ઘણીવાર જોઇએ છીએ કે અમુક રાણીઓને અમુક જાતનાં સ્વપ્નાં આવે છે. પછી તે પોતાના પતિને–રાજાને કહે છે એટલે કોઇ વખતે રાજા પોતે જ તેનો અર્થ કહે છે અથવા તો કોઇ નૈમિત્તિકને બોલાવી પૂછે છે. પઉમચરિયમાં આવા અષ્ટાંગનિમિત્તધરોના ઘણા ઉલ્લેખો મળી આવે છે. જ્યારે જ્યારે શુભકાર્ય કરવું હોય ત્યારે માણસો તિથિ, નક્ષત્ર, યોગ, કરણ, લગ્ન વિગેરે જોઇને શુભ કાર્ય આરંભે છે. આ ઉપરથી જણાય છે કે તે સમયમાં સમાજમાં જ્યોતિષશાસ્ત્રને માટે ઘણું જ માન હતું.

દ્યૂતની રમત પ્રજામાં ઘણી જ પ્રચલિત હતી. પઉમચરિયમાં એક એવો દાખલો પણ આપેલો છે કે જેમાં દ્યૂતને કારણે એક માણસ અકિંચન થઇ ગયો અને બહુ જ બેહાલ થઇ ગયો.

તે સમયમાં માણસો શણગાર સજવાનું ઠીક ઠીક જાણતાં હતાં. મોટામોટા ઉત્સવો અને પર્વો વખતે સ્ત્રીઓ અને પુરુષો બહાર જતાં અને સુંદર વસ્ત્રો પરિધાન કરી આભૂષણો અને અન્ય અંગરાગવડે શરીરને સુશોભિત કરી આનંદ કરતાં. પઉમચરિયમાં ઘણાં આભૂષણોનાં નામો આવે છે જેવાં કે મુકુટ, વરહાર, ચૂડામણિ, કટક, કેયૂર, કુણ્ડલ, કટીસૂત્ર, વિગેરે વિગેરે. કપડાં–લત્તાં પણ કિંમતી અને બહુ જ સફાઇદાર અને મુલાયમ હોય તેવાંનો જ તે પ્રસંગો ઉપર ઉપયોગ થતો. શરીરની સુંદરતા વધારે દેખાડવા કુંકુમ આદિ સુગંધી દ્રવ્યોનો અંગરાગ કરવામાં આવતો હતો. એવા એવા ઉત્સવો વખતે માણસો ગામબહાર સારા સારા ઉદ્યાનોમાં, અન્ય આરામગેહોમાં, તલાવને કાંઠે, આમ્રવાટિકામાં કે અન્ય સુંદર વિરામસ્થાનોએ જઇ ઉજાણી કરી મોજ માણતાં હતાં. ત્યાં આગળ જુદી જુદી જાતનાં ખાદ્ય અને પેય પદાર્થોનો મોટા પ્રમાણમાં ઉપયોગ થતો. ગમ્મતમાં વધારો કરવા માટે હાલમાં જેમ રામલીલા, પાંડવલીલા વિગેરે ગામડાઓમાં ભજવાય છે તેમ તે સમયે તે પ્રસંગો માટે લોકો પોતાની મેળે જ એવા હાસ્યરસપૂર્ણ પ્રસંગો ગોઠવી લેતાં. તેનો પ્રયોગ કરવામાં આવતો અને સર્વે પ્રેક્ષકો આનંદમાં સમય વીતાવતા. વિદૂષક બહુ જ પ્રખ્યાત હતો. તેનું બનાવટી કાન, નાક વિગેરે વાળું મોઢું પણ પ્રખ્યાત હતું. સંગીતમાં પણ લોકો ઘણો જ રસ લેતા હતા. ઉપર વર્ણવેલા પર્વો અને ઉત્સવોના દિવસોએ સંગીતના જલસાઓ થતા અને લોકોના મન ઘણાં જ આનંદિત થતાં. પઉમચરિયમાં ઘણાં વાજિંત્રો અને વાદ્યવિશેષોનાં નામો આપ્યાં છે જેવાં કે પડુ પટહ, દુન્દુભિ, તૂર, ભેરી, ઝલ્લરી, આઇઙ્ગ, મૃદઙ્ગ, શઙ્ખ, પણુવાણુ, ત્રપ્ટ, કાહલ, ભમ્ભા, ડમરુ, ઢક્કા, તલિમા, હુડુક્ક, વિગેરે. આમાનાં ઘણાં યુદ્ધ સમયે યોદ્ધાઓને પાણી ચઢાવવા કામમાં આવતાં હતાં, બીજાં રાજા–મહારાજાઓના મહેલોની ડેઢીઓએ બન્દીજનો વગાડતા હતા. ઉત્સવોના સમયે ખાવાપીવાની મોજ, ગાનતાન, નાટકચેટક વિગેરેની સાથે સાથે નાચનો પણ સુંદર ઉમેરો થતો હતો. પઉમચરિયમાં ઘણે સ્થળે નાચનાં ટૂંકા વર્ણનો આવે છે. આ નાચ પદ્ધતિસર કરવામાં આવતો હતો. પ્રેક્ષકો દરેક જાતનો હાવભાવ જોઇ શકતા હતા. આ નાચ વિલાસયુક્ત હતો. નાચતી વખતે પદનિક્ષેપ પણ લીલાયુક્ત રીતે જ કરવામાં આવતો હતો. સાથે સાથે નાચનાર વ્યક્તિના ભ્રૂવિલાસ અને સુંદર અને લાક્ષણિક કટાક્ષો ઘણાને મોહિત કરતા હતાં. આ બધું તો ઠીક પણ સાથે સાથે ઘણા માણસો જુદી જુદી જાતની ધમાધમી અને મસ્તીમાં આનંદ લેતા હતા. અન્ય માણસો આનંદના ઉભરામાં મુક્તકણ્ઠે અવાજો કરી હર્ષ પ્રદર્શિત કરતા હતા. આવા પ્રસંગોએ સાર્વજનિક ઉદ્યાનો અને આરામગેહોને ધ્વજપતાકાવડે શણગારવામાં આવતાં હતાં કે જેથી માણસોના આનંદ સાથે સ્થાનની શોભામાં પણ અભિવૃદ્ધિ થતી હતી.

તત્કાલીન યુદ્ધકલા પણ ઉંચી કોટિની હતી. રથ, વિમાન, શિબિકા, આદિ વાહનો વપરાશમાં હતાં. પ્રાણીઓમાં હાથી, ઘોડા, વૃષભ, મહિષ, વરાહ વિગેરેનો ઉપયોગ કરવામાં આવતો હતો. યુદ્ધના હથિયારોમાં ઘણાં ઘણાં શસ્ત્રો તે સમયે પ્રચલિત હતાં. દા. ત. અસિ, લષ્ટિ, કણય, ચક્ર, તોમર, ઘન, પ્રહરણ, પડણ, પરશુ, પટ્ટિશ, શક્તિ, શરબાણ, અશનિ, મુદ્ગર, ફલિહ, ( પરિઘ ), શિલાશલ્ય, ભિણ્ડમાલ, ખેડય ( ખેટ ), ઝસર, કુન્ત, સબ્બલ, ખડ્ગ, કપ્પ, કરવાલ, શૂલ, મુસુંઢિ વિગેરે વિગેરે.

તે સમયમાં માણસો જુદીજુદી જાતના હીરા, મોતી, માણેક આદિથી સુપરિચિત હતાં. પઉમચરિયમાં ઘણાં નામો આવે છે. દા. ત. મણિ, રત્ન, મૌક્તિક, વૈડૂર્ય, વજ્ર, મરકત, કર્કેતન, સૂરકાન્ત, ઇન્દ્રનીલ, વિદ્રુમ, પુષ્પમણિ, પદ્મરાગ વિગેરે. સોનું પણ કનક, કાંચન, જામ્બુનદ વિગેરે ત્રણ પ્રકારે જાણીતું હતું.

પઉમચરિયમાંથી તત્કાલીન સ્થાપત્યકલા વિષે આપણને કંઇક જાણવાનું અવશ્ય મળે છે. તે સમયમાં રાજા–મહારાજાના મહેલો ભવ્ય, રોનકદાર અને ગગનચુંબી બનાવવામાં આવતા હતા. સુંદર કમાનો અને વિશાળ અગાશીઓ, મરકત માણેક આદિવડે જડેલું ભોંયતળીયું, વિચિત્ર રત્નો-વડે શણગારેલી ભીંતો, સુવર્ણપત્રજડિત પ્રાકારો, અસંખ્ય વિભાગો વિગેરે વિગેરે ખાસ આકર્ષક વસ્તુઓ તે નરેશપ્રાદોમાં જોવામાં આવતી. રાવણના મહેલનું વર્ણન કર્યું છે તેમા લખ્યું છે કે તે સહસ્ર સ્તંભોવડે શણગારવામાં આવ્યો હતો. તેની ભીંતોએ સોનાના પતરાં ચોઢયાં હતાં. દ્વારે દ્વારે, મરકત મૌક્તિક, માણિક્ય વિગેરેના તોરણો લટકાવવામાં આવ્યા હતા

શિલ્પકળા પણ ખાસ જાણીતી હતી. એક સમયે, પઉમચરિયના કહેવા પ્રમાણે, દશરથ રાજાની માટીની મૂર્ત્તિ બનાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. મૂર્ત્તિ એવી આબેહુબ બની હતી કે જે દુશ્મનો દશરથ રાજાને મારી નાખવા આવ્યા હતા તે બધા તે મૂર્ત્તિને દશરથ રાજાનું શબ જાણી વિદાય થયા ! !

ચિત્રકળા પણ ખૂબ જાણીતી કળા હતી. પઉમચરિયમાં ઘણીવાર એવા પ્રસંગો આવે છે કે ઉદ્યાનમાં કોઈ અજાણી વ્યક્તિ કોઇ એક સ્વરૂપવતી સ્ત્રીનું રેખાચિત્ર દોરી જાય અને ઉદ્યાનવિહાર કરતાં રાજકુમાર તે જોઇને પ્રેમમુગ્ધ બને ! આવું તેમાં ઘણીવાર બને છે. પઉમચરિયમાં નારદજી આવાં ઘણાં ચિત્રો દોરે છે અને અનેક રાજકુમારોને કંદર્પના અકાટ્ય પાસોમાં ફસાવે છે.

પઉમચરિયમાં ખાસ નોંધવાલાયક બે વિગતો આવે છે તે એ જ કે તત્કાલીન મનુષ્યો પ્રાણિ-શાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રથી અજ્ઞાત હતા નહિ. અનેક પશુ, પક્ષીઓ તેમની જાણમાં હતાં જેવાં કે હરિ, નકુલ, વૃષભ, કેસરી, વરાહ, રુરુ, ચમર, મહિષ, ગો, રિછ, ખર, તુરગ, હસ્તિ, શશ, વ્યાઘ્ર, તરછ, રોહિય, કોલ્હો. વળી ગરૂડ, સારસ, શતપત્ર, ચક્રવાક, હંસ, પારાવત, કાક વિગેરે પક્ષીઓ જાણીતાં હતાં. વનસ્પતિશાસ્ત્રમાં પણ ઘણાં જ વૃક્ષો, નાના નાના છોડવાઓ, ફળો, ફૂલો જાણીતાં હતાં. દા. ત. બકુલ, તિલક, ચમ્પક, અશોક, પુન્નાગ, નાગ, વડ, સપ્તપર્ણ, પ્રિયઙ્ગુ, ઇન્દ્રતરુ, સરલ, શિરીષ, તિન્દુક, પાટલ, મલ્લી, જમ્બુ, અશ્વત્થ, નન્દી, ચુત, જ્ઞાનદ્રુમ, અર્જુન, કુન્દલતા, કટુકવૃક્ષ, ક્ષીર, પલાશ, અંકોલ, ખદિર, કપિષ્ઠ, લોણવૃક્ષ, સાગ, નિમ્બ, ફણસ, કોરિણ્ટ, કુમુદ, અરતુગ, બદરી, ઉદુમ્બર, નારંગ, ઇઙ્ગુદી, કદલી, ખજુર, નાલિએર, લવંગ, કેસર, કમલ, અરુણ, વિગેરે વિગેરે. આ ટૂંકા વર્ણનથી આપણને તત્કાલીન વિદ્યા, સ્થાપત્ય, ચિત્ર, શિલ્પ, સંગીત, યુદ્ધ વિગેરે કલાઓ અને પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રનું ઉત્કૃષ્ટ જ્ઞાન વિગેરે બાબતોનું ઠીક ઠીક વર્ણન મળે છે. તે સમયનું સામાજિક જીવન કેવા પ્રકારનું હતું તે પણ આપણે જાણી શકીએ છીએ.

**પઉમચરિયના વાચન ઉપરથી જાણી શકાતી તત્કાલીન અને તત્-પૂર્વીય સાહિત્ય સમૃદ્ધિ.**

જર્મનીના પ્રખ્યાત પંડિત ડૉ. હર્મન યાકોબીએ તેમના એક લેખમાં ( " પ્રાચીન પ્રાકૃતગ્રંથો " ) ખરું જ લખ્યું છે કે 'પઉમચરિય એ જૈનોનું જૂનામાં જૂનું પ્રાકૃત કાવ્ય છે. પઉમચરિય અને પદ્મપુરાણ એ બન્નેમાંથી પઉમચરિય જૂનું છે અને પદ્મપુરાણ ત્યારપછી જ લખાયું છે. પઉમચરિયની ભાષા જૈન મહારાષ્ટ્રી પ્રાકૃત છે. તે જૂની પ્રાકૃતભાષામાં લખાયું છે, અને તેથી જ તેના ઉપર વ્યાકરણના સંપૂર્ણ સંસ્કારો પડ્યા નથી. તે કાવ્ય મહાકાવ્યની સુગમશૈલીમાં લખાયું છે, અને આટલા ઉપરથી જ આપણે કહી શકીએ કે ઘણા જ મોટા પ્રમાણમાં પ્રાકૃતકાવ્ય સાહિત્ય ( કે જેણે સમાજનાં હૃદય ઘણા અંશે હરી લીધાં હતાં ), વિમલ-

સૂરિના સમય પહેલાં અસ્તિત્વમાં હતું જ અને વિમલસૂરિનું પઉમચરિય એ તો માત્ર અદ્યાપિ ઉપલબ્ધ તે સાહિત્યનો અંશમાત્ર જ છે.' ( જુઓ મોડર્ન રીવ્યુ. ઇ. સ. ૧૯૧૪ ) બીજા એક પ્રખ્યાત અંગ્રેજ કે જેઓ પણ પૌર્વાત્યસાહિત્યકોવિદ છે તેમણે ઉપર્યુક્ત જર્મન પંડિતના આશયને મળતું લખાણ કરેલું છે. તે ડૉ. કીથ તેમના સંસ્કૃતસાહિત્યના ઇતિહાસમાં લખે છે કે જૈનોના જૈન મહારાષ્ટ્રીભાષામાં લખાએલા જૂનામાં જૂના મહાકાવ્ય પઉમચરિય વૈયાકરણોએ કહેલા દેશી શબ્દો બહુ જ છૂટથી વાપર્યા છે. ( જુઓ તેમણે રચેલો સં. સા. નો ઇતિહાસ )

ઉપર્યુક્ત બન્ને પંડિતોમાંના એકે કબૂલ કર્યું છે કે વિમલસૂરિના સમય પહેલાં અઢળક પ્રાચીન સાહિત્ય અસ્તિત્વમાં હતું અને બીજાએ કબૂલ કર્યું છે કે પઉમચરિયમાં ઘણા દેશી શબ્દો વાપરવામાં આવ્યા છે. આ બીજા કથન ઉપરથી પરોક્ષ રીતે જણાય છે કે પ્રાકૃત સાહિત્ય વિપુલ પ્રમાણમાં હોવું જોઇએ.

આ લેખના આ ભાગમાં આ લેખક પઉમચરિયમાંનાં અન્ય પ્રમાણો ઉપરથી બતાવી આપશે કે તત્કાલીન પ્રાકૃત સાહિત્ય વિપુલ હતું. આ જ લેખના આગલાં પાનાઓમાં એક જગ્યાએ વર્ણવ્યું છે કે મહાવીર પ્રભુએ પોતાના શિષ્યોને પઉમચરિયની કથા સંભળાવી. તેઓએ તેમના શિષ્યોને અને શ્રેણિક જેવા રાજાઓને સંભળાવી. પછીથી આચાર્યપરંપરામાં આ કથા સંવર્ધિત અને સંરક્ષિત થતી થતી ચાલી આવી.

વિમલસૂરિએ આ રામકથામાંથી કેવી રીતે પ્રેરણાપીયૂષ પીધું તેનું આગળ સુંદર વર્ણન આપ્યું છે. અનેક કવિઓ આ કથાવડે આકર્ષાયા હતા અને તેમણે અસંખ્ય પ્રયત્નો યથાશક્તિ કર્યા હતા,. વિમલસૂરિએ ખરું જ કહ્યું છે 'કે પોતે પણ આ મદઝરતા મસ્ત કવિ–માતંગોએ પાડેલા માર્ગ ઉપર તેમનાં પાદચિહ્નો અને મદબિંદુઓ તરફ જ દૃષ્ટિ રાખીને વિચર્યા છે.' વિમલસૂરિ તે માર્ગ ઉપર વિચર્યા અને તેના સુફલ તરીકે આપણી પાસે પઉમચરિય મોજુદ છે. તદુપરાંત વિમલસૂરિ કહે છે કે તેમણે પોતે પણ તત્પૂર્વીય ગ્રંથો જેવા કે નારાયણ અને શ્રીનાં ચરિત્રો આદિ વાંચ્યાં હતાં. આ ઉપરથી આપણે જાણી શકીશું કે તત્કાલીન પ્રાકૃત સાહિત્ય અતિ વિપુલ હતું. તે સમયે અનેક દેશી શબ્દોનો ઉપયોગ આવાં કાવ્યોમાં થતો એ માટે પઉમચરિયનો જ દાખલો પૂરતો છે. પઉમચરિયમાં જે અનેક છંદોનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે ઉપરથી પણ તત્કાલીન કાવ્ય સાહિત્યની વિપુલતા સિદ્ધ થાય છે. પાછળનાં પાનાંઓમાં વિમલસૂરિએ જે ધાત્વાદેશો પઉમચરિયમાં વાપર્યા છે તેમાંના કયા કયા ૧૨મા સૈકામાં હેમચંદ્રાચાર્યે સિદ્ધહેમના ૮મા અધ્યાયના ૪થા પાદમાં નોંધ્યા છે તે બતાવ્યું છે; જો કે હેમાચાર્યે પોતે જોએલા અને વાંચેલા ગ્રંથો ઉપરથી જ તે ધાત્વાદેશો આપ્યા હશે પણ પઉમચરિયનો ઉલ્લેખ તેમણે કર્યો નથી. વાચકોને અહિં પુનરપિ યાદ આપવું આવશ્યક છે કે હેમાચાર્યે પણ પઉમચરિયને અનુસરીને જ ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં રામકથા આલેખી છે. પઉમચરિયમાં જે દેશી શબ્દો આવે છે તેમાંના ઘણાખરા હેમાચાર્યની દેશીનામમાલામાં નોંધાએલા છે. હેમાચાર્યે તેમના રચેલા વ્યાકરણમાં જે ભાગ અપભ્રંશ ભાષા માટે આપ્યો છે તે ભાગમાં લખેલા અમુક શબ્દો પઉમચરિયમાં પણ જડે છે.

પ્રાકૃતભાષાઓના મૂળમાં અહિં જવાની ઇચ્છા નથી. એ વિષય ઘણો જ ચર્ચાસ્પદ છે. આ લેખકનું માનવું એવું છે કે પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથી જ ઉતરી આવી છે એવું નથી, પણ કદાચ બધી સામાજિક ભાષાઓ પણ હોય કે જેમાંથી જુદી જુદી જાતના સંસ્કારો પાડી સંસ્કૃત એવું નામ

વૈયાકરણોએ આપ્યું હોય. પછીથી પ્રાકૃતભાષાના વ્યાકરણશાસ્ત્રીઓએ સંસ્કૃત ભાષાનો પ્રકૃતિ એટલે પાયારૂપે ઉપયોગ પ્રાકૃત ભાષાના વ્યાકરણો લખવા માટે કર્યો. લેખકનું અનુમાન સાચું છે તે આ ઉપરથી જણાય છે કે પ્રાકૃત વ્યાકરણો સંસ્કૃતમાં જ અદ્યાપિ લખાએલાં છે અને પ્રાકૃતભાષામાં છે જ નહિ.

વરરુચિએ પ્રાકૃતભાષાનું વ્યાકરણ રચ્યું છે તેનો અહિં ઉલ્લેખ કરવો જરૂરનો છે, કારણ કે તે જૂનામાં જૂનું પ્રાકૃતભાષાનું વ્યાકરણ છે. તેના ૧૨ પરિચ્છેદોમાંથી ૯ મહારાષ્ટ્રી માટે, ૧ પૈશાચી માટે, ૧ માગધી માટે અને ૧ શૌરસેની માટે–આ પ્રમાણે પ્રાકૃતવ્યાકરણ રચ્યું છે. અહિં અપભ્રંશ માટે તેમ જ અર્ધમાગધી માટે ખાસ પ્રકરણો આપ્યાં જ નથી તેમ તેઓનો ઉલ્લેખ પણ નથી. ડૉ. પી. ડી. ગુણે એમ. એ. પી. એચ. ડી. અને સ્વ. ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલનું કહેવું એમ છે કે બૌદ્ધોના સારિપુત્ર પ્રકરણમાં જે ભાષા વપરાએલી છે તેના કરતાં વરરુચિએ આપેલી શૌરસેની અર્વાચીન છે એટલે જ ઇ. સ. પછી ત્રીજા સૈકામાં વરરુચિને મૂકી શકાય. ( જુઓ ભવિસયત્ત-કહાનો તેમનો ઉપોદ્ઘાત ) વરરુચિના પ્રાકૃત પ્રકાશ ઉપર કાત્યાયનની પ્રાકૃતમંજરી, ભામહની મનોરમા, વસંતરાજની પ્રાકૃતસંજીવની, સદાનંદની સુબોધિની એમ ચાર ટીકાઓ લખાઇ છે. ભામહની મનોરમા હમણાં જ મૂલ વ્યાકરણ સાથે આ લેખકના પરમગુરુદેવ આરાધ્યપાદ શ્રી શ્રી શ્રી પરશુરામ લક્ષ્મણ વૈદ્ય એમ. એ; ડી. લીટ્. તરફથી સંપૂર્ણપણે સંશોધિત અને વિદ્વત્તાપૂર્ણ અને વિવેચનાત્મક ઉપોદ્ઘાત સાથે બહાર પડેલ છે. વરરુચિનાં છેલ્લાં ત્રણ પ્રકરણો બહુ જ સંક્ષિપ્ત છે. સંભવ છે કે કાલક્રમે તેમાંથી અનેક સૂત્રો ઓછાં થયાં હોય ! અર્ધમાગધી અને અપભ્રંશનાં જુદાં પ્રકરણોના અભાવ વિષે જે ઉલ્લેખ થયો છે તે વિષે આ લેખકનું નમ્ર મંતવ્ય એવું છે કે વરરુચિ પછી તરત જ કાલપ્રવાહમાં તેઓ અદૃશ્ય થયાં હોય ! સત્ય વસ્તુ શું છે તે તો પ્રભુ જાણે પણ આ તો લેખકની એક માન્યતા છે. આ વ્યાકરણ વાંચવાથી આપણને તત્કાલીન પ્રાકૃત સાહિત્યનો ખ્યાલ આવે છે. અહિં વરરુચિ વિષે જે કંઇ લખ્યું છે તે એટલા જ ઉદ્દેશથી કે પઉમચરિયના પૂર્વનું, તેનું સમકાલીન, તેના પછીનું પ્રાકૃત સાહિત્ય કેટલું વિપુલ હતું તેનો સાધારણ ખ્યાલ આવે.

પઉમચરિયમાં જે જે અપભ્રંશના શબ્દો અને રૂપો આવે છે તે માટે અહિં અપભ્રંશ સાહિત્ય વિષે ઉલ્લેખ કરવો આવશ્યક છે. પાતંજલ મહાભાષ્યના કર્તા મહર્ષિ પતંજલિના મતાનુસાર અપભ્રંશ એ સંસ્કૃત રૂપનું એક અતિવિકૃત રૂપાંતર છે. નાટ્યશાસ્ત્રના પ્રખ્યાત કર્તા ભરતાચાર્ય આને જ વિભ્રંશ કહે છે એમ આ લેખક માને છે. ભરતાચાર્ય ૭ ભાષાઓનો ઉલ્લેખ કરે છે પણ વિભાષાઓનાં જુદાં જુદાં સ્પષ્ટ નામો તે સમયે હતાં નહિ એટલે જ અપભ્રંશનુ નામ ત્યાં જોવામાં આવતું નથી. ભરતાચાર્યે " ઉકાર બહુલા " ભાષાનો સિંધુ, સૌવીર આદિ દેશોમાં ઘણો જ પ્રચાર હતો તે જણાવ્યું છે. કાવ્યાલંકારના લેખક ભામહે પણ અપભ્રંશની નોંધ લીધી છે. કાવ્યાદર્શના કર્તા દણ્ડી કવિએ સાહિત્યના ચાર ભાગ પાડ્યા છે, તેમાં પણ અપભ્રંશની નોંધ લીધી છે. રુદ્રટ, રાજશેખર, નમિસાધુ વિગેરે લેખકોએ પણ અપભ્રંશની નોંધ લીધી છે. હેમાચાર્યના વ્યાકરણનો અપભ્રંશનો ભાગ બહુ જ પ્રખ્યાત છે એટલે અહિં લેખકે નોંધ લીધી નથી. આ ટૂંકી નોંધ ઉપરથી આપણે આટલું તો જાણી શકીએ છીએ કે ઈ. સ પૂર્વેની ૧ લી અને ૨જી સદીઓમાં તે ચાલુ હતી; ઈ. સ. પછી બીજા અને ત્રીજા સૈકામાં સિંધ, સુરાષ્ટ્ર વિગેરે દેશોમાં પણ બોલાતી હતી; અને છઠ્ઠા સૈકામાં તો સાહિત્યની ભાષા તરીકે કાવ્યાદર્શકાર દણ્ડીએ તેને ઊંચું સ્થાન આપ્યું હતું.

પ્રાકૃત સર્વસ્વના કર્તા માર્કણ્ડેયકવીન્દ્રે અપભ્રંશની ત્રણ જાતો નાગર, વ્રાચડ અને ઉપનાગર એમ નોંધી છે. હાલમાં અપભ્રંશ સાહિત્યમાં ભવિસયત્તકહા, કાવ્યત્રયી, નેમિનાથચરિઉ, વૈરસામિચરિઉ, પઉમસિરિચરિત વિગેરે વિગેરે જાણીતાં છે. કારંજાસીરીઝમાં બીજા તેવા ગ્રંથો છપાયા છે. મહાભારત અને મનુસ્મૃતિ આદિ ગ્રંથોમાં આભીરોનો ઉલ્લેખ છે. ઇતિહાસવેત્તાઓ કહે છે કે તેઓ હિંદમાં ઉત્તર તરફથી ઇ. સ. પૂર્વે ત્રીજીથી બીજી સદીમાં ઉતરી આવ્યા. પઉમચરિયમાં પણ લવ અને કુશ દિગ્‌વિજય કરવા જાય છે ત્યારે આભીર જનપદોમાં સિન્ધુને પેલે પાર તેઓ ગયા હતા. આ ઉપરથી ભરતાચાર્યના કથનને પ્રમાણ મળે છે. આ ટૂકું વર્ણન કરવાનું કારણ એટલું જ કે પઉમચરિયમાં જે અપભ્રંશના રૂપો અને દેશી શબ્દો આવે છે તે ઉપરથી પઉમચરિય અર્વાચીન છે, એમ માનવા ડૉ. કીથ દોરાયા છે તેમ અન્ય વાચકો દોરાય નહિ તે જ છે.

તે સમયે કદાચ અપભ્રંશ સાહિત્ય નહિ હોય પણ આ અપભ્રંશ ભાષા તો હતી જ એ બતાવવાનો આ લેખનો શુભાશય છે. આ શુભાશયમાં લેખકને કેટલી સફલતા પ્રાપ્ત થઈ છે તે તો આ લેખના સાદ્યંત વાચનથી જ જણાશે.

**પઉમચરિયની જૈન મહારાષ્ટ્રીભાષા વિષે કંઈક**

જૈનોએ—શ્વેતાંબરોએ—જે પ્રાચીન ચરિત્રો, કથાઓ, સ્તોત્રો વિગેરે લખ્યાં છે તે બધાંની ભાષાને જૈન મહારાષ્ટ્રી એવી સંજ્ઞા અપાય છે. હાલમાં ઉપલબ્ધ એવાં જે નાટકો છે તેમાં જે મહારાષ્ટ્રી ભાષા આવે છે તે ભાષામાં અને શ્વેતાંબરોએ ઉપયોગ કરેલી ભાષામાં જરા જરા તફાવત છે એટલે જ વિદ્વાનોએ તેને "જૈન મહારાષ્ટ્રી" કહી છે. આ ભાષા ઉપર જૈન અર્ધમાગધી ભાષાનો પણ પ્રભાવ ઘણા જ પ્રમાણમાં પડ્યો છે. જૈન મહારાષ્ટ્રીમાં લખાએલાં ઘણાં પુસ્તકો મળી આવે છે અને તે બધાં પ્રાચીન છે. દા. ત. પયન્ના, નિર્યુક્તિઓ, ઉપદેશમાલા વિગેરે તદુપરાંત ઘણાં ભાષ્યો, ચૂર્ણિઓ, સંગ્રહણીઓ વિગેરે જાણીતાં છે. પંડિત હરગોવિંદદાસે અનુમાન કર્યું છે કે જૈન મહારાષ્ટ્રી ક્રમશઃ પરિવર્તન પામીને મધ્યયુગની "વ્યંજનલોપબહુલા" એવી મહારાષ્ટ્રીમાં રૂપાન્તરિત થઈ. ( જુઓ તેમનો પ્રાકૃત શબ્દ મહાર્ણવ ભાગ. ૪. પૃ. ૭૨. )

જૈન મહારાષ્ટ્રી ભાષાનાં અમુક જ લક્ષણો અહિં આપવામાં આવે છે.

- ક ની જગ્યાએ "ગ"
- લુપ્તવ્યંજનોની જગ્યાએ "ય"
- જહા અને જાવ ની સ્થાને કોઇવાર અહા અને આવ.
- સમાસના ઉત્તર પદની પૂર્વમાં "મ"
- તૃતીયા એકવચનનો કોઇવાર "સા" પ્રત્યય.
- સોચ્ચા, કિચ્ચા વિગેરે ત્વા પ્રત્યયનાં રૂપો.
- કડ, સંવુડ વિગેરે "ત" પ્રત્યયનાં રૂપો.

આ ઉપરથી નાટકોની મહારાષ્ટ્રીમાં અને પઉમચરિયની જૈન મહારાષ્ટ્રીમાં જરા જરા તફાવત માલુમ પડે છે. તદુપરાંત જૈન અર્ધમાગધીનો પણ પ્રભાવ જૈન મહારાષ્ટ્રી ઉપર પડ્યો હતો તે પણ જણાય છે.

ડૉ. હર્મન યાકોબીએ પઉમચરિયની ભાષા વિષે થોડુંક તેમના એક ( આગળ ઉલ્લેખાએલા ) લેખમાં લખ્યું છે કે પ્રાકૃતગ્રંથોમાં નામનાં રૂપો, ધાતુઓનાં જુદાં જુદાં રૂપો વિગેરેનો અંદર અંદર જે ગોટાળો થઈ જાય છે તે અહિં બહુ જ મોટા પ્રમાણમાં જણાય છે. દા. ત. સપ્તમી બહુવચન તૃતીયાના બહુવચનમાં વપરાયેલું છે; તુમ્ પ્રત્યયવાળાં અને ત્વા પ્રત્યયવાળાં રૂપોનો પણ ગોટાળો નજરે ચઢે છે. વળી કેટલાંક નામનાં રૂપોને પ્રત્યયો પણ લગાડવામાં આવ્યા નથી. આ ઉપરથી એમણે લખ્યું છે કે પઉમચરિય એવી જૂની પ્રાકૃતભાષામાં લખાયું છે કે જેના ઉપર વ્યાકરણના સંપૂર્ણ સંસ્કારો પડ્યા હતા નહિ.

આ લેખકે સંગ્રહ કરેલા અમુક જ દાખલાઓ અહિં આપવામાં આવે છે.

( ૧ ) સપ્તમી બહુવચન તૃતીયા બહુવચન માટે.

उरगमहाफणीमणीसु पज्जलियं, भुयङ्गपासेसु बन्धणं,
फलिहासु संपउत्तं, सरसरसिवावीवप्पिणसहस्सु,
गएसु पेल्लिज्जइ, नाणेसु तीसु सहिओ, कीलणसएसु कीलन्तो,
भयाउलग्गा, आउहकिरणेसु दिप्पन्तो, जुवईसु अवरद्धं,

( ૨ ) સપ્તમી બહુવચન ચતુર્થી બહુવચન માટે.

सुएसु दाऊण

( ૩ ) છઠ્ઠી બહુવચન તૃતીયા બહુવચન માટે.

भरियं चिय दन्तकीडाणं; बन्दीण घुट्ठं

( ૪ ) **त्वा** પ્રત્યયનાં રૂપો માટે **तुम्** પ્રત્યયનાં રૂપો.

धरिउं, काउं, मोत्तुं, सुणित्तुं, दट्ठु, रइत्तु, मुणित्तु વિગેરે.

( ૫ ) **तुम्** પ્રત્યયનાં રૂપો માટે **त्वा** પ્રત્યયનાં રૂપો.

वण्णिऊण, तीरइ, काउण समाढत्ता, परिदेविऊण, चिन्तिऊण, हरिऊण, रुम्भिऊण, घेत्तूण, गन्तूण

( ૬ ) **तृतीया**નાં રૂપો સપ્તમી માટે.

सेज्जाहि सुहनिसण्णा, आवइहि ( आपद्भिः )

( ૭ ) પ્રત્યય વિનાનાં રૂપો.

वीरं विलीणरयमल, ससयपरमं, सम्पेल्लुप्पेल्लकुणमाणा, अन्ने वि जे गणहर अणगार लद्धमाहप्पे, વિગેરે.

પ્રાકૃત વ્યાકરણકારોએ પ્રાકૃત શબ્દોના ત્રણ ભાગો પાડ્યા છે જેવા કે તત્સમ, તદ્ભવ, દેશ્ય. હેમચંદ્રાચાર્યે ૮મા અધ્યાયના ૪ થા પાદમાં જે આદેશો આપેલા છે તે બધા અમુક પ્રાકૃત ધાત્વાદેશો નિયમાનુસાર કે પદ્ધતિસર ગોઠવેલા નથી. તેમણે ગમે તેમ છૂટાછવાયા આપ્યા છે. આ આદેશોમાંના ઘણા દેશી ધાતુઓ છે અને બીજાઓ ૮ મા અધ્યાયના ૧ અને ૨જા પાદના નિયમો લગાડીને બનાવી શકાય છે. સર જ્યોર્જ ગ્રીઅરસને તેમના પ્રાકૃત ધાત્વાદેશોના મનનીય લેખમાં પ્રાકૃત ધાતુઓના ચાર ભાગ પાડ્યા છે. ૧ જે સંસ્કૃતના જેવા જ છે. દા. ત. ચલ્.



કાન્ત.
[પૃ. ૧૩૦



શ્રી. શાન્તિલાલ છગનલાલ ઉપાધ્યાય M. A.
[illegible] વિ. ૨ ખંડ ]



શેઠ કુંવરજીભાઈ આણંદજી.
[પૃ. ૨૩

૨. જે ભાષાશાસ્ત્રના નિયમાનુસાર સિદ્ધ થઇ શકે છે. દા. ત. પીડ્ માંથી પીલ. આ વર્ગના આવા ધાતુઓ આદેશ કહી શકાય જ નહિ, કારણ કે સંસ્કૃત ધાતુ માટે અહિં કોઈ ઇતર ધાતુ નથી, ફકત તેનું બીજું સ્વરૂપ જ છે. ( જુઓ તેમનો " પ્રાકૃતધાત્વાદેશ " નો લેખ. એશીઆટિક સોસાયટી, બંગાલ. વો. ૮ નં. ૨. ૧૯૨૪ ). ૩ જે સંસ્કૃત ધાતુઓ સાથે કોઇપણ નિયમાનુસાર સરખાવી શકાય નહિ અગર સંસ્કૃત-માંથી સિદ્ધ કરી શકાય જ નહિ. જેવા કે ચલ્ નો આદેશ ચલ્લ્ આવા જ શબ્દો ખરેખરા આદેશો કહી શકાય. આમાંના ઘણા દેશ્ય શબ્દો છે એમ તેઓ જણાવે છે. ૪ જે ધાતુઓ સંસ્કૃતમાંથી બનાવી શકાય છે પણ જેના અર્થમાં ફેરફાર થઇ ગયો છે અને તેથી જ જેને પ્રાકૃતના વ્યાકરણશાસ્ત્રી-ઓએ તે પ્રાકૃત ધાતુઓને બીજા જ સંસ્કૃત ધાતુઓ સાથે સરખાવ્યા છે કે જેનો અર્થ તેને લગતો હોય. આ પણ આદેશો છે. ડૉ. વૈદ્યનો મત એવો છે કે ' જે ધાતુઓ ઉપરથી સંસ્કૃતનો સંબંધ તારવી શકાતો હોય તેને આદેશ કહેવા જોઇએ નહિ. પણ જે કોઇ જાતનો સંબંધ બતાવી ન શકે તેમને જ આદેશ તરીકે વર્ણવવા જોઇએ. ( જુઓ ડૉ. પી. એલ. વૈદ્યનું સંપાદન કરેલું પ્રાકૃત વ્યાકરણ. નોટ્સ પૃ. ૨૮) અહિંઆ પઉમચરિયમાં વપરાએલાં અમુક ધાત્વાદેશો આપી તે બધા હેમચંદ્રાચાર્યે સિદ્ધહેમના ૮મા અધ્યાયના ૪થા પાદમાં નોંધ્યા છે તે બતાવ્યું છે. અમુક જે નાના નાના ફેરફારો છે તે પણ બતાવ્યું છે. વળી પઉમચરિયમાં વપરાએલા જે ધાત્વાદેશો તેમણે નોંધ્યા નથી તે પણ બતાવ્યા છે. વળી પઉમચરિયમાં જે દેશી શબ્દો વપરાએલા છે તેમાંથી અમુક ચુંટી કાઢી અહિં લખ્યા છે. આ લખવાનો ઉદ્દેશ એ જ છે કે તત્કાલીન અને તત્પૂર્વીય પ્રાકૃત સાહિત્ય કેટલું વિપુલ હતું એ આ ઉપરથી જણાય છે.

| પઉમચરિયમાં આવેલા ધાત્વાદેશો | સિદ્ધહેમના ૮મા અધ્યાયમાં નોંધાયેલા ધાત્વાદેશો | પઉમચરિયમાં આવેલા ધાત્વાદેશો | સિદ્ધહેમના ૮મા અધ્યાયમાં નોંધાયેલા ધાત્વાદેશો. |
|---|---|---|---|
| अच्छ | ૨૧૫ | घेत्त | ૨૧૦ |
| अग्घ | ૧૦૦ | चड | ૨૦૬ |
| अब्भिड | ૧૬૪ | चड्ड | ૧૮૫ |
| (सम्) अल्लिअ | ૩૯ ( अल्लिव ) | चिंच | ૧૧૫ |
| अल्लिअ | ૧૩૯ | चिट्ठ | ૧૬ |
| (सम्) आढप्प | ૨૫૪ | छज्ज | ૧૦૦ |
| आरोल | ૧૦૨ | छड्ड | ૯૧ |
| ओलक्ख | ૧૮૧ ( ओअक्ख ) | छिव | ૧૮૨ |
| कीर | ૨૦૫ | छुह | ૧૪૩ |
| कुण | ૬૫ | जम्प | ૨ |
| खम्म | ૨૪૪ | जम्म | ૧૩૬ |
| गेण्ह | ૨૦૯ | जाण ( जाणेइ ) | ૭ ( जाणइ ) |
| घत्त | ૧૪૩ | जिण | ૨૪૧ |
| घुम्म | ૧૧૭ | जुगुच्छ | ૨૧૭ |
| घुल | ૧૧૭ | जेम | ૨૧૦ |
| घोल | ૧૧૭ | ठा ( ठायइ ) | ૧૬ ( ठाअइ ) |
| चप्प ( चिप्प also ) | ૨૫૬ | डज्झ | ૨૪૬ |

| | | |
|---|---|---|
| णज्ज | २५२ | |
| तर | ८६ | |
| तिप्प | १८३ | ( थिप्प ) |
| तीर | ८६ | |
| तूर | १७१ | |
| तोड | ११६ | |
| थुण | १४१ | |
| थुव्व | २४२ | |
| दड | २१३ | |
| दाव | ३२ | |
| दुगुंछ | ४ | |
| धूम | २३ | |
| धाड | ७९ | |
| धुण | २४१ | |
| निच्छूढ | २५८ | |
| निय | १८१ | ( निअ ) |
| निम्मव | १९ | |
| निलुक्क | ५५ | ( णिलुक्क ) |
| निल्लूर | १२४ | ( णिलल्लूर ) |
| निव्वड | ६२ | ( णिव्वड ) |
| नीहर | ७९ | ( णीहर ) |
| पच्चार | १७३ | |
| पम्हुस | ७५ | |
| पल्हत्थ | २०० | |
| पलोट्ट | २०० | |
| पुच्छ | ९७ | |
| पुलय | १८१ | ( पुलअ ) |
| पेच्छ | १८१ | |
| पेल्ल | १४३ | |
| फिट्ट | १७७ | |
| बुक्क | ९८ | |
| बुज्झ | २१७ | |
| भण | २४९ | |
| भिस | २०३ | |
| भमाड | १६१ | |
| भिन्द | २१६ | |
| मल | १२६ | |
| मह | १९२ | |
| मिल | २३२ | ( मिळ ) |
| मुज्झ | २१७ | |
| मुण | ७ | |
| मुत | २१२ | |
| रिय | १८३ | ( रिअ ) |
| रुम्म | २१८ | |
| रेह | १०० | |
| वल | २०९ | |
| वास | १७९ | |
| विर | १०६ | |
| विसूर | १३२ | |
| विहड | २१७ | ( विहोड ) |
| वेढ | २२१ | |
| वोल ( वोलेइ ) | १६२ | ( वोलइ ) |
| सक्क | २३० | |
| संघ ( संघेइ ) | २ | ( संघइ ) |
| (सं, भर | १७४ | |
| साह | २ | |
| सिज्झ | २१७ | |
| सुण | २४१ | |
| सुमर | ७४ | |
| सुव्व | २४३ | |
| हक्खुअ | १४४ | |
| हम्म | २४४ | |
| हव | ६० | |
| हुप्प | ६३ | |
| हुव | ६० | |
| हो | ६० | |

ओहंध ( आ+मुच् ? ) હેમચંદ્રાચાર્યે નોંધ્યો નથી.
[ પાઇઅસદ્દમહણ્ણવો ]

सामच्छ [ देशी. ,, ,, ] ,, ,,

## પઉમચરિયમાં વપરાયેલ દેશી શબ્દોમાંથી ચુંટી કાઢેલા અમુક શબ્દો.

| | |
|---|---|
| अणोरपार | पसय |
| आभिट्ट | परिहत्थ |
| कडिल्ल | पाइक्क ( देशी ? ) હેમચંદ્રાચાર્ય "पदाति"માંથી આપે છે |
| चविक्क | भसल પાઇઅસદ્દમહણ્ણવો "भ्रमर"માંથી આપે છે. |
| चवक्क | मज्झयार |
| तलिच्छ | वप्पिण |
| तत्तिल्ल | विरिक्क |
| तिमिंगिलि | विलय હેમચંદ્રાચાર્ય " वनिता " માંથી આપે છે. |
| तिरीड ( देशी ? ) પાઇઅસદ્દમહણ્ણવોમાં " કિરીટ " માંથી આપ્યું છે. | सवडंमुह |
| | सवडहुत्त |
| धाहाविय | हलबोल |

## પઉમચરિયના નીચે આપેલા ધાત્વાદેશો અને શબ્દો હેમચંદ્રાચાર્યે આપેલા અપભ્રંશના શ્લોકોમાં પણ જડે છે.

| પઉમચરિય. | સિદ્ધહેમના અપભ્રંશ શ્લોકો. | | |
|---|---|---|---|
| फोड | ૩૫૦ | अब्भिड | ૩૮૩ |
| मोड | ૪૪૫ | कर ( करेवि ) | ૩૪૦ |
| फेड | ૩૫૮ | मुण ( मुणेवि ) | — |
| ठव | ૩૫૭ | चवक्क | ૪૦૬ |
| थेप्प | ૩૩૫ | आवक | ૩૪૧ |
| | | नवरि | ૪૨૩ |

**પઉમચરિયનો રચનાકાલ**

પઉમચરિયના છેલ્લા પર્વમાં વિમલસૂરિએ લખ્યું છે કે આ કાવ્ય મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યા ત્યારપછી ૫૩૦ વર્ષે રચાયું છે. આ ઉપરથી જાણી શકાય છે કે મહાવીરને સિદ્ધિપ્રાપ્તિ થઇ ત્યારપછી ૫૩૦ વર્ષે પઉમચરિય લખાયું.

જૈન શ્વેતાંબરસંપ્રદાયાનુસાર મહાવીરસ્વામી ઈ. સ. પૂર્વે ૫૨૭માં નિર્વાણ પામ્યા. એટલે કે વિક્રમ પહેલાં ૪૭૦ વર્ષે અને દિગંબરમતાનુસાર વિક્રમ પહેલાં ૬૦૫ વર્ષે, જર્મનીના પ્રખ્યાત વિદ્વાન પંડિત ડૉ. હર્મન યાકોબીએ પ્રાચીન જૈન અને જૈનેતર સાહિત્યની આલોચનાવડે બતાવી આપ્યું છે કે મહાવીર ઇ. સ. પૂર્વે ૪૬૭ના અરસામાં નિર્વાણ પામ્યા. (જુઓ કલ્પસૂત્ર ઉપર તેમની પ્રસ્તાવના.). તેવી જ રીતે ઉપર્યુક્ત સાહિત્યોની મદદથી પણ તદ્દન સ્વતંત્રપણે બીજા એક જર્મન વિદ્વાન સ્વ. ડૉ. શાર્પેન્ટીઅરે સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે તે ઘટના તે જ અરસામાં બની હતી. (જુઓ ઇન્ડીઅન એન્ટીકવેરી ભાગ. ૪૩). ભારતીય વિદ્વાન બેરીસ્ટર કાશીપ્રસાદ જાયસ્વાલે સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે આ ઘટના ઈ. સ. પૂર્વે ૪૮૮માં બની હતી. બીજા એક ભારતીય વિદ્વાન એસ. વી. વેંકટેશ્વરે અભિપ્રાય દર્શાવ્યો છે કે આ ઘટના ઈ. સ. પૂર્વે ૪૩૭ પહેલાં બની હોવી જોઇએ નહિ. ( જુઓ રોયલ. એશિઆટિક સોસાયટીનું જર્નલ. સને ૧૯૧૭)

પઉમચરિયના રચનાકાલ વિષે પાશ્ચાત્ય અને પૌર્વાત્ય પંડિતોના વિચારો પ્રથમ રજુ કરી તેની સંપૂર્ણ પરીક્ષા કરી લેખક પોતાનું નમ્ર મંતવ્ય રજુ કરશે.

પ્રથમ કક્ષામાં ડૉ. લોયમેન, ડૉ. વીન્ટરનીટ્ઝ, પંડિત હરગોવિંદદાસ વિગેરે આવે છે. ડૉ. લોયમેને વિમલસૂરિએ આપેલી ૫૩૦ની સાલ માન્ય રાખી છે. તેમણે તે બાબત જરાપણ ઊહાપોહ કરવાનું અનુચિત ધાર્યું છે. તેવી જ રીતે ડૉ વીન્ટરનીટ્ઝનો પણ મત એવો છે કે " ઇ. સ. પછી પહેલા સૈકાના ઉત્તરાર્ધ જેટલા પ્રાચીનકાલમાં જૈન મુનિ વિમલસૂરિએ રામકથા પ્રાકૃતમાં લખી પઉમચરિય લખ્યું, કે જેથી કરીને લોકોને જૈનોના ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષે ઠીક માહિતી મળે. ખરેખર વિમલસૂરિનો આશય એ જ હોવો જોઇએ કે અન્ય ધર્મના અનુયાયીઓ જાણી શકે કે વાલ્મીકિ રામાયણની કથાની જોડ જૈનોના પઉમચરિયમાં પણ છે જ। પઉમચરિયના અંતભાગમાં કાવ્યરચનાની સાલ ૫૩૦ (વીરનિર્વાણ પછી ) છે એટલે ઇ. સ. પછી ૬૨ની નજીકમાં. લોયમેન સાહેબને પણ આ સાલ માન્ય છે. ગુણાઢ્ય, હેમચંદ્ર, વિગેરે લેખકોએ પઉમચરિયનો ઠીક ઉપયોગ કર્યો છે. " (જુઓ તેમનો જર્મનભાષામાં લખેલો ભારતીય સાહિત્યનો ઇતિહાસ ભાગ ૧ અને અંગ્રેજી ભાષાંતર. પૃ. ૫૧૩–૧૪) ન્યાય–વ્યાકરણતીર્થ પંડિત હરગોવિંદદાસનો મત એવો છે કે પઉમચરિય વિક્રમની પહેલી સદીમાં જ રચાયું છે.(જુઓ તેમનો પ્રાકૃતશબ્દમહાર્ણવ, ભાગ ૪.)

દ્વિતીય કક્ષામાં ડૉ. હર્મન યાકોબી, ડૉ. કીથ, સ્વ. ડૉ. વુલનર, મુનિ જિનવિજયજી વિગેરે આવે છે. ડૉ. હર્મન યાકોબીએ તેમના એક લેખમાં લખ્યું છે કે " જૂનામાં જૂનું પ્રાકૃત કાવ્ય–( કદાચ ઇ. સ પછી ત્રીજા સૈકામાં લખાએલું ) પઉમચરિય એ રામાયણનું જૈન રૂપાંતર છે." ( જુઓ એન્સાયક્લોપીડીઆ ઓફ રીલીજીઅન એન્ડ એથીક્સ ભાગ. ૭. પૃ. ૪૩૭ ) વળી બીજી જગ્યાએ તેમણે લખ્યું છે કે " પઉમચરિયમાં એક લગ્ન આવે છે તેમાં ગ્રહોનાં નામો માટે ગ્રીક પારિભાષિક શબ્દો છે. એ લગ્નવાળો શ્લોક પ્રક્ષિપ્ત ન હોય તો પઉમચરિયનો રચનાકાલ ઈ. સ. પછી ત્રીજા સૈકામાં કે ત્યારપછી પણ હોવો જોઇએ." ( જુઓ મોડર્ન રીવ્યુની સને ૧૯૧૪ ની ફાઇલ માહે ડીસેમ્બર ).

ડૉ. કીથ ઉપર્યુક્ત મંતવ્યને ઘણો જ મજબૂત ટેકો તેમના રચેલા સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં આપે છે. તેઓ લખે છે કે " પ્રાકૃતને વધારે લોકપ્રિય બનાવવાનો પ્રયત્ન નવીન હતો નહિ. જૈન મહારાષ્ટ્રી ભાષામાં લખાયેલા જૂનામાં જૂના મહાકાવ્ય પઉમચરિયમાં ( કે જે વિમલસૂરિએ કદાચ ઈ. સ. પછી ૩૦૦ વર્ષ પહેલાં રચ્યું નહિ હોય ), આપણને વ્યાકરણશાસ્ત્રીઓએ નામ આપેલા દેશી શબ્દો છૂટથી વપરાયા હોય તેમ જણાય છે." વળી બીજે ઠેકાણે તેઓ લખે છે કે " વિમલસૂરિનું પઉમચરિય કે જે મહારાષ્ટ્રી (?) ભાષામાં જૂનામાં જૂનું મહાકાવ્ય છે તે ઇ. સ. પછી ૩૦૦ વર્ષ પહેલાં રચાયું નથી અને કદાચ ત્યારપછી પણ રચાયું હોય." ( જુઓ તેમનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પૃ. ૩૪, ૫૯ ). આ બાબતમાં જિજ્ઞાસુઓને ડૉ. યાકોબીનું જર્મન પુસ્તક ' આઉસ્ગાબ એર્ત્સેલુંગેન ઇન મહારાષ્ટ્રી, પૃ. ૪૦.' જોવા ભલામણ છે.

ત્રીજા એક પાશ્ચાત્ય પંડિત કે જે ઉપર્યુક્ત મતને ટેકો આપે છે તે સ્વ. ડૉ. એ. સી. વુલનર સાહેબે લખ્યું છે કે " પઉમચરિય ઇ. સ. પછી ત્રીજા સૈકામાં કે ત્યારપછીના અરસામાં લખાયું હોવું જોઇએ." ( જુઓ તેમનું પુસ્તક ઇન્ટ્રોડકશન ટુ પ્રાકૃત ). આ ત્રણેય વિદ્વાનોને સાથ આપનાર મુનિ જિનવિજયજી છે. આ લેખકને એકદા તેમની સાથે આ વિષય ઉપર ચર્ચા થએલી. તેમણે કહ્યું કે

વિમલસૂરિએ આપેલો સંવત્ માની શકાય તેમ નથી. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં ડૉ. યાકોબીનો મત વધારે ગ્રાહ્ય છે. તેમણે એક લેખમાં લખ્યું છે કે "વિમલસૂરિ રવિષેણ કરતાં પ્રાચીન છે તેવા પુરાવો મારી જાણમાં નથી." ( જુઓ "જૈનયુગ" ની ૧૯૮૧ની ફાઇલ ).

તૃતીય કક્ષામાં દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ આવે છે. તેમના મનમાં પઉમચરિયના રચના સંવત્ વિષે ઘણી જ શંકા ઉત્પન્ન થઇ છે. તેમણે એક લેખમાં લખ્યું છે કે "ગાહીણી, શરભ વિગેરે છંદો તદ્દન અર્વાચીન છે. સ્રગ્ધરાનો અંતે ઉપયોગ, ગીતિમાં યમક, સર્ગાન્તે કર્તાનું નામ, વિગેરે વિગેરે બાબતો ઉપરથી જણાય છે કે પઉમચરિય વિમલસૂરિ જેટલું કહે છે તેટલું પ્રાચીન નથી જ." વળી આગળ લખતાં તેઓ કહે છે કે "પદ્મપુરાણ અને પઉમચરિયમાં ઘણું જ સામ્ય છે અને પહેલો ગ્રંથ તદ્દન સ્વતંત્ર કૃતિ છે; બીજો તેનું અનુકરણ છે. આ બાબત જો સિદ્ધ થાય તો પઉમચરિય ૬૦૦-૬૯૯ શકકાલમાં આવે; કારણ કે ઉદ્યોતનસૂરિએ કુવલયમાલામાં બન્નેનો ઉલ્લેખ કર્યો છે. તેથી જ વિમલસૂરિ ઈ. સ. પછી ૭૭૭ પહેલાં હોઇ શકે." ( જુઓ જૈનયુગની તે ફાઈલ. ) આ લેખકને એક વાર તેમની સાથે આ જ બાબત ઉપર રુબરુ વાતચીત કરવાનો પ્રસંગ મળેલો. તેમણે કહ્યું કે "વિમલસૂરિએ આપેલી સાલ માની લેવાની જરૂર નથી. સાધુપરંપરામાં રામકથા ઉતરી આવી અને સચવાઈ રહી તે નોંધવા જેવી બાબત છે. વિમલસૂરિએ નારાયણ અને શ્રીનાં ચરિત્રો સાંભળ્યાં હતાં એમ પોતે જ કહેલું છે. કદાચ સાધુઓએ જાળવી રાખેલી રામકથા કોઇ વિમલ નામના સૂરિએ જ ૫૩૦ ના અરસામાં લખી હોય એ બનવાજોગ છે. ઘણા સમય પછી વિમલસૂરિએ પઉમ-ચરિય રચ્યું હોય !" આ તો દિ. બ. ધ્રુવસાહેબની જ માન્યતા છે.

પંડિત નાથુરામ પ્રેમીજીનું મંતવ્ય એવું છે કે "વિમલસૂરિના પઉમચરિયની જ રવિષેણે પદ્મ-ચરિત્રમાં નકલ કરી છે." પરન્તુ વિમલસૂરિએ આપેલા સંવત્ માટે તેમને પણ શંકા છે.

જર્મનીના હામ્બુર્ગ શહેરના બીજા એક જૈન સાહિત્યરસિક પંડિત વોલ્ટર શુબ્રીંગ સાહેબ પઉમચરિયને દિ. બ. ધ્રુવની જેમ "ઘણું જ અર્વાચીન" માને છે. ( આ લેખકને તેમણે લખેલા એક અપ્રસિદ્ધ પત્રને આધારે ).

ન્યાયવ્યાકરણતીર્થ પૂજ્ય મુનિ શ્રી હિમાંશુવિજયજીનું મંતવ્ય એવું છે કે "પદ્મચરિત્રના કર્તાએ તેમાં પઉમચરિયનું ઘણું જ અનુકરણ કર્યું છે. સંખ્યાબંધ પંક્તિઓ, પદ્યો, વાક્યો વિગેરે તેમાંથી લીધાં છે. ફક્ત આગ્રહવશાત્ દિગંબરવાચી શબ્દોનો ઉમેરો કર્યો છે. પઉમચરિય જૂના કાલમાં લખાયું છે જ્યારે પદ્મચરિત્ર પાછળથી બન્યું છે. તેના સમયમાં દિગંબર સંપ્રદાય ઘણો વૃદ્ધિંગત થએલો એટલે તેના કર્તાએ તેમાં દિગંબરસૂચક શબ્દો નાંખી પોતાના સંપ્રદાયનું જુદું પુસ્તક લખ્યું છે. એનાથી એ પણ કહેવું સંદેહ વગરનું છે કે પઉમચરિય પ્રાચીન છે અને દિગંબરીય પદ્મચરિત્ર અર્વાચીન છે. ( આ લેખકને તેમણે લખેલા એક અપ્રસિદ્ધ પત્રના આધારે ).

**આ લેખકનું પઉમચરિયના રચના-કાલ વિષેનું મંતવ્ય**

આપણે જાણીએ છીએ કે પઉમચરિયના અંતભાગમાં ૫૩૦ નો વીરસંવત્ આપ્યો છે. તે ઉપરથી શ્વેતાંબરોનાં મતાનુસાર ઇ. સ. પછીના ૧લા સૈકાનું ત્રીજું વર્ષ આવે. ડૉ. યાકોબીની ગણનાનુસાર ૬૩મું વર્ષ આવે. ( જો કે ડૉ. યાકોબીનો મત જુદો છે તે વાચકોએ ઉપરથી જ જાણ્યું હશે ).

દીનાર નામનો શબ્દ પઉમચરિયમાં એક જ વાર વપરાએલો છે. દીનાર શબ્દનો સંસ્કૃત, પ્રાકૃત અને પાલી સાહિત્યોમાં જૂનામાં જૂનો ઉલ્લેખ કયાં થયો છે તેની શોધ કરવાનો લેખકે પ્રયત્ન કરેલો અને તેના સુફલ તરીકે નીચેની માહિતી મળે છે. બ્રાહ્મણોના સંસ્કૃત સાહિત્યમાં ઊણાદિ સૂત્રોમાં, હરિવંશમાં, નારદસ્મૃતિમાં, પંચતન્ત્રમાં તથા દશકુમાર ચરિત્રમાં આવે છે. જૈનોના પ્રાકૃત સાહિત્યમાં, કલ્પસૂત્રમાં, પઉમચરિયમાં અને વસુદેવહિણ્ડીમાં આવે છે.

બૌદ્ધ સાહિત્યમાં અવદાનશતક અને દિવ્યાવદાનમાં આવે છે. ડૉ. વિન્ટરનીટ્ઝ હરિવંશ વિષે લખે છે કે " આપણે ચોક્કસ કહી ન શકીએ કે ' હરિવંશ ઇ. સ. પછી આસરે ત્રીજા સૈકાના અરસામાં રચાયું હતું. ' ( જુઓ ડૉ. સર રામકૃષ્ણ ગોપાલ ભંડારકરનું વૈષ્ણવ ધર્મ નામનું પુસ્તક પૃ. ૩૬ ), કારણ કે એની અંદર દીનાર શબ્દ આવે છે; પરન્તુ આપણે એટલું તો ધારી શકીએ કે તે ગ્રંથ ઇ. સ. પછી ચોથા સૈકા પહેલાં લખાએલો નહિ હોય; કારણ કે જો કે રોમ દેશના સોનાના સિક્કાઓ અહિં ઇ. સ. ની પહેલી સદી જેટલા જૂના કાળમાં જાણીતા હતા ( જુઓ ઇ. જે. રેપ્સન સાહેબનું હિંદુસ્તાનના સિક્કાનું પુસ્તક ગ્રુન્ડ્રીસ ૨. ૩ બ, પૃ. ૪, ૧૭, ૨૫, ૩૫; સેવેલ સાહેબનો લેખ રોયલ એશીયાટીક સોસાયટીનું જર્નલ. ૧૯૦૪ પૃ. ૫૯૧ ), છતાં પણ આ શબ્દ " દીનાર " ઇ. સ. પછી ૪૦૦ વર્ષો પછીથી જ ગુપ્ત રાજાઓના લેખોમાં સાંપડે છે ( જુઓ સેવેલ સાહેબનો લેખ પૃ. ૬૧૬ ). વધુ વિગત માટે જુઓ મઝમુદારનો લેખ રો. એ. સો. ના. જર્નલ ૧૯૦૭ પૃ. ૪૦૮; ડૉ. એ. બી. કીથ રો. એ. સો. ના જર્નલ ૧૯૦૭ પૃ. ૬૮૧ ૧૯૧૫. પૃ. ૫૦૪ વિગેરે વિગેરે. " ( જુઓ ડૉ. વિન્ટરનીટ્ઝનું પુસ્તક પૃ. ૪૬૪. ) દશકુમારચરિત્રમાં દીનાર શબ્દ આવે છે તેના ઉપર વિવેચન કરતાં ડૉ. બુહ્લર સાહેબ લખે છે કે " દીનારોને ચલણી નાણા તરીકે ટંકશાળમાં પડાવનાર સૌથી પહેલા ઇન્ડોસીથીઅન રાજાઓ કનિષ્ક અને તેની પાછળના રાજાઓ જ હતા. " ( ડૉ. બુહ્લરનું દશકુમારચરિત્ર. પૃ. નોટ્સ ૭ ).

ડૉ. કીથ સાહેબ લખે છે કે " દીનાર શબ્દની વપરાશ ચોક્કસ રીતે ઇસ્વીસનની શરૂઆત પછીનો જ કાલ સૂચવે છે. " ( જુઓ તેમનો સં. સા. નો ઇતિહાસ. પૃ. ૨૪૮ ) વળી નારદસ્મૃતિમાં દીનાર શબ્દ આવે છે તેને માટે તેઓ લખે છે કે " દીનાર શબ્દની વપરાશ એ નારદસ્મૃતિ માટે ઇ. સ. પછીના બીજા સૈકા પહેલાં નહિ એવો કાલ સૂચવે છે. " ( જુઓ તેમનું ઉપર્યુક્ત પુસ્તક પૃ. ૪૪૫ ) જૈન સિદ્ધાંત માટે ડૉ. યાકોબીનું કહેવું એમ છે કે " ઇ. સ. પૂર્વે ચોથા સૈકા પછી તેની રચના ગણી શકાય. લલિતવિસ્તરાનો ચીની ભાષામાં ઇ. સ. પછી ૬૫ માં અનુવાદ થયો હતો, અને જૈન સિદ્ધાંતની ભાષા લલિતવિસ્તરાની ભાષા કરતાં જૂની છે એટલે ઇ. સ. ના પહેલા સૈકા પહેલાં તેનાં મૂળ જડી શકે. " ( વધુ માટે જુઓ ડૉ. હર્મન યાકોબીનાં " જૈન સૂત્રો " પૌર્વાત્ય ધાર્મિક પુસ્તકમાળા ગ્રંથાંક ૨૨ નો ઉપોદ્ઘાત ) કલ્પસૂત્રમાં પણ " દીનાર " શબ્દ આવે છે. ટીકાકાર વિનયવિજય પોતાની સુબોધિકા( પૃ. ૪૨ )માં દીનાર વિષે ' સૌવર્ણિક ' એમ કહે છે. આને આપણે ગુજરાતીમાં સોનૈયો કહીએ છીએ. વસુદેવહિણ્ડી એ પ્રાકૃતમાં કથા વાર્તાનું પ્રાચીન પુસ્તક છે; પઉમચરિયમાં પણ દીનાર શબ્દ એક જ વાર આવે છે અને તેના કર્ત્તા તેનો રચના સંવત્ વીર સંવત્ ૫૩૦ આપે છે એટલે આશરે ઇ. સ. પછીનો ૧ લો સૈકો થયો.

બૌદ્ધોના અવદાનશતકમાં દીનાર શબ્દ આવે છે તે માટે ડૉ. કીથ લખે છે કે " અવદાનશતકનું ચીની ભાષામાં ભાષાંતર ઈ. સ. પછી ત્રીજા સૈકાના પૂર્વાર્ધમાં થયું હતું અને અવદાનશતકમાં દીનાર શબ્દ આવે છે એટલે ઇ. સ. પછીના ૧૦૦ વર્ષ પહેલાં ભાગ્યે જ તેનો રચનાકાલ હોઇ શકે. દીનાર શબ્દ દિવ્યાવદાનમાં પણ આવે છે. તેમાંનું શાર્દૂલકર્ણાવદાનનું ચીની ભાષામાં ભાષાંતર ઇ. સ. પછી ૨૬૫ મા વર્ષમાં થયું હતું. " ( જુઓ તેમનો સં. સા. નો ઇતિહાસ પૃ. ૬૫ ). આ બધા ઉપરથી નીચેની બાબતો તારવી શકાય છે. ( ૧ ) ડૉ. ઇ. જે. રેપ્સનના મતે રોમદેશના સોનાના સિક્કાઓ હિંદમાં ઇ. સ. પછીની ૧ લી સદીમાં જાણીતા હતા. સેવેલ સાહેબનું પણ કહેવું એમ જ લાગે છે. ( ૨ ) ડૉ. કીથ સાહેબનાં કહેવાનું તાત્પર્ય એ જ છે કે દીનાર શબ્દોનો ઉપયોગ ઈ. સ. પછીથી જ થયો અને વહેલામાં વહેલો ઇ. સ. પછી ૧૦૦ વર્ષો પછી જ. આ બન્ને મતો ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે જ કે ઇ. સ. ની શરૂઆતમાં અને તે પછીના થોડા જ અરસામાં આ સિક્કાઓ જાણીતા હતા અને પ્રચારમાં પણ આવ્યા હતા. આ મતને પઉમચરિય ઉપરથી વધારે ટેકો મળે છે. પઉમચરિય ઈ. સ. ના પહેલા સૈકાના ૩-૬૩ ના ગાળામાં ઉપર ઉલ્લેખાએલા બન્ને મતો અનુસાર રચાયું છે અને તેમાં દીનાર ચલણી સિક્કા તરીકે વપરાએલો છે. આ ઉપરથી ડૉ. કીથ આદિ વિદ્વાનોના મતમાં, આ લેખકને અલ્પ સુધારો કરવાની જરૂર જણાય છે.

પઉમચરિયમાં સુરઙ્ગા શબ્દ ચાર વાર લખાએલો છે. સુરઙ્ગા અને સુરુઙ્ગા બન્ને વપરાએલા છે. ડૉ. કીથનું કહેવું એમ છે કે " સુરઙ્ગા શબ્દ જરૂર ગ્રીક શબ્દ સીરીંક્સમાંથી જ લેવામાં આવ્યો છે, અને તે સમય ઇસ્રીસનની શરૂઆત પહેલાં હોઇ ન જ શકે. " ( જુઓ તેમનો સં. સા. ઇતિહાસ. પૃ. ૪૬૦ ) વળી બીજી જગ્યાએ ડૉ. કીથ લખે છે કે " ઘણું કરીને સુરઙ્ગા શબ્દને ઘણા પાછળના સમયમાં હિંદે ગ્રીકો પાસેથી લીધો. " ( જુઓ તેમનું ઉપર્યુક્ત પુસ્તક પૃ. ૨૫. ) [ વધુ માટે જુઓ ડૉ. ષ્ટાઇનનું " ત્સાઇત્શ્રીફ્ટ ફુર ઇન્ડોલોજી ઉન્ડ ઇરાનીસ્ટીક ૩. પૃ. ૨૮૦; ડૉ. વીન્ટરનીટ્ઝનો લેખ. ઇન્ડીઅન હીસ્ટોરીકલ કવાર્ટરલી. ૧. પૃ. ૪૨૯. ] સુરઙ્ગા શબ્દ દશકુમારચરિત્રમાં આવે છે. અહિંઆ જાણવાની જરૂર છે કે ડૉ. કીથે લખ્યું છે કે " સુરઙ્ગા શબ્દનો ઉલ્લેખ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ફક્ત એકાદ જગ્યાએ આવે છે અને તે ભાગ પ્રક્ષિપ્ત છે. વળી સુરઙ્ગા શબ્દ પાછળથી જ હિંદમાં આવ્યો છે." વિગેરે વિગેરે (પૃ. ૪૬૦). અહિંઆ આ લેખક ઉપર્યુક્ત મતમાં સુધારો કરવાની જરૂર જુએ છે. સ્વયં લેખકને જ સુરઙ્ગા શબ્દ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં ૧૨ વાર વપરાએલો જડ્યો છે. કૌટિલ્ય અર્થશાસ્ત્રના રચનાકાલ વિષે પંડિતોમાં મતભેદ છે, પણ મોટો ભાગ એમ માને છે કે તે કૌટિલ્યના સમયમાં જ રચાયું છે.

પઉમચરિયમાં બંદિ, વંદિ, બંદિ, બંદિણ ( સ્તુતિપાઠક ), વંદિ , વંદિણ વિગેરે ઘણીવાર આવે છે. હાલ કવિની ગાથા સપ્તશતીમાં વન્દી શબ્દ આવે છે અને તે ઉપરથી ડૉ. વેબર તેમના જર્મન પુસ્તકમાં કહે છે કે " વન્દી શબ્દ ઇ. સ. પછી ત્રીજા સૈકામાં હિંદુસ્તાનમાં ફારસી ધાતુ ઉપરથી ઉતરી આવ્યો છે. " ( જુઓ તેમનું હાલની ગાથા સપ્તશતી નામનું જર્મન પુસ્તક ). આ લેખકને લાગે છે કે આ માન્યતા ભ્રાન્તિમૂલક છે કારણ કે પઉમચરિયમાં આ શબ્દ અનેક વાર આવે છે અને તેનો સંસ્કૃત ધાતુ **बन्ध्** સહેલાઇથી જણાય છે.

પઉમચરિયમાં એક જગ્યાએ એક લગ્ન આવે છે. આ ઉપરથી ડૉ. હર્મન યાકોબી સાહેબ કહે છે કે " આ જો પ્રક્ષિપ્ત ન હોય તો આ કાવ્ય ઇ. સ. પછી ત્રીજા સૈકામાં લખાયું હોવું જોઇએ."

એમનું કહેવું એમ છે કે "આ લગ્નમાં ગ્રીક ભાષાના પારિભાષિક શબ્દો આવે છે અને તે શબ્દો ઉપર્યુક્ત સમયના અરસામાં હિંદમાં આવ્યા હોવા જોઇએ." તેમના આ મતને ડૉ. ફ્લીટ સાહેબે પણ ટેકો આપ્યો છે. ( જુઓ ડૉ. કીથનું સં. સાહિત્યનું પુસ્તક ) ડૉ. વીન્ટરનીટ્ઝનો મત એવો છે કે "આ બધું ઇ. સ. પછીના પહેલા સૈકાના અરસામાં આવ્યું હોવું જોઇએ." (જુઓ તેમનું ઉપર્યુક્ત પુસ્તક ભાગ ૧ લો ).

પઉમચરિયમાં એક કુંડલી આપી છે. તેમાં દિવસ, નક્ષત્ર, યોગ વિગેરે આપ્યાં છે. રાશિઓમાં મેષ, મકર, વૃષભ, કુલિર, મીન, કન્યા. ગ્રહોમાં રવિ, ચંદ્ર, આર ( મંગલ ), ભાર્ગવ ( શુક્ર ), ગુરુ, બુધ. યોગોમાં બ્રાહ્મ. બીજી એક જગ્યાએ પણ પ્રયાણ કરતાં પહેલાં શુભ તિથિ, કરણ, લગ્ન, યોગ વિગેરે જોવામાં આવ્યાં છે. ત્રીજી એક જગ્યાએ જન્મદિવસ માટે લખ્યું છે ત્યારે પણ શ્રવણ, નક્ષત્ર અને ચન્દ્રનો ઉલ્લેખ થયો છે. ચોથી એક જગ્યાએ નક્ષત્રોનો ઉલ્લેખ થયો છે. જેવાં કે ઉત્તરાષાઢા, રોહિણી, પુનર્વસુ, મઘા, ચિત્રા, વિશાખા, અનુરાધા, મૂલ, પૂર્વાષાઢા, શ્રવણ, ઉત્તરાભાદ્રપદા, રેવતી, પુષ્ય, ભરણી, કૃત્તિકા, અશ્વિની, હસ્ત, સયભિસ ( શતતારા ? ) આ જગ્યાએ રામાયણના બાલકાણ્ડમાં તિથિ, ગ્રહ, નક્ષત્ર વિગેરે જે કંઇ આવે છે તે નોંધવા જેવું છે. એક વાર અદિતિદૈવત્ય નક્ષત્ર, પાંચ ગ્રહો [ રવિ, ભૌમ, શનિ, ગુરુ, શુક્ર,–મેષ, મકર, તુલા, મીન, કર્ક રાશિઓ ! ] વાક્પતિ અને ઇન્દુ કર્કટ લગ્નમાં એમ આપ્યું છે. અહિં ફક્ત નક્ષત્ર ( અદિતિદૈવત્ય ) અને પાંચ ગ્રહો ( નામ વગર ) અને કર્કટ લગ્નમાં વાક્પતિ અને ઇન્દુ એમ આપ્યું છે. બીજી એક જગ્યાએ ભરત અને સૌમિત્રિના જન્મ માટે પુષ્ય નક્ષત્ર, મીન રાશિ, સાર્પ ( આશ્લેષા ) નક્ષત્ર, કુલીર રાશિ એમ આપ્યું છે. ત્રીજી એક જગ્યાએ મઘા નક્ષત્રનો ઉલ્લેખ છે, તેમજ ઉત્તરાફાલ્ગુનીનો ઉલ્લેખ છે. ચોથી એક જગ્યાએ બન્ને ફાલ્ગુની નક્ષત્રોનો ઉલ્લેખ છે, કે જ્યારે વૈવાહિક કર્મ પ્રશસ્ય રીતે કરી શકાય એમ પુરોહિત કહે છે. રામાયણના ટીકાકારે તૈત્તિરિય સંહિતામાંથી પણ એક ઉલ્લેખ કર્યો છે.

કલ્પસૂત્રમાં શ્રી મહાવીરપ્રભુનો જન્મ થયો તે વખતનું વર્ણન કરતાં લખવામાં આવ્યું છે કે નક્ષત્ર ઉત્તરાફાલ્ગુની હતું, અને સર્વે ગ્રહો ઉચ્ચ સ્થાને હતા, વળી ચંદ્રયોગ પણ હતો. ( જુઓ કલ્પસૂત્ર. ૪. ૯૫ ) વળી સ્થાનાંગ સૂત્રમાં પણ નક્ષત્રોનો ઉલ્લેખ થયો છે. આ પ્રમાણે જૈનોના ઇતર અંગોમાં પણ ઉલ્લેખ મળે છે. શ્રુતકેવલી શ્રીમદ્ ભદ્રબાહુકૃત આવશ્યકસૂત્ર નિર્યુક્તિમાં પણ ઉલ્લેખો છે. આ બધા ઉપરથી ફક્ત કહેવાનું એટલું જ કે ડૉ. યાંકોબી અને ફ્લીટ જે મત ધરાવે છે તેમાં જરા સુધારો કરવાની જરુર છે અને વિન્ટરનીટ્ઝ સાહેબે જે અભિપ્રાય દર્શાવ્યો છે તેના કરતાં પણ જરા વધારે પ્રાચીનતા જણાવવાની જરુર છે.

દિવાન બહાદુર કેશવલાલ ધ્રુવ સાહેબ કહે છે કે "પઉમચરિયમાં દરેક પર્વમાં વિમલ શબ્દ આવે છે અને આ પ્રથા અર્વાચીન છે." આ લેખકનું મંતવ્ય એવું છે કે જેમ કિરાતાર્જુનીય કાવ્યમાં લક્ષ્મી, શિશુપાલવધમાં શ્રી, નૈષધચરિત્રમાં આનન્દ, ધર્માભ્યુદયમાં મોક્ષલક્ષ્મી વિગેરે શબ્દો આવે છે તેમ પઉમચરિયમાં વિમલ શબ્દ આવે છે. ધ્રુવસાહેબ કહે છે કે "વિમલ એ પઉમચરિયના કર્ત્તાનું નામ છે અને દરેક પર્વમાં આવે છે એટલે જ અર્વાચીન છે; પણ આ લેખકનું નમ્ર સૂચન છે કે તેવી જ રીતે આપણે તેને પ્રાચીન કેમ કહી ન શકીએ ? કદાચ તેની પાછળના કવિઓને પોતાનું

નામ વાપરવાનું યોગ્ય લાગ્યું ન હોય અને તેથી જ પોતાને રુચિકર શબ્દો વાપર્યા હોય. આપણે જાણીએ છીએ કે યાકિનીમહત્તરાસુનુ શ્રી હરિભદ્રસૂરિએ પોતાના અનેક ગ્રંથોમાં વિરહ શબ્દ યોજ્યો છે. સારાંશ એ જ કે આ શબ્દપ્રયોગ ( કે જે અકસ્માત્ કર્તાનું નામ પણ છે ) કાવ્યની પ્રાચીનતા જ સૂચવે છે. પ્રશ્નોત્તરમાલા નામનું એક પુસ્તક વિમલ નામના જૈન લેખકે લખેલું છે. ડૉ. પીટર્સનનું કહેવું એમ છે કે " પઉમચરિય અને પ્રશ્નોત્તરમાલાના કર્તાઓ ભિન્ન નથી." ( જુઓ ડૉ. પીટર્સનનો ૩જો રિપોર્ટ ). આ લેખકે કાવ્યમાલા સીરીઝમાં છપાયેલું ઉપર્યુક્ત પુસ્તક વાંચ્યું છે. તેમાં છેલ્લા શ્લોક માટે બીજો પાઠ આપ્યો છે. વિમલ નામના જૈન મુનિ( સીતપટ ગુરુ )એ પ્રશ્નોત્તરમાલા લખી છે; બીજા પાઠાનુસાર અમોઘવર્ષ નામના રાજાએ તે લખી છે. આ વિમલ અને પઉમચરિયના વિમલસૂરિ ભિન્ન હોવા જ જોઇએ. અને વિમલ નામના કોઇ જૈનમુનિએ અમોઘવર્ષ નામના રાજાના આશ્રય નીચે તે લખેલી હોવી જોઇએ. આપણે જાણીએ છીએ કે પદ્મપુરાણ શકસંવત્ ૬૦૦ ના અરસામાં, કુવલયમાલા શ. સં. ૬૯૯ના અરસામાં, અને હરિવંશ શ. સં. ૭૦૫ના અરસામાં લખાયાં છે. ( જુઓ. ડૉ. ફરકુહારનું " ભારતીય ધાર્મિક સાહિત્યની રૂપરેખા " નામનું પુસ્તક ). આપણે જાણીએ છીએ કે ઉદ્યોતનસૂરિએ રવિષેણ અને વિમલસૂરિ વિષે ઉલ્લેખ કર્યો છે. ઉદ્યોતન-સૂરિનું ઉપર્યુક્ત પુસ્તક ઇ. સ. પછી ૭૭૭ના અરસામાં રચાયું ગણાય અને તે ઉપરથી જ પઉમ-ચરિયના કર્તા વિમલસૂરિ અને પ્રશ્નોત્તરમાલાના કર્તા વિમલ ભિન્ન છે. કારણ કે અમોઘવર્ષ ઇ. સ. પછી ૮૧૫–૮૭૭ના અરસામાં ( જુઓ સ્મિથનો હિંદનો પ્રાચીન ઇતિહાસ ) થઇ ગયો. અને સૂક્તિસંગ્રહોમાં તેનું નામ કોઈ કોઈ સ્થળે જણાય છે. આ લેખકને બીજી એક પ્રશ્નોત્તરમાલા જોવાનો લાભ મળ્યો હતો. તેમાં લખ્યું છે કે " શ્રી શંકરાનંદથી રચાએલી " અને તેની સાથે વળી રામચંદ્રભટની ટીકા પણ છે. ( જુઓ પ્રશ્નોત્તરમાલા. ગોપાલનારાયણની કંપની ) પણ આ પ્રશ્નોત્તરમાલામાં, કાવ્યમાલામાં છપાએલી પ્રશ્નોત્તરમાલાના જેવી છેલ્લી કડી નથી.

હવે અન્યના સાહિત્યની મદદથી વિમલસૂરિએ આપેલો રચનાકાલ લેખક ખરો ઠરાવવા માટે યથા-શક્તિ પ્રયાસ કરશે. પઉમચરિયના કર્તાને મહાભારત જાણીતું હતું એ વાત નિર્વિવાદ છે. પઉમચરિયમાં જુદાં જુદાં અસ્ત્રોનાં નામો આપ્યાં છે. આ બધાં રામાયણમાં પણ આવે છે. રામાયણની જેમ મહાભારતના અમુક પ્રસંગોનાં ફક્ત અમુક સ્થલે જ નામો આપી નિર્દેશ કર્યો છે. એક વાર રામાયણ અને મહાભારતનો ચોખ્ખો ઉલ્લેખ કર્યો છે. વિમલસૂરિને મનુસ્મૃતિ પણ જાણીતી હોવી જોઇએ તેમ તેમના થોડાંક વાક્યો ઉપરથી અનુમાન કરી શકાય છે. વિમલસૂરિ બ્રાહ્મણોના યોગશાસ્ત્રને જરૂર જાણતા હોવા જોઇએ. વિમલસૂરિ પઉમચરિયમાં જે અનેક વિદ્યાઓનો ઉલ્લેખ કરે છે તે વિદ્યાઓ યોગના અભ્યાસીને અજ્ઞાત નહિ હોય. ( વધુ વિગત માટે જુઓ " કલ્યાણ " નો વિશિષ્ટાંક નામે યોગાંક ). પઉમ-ચરિયમાં અર્થશાસ્ત્રનો ઘણીવાર ઉલ્લેખ આવે છે અને તે અર્થશાસ્ત્ર બીજું કોઇ નહિ પણ કૌટિલ્યનું જ અર્થશાસ્ત્ર હોવું જોઇએ. કૌટિલીય અર્થશાસ્ત્રમાં ફલો, પુષ્પો, જુદી જુદી લતાઓ, વૃક્ષો વિગેરેનાં ઘણાં નામો જોવામાં આવે છે. પઉમચરિયમાં તેથી પણ અધિક નામો જોવામાં આવે છે. અર્થશાસ્ત્રમાં જુદી જુદી જાતના હીરા, મોતી, વિગેરેનો ઉલ્લેખ છે. પઉમચરિયમાં ઘણી જાતના હીરા, માણેક વિગેરે ઉલ્લેખાએલાં છે. ખાસ કરીને જાણવા જેવું તો એ જ છે કે કૌટિલીય અર્થશાસ્ત્રમાં હસ્ત્યધ્યક્ષ અને હસ્તિપ્રચાર નામનાં પ્રકરણોમાં જે રીતે હાથીને મહાત કરવાની અને સારા હાથીના જે ચિહ્નો આપ્યાં

છે તે બધા પઉમચરિયમાં એક જગ્યાએ બહુ જ સુંદર રીતે આપ્યાં છે. આ ઉપરથી વિમલસૂરિ અર્થશાસ્ત્રને જાણતા હતા એ વાત ચોક્કસ છે. વિમલસૂરિએ ચતુર્દશપૂર્વધર શ્રુતકેવલી આચાર્યશ્રી ભદ્રબાહુસ્વામીના ગ્રંથોનો સારો અભ્યાસ કર્યો હશે એમ પઉમચરિય ઉપરથી જણાય છે. શ્રી ભદ્રબાહુએ વસુદેવરાય ચરિત નામનું સપાદલક્ષ શ્લોક પ્રમાણ અદ્યાપિ અપ્રકટ પ્રાકૃત કાવ્ય રચ્યું હતું. આ ગ્રંથ પણ વિમલસૂરિએ વાંચ્યો હોવો જોઇએ. પઉમચરિયમાં એક જગ્યાએ સાધુનું જે વર્ણન આવે છે તે વર્ણન દશવૈકાલિક નિર્યુક્તિમાં ભદ્રબાહુએ આપેલા વર્ણન સાથે સરખાવી શકાય તેમ છે. આવશ્યક નિર્યુક્તિમાં ભગવાન્ ઋષભદેવજીનાં સમય પહેલાં દેશની સ્થિતિનું જે વર્ણન છે તે વર્ણન પઉમચરિયમાં સરખાવી શકાય તેમ છે. શ્રી કલ્પસૂત્ર એ આચાર્યશ્રી ભદ્રબાહુએ સમુદ્ધૃત કરેલું મનાય છે. કલ્પસૂત્રમાં જે અનેક પુષ્પો, લતાઓ, વૃક્ષો વિગેરે આવે છે તે કરતાં અધિક પઉમચરિયમાં સાંપડે છે. કલ્પસૂત્રમાં જે અનેક હીરા, મોતી, વિગેરે આવે છે તે કરતાં અધિક પઉમચરિયમાં નોંધાયાં છે. કલ્પસૂત્રમાં શ્રી મહાવીરપ્રભુની જન્મકુંડલી આપી છે પણ તેમાં ચોખ્ખું લગ્ન આપ્યું નથી. તે લગ્ન તો જરુર નક્કી કરી શકાય તેમ છે જ. પઉમચરિયમાં પણ હનુમાનની કુંડલી આપી છે ત્યાં પણ લગ્ન નક્કી થાય તેમ છે. કલ્પસૂત્રમાં અભિષેકનું જે વર્ણન આવે છે તેની છાપ પઉમચરિયના તે વર્ણનમાં આવે છે. કલ્પસૂત્રમાં સિદ્ધાર્થનાં આભૂષણો, વિદ્યાશાસ્ત્રની માહિતી, નિમિત્તશાસ્ત્રની માહિતી, નાટ્યકલા અને સંગીતશાસ્ત્રની માહિતી, વિમાનોની ચિત્રોવાળી ભીંતો વિષે માહિતી ઇત્યાદિ બાબતો પઉમચરિયમાં તે તે વિષયો પરત્વે જે જે માહિતી આપી છે તે કરતાં જરા ઓછી છે અને તેથી જ પઉમચરિય કલ્પસૂત્ર કરતાં અર્વાચીન છે. બીજું એક સચોટ દૃષ્ટાંત લઇએ. કલ્પસૂત્રમાં મહાવીરપ્રભુના દર્શન કરવા લોકો ઉત્સુક છે તે સમયનું કલ્પસૂત્રનું વર્ણન અને ત્યારપછી પઉમચરિયના ઉપર ઉલ્લેખાએલાં વર્ણનો અને ત્યારપછી અશ્વઘોષ, કાલિદાસ, બાણ વિગેરેનાં ઉપર્યુક્ત વર્ણનો લઇએ તો જણાય છે કે પઉમચરિયનું સ્થાન મધ્યમાં જ આવે છે. પઉમચરિયના પછીના ગ્રંથોમાં તેનું આબેહુબ વર્ણન છે. વળી કલ્પસૂત્રમાં જે થોડા ધાત્વાદેશો આવેલા છે તે પઉમચરિયાન્તર્ગત ધાત્વાદેશો કરતાં પ્રમાણમાં બહુ જ અલ્પ છે. આ બધું એ જ સૂચવે છે કે કલ્પસૂત્ર પઉમચરિય કરતાં પ્રાચીન છે. પઉમચરિય ઉપર આગમોની પણ ઊંડી અસર પડી છે. દા. ત. નરકનાં વર્ણનો પણ જૂનાં ધાર્મિક પુસ્તકોમાં આપ્યાં છે તેવાં જ છે. હવે તત્ત્વાર્થસૂત્ર જોઇએ. ઉમાસ્વાતિ ઉચ્ચનાગરી શાખાના હતા. તત્ત્વાર્થના ( સ્વોપજ્ઞ ભાષ્ય બાદ કરતાં ) જૂનામાં જૂના ટીકાકાર પૂજ્યપાદ આશરે પાંચમાં અગર છઠ્ઠા સૈકામાં થઇ ગયા. ઉત્તરાધ્યયનસૂત્ર, કણાદસૂત્રો ( કે જે આશરે ઇ. સ. પછી ૧ લા સૈકાના અરસામાં લખાયા હોવાનું મનાય છે. ) કરતાં વધારે પ્રાચીન છે. તત્ત્વાર્થસૂત્રનાં અમુક સૂત્રો ઉત્તરાધ્યયનની છાયા જેવાં જ છે અને કણાદસૂત્રો સાથે સરખાવી શકાય તેમ છે. દા. ત. દ્રવ્ય, ગુણ, કાલ વિગેરેનાં સૂત્રો. વળી યોગસૂત્ર ભાષ્ય અને તત્ત્વાર્થભાષ્ય ઘણી જગ્યાઓએ સરખાવી શકાય તેમ છે. ન્યાયદર્શનનું વાત્સ્યાયન ભાષ્ય અને ઉમાસ્વાતિનું ઉપર્યુક્ત ભાષ્ય અમુક સ્થલોએ લગભગ સરખું જ છે. દા. ત. અર્થાપત્તિ, અભાવ, સંભવ વિગેરે બાબતો. ઉમાસ્વાતિ વિજ્ઞાનવાદીઓને ' તન્ત્રાન્તરીય ' એમ કહી સંબોધે છે. આ બધી બાબતો ઉપરથી આપણે કહી શકીએ કે ઉમાસ્વાતિ આશરે ઇ. સ. પછીના ૧લા સૈકાના અરસામાં થઇ ગયા હતા. ( વધુ વિગત માટે જુઓ પં. સુખલાલજીસંપાદિત તત્ત્વાર્થસૂત્ર ). પઉમચરિય અને તત્ત્વાર્થાધિ-

ગમસૂત્રભાષ્યમાં ઘણી જગ્યાએ સરખામણી કરાય તેમ છે. દા. ત. ભોગભૂમિનું વર્ણન, શ્રાવક અને શ્રમણધર્મનું વર્ણન, સાકાર અને નિરાકાર ધર્મ, જુદા જુદા કલ્પો, જમ્બૂદ્વીપના પર્વતો, નદીઓ, દ્રવ્યના જુદા જુદા ભાગો અને તેના ( જીવ અને અજીવના ) પેટા ભાગો અને તેના ( સંસારી જીવના ) પેટા ભાગો, લોકપુરુષનું વર્ણન, કાલગણનાનું વર્ણન એ બધા દાખલાઓ સરખાવી શકાય તેમ છે.

પાદલિપ્તાચાર્ય પણ વિક્રમના પહેલા શતકમાં જ થઈ ગયા. તેમની તરંગવતીમાં પણ ઘણા દેશી શબ્દો હોવા જોઇએ એમ વીરભટ્ટ કે વીરભદ્રના શિષ્ય ગણિ નેમિચંદ્રે રચેલા તેના સાર ઉપરથી જણાય છે. દુર્ભાગ્યવશાત્ તરંગવતી અત્યારે અપ્રાપ્ય છે પણ નેમિચંદ્રે તેનો સંક્ષિપ્ત સાર લખ્યો છે. પઉમચરિયમાં જે દેશી શબ્દો આવે છે અને નેમિચંદ્રે જે લખ્યું છે તે ઉપરથી તત્કાલીન અને તત્પૂર્વીય પ્રાકૃત સાહિત્ય વિષેના આ લેખકના નમ્રોદ્ગારોને પુષ્ટિ મળે છે. પાદલિપ્તની નિર્વાણકલિકામાં પણ ગ્રહો અને નક્ષત્રોનો સારો ઉલ્લેખ થયો છે. ( જુઓ નિર્વાણકલિકા અર્હત્‌ના વર્ણાદિક્રમ વિગેરે ). આ ઉપરથી પઉમચરિયમાં આવતી તેવી માહિતી વિષેના લેખકના વિચારોને પુષ્ટિ મળે છે. આ ઉપરથી કહેવાનું તાત્પર્ય એટલું જ કે વિમલસૂરિ, ઉમાસ્વાતિ, પાદલિપ્ત એ ત્રણેય એકબીજાથી બહુ જ ટૂંકા અંતરમાં થયા હતા.

પઉમચરિયમાં અમુક પ્રસંગો કામશાસ્ત્રાનુસાર જ વર્ણવ્યા છે. દા. ત. હનુમાનનો સુરતક્રીડાનો પ્રસંગ, દશાનનની વિરહવેદના, મધુપિંગલના અતિસુન્દરી સાથેના પ્રેમપ્રસંગની શરૂઆત અને વિકાસ, ભવનપાલી દેવીના નૃત્ય પ્રસંગે અમુક શારીરિક હાવભાવનું વર્ણન, આશક અને માશુકની મનોવેદના વિગેરે વિગેરે બાબતો બતાવે છે કે કામશાસ્ત્રથી વિમલસૂરિ પરિચિત હોવા જોઇએ. બુદ્ધચરિત્રનો કર્તા અશ્વઘોષ પણ વિમલસૂરિ પછી તરતજ થયો હોવો જોઇએ. પઉમચરિયમાં ઉલ્લેખાયેલા હાવભાવ તે જાણતો હોવો જોઇએ. રામ, રાવણ, લવ અને કુશ વિગેરે વિગેરે વિશિષ્ટ નરવરોના દર્શનાકાંક્ષાવાળી સ્ત્રીઓનાં વર્ણનો પઉમચરિયમાં ત્રણ ચાર જગ્યાઓએ સારાં કર્યાં છે પણ અશ્વઘોષનું તેવા પ્રસંગનું ફક્ત એક જ વર્ણન, કાલિદાસનાં રઘુવંશ અને કુમારસંભવમાં તેવાં વર્ણનો, બાણભટ્ટનું તેવું એક વર્ણન, પઉમચરિયના વર્ણનોને ઢાંકી દે છે. પઉમચરિયનું ક્રીડાગ્રહમાંની ક્રીડાઓનું વર્ણન અશ્વઘોષ અને કુમારદાસે બીજી રીતે બહુ જ સુંદર કર્યું છે. કાલિદાસ, દિઙ્નાગ, કુમારદાસ, ભવભૂતિ, જયદેવ વિગેરે કવિઓએ રામકથાને અપનાવતાં આપણને સાહિત્યના અમરપ્રસંગો ( Flashes of immortality ) કેવા અને કેટલા આપ્યા છે તે તો જાણીતું જ છે. દશકુમારચરિત્રમાં પણ પઉમચરિયમાં ટૂંકાણમાં આવતી ઘણી વાતો વિસ્તારપૂર્વક લખવામાં આવી છે.

આ બધી વિગતો રજુ કરી આ લેખક એ જ નમ્ર અભિપ્રાય ઉચ્ચારે છે કે વિમલસૂરિએ આપેલો વીરસંવત્ ૫૩૦ પઉમચરિયના રચનાકાલ માટે ખરો જ છે. જેમ પઉમચરિયના રચનાકાલ વિષેના આ લેખકના મંતવ્યમાં અનેક વિચારમન્થનાન્તે ફેરફારો થયા અને અન્તે કવિની સાથે આ લેખક સમ્મત થયા તેમ અન્ય વાચકો પણ થાય એ જ હાર્દિક અભિલાષા.

# મૃત્યુ

શ્રીઃ ધરમશી ભાણજી કુવાડવા



ઊઠ ઊઠ અય ગાફિલ ! લૈ સામગ્રી થા તૈયાર;
સ્હામે ઊભું જો જો મૃત્યુ કરવાને સત્કાર;
એ તો આવે હસતા હૈડે,
ત્હારે આંસુડાં કાં નયને ?
આલમને ઉંબર તું જો જો પહેલી છેલ્લી સઘળે;
તૈયારી છે એ જ સાચોં તો કાં રડતા જાવું નયને ?
લે લે હૈડાથી હરખી,
મૃત્યુ નૂતન જીવન જ્યોતિ.
જન્મ જીવન જોગે વિધવિધ પર્યાયગતિ પરિણામે;
નિશ્ચય જ્યાં નિસર્ગતણો ત્યાં શાને દિલડે દાઝે ?
લે લે ભાવથકી ભેટી,
મૃત્યુ મનથી ભય મ્હેલી.
આજકાલ સૌ સકળ અનુભવ જો જો અંત વિચારી;
ઘણાં જીવન તોયે એવાં સુખદુ:ખ અનુભવ ચારી;
વદે જગ લઘુ જીવન મીઠાં,
ત્હને શી દીર્ઘ રહી ઇચ્છા ?
રડવું શાને ? જે છે અંતે સાચું કાં ના કરવું ?
રડનારાં દીસે ના રહેતાં તો પછી કાં દિલ ડરવું ?
કાં ના ભાવથકી ભળવું ?
શાને વ્યર્થ હૃદય ડરવું ?
કર સ્વાગત શાંતિથી વ્હાલા ! આદર અતિથિભાવે;
એ તુજ કારણુ તુજ આંગણીએ નવિન જીવનરસ લાવે;
લે લે ભાઈ ! હવે ભેટી,
છોડીને ઉરતણી ઉદાસી.
હા ભેટું હા ભેટું વ્હાલા ! આવ આવ ઓ મૃત્યુ !
આજ કાલ સાચું છેવટ તો કયમ અંતર દુ:ખ વેઠું ?
લે લે ભાવથકી ભેટું,
હવે ઉર—ડંખ નહિ વેઠું.

[ **શ્રી** ધૂમકેતુ એ પ્રસિદ્ધ ગલ્પકાર, નિબંધ-લેખક અને વિવેચક છે. તેમનાં પુસ્તકો તણખા, ભાગ ૧ થી ૩, અવશેષ, જલબિન્દુ વગેરે સારી ખ્યાતિ પામ્યાં છે. અર્વાચીન લેખકોમાં નાની વાર્તાઓના લખનાર તરીકે તેઓ અજોડ છે. તેઓ તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિથી વાર્તાઓમાં પણ અનેક તત્ત્વકણો આપે છે. નિબન્ધકાર ઉપરાંત વિવેચક તરીકે નવીન અને સૂક્ષ્મ દૃષ્ટિબિંદુઓ રજુ કરી તેમણે પોતાનું અનેકવિધ સામર્થ્ય બતાવી આપ્યું છે. આ લેખ ટૂંકો છે છતાં તેમાંથી ગ્રહણ કરવા જેવું જૈનોને જરૂર મળશે.—**સંપાદક.** ]




જીવનમાં અહિંસાને સ્થાન છે, એનો એક વ્યાપક અર્થ એવો છે કે પ્રાણીમાત્ર પ્રત્યે સહાનુભૂતિથી જોવાનું ધર્મવ્રત માણસ સ્વીકારે છે. એ ઉપરાંત અહિંસાની પણ અધમ, મધ્યમ ને ઉત્તમ એવી ત્રણ કોટી હોઈ શકે. જીવમાત્રની હિંસાથી દૂર રહેવું એ એક પ્રકારની અહિંસા-પણ એ અધમ કોટીની. એથી ઉંચી કોટી એ કે કાયિક અહિંસા

ઉપરાંત વાણી અને મનથી પણ અહિંસા સેવવી; પણ સર્વોત્તમ અહિંસા તો એ છે કે જેમાં મનુષ્યનો પ્રેમધર્મ વિશ્વના પ્રેમધર્મની સાથે સંવાદી બની જાય છે.

એવો પ્રેમધર્મ એ જ અહિંસાનું ખરું રહસ્ય છે. એવો વિશ્વવ્યાપી પ્રેમધર્મ સ્વીકાર્યા વિના કોઈ પણ મનુષ્ય પોતાને, માત્ર જીવમાત્રની હિંસાથી દૂર રહે છે એટલા કારણે, સાચો અહિંસક ગણી શકે નહિ. ખરી વાત એ છે કે અહિંસા એ પ્રેમ-સરણીનું છેલ્લામાં છેલ્લું પણ અનિવાર્ય પગથિયું છે. એ પગથિયા ઉપર ચડતાં ચડતાં છેવટે મનુષ્ય '**અહિંસા પરમો ધર્મઃ**'–એવી વિશ્વવ્યાપી પ્રેમધર્મની ભૂમિકા મેળવે છે. એ ભૂમિકાને મેળવવાનું મંથન કર્યા વિના કેવળ પહેલા પગથિયા ઉપર જ મનુષ્ય સ્થિર થઈ જાય તો એનો વિકાસ રૂંધાઈ જાય છે.

અહિંસામાં એક બીજો પણ અર્થ છે. અહિંસા નિયમવડે મનુષ્ય વિશ્વ સાથેના પોતાના સંબંધોનો વધારે ઝીણવટથી અભ્યાસ કરી શકે છે. એ અભ્યાસને પરિણામે એ જોઈ શકે છે કે જેને એ વ્યવહાર માને છે તે ખરી રીતે હિંસા છે. એ હિંસાથી બચવા માટે એણે પ્રયત્ન કરવો હોય તો એણે એના વ્યવહારનો અર્થ પણ ફેરવવો રહ્યો. વ્યાજ લેવું એ વ્યવહાર છે; ભાઈએ ભાગ પડતાં ભાઈની વિધવાને રોવરાવી મૂકવી એ વ્યવહાર છે. કદાચ એ જ હોંશિયારી કે ચાલાકી છે; પરંતુ એ સર્વ ઓછાવત્તા હિંસાના જ પ્રકારો છે. પોતાને અહિંસક કહેનારો માણસ આવા હિંસક સંબંધો વિષે ઊંડો વિચાર કરી જાતનિર્ણય કર્યા વિના રહી શકે જ નહિ. એ ઊંડો વિચાર એને એવા નિર્ણય પર લાવશે કે જરૂરિયાત કરતાં વધારે સંગ્રહ કરવાની લાલસામાં જ હિંસા માત્રનું મૂળ રહ્યું છે. અને તેથી વ્યવહારનું શુદ્ધિકરણ કર્યા વિના અહિંસામાર્ગનું સાચું પાલન કરવાનો કોઈ માણસ દાવો કરે તો એ તદ્દન જૂઠાણું છે.

વ્યવહારનું શુદ્ધિકરણ, માનવ માનવ સાથેના–અને બીજા સઘળા સંબંધોમાં પ્રેમધર્મને મહત્ત્વને સ્થાન આપી, બીજા બધા લાભને ગૌણ સ્થાન આપશે. અહિંસામાં વિશ્વવ્યાપી ધર્મ બનવાનું બળ રહ્યું છે તે આવી સાચી ઉપાસના હોય ત્યારે જ શક્ય બને છે. ધર્મનાં બે સ્વરૂપો આચાર–અને વિચાર–એ બન્ને ત્રાજવાને સ્થિર ને સમ રાખવા માટે માનવદેહ દાંડીરૂપ ગણાવો જોઈએ. માનવદેહની એ જ વિશિષ્ટતા છે. અહિંસા એ હરેક મનુષ્યનો ને હરેક પળનો ધર્મ છે. પછી એની ઝીણવટભરેલી સમાલોચના કર્યા વિના કે સમજ્યા વિના કેવળ શબ્દાર્થને જ વળગી રહી, એના નકારાત્મક ભાગને પ્રધાન રૂપ આપવામાં આવે તો એનો ખરેખરો મહત્ત્વનો અર્થ–વિશ્વવ્યાપી પ્રેમ–એ ગૌણ બની જઈ અહિંસા–ધર્મની ભવ્યતાને ખંડિત કરે છે. એટલા માટે અહિંસા શબ્દ ખૂબ વ્યાપક અર્થમાં અને નિત્યજીવનના વણાટમાં લેવાની જરૂરિયાત છે. ત્યારે જ એ શબ્દમાં જે વિશ્વવ્યાપી સંજીવન બળ રહ્યું છે તે બહાર પ્રગટ થાય અને આ વિશ્વને પ્રેમમય કરી મૂકે.

# નાગહ્રદનગર અને પાંચ શિલાલેખો



મુનિ હિમાંશુવિજય ન્યાયકાવ્યતીર્થ

[ લેખક મુનિ જૈન ઇતિહાસ, ધાર્મિક સાહિત્યમાં ઘણો સારો રસ લે છે અને તેને લગતા વિવિધ લેખો જૈન પત્રોમાં પ્રકટ કરાવે છે. પ્રમાણનયતત્ત્વાલોક, સિદ્ધહૈમવ્યાકરણ આદિ ગ્રંથોનું સંશોધન તેમણે કર્યું છે. પોતાના વિહારમાં જે જે ગામ, શહેર આવે તેમાં જૈન મંદિરો, ભંડારો વગેરેમાંના પ્રાચીન અવશેષો રહ્યા હોય તેની શોધમાં રહી, ઉપલબ્ધ થતું જાય તેની નોંધ કરી લઇને તેનું પ્રકટીકરણ પ્રસંગ આવ્યે તે મુનિ કરતા જાય છે. એ પ્રમાણે નાગદા ગામ પર લેખ લખેલ છે. આનું અનુકરણ સર્વ જૈન મુનિઓ કરે તો સાહિત્ય અને ઇતિહાસની સામગ્રીમાં કેટલો બધો વધારો થાય! હજુયે તેઓ ચેતશે અને જીર્ણશીર્ણ થતા અવશેષોનો ઉદ્ધાર કરશે–સંપાદક. ]

---

કાળનું ચક્ર બહુ જ જબ્બર અને અપ્રતિહત છે. તેની કૃપાથી મોટાં મોટાં પરિવર્તનો થાય છે. એક કાલે જે સમૃદ્ધ હોય તે બીજે સમયે કંગાલ બને છે. મોટાનું નાનું, જલનું સ્થલ, સ્થલનું જલ, શહેરનું સ્મશાન બને છે. ઇતિહાસના પૃષ્ઠોમાં જે મોટાં શહેરો–નગરોના ઉત્તમ ઉલ્લેખો લખાય છે તે શહેરોમાં કેટલું પરિવર્ત્તન થયું છે? આજે તો તેનું નામોનિશાન જ નથી રહ્યું, કાં તે એક અતિ ક્ષુદ્ર ગામડાઓનાં રૂપમાં પરિવર્ત્તિત થયા છે. જે કાલે તે શહેરો હતાં ત્યાં અનેક બનાવો, સત્કાર્યો અને પરાક્રમો થયાં હતાં તે જાણવાનું સાધન અત્યારે પુસ્તકો અને શિલાલેખો છે. એવા શહેરોમાં 'નાગહ્રદ' નામના નગર વિષે અહીં લખવા વિચાર છે.

**નામ**

પ્રાચીન ઉલ્લેખોથી જણાય છે કે આ ગામનું જૂનું સંસ્કૃત નામ 'નાગહ્રદ' હતું. 'હ્રદ' શબ્દનો સંસ્કૃતમાં અર્થ જલાશય–તલાવ થાય છે. સંભવ છે કે આ નગર પાસે મોટું જલાશય (તલાવ) હોય, જેનું કુદરતી સૌન્દર્ય આકર્ષક હોય. કેમકે મેવાડમાં સ્થલે સ્થલે એવાં મોટાં તલાવો જયસાગર, રાજસાગર, ઉદયસાગર, ફતેહસાગર આદિ છે કે જે મનુષ્યકૃત સમુદ્રની ઉપમાને ધારણ કરે છે અને દુનિયાના તલાવોમાં મોટું સ્થાન રાખે છે. દેશી ભાષાના તથા

પ્રાકૃતભાષાના ગ્રંથોમાં અને કેટલાક શિલાલેખોમાં આનું નામ 'નાગદ્રહ' પણ મળે છે. તે નામ જુદું નથી, પરન્તુ પ્રાકૃત ભાષાનું નામ સમજવું; કેમકે સંસ્કૃત 'હ્રદ' શબ્દનું પ્રાકૃતમાં 'દ્રહ'[1] થાય છે.

ધીરે ધીરે દેશી ઉચ્ચારણમાં અપભ્રંશ થઇ 'દ્રહ' નો 'દા' થયો, એટલે કે લોકભાષામાં 'નાગદ્રહ'નું 'નાગદા' તરીકે આ ગામ પ્રસિદ્ધ થયું. અત્યારે પણ તે જ નામથી ઓળખાય છે.

**સ્થાન** અત્યારે જે સ્થળે મેવાડનું મુખ્ય શહેર **ઉદયપુર** છે ત્યાંથી પાકી સડકે ઉત્તર દિશામાં ૧૩ માઇલ ઉપર આ ગામ એક નાનકડા ગામડાના રૂપમાં છે.

**પ્રાચીનતા** આ 'નાગહ્રદ' કોણે ને ક્યારે વસાવ્યું ? તેનો પત્તો લાગ્યો નથી, પણ વિક્રમ સં. ૧૧૯૨ પહેલાનું આ ગામ એટલે કે ૮૦૦ વર્ષનું [2]જૂનું છે એમ 'વાઘેલા' તલાવની પાસે ડુંગરની તલેટીમાં આવેલ પાર્શ્વનાથના મંદિરમાં પબાસણ નીચેના લેખથી જણાય છે. એક કાલે 'નાગહ્રદ' નગર મેવાડની રાજધાની હતું. સેંકડો વર્ષો સુધી આ સૌભાગ્ય ઉક્ત નગરને મળ્યું હોય એમ લાગે છે. આ નગર પહેલાં સમૃદ્ધ, વિખ્યાત અને ધાર્મિક, વીર અને કલાકાર લોકોથી શોભિત હતું. 'અદબદજી' નામથી પ્રસિદ્ધ શ્રી શાંતિનાથ ભગવાનના પબાસણની નીચેના લેખમાં આ ગામનું નામ 'દેવકુલપાટક' લખ્યું છે. આનાથી તો એમ જણાય છે કે આ ગામ[3] 'દેવકુલપાટક' (દેલવાડા) સુધી લાંબું હતું અને વિ. ૧૪૯૪ માં એટલે કે કુંભારાણાના વખતમાં આ બધા ભાગનું નામ '**દેવકુલપાટક**' હતું. મહારાણા મોકલ અને તેમના પુત્ર મહારાણા 'કુંભા'ના સમય સુધી તો આ નગર ખૂબ જાહોજલાલીવાળું હતું, એમ તે સમયનાં અનેક મંદિરો, તલાવો, વાવડીયોના ઉત્કીર્ણ લેખોથી જણાય છે. અહીંના રાણાઓ મુસલમાન બાદશાહો સામે ઝઝૂમવામાં અગ્રેસર હતા.

---

૧ '**ह्रदे हृदोः**' **ह्रदशब्दे हकारदकारयोर्व्यत्ययो भवति ।** સિદ્ધહેમચંદ્ર વ્યાકરણ. ૮–૪–૧૨૦.

૨ પ્રાચીન જૈન ગ્રંથોમાં 'નાગહ્રદ'ના અનેક ઉલ્લેખો મળે છે જેથી તે એક જૈન તીર્થ હતું એમ લાગે છે. જેમકે:—

"देलवाडउं 'नागद्राहा' चीत्रोड" મેઘાની તીર્થમાલા ૭૬

"चकार नागह्रदपार्श्वतीर्थ.........." શ્રી મુનિસુંદરકૃત ગુર્વાવલી ૩૯

"नागद्रहि नमी लीलविलाम" શીલવિજયકૃત તીર્થમાલા.

"नागद्रहि पासं तूं नमी छूटि" શ્રી જિનતિલકકૃત તીર્થમાલા.

૩ આ ગામ 'નાગદા' (નાગહ્રદ) થી ઉત્તરમાં ચાર માઇલ છે. આનાં પ્રાચીન નામ 'દેવકુલપાટક' 'દેઉલવાડા' 'દેલઉલા' વિગેરે છે. અત્યારે આનું નામ 'દેલવાડા' છે. અહીં ૪ જૈનમંદિર છે. અહીંના પ્રાચીન શિલાલેખોનો સંગ્રહ કરી પૂજ્યપાદ ગુરુદેવ **શ્રીવિજયધર્મસૂરિ** મહારાજે 'દેવકુલપાટક' નામનું મૌલિક પુસ્તક લખ્યું છે, તેમાં દેલવાડા વિષે સારો પ્રકાશ પાડ્યો છે.

**પ્રાચીન મંદિરો અને સ્થાનો**

'મેવાડ' એ ધર્મ દેશ છે. તેના રાણા ધર્મરક્ષક રહ્યા છે તે કારણે જ મેવાડ ભૂમિ (દેશ) તરસો જેટલાં વર્ષો સુધી સીસોદીયા વંશના રાણાઓના હાથમાં રહી છે. હજી પણ છે.

મેવાડ રાજ્યમાં દરેક ધર્મ અને ધર્મવાળાઓને સારી સરખી ઇમદાદ મળી છે. તેથી મેવાડમાં ધર્મ–ધર્મસ્થાન અને ધર્મભાવનાઓનો સારો વિકાસ સધાયો છે, તેથી જ તો અનેક સંગ્રામો અને રાજખટપટની જેમ સંખ્યાબંધ ધાર્મિક ઉત્સવો, પ્રતિષ્ઠા–મહોત્સવો પણ આ 'નાગહ્રદ' નગરે જોયાં છે. વીર, ધીર, ગંભીર સંતોનાં એણે દર્શન કર્યાં છે. રાજનૈતિક, ધાર્મિક અને સામાજિક અનેક બનાવોના સાક્ષીભૂત એવા પર્વત–શિખરો, તલાવો, મંદિરો અને જમીન મૌનપણે એ ભૂતકાલનો ઇતિહાસ હજી ય યાત્રિકોને સંભળાવે છે. સ્થલે સ્થલે જમીન ઉપર કે પહાડ ઉપરનાં સુંદર શિલ્પવાળા ગગનચુંબી જૈન મંદિરોએ મેવાડના રાજા અને પ્રજાજનોની ચડતી–પડતી જોઈ છે, તડકા–છાયા સહ્યાં છે.

કહેવાય છે કે એક વખતે અહીં ૩૫૦ જૈનમંદિરોની ઝાલર (ઘંટ) સંધ્યા વખત વાગતી, હજારો ધર્મપ્રિય લોક દેવમૂર્ત્તિનાં દર્શન કરી આત્માને પ્રસન્ન કરતા; પણ આજે તો ૩૫૦માંથી અહીં ફક્ત એક જ જૈનમંદિરમાં મૂર્ત્તિઓ રહી છે અને મહિનાઓમાં કોઇક જૈન યાત્રી આવે છે. આ મંદિરમાં શ્રી શાંતિનાથ ભગવાનની પદ્માસનમાં બેઠેલી ૯ ફુટ ઉંચી શ્યામ પાષાણની સુંદર મૂર્ત્તિ છે. મૂર્ત્તિની રચના ધ્યાન ખેંચનારી છે. નીચે મોટું પબાસણ પણ સુંદર છે. પહેલાં આજુબાજુ પરિકર અવશ્ય હશે[4] પણ તે ગમે તે કારણે નષ્ટ થઇ ગયું છે.

આ મૂર્ત્તિ નીચે એક મોટો શિલાલેખ છે તે સ્પષ્ટ વાંચી શકાય છે. તેની નકલ અમે ઉતારી છે, પણ ગુરુદેવ **શ્રીવિજયધર્મસૂરિ મહારાજના 'દેવકુલપાટક'** પુસ્તકમાં તે લેખ છપાઇ ગયો હોવાથી અહીં હું આપતો નથી. તેનો ભાવ આ પ્રમાણે છે:–"સં. ૧૪૯૪ના મહા સુદિ ૧૧ ગુરુવારે મહારાણા કુંભાના રાજ્યમાં ઓસવાલ જાતિના '**નવલક્ષ**[5]' (નવલખા) શાખામાં થએલ **સારંગ** નામના શ્રાવકે આ મૂર્ત્તિ ભરાવી છે અને ખરતરગચ્છના શ્રી **જિનસાગરસૂરિએ** આ મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરી છે."

આ મંદિરમાં રહેલ શાંતિનાથની મૂર્ત્તિને અત્યારે '**અદબદજી**' કહે છે. તેનું કારણ આ લાગે છે કે મૂર્ત્તિ બહુ મોટી–સુંદર છે તેમ મૂર્ત્તિ નીચેના શિલાલેખમાં પણ લખ્યું છે કે '**निरुपममद्भुतं**' અર્થાત્ આ બિંબ '**અદ્ભુત**' છે. આ બે કારણોથી

---

૪ કેમકે આ મૂર્ત્તિ નીચેના શિલાલેખમાં "श्रीशांतिजिनवरबिंबं सपरिकरं कारितं । લખ્યું છે.

૫ નવલખા ગામના લોકોએ પંદરમી સદીમાં દેલવાડી વિગેરે અનેક સ્થલે મેવાડમાં મૂર્ત્તિઓ ભરાવી છે, તથા ખરતરગચ્છના જિનરાજસૂરિ, જિનવર્ધનસૂરિ, જિનચંદ્રસૂરિ અને જિનસાગરસૂરિએ ઘણી પ્રતિષ્ઠાઓ કરી છે. જુઓ. "દેવકુલપાટક" પૃ. ૨૫ લેખ નં. ૧૮

આ મૂર્તિની 'અદ્ભુતજી' તરીકે પ્રસિદ્ધિ થઇ. અને તેનું મેવાડી ભાષામાં અશુદ્ધ રૂપ થઈ 'અદબદજી' તરીકે નામ થયું હોય એમ મને લાગે છે. આ મંદિર વિશાળ હતું. જીર્ણ થવાથી પાટણવાળા શ્રીયુત 'લલ્લુભાઇ' નામના શ્રાવકે ( કે જેમણે અથાગ પરિચય અને અઢળક ધનથી મેવાડનાં સેંકડો જૈનમંદિરોની સ્થિતિ સુધારી–સુધરાવી મહાન્ પુણ્ય–યશ મેળવ્યાં છે. મેવાડના જૈનો આ ધર્મપ્રેમી શ્રાવકનો ઉપકાર કદી વિસરી શકશે નહિ ) અહીંનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. યાત્રિકો માટે આ તીર્થસ્થળ છે. ઉંચી ટેકરી ઉપર મંદિર આવેલું છે, પણ રેલના રસ્તા ઉપર નહિ હોવાથી તેની પ્રસિદ્ધિ બહુ નથી થઈ.

આ મંદિરની પાસે જ જમણી બાજુએ એક બીજું પણ શ્વે. જૈન મંદિર છે. તે બહુ જ મોટું તેમ શ્રી કેસરીયાજીના મંદિરની પદ્ધતિનું છે, પણ અત્યારે તે આખું મંદિર શૂન્ય–જીર્ણશીર્ણ છે, તેમાં મૂર્તિ નથી.

તે સિવાય અહીં જુદી જુદી ટેકરીઓ ઉપર અને જમીન ઉપર નીચે અનેક મંદિરો તૂટીફૂટી અવસ્થામાં શૂન્ય પડ્યાં છે, જેમાં જૈન અને હિન્દુ શિલ્પના ઉંચા નમૂના છે, ભાતભાતની કારીગરી–નકશી છે. કેટલેક સ્થળે શિલાલેખો પણ છે.

આ ગામની પાસે લગભગ અર્ધો માઈલ દૂર હિન્દુઓનું એક તીર્થ છે, જેને 'એકલિંગજી' કહે છે.


મુનિશ્રી હિમાંશુવિજયજી

મૂર્તિ છે. (લિંગ નથી). આવી મૂર્તિઓ જવલે જ મળે છે. એની પ્રતિષ્ઠા મહારાણા રાયમલે કરી છે. તે વિષે સો શ્લોકની પ્રશસ્તિ પણ મંદિરના દક્ષિણ દિશાના દ્વાર ઉપર છે. અહીં સાધુ ગોસાંઈ રહે છે. આ મંદિરની શિલ્પકળા જોતાં તે પહેલાંનું જૈન મંદિર હોય એમ લાગે છે. હજી પણ કેટલીક દેરીઓ ઉપર મંગળ મૂર્તિ છે તે જૈન તીર્થંકરની મૂર્તિ છે એમ

મેવાડના રાણાઓ આ તીર્થને બહુમાનથી મેં નજરે જોયું છે. શ્રીમાન્ ગૌરીશંકર જી. જુવે છે. આમાં ચતુર્મુખ મહાદેવજીની ઓઝા લખે છે કે તે 'લકુલીશ' યા લકુ-

ટીશની મૂર્તિ છે, જે શિવનો અવતાર હતો. અત્યારે એકલિંગજી રાજના દેવસ્થાનખાતાનું છે. તેની આવક તીર્થખાતામાં જમા થાય છે. આ ગામમાં તૂટેલાં મંદિરો છે, જે પહેલાંના જૈનમંદિરો પણ હોય !

**નગરનો ધ્વંસ**

સદીઓથી પૂર જાહોજલાલીમાં રહેલું પ્રસ્તુત નગર દૈવયોગે એક ગામડાના રૂપમાં પરિણત થયું. ચડતી અને પડતી, છાયા અને તડકો, દિવસ અને રાત, સુખ અને દુઃખ અનુક્રમે આવે છે તેમ આ 'નાગહૃદ' ની ચડતી પછી પડતી આવી. દિલ્લીના સુલતાન '**સમસુદ્દીન અલ્તમશ**' બાદશાહે મેવાડ ઉપર ચઢાઈ કરી આ રાજધાની જેવા નગરને તોડી નાખ્યું. તે પછી આ નગર સેંકડો મંદિર-મહેલ મકાનોના સ્મશાન જેવું બન્યું. અત્યારે આનું નામ '**નાગદા**' છે. ફક્ત નામનું જ તે ગામ છે. હલકટ જાતનાં ફક્ત ચાર પાંચ ઘર અહીં રહ્યાં છે. ખંડેર, જંગલ અને પર્વત ચૂપચાપ પ્રાચીન જાહોજલાલીનાં વૃત્તાન્તો સંભળાવે છે ! પક્ષીઓ મધ્યકાલની કીર્તિની યશોગાથાઓ ગાય છે !

આ ગામની આસપાસ અનેક જૈન-વૈદિક મંદિર, તળાવ, વાવડીઓમાંથી સંખ્યાબંધ શિલાલેખો અને બીજી વસ્તુઓ મળી શકે; પણ ઉદયપુર જેવા જૂના જમાનાના સ્ટેટને આ વસ્તુઓની કિંમત કયાં છે ? થોડી સ્થિરતા દરમિયાન મને જે શિલાલેખો મળ્યા છે તે અહીં આપી દઈ સંતોષ માનું છું.

## નાગહ્રદ ( નાગદા ) ના જૈન શિલાલેખો

(૧) सं. ११५२ वर्षे चैत्रवदि ४ रवौ देवश्रीपार्श्वनाथश्रीस्तलसंघशाचार्यचन्द्रभार्या...॥

(२) सं. १३५६ वर्षे श्रावण वदि १३ णारेसा तेजलसुत संघपति पासदेव संघसमस्त णेनसाहइत श्रीपारसनार्थं ॥

(३) ॐ सं. १४२५ वर्षे ज्येष्ठ १४ बुधवारे ऊकेशवंशे नवलक्षागोत्रे साधुश्रीरामदेव-पुत्रेण माल्हणदेविपुत्र......कास्केण निजभार्या। जिनशासनप्रभाविकाया हेमादेश्राविकाया पुण्यार्थं श्रीसमतिशतं जिनानां कारितं.........तत्पट्टे श्रीजिनसागरसूरिभिः ॥

( આ ત્રીજો લેખ પાષાણના ટૂટેલા ૧૭૦ જિનપટ્ટક ઉપરનો છે )

અત્યારે અદબદજી નામથી પ્રસિદ્ધ શાંતિનાથનું જે શ્વે. મંદિર છે તેમાં મૂલનાયકની નીચે એક મોટો શિલાલેખ સં. ૧૪૯૪ નો છે. તેનો ભાવાર્થ હું પહેલાં આપી ગયો છું.

આ મંદિરના સભામંડપમાં થાંભલા ઉપરનો એક લેખ આ પ્રમાણે છે:—

---

૧ સહુ પહેલા બે લેખો: વાઘેલા તળાવની જમણી તરફ એક પર્વત છે તેની તળેટીમાં એક પાર્શ્વનાથ ભગવાનનું જીર્ણ મંદિર છે. ત્યાં પબાસણ ઉપર ત્રણ ટાંકા છે, તેની પડખે ખોદેલા છે.

(४) संवत् १८७९ वर्षे वैशाखसुदि ११ सोमे साहाजीश्री जेठमलजी ताराचंदजी कोठारीजातश्रीं.........साहजीश्री उदेचंदजी.........

(૫) અમે જ્યારે ઉદયપુરમાં ચોમાસું રહ્યા હતા ત્યારે ત્યાંની **વિકટોરીયા લાયબ્રેરી** અને **મ્યુઝિયમ** જોવા ગયા હતા. ત્યાં મ્યુઝિયમમાં એક **આદિનાથ** ભગવાનનું પરિકર છે. તેની નીચે આ પ્રમાણે લેખ મને વંચાયો:—

ॐ नागहृदपुरे राणा श्रीकुंभकर्णराज्ये श्रीआदिनाथबिंबस्य परिकरः कारितः । प्रतिष्ठितः श्रीखरतरगच्छश्रीमतिवर्धनसूरिभिः । उत्कीर्णवान् सूत्रधार धरणाकेन श्रीः ॥

## ટૂંકું અવલોકન

અહીં પાંચ શિલાલેખો આપ્યા છે જેમાંથી એકમાં સંવત્ નથી; બાકી બધામાં છે. પાંચમો શિલાલેખ પણ કુંભારાણાના સમયનો છે કેમકે તેમાં તેનું નામ છે. કુંભારાણાનો રાજ્યસમય વિ. સં. ૧૪૯૧ થી ૧૫૨૦ સુધીનો છે. આ પાંચમાં વિ. ૧૧૯૨ થી ૧૮૭૯ સુધીના લેખો છે.

પહેલાંના બે લેખો અત્યારે જે નાગદા ( નાગહ્રદ ) ગામડું છે અને જ્યાં પાર્શ્વનાથનું જૈન મંદિર હતું ત્યાંના છે. તેની સામે મોટું તળાવ છે. તે કુંભકર્ણ રાણાના પિતા **મોકલ** રાણાના ભાઈ **વાઘસિંહ**ના નામથી બન્યું છે; તેથી **વાઘેલાતળાવ** કહેવાય છે.

ત્રીજા લેખમાં નવલક્ષ ગોત્રનું નામ છે. આ ગોત્રના લોકોએ ચૌદમી સદીથી ઓગણીસમી સદી સુધી ઠેકાણે ઠેકાણે જૈન મંદિર બંધાવ્યાં હોય એમ મળેલા કેટલાક શિલાલેખોથી જણાય છે.[૭] વિ. ૧૪૨૫ ના લેખમાં જિનસાગરસૂરિનું નામ છે. અને વિ. ૧૪૯૪ ના અદબદજીના લેખ ઉપર પણ છે તે સાચું લાગતું નથી, યા તો કદાચ તે નામના જુદા જુદા આચાર્યો હશે.

ચોથો લેખ સં. ૧૮૭૯ નો છે. તેમાં કોઠારી ગોત્રના શાહજીઓનાં નામ છે. 'સાહજી' એ સાધુનો અપભ્રંશ હોવો જોઈએ. મેવાડ–મારવાડમાં તો એ પદવી–માનસૂચક વિશેષણ છે જેમ બ્યાવરમાં સાહજી ઉદેચંદજી. આ લેખથી એમ જણાય છે કે ઓગણીસમી સદી સુધી અહીંના મંદિર તરફ લોકોનું આકર્ષણ સારું હતું.

પાંચમો લેખ કુંભારાણાના સમયનો છે. તે જૈન ધર્મ ઉપર વધુ પ્રેમ રાખતા હોય એમ લાગે છે. તેમના સમયમાં મેવાડ મારવાડમાં સંખ્યાબંધ મંદિરો બન્યાં છે.

૭ ઉદયપુર ગામની બહાર જે ચોગાનના મંદિરમાં **પદ્મનાભ**ની મૂર્તિ વિ. સં. ૧૮૧૪ ની છે તે પણ નવલખા ગોત્રવાળાઓએ ભરાવી છે.

# ગુજરાતમાં સર્વધર્મપરિષદ્ની અગત્ય



ડા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.

[ લેખક મહાશય એક પ્રતિષ્ઠિત દેશસેવક, સમાજસુધારક અને સાહિત્યક છે. અમદાવાદ ગૂજરાત સાહિત્ય સભાના એક મહદ્ અંગ છે. શ્રી રામકૃષ્ણ પરમહંસની જન્મશતાબ્દિ પૂર્ણ થયાના આ વર્ષમાં તે નિમિત્તનો ઉત્સવ ઉજવવા માટે ચાલુ આખું વર્ષ રખાયું છે અને તે માટેની સમિતિએ પણ સર્વ ધર્મોની પરિષદ્ હિન્દમાં મેળવવાની સૂચના કરી છે, જ્યારે લેખકશ્રી તે પરિષદ્ ગૂજરાતમાં મળે એમ ઇચ્છી તે માટે કાર્ય કરવા જૈન ધર્મના આચાર્યો વધારે યોગ્ય છે એમ આ ટૂંકા લેખમાં બતાવે છે. એ વાત અમને બહુ ગમે છે, એમાં અમારી હાર્દિક સહાનુમતિ છે; પરન્તુ જૈન ધર્માચાર્યો એ ઉપાડી લઇ સ્યાદ્વાદની સહિષ્ણુતા અને અવિરોધવૃત્તિ જગત્ સમક્ષ એ દ્વારા બતાવશે ? એ પ્રશ્ન રહે છે. તેઓ પ્રથમ અરસ્પરસ અનુકૂળતા કરી પછી જ આ પ્રશ્નનો ઉકેલ કરી શકે. અમે ઇચ્છીએ છીએ કે એ ધન્ય સમય સત્વર આવે.—સંપાદક. ]

અકબર બાદશાહે, સર્વધર્મપરિષદ્ ભરી હતી અને યુગે-યુગે આપણા દેશે સંસ્કૃતિઓનો સમન્વય કરીને રાષ્ટ્રજીવનને અમર રાખવા જે સફળ પ્રયત્નો કરેલા તેની પુનરાવૃત્તિ બહુ જ ઉત્તમ રીતે સાધી હતી. ઔરંગઝેબ જ માત્ર એમની પછી ન થયો હોત અને દારા સુકોશ, જેણે ઉપનિષદ્નાં ભાષાંતર કરાવ્યાં હતાં તે મુગલસમ્રાટ બન્યો હોત તો આજ હિન્દુ મુસલમાનના જે દુ:ખદાયક ભેદો જોઇએ છીએ તે આપણા દેશમાં ન હોત.

સ્વામી વિવેકાનંદે ચીકાગો પરિષદ્માં કહ્યું હતું કે અકબર બાદશાહ પછીનો સર્વધર્મપરિષદ્ ભરવાનો બીજો પ્રયત્ન અમેરીકાએ કર્યો હતો અને પછી તો કોઇ ને કોઇ સ્થળે આવી પરિષદો ભરાતી રહી છે અને એને પરિણામે સાંપ્રદાયિકતાઓ તૂટતી જાય છે અને ધર્મજીવનમાં

નકામી વસ્તુઓ કઇ અને મુદ્દાની કઇ એ તારવાઇ રહી છે. જો કોઇ ધર્મે જીવવું હોય અને પ્રજાઓને મહાન્ બનાવવાનું જે એમનું બિરુદ છે તે સાચવવું હોય તો જૂની માન્યતાઓ અને રૂઢિચુસ્તતાઓમાં જમાનાને યોગ્ય ફેરફાર કર્યે જ છૂટકો છે. ફાધર ઇન્ગે જેવાએ વિજ્ઞાનની શોધો પછી ખ્રીસ્તી ધર્મે પણ જૂના સિદ્ધાંતોમાં કેવા કેવા ફેરફાર કરવા જોઇએ અને બુદ્ધિ સ્વાતંત્ર્ય પરથી એનાં રહસ્યો સમજવામાં નવો પ્રકાશ કેવી રીતે મદદ કરી શકે છે તે સમજાવી ખ્રીસ્તી ધર્મની મહાન્ સેવા કરી છે. એ, અને એમના જેવા સુધારકોનો એ દાવો છે કે ખ્રીસ્તી ધર્મ પણ સનાતન રહી શકવાની તાકાત ધરાવે છે. આપણે તો હિન્દુ ધર્મને સનાતન કહીએ જ છીએ અને રશિયા ધર્મ માત્ર સામે, આજકાલ જે બળવો કરી રહ્યું છે તેના તત્ત્વજ્ઞાનમાં માનનારા વિદ્વાનો પણ કબૂલ કરે છે કે રશિયાના ધર્મ સામેના વાંધા, સનાતન હિન્દુ ધર્મના મૂળભૂત સિદ્ધાંતો સામે ટકી શકે એવા નથી. આમાં જૈનધર્મને તો હું જુદો ગણતો જ નથી. બૌદ્ધ, જૈન, શીખ એ બધા ધર્મો તો સનાતન ધર્મની માત્ર જુદી જુદી દૃષ્ટિઓ જ છે; પરન્તુ એમાં દૃષ્ટિ કરતાં વિશેષ મહત્ત્વ એ છે કે એ માત્ર માન્યતાઓ નથી પરન્તુ આચરવાની વસ્તુઓ બની છે અને આ વિશાળ દેશના ભિન્ન ભિન્ન રુચિના લોકોના પ્રકૃતિ-ધર્મને અનુકૂળ વિકાસ સાધવામાં અને સંઘબળ વધારવામાં તે તે ધર્મ અને બીજા સંપ્રદાયોએ પણ અનુપમ સેવા કરી છે.



ડૉકટર હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ.

વર્ત્તમાન, તેમ છતાં આપણે મન બહુ જ મહત્ત્વનો કાળ છે અને વર્ત્તમાનમાં, આપણા ધર્મો અને સંપ્રદાયોએ સમભાવ કેળવી તુલનાત્મક દૃષ્ટિથી એકબીજાની નજદીક આવવાની વધારે જરૂર છે. ક્યાં ક્યાં જુદાઇ છે તે તરફ નહીં જોતાં, ઇસ્લામ ધર્મ સુદ્ધાંએ

એકઠા મળી ક્યાં ક્યાં આપણા બધામાં સરખાપણું છે તે હવે આપણે તારવવું જોઇએ. પ્રજાની લાયકી વધે તે માટે ધર્મો છે; નાલાયકી વધે તે માટે નથી. વિશ્વબંધુત્વ કે પ્રજાઓના સંઘના આદર્શોની ભલે અવગણના થતી. મારી ભિક્ષા માત્ર આપણા પ્રિય સ્વદેશની લાયકી વધારવા પૂરતી જ છે અને હાલમાં પાછા ધર્મના જ કારણથી આપણામાં ભેદભાવ પડાવવાના દુષ્ટ પ્રયત્નો થઈ રહ્યા છે તેવે વખતે વિશાળ દૃષ્ટિવાળા વીતરાગી મુનિઓને અને આચાર્યોને મારી વિનંતિ છે કે હવે સર્વ ધર્મોની પરિષદ્ ભરવાના પ્રયત્નો ગૂજરાતમાં કરો. ગૂજરાતમાં આ માટે સુભાગ્યે વિદ્વાનો છે, કાર્યકુશળતા છે, ધનસંપત્તિ છે.

આવી પરિષદો મારફતે જગતમાં રહેલી જ્ઞાનગંગા આપણે ઘર–આંગણે લાવી શકાશે. આધુનિક વિજ્ઞાન, રાજકારણ, કેળવણી, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, લગ્નજીવન, સુપ્રજનન ઇત્યાદિ પ્રશ્નોના ઉકેલમાં પ્રાચીન જ્ઞાનસંપત્તિ સાથે અર્વાચીન અનુભવોનું મિશ્રણ થઈ શકશે.

શ્રીયુત રાધાકૃષ્ણે, હિન્દુ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં આપણા તત્ત્વજ્ઞાનની ઉત્તમતા સિદ્ધ કર્યા પછી નિસાસો નાખીને કહ્યું છે કેઃ "પરન્તુ મને કોઇ પૂછે કે તમારું તત્ત્વજ્ઞાન આટલું બધું ઉત્તમ છે તો એણે અણીની વખતે તમારી પ્રજાને કેમ ના બચાવી ? તો એનો જવાબ હું આપી શકું એમ નથી." અને એમ કહ્યા પછી એમણે હાલ ચાલતી દેશસેવામાં અને મહાત્માજીના કર્મયોગમાં શ્રદ્ધા બતાવી છે. એ જ સેવા વધારે ફલવતી બને, એ જ કર્મયોગ સર્વવ્યાપક થાય તે માટે હું ઉપલી પરિષદની માગણી કરું છું અને સ્યાદ્વાદમાં જે જૈનધર્મે અદ્વિતીય પ્રસિદ્ધિ મેળવી છે તે સ્યાદ્વાદના આચાર્યો જ આવી પરિષદ્ની શરુઆત કરવા સૌથી વધારે લાયક છે એમ માનું છું.

સાચા ધર્મગુરુમાં શાસ્ત્રરહસ્યજ્ઞાન, પવિત્ર આચરણ અને શુદ્ધ હેતુ એ ત્રણ ગુણ હોવા જોઇએ. કેટલાક લોકો કહે છે કેઃ ગુરૂના આચાર અને ગુપ્ત વર્ત્તનનો વિચાર આપણે શા માટે કરવો જોઇએ ? આપણે તો માત્ર તે જે ઉપદેશ આપે તેનો જ વિચાર કરવો જોઇએ, પરંતુ તેમનું એ કથન યથાસ્થિત નથી. આત્માની શુદ્ધિ થયા વિના પરમાત્માના દર્શન કિંવા દિવ્યજ્ઞાન–અતીંદ્રિય જ્ઞાનની એક કાંડી માત્ર પણ પ્રાપ્ત થવાનો સંભવ નથી. જેનામાં આધ્યાત્મિક શક્તિ ન હોય તે બીજાનો ઉદ્ધાર શી રીતે કરી શકે ? ગુરૂના મનમાં પરમાર્થ જ્ઞાનની એવી બલવતી લહરીઓ આવવી જોઇએ કે, ( ચંદ્રોદય થતાં જ સમુદ્રમાં ભરતી આવે છે તેમ ) પ્રેમના વેગથી તેનું અંતઃકરણ શિષ્યના અંતઃકરણને પકડી શકે. શિષ્યમાં રહેલી બુદ્ધિમત્તા અને તેના ગુણોને કેવળ ઉત્તેજન આપવું એટલું જ ગુરુનું કર્ત્તવ્ય નથી, પણ તેના આત્માની થોડીઘણી પણ ઉન્નતિ તો કરવી જ એ તેનું પ્રધાન કર્ત્તવ્ય છે. સત્ય અને ગુણવિશિષ્ટ એવો એક પ્રકારનો પ્રવાહ ગુરુના મનમાંથી નીકળીને શિષ્યના મનમાં જતો હોય છે માટે ગુરૂ પવિત્ર જ હોવો જોઇએ.

વિવેકાનન્દ




[ લેખક જૈન ન્યાયમાં ખૂબ રસ ધરાવે છે. તેમના પ્રયાસથી જૈન એજ્યુકેશન બૉર્ડ દ્વારા લેવાતી ધાર્મિક પરીક્ષાના પઠનક્રમમાં પ્રમાણનયતત્ત્વાલોક આદિ દાખલ થયેલ છે, કે જે પુસ્તક પર પોતે ગૂજરાતી ટીકા લખી હતી તે છેલ્લા ભાગ સિવાયની 'જૈનયુગ' નામના ભૂતપૂર્વ માસિકમાં પ્રકટ થઇ છે. બાકીનો ભાગ લખેલ તૈયાર છે, પણ તે છપાય ત્યારે ખરો. તેની પ્રસ્તાવના માટે તૈયાર કરેલ જૂનો અપ્રકટ નિબંધ અત્ર પ્રકાશ પામે છે. લેખકનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન સારું છે. મંત્રશાસ્ત્રમાં પણ વિશેષ જ્ઞાન ધરાવે છે. પાદલિપ્તસૂરિના નિર્વાણકલિકાનું તેમણે સંશોધન કરેલું છે અને સદ્ગત શ્રી લજપતરાયના ઇતિહાસમાં જૈન ધર્મ સંબંધે ભ્રમો દૂર કરવા માટે તેનો ઉત્તર લખવામાં લેખકશ્રીએ જબરો ફાળો આપ્યો છે કે જે Historical facts about Jainism એ નામથી જૈન એસોસીએશન ઑફ ઇંડિયા તરફથી પ્રકટ થયેલ છે.

આ લેખમાં જૈન ન્યાયની પ્રાચીનતાનાં પ્રમાણો આપવા સાથે અન્ય બે ન્યાય શાખા નામે વૈદિક અને બૌદ્ધ ન્યાયના પ્રવર્તકોનો ઇતિહાસ આપેલ છે. યુક્તિવાળું કથન દરેક સ્થળે માન્ય થાય. **युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः** એ શ્રી હરિભદ્રસૂરિનું કથન દરેક અભ્યાસક, વિચારવાનને સ્વીકાર્ય છે, તેથી યુક્તિવાદમાં જૈનોનો ફાળો જે હોય તે શોધી, વિચારી, તેને બહાર લાવી તેનું પઠન-પાઠન થવું ઘટે છે એ લેખકે આ લેખમાં કુશળતાથી બતાવ્યું છે.—સંપાદક. ]

સામાન્ય માન્યતા એવી છે કે ગૌતમઋષિએ અથવા મહર્ષિ અક્ષપાદે ન્યાયસૂત્રો રચ્યાં ત્યારથી ન્યાયદર્શનની શરૂઆત થઇ એટલું જ નહિ પણ ન્યાયની અર્થાત્ હેતુવિદ્યાની પણ ત્યારથી જ શરૂઆત થઇ. આ માન્યતા, જેમ બીજી ઘણી માન્યતાઓ ઊભી થાય છે તેમ જ ઊભી થઇ છે. ઐતિહાસિક સાધન અને ગવેષણાના અભાવે એવી ઘણી માન્યતાઓ ચર્ચાથી પણ પર ગણાય છે. આ માન્યતા ઊભી થવામાં કેટલાંક કારણો એ પણ છે કે વર્તમાન સમયમાં વૈદિક ન્યાય સિવાયના ન્યાયગ્રંથોનો અપ્રચાર અને ભારતવર્ષમાં બૌદ્ધોની નષ્ટપ્રાય દશા અને

જૈનોનું ગૌણત્વ છે. વળી ન્યાયસૂત્રના સુંદર પરિષ્કારથી યુગો સુધી વિદ્વાનો પર પડેલો પ્રભાવ ન્યાયવિદ્યાનાં મૂળની શોધમાં તત્પર થતાં કોઇ પણ મનુષ્યની બુદ્ધિને મોહ પમાડે છે અને એમ માની લેવાને લલચાવે છે કે ન્યાયસૂત્રો જ ન્યાયનું મૂળ છે. વળી દરેક દર્શનમાં, યુક્તિવાદખંડનમંડન અર્થે ન્યાયસૂત્રોમાં આવિષ્કૃત નિયમો, વિચારણાની ગહનતા, સૂક્ષ્મતા, તલસ્પર્શિતા અને યથેષ્ટ નિશ્ચિત નિરૂપણ માટે ઘણા જ સરસ અને કાર્યસાધક લાગવાથી જુજ ફેરફાર સાથે સ્વીકારાયા, એટલું જ નહિ પણ ન્યાયની પરિભાષા પણ જેમની તેમ સ્વીકારાઇ. એ કારણથી પણ ઉક્ત માન્યતા દૃઢ થઇ.



શ્રી મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટર.

ભારતવર્ષમાં "હેતુવિદ્યા—આન્વીક્ષિકી" એ નામથી ન્યાય પુરાતન કાળથી જાણીતો છે; પરંતુ એ તો કબૂલવું જ પડશે કે જે વિકાસ ન્યાયસૂત્રમાં માલૂમ પડે છે તેવો વિકાસ તો પહેલાં ન હતો જ. છતાં એ કથન એક વાત છે અને હેતુવિદ્યા હતી જ નહિ એ કહેવું એ જુદી જ વાત છે. પ્રાચીન કાળમાં ચૌદ વિદ્યા જ મુખ્ય ગણાતી:—ચાર વેદ, છ વેદાંગ, મીમાંસા, આન્વીક્ષિકી, ધર્મશાસ્ત્ર અને પુરાણ. આ વ્યવસ્થા સ્મૃતિકાળ પછીની છે એ તો દેખીતું છે; પરંતુ પુરાણો સામેલ હોવાને કારણે જ તે બહુ પ્રાચીન એટલે ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકા જેટલી પ્રાચીન ન હોઇ શકે એમ તો ખાસ નથી; કારણ કે પ્રાચીનમાં પ્રાચીન પુરાણો ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં તો મૂકાય છે. તેથી આન્વીક્ષિકી પ્રાચીનકાળમાં વિદ્યાનું આવશ્યક અંગ ગણાતું એ તો નક્કી છે. વિશેષમાં મનુસ્મૃતિ, મહાભારત, રામાયણ તેમ જ કૌટિલીય અર્થશાસ્ત્રમાં આન્વીક્ષિકીનો ઉલ્લેખ હોવાથી ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં તો આન્વીક્ષિકીનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. આ રહ્યા તે ઉલ્લેખ—

" त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः ॥"

मनुस्मृति ७, ४३.

મનુસ્મૃતિના ટીકાકાર કુલ્લૂકભટ આમ ટીકા કરે છે:—

" तथा आन्वीक्षिकीं तर्कविद्यां भूतप्रवृत्तिप्रयुक्त्युपयोगिनीं ब्रह्मविद्यां चाभ्युदय-व्यसनयोर्हर्षविषादप्रशमनहेतुं शिक्षेत ॥ "

" अहमासं पण्डितको हैतुको वेदनिन्दकः ।
आन्वीक्षिकीं तर्कविद्यामनुरक्तो निरर्थकाम् ॥" महाभारत, शांतिपर्व, १८०, ४७.

" धर्मशास्त्रेषु मुख्येषु विद्यमानेषु दुर्बुधाः ।
बुद्धिमान्वीक्षिकीं प्राप्य निरर्थं प्रवदन्ति ते ॥" रामायण, अयोध्याकांड १००-३९.

ટીકાકાર રામ કહે છે કે આન્વીક્ષિકી—તર્કવિદ્યા સંબંધી આ કથન શ્રુતિવિરુદ્ધ વાદાભિપ્રાયથી વાદીઓ, પ્રમાણભૂત ધર્મશાસ્ત્રો હોવા છતાં શુષ્ક તર્કવિદ્યાથી ઉપજતી બુદ્ધિવડે નિરર્થક વાદવિવાદ કરે છે તેને અનુલક્ષીને છે.

" धर्माधर्मौ त्रय्याम्, अर्थानर्थौ वार्तायाम्, नयानयौ दण्डनीत्याम्, बलाबले चैतासाम् हेतुभिरन्वीक्षमाणा लोकस्योपकरोति, व्यसनेऽभ्युदये च बुद्धिमवस्थापयति । प्रज्ञावाक्यवैशारद्यं च करोति ॥

प्रदीपस्सर्वविद्यानामुपायस्सर्वकर्मणाम् ।
आश्रयस्सर्वधर्माणां शश्वदान्वीक्षिकी मता ॥ " कौटिलीयमर्थशास्त्रम्.

મહામતિ શ્રી સિદ્ધસેન દિવાકર પોતાના ન્યાયાવતારમાં પ્રમાણ અને તેની વ્યવસ્થાને પ્રસિદ્ધ તથા અનાદિ તરીકે વર્ણવે છે:—

" प्रसिद्धानि प्रमाणानि व्यवहारश्च तत्कृतः ।
प्रमाणलक्षणस्योक्तौ ज्ञायते न प्रयोजनम् ॥ २ ॥
प्रसिद्धानां प्रमाणानां लक्षणोक्तौ प्रयोजनम् ।
तद्व्यामोहनिवृत्तिः स्याद् व्यामूढमनसामिह ॥ ३ ॥
प्रमाणादिव्यवस्थेयमनादिनिधनात्मिका ।
सर्वसंव्यवहर्तॄणां प्रसिद्धापि प्रकीर्तिता ॥ ३२ ॥ "

જૈન પરંપરા પ્રમાણે શ્રી સિદ્ધસેન વિક્રમના સમકાલીન મનાય છે. આધુનિક કેટલાક પુરાતત્ત્વવિદો તેમને શ્રી મલ્લવાદીના સમકાલીન માને છે, એટલે ઇસ્વીસન ચોથા સૈકામાં થયેલ માને છે.

આન્વીક્ષિકીનો અર્થ પ્રારંભમાં તો માત્ર સત્યશોધન માટે અન્વેષણની પદ્ધતિ એટલો જ હોવો જોઇએ. પછી આન્વીક્ષિકી શબ્દ લોક-વ્યવહાર કે જેમાં દુનિયા અને

તેમાંની પ્રત્યક્ષ દેખાતી બધી વસ્તુઓ સાચી માનવામાં આવે છે તેની કાર્ય કરવાની પદ્ધતિના અર્થમાં રૂઢ થયો. રાજસભાઓમાં વ્યવહાર–વિવાદના નિર્ણય અપાતા તેથી આ પદ્ધતિનો ત્યાં વિશેષ ઉપયોગ થવાથી તે રાજના અમાત્યાદિને તથા વ્યવહાર–વિવાદ કરનારાઓને અને પછી સર્વ લોકમાં જાણીતી થઇ. આ વાત ઉપર ટાંકેલા ન્યાયાવતારના ૩૨ મા શ્લોકથી સ્પષ્ટ થાય છે. બીજી તરફ મીમાંસા કે જેનું મુખ્ય કાર્ય વેદોના અર્થનો નિર્ણય કરવાનું હતું તેમાં પણ આ પદ્ધતિ યોજાઇ. તેઓ આ નિર્ણય કરવાની પદ્ધતિને ન્યાય કહેતા અને તેથી આન્વીક્ષિકીને બદલે ન્યાય શબ્દનો પ્રયોગ શરૂ થયો. મીમાંસકોના કેટલાયે ગ્રંથો 'ન્યાય' શબ્દયુક્ત છે, જેવા કેઃ–ન્યાયમાલાવિસ્તર, ન્યાયરત્નાકર, ન્યાયપ્રકાશ. પછી આન્વીક્ષિકી એટલે પદ્ધતિસરની દાર્શનિક ચર્ચા એવો અર્થ રૂઢ થયો. આ હેતુવિદ્યાનો ઉપયોગ આયુર્વેદમાં પણ થયો અને ચરકે પણ આન્વીક્ષિકીનો ઉલ્લેખ કર્યો. ટૂંકામાં કહીએ તો વેદાર્થનિર્ણયમાં તેમજ વ્યવહારમાં આનો ઉપયોગ થવાથી આ હેતુવિદ્યા સાર્વજનિક થઇ, જો કે અધ્યાત્મશાસ્ત્રો, ધર્મશાસ્ત્રો વગેરેએ એનું સ્થાન ગૌણ છે એમ વારંવાર કહ્યું. આમ તેના ગૌણત્વ સંબંધી અભિપ્રાયો લખવા પડતા, એનું કારણ એ જ હતું કે લોકોમાં બહુ આદરને પામી હોવાથી તેનો સર્વત્ર ઉપયોગ થવા માંડ્યો હતો. આથી એ ચોક્કસ છે કે વેદકાળ પછી આન્વીક્ષિકીનો સમુદ્ભવ થયો અને ધીમે ધીમે શ્રુતિ–સ્મૃતિની તે પ્રતિસ્પર્ધી બની.

ન્યાયસૂત્ર પૂર્વેના વૈદિક ન્યાય–વિચારકોમાં અષ્ટાવક્ર, દત્તાત્રેય, પુનર્વસુ, આત્રેય અને સુલભા નામની વિદુષીનાં નામો પૂર્વકાલીન ઉપનિષદ્ આદિ સાહિત્યમાં ઉપલબ્ધ થાય છે. History of Indian Logic pp. 9–17. ન્યાયસૂત્ર માટે પણ ઐતિહાસિક ગવેષકોનો એવો મત છે તેના ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્ન કર્તાના હાથે સંસ્કરણ થયાં હોય એમ લાગે છે. ગૌતમે પ્રમાણ, પ્રમેય અને વાદ ઉપર લખ્યું હશે, અને અક્ષપાદે અવયવ અને અન્યમતપરીક્ષાનો વિષય ઉમેર્યો હશે History of Indian Logic pp. 49-50. ન્યાય–વિચારણામાં ન્યાયસૂત્રનું સ્થાન વ્યાકરણ સાહિત્યમાં પાણિનીના વ્યાકરણ જેવું છે.

પાણિનીનું વ્યાકરણ તેની પૂર્વેના વૈયાકરણોના અનુભવના સાર જેવું છે અને એક મહાન્ વૈયાકરણની સુંદર સંગ્રાહક શક્તિ અને અપ્રતિમ વિવેચન તથા નિરૂપણશક્તિના પ્રતાપે જેમ ચિરકાલીન ખ્યાતિ મેળવી શક્યું છે, તેમ અનેક નૈયાયિકોની યુગોની વિચારણાને પરિણામે એક સમર્થ નૈયાયિકને હાથે ગ્રથિત થયેલ ન્યાયસૂત્ર પણ તેવી જ સ્થાયી કીર્તિ મેળવી શક્યું છે; પરંતુ આથી કંઇ તે નૈયાયિક વિચારણાનું મૂળ હોવાનું ઠરી શકતું નથી.

આન્વીક્ષિકી વિદ્યાના પ્રકીર્ણ વિષયો જુદે જુદે સ્થળે પ્રરૂપાયેલા પ્રાચીન ગ્રંથોમાં મળી આવે છે, પરંતુ તેને પદ્ધતિબદ્ધ કરનાર તરીકે તો ગૌતમ અર્થાત્ મેધાતિથિ ગૌતમનો નામ–નિર્દેશ મહાકવિ ભાસના 'પ્રતિમા' નાટકમાં (અંક ૫ મો. પૃ. ૭૯) તથા પદ્મપુરાણ, સ્કન્દપુરાણ, મત્સ્યપુરાણ વગેરેમાં કરવામાં આવ્યો છે. એનો સમય ઇસ્વી સન પૂર્વે ૫૫૦ આસપાસ ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ ઠરાવે છે.

હવે પ્રશ્ન એ થાય છે કે જો ન્યાયસૂત્રની પૂર્વના યુગોમાં નૈયાયિક વિચારણા હતી તો તેમાં જૈન નૈયાયિકોનો ફાળો છે? હોય તો તેના પુરાવા કેટલા છે? ઉત્તરમાં તેના પુરાવા ઘણા છે. એક તો ન્યાયસૂત્રના ભાષ્યમાં ટંકાયેલો છે. ન્યાયસૂત્રના ભાષ્યકાર વાત્સ્યાયન ઋષિ પહેલા અધ્યાયના પહેલા પાદના બત્રીશમા સૂત્ર પર વિવેચન કરતાં લખે છે કે ગૌતમ ઋષિએ ઉક્ત સૂત્રમાં પંચાવયવી વાકયપ્રયોગ બીજા નૈયાયિકોના દશાવયવી વાકયપ્રયોગ સામે પ્રરૂપ્યો છે.

વાત્સ્યાયનઋષિ એ સૂત્ર લઈ આમ વિવેચન કરે છે:—

**प्रतिज्ञाहेतूदाहरणोपनयनिगमनान्यवयवाः ॥ ३२ ॥**

**दशावयवानेके नैयायिका वाक्ये सञ्चक्षते, जिज्ञासा, संशयः, शक्यप्राप्तिः, प्रयोजनं, संशयव्युदास इति। ते कस्मान्नोच्यन्त इति ? × × × प्रकरणे तु जिज्ञासादयः समर्थाः अवधारणीयार्थोपकाराः। अर्थसाधकाभावात्तु प्रतिज्ञाऽऽदयः साध्यवाक्यस्य भागाः एकदेशा-अवयवा इति ॥ ३२ ॥** —**वात्स्यायन न्यायभाष्य**–P. 36 Calcutta Edition.

વાત્સ્યાયનઋષિ સૂત્રકારને અનુકૂળ અર્થ કરી કહે છે કે બીજા પાંચ અવયવ અર્થને ઉપકારક છે પરંતુ સાધ્યવાકયના અંગો તો પ્રતિજ્ઞાદિ પાંચ જ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે દશાવયવી વાકયપ્રયોગ કરનારા નૈયાયિકો કોણ હશે? સદ્ગત ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ "ભારતીય મધ્યકાલીન ન્યાયનો ઇતિહાસ." (History of the Mediaeval School of Indian Logic) નામના ગ્રંથમાં લખે છે કે–' દશવૈકાલિક નિર્યુક્તિમાં શ્રુતકેવલી ભગવાન્ ભદ્રબાહુ, જે ઈ. સ. પૂર્વે ૪૩૩ થી ૩૫૫ સુધી વિદ્યમાન હતા, તેમણે જૈનમતના કેટલાક સિદ્ધાંતનું સત્ય દર્શાવવા દશાવયવી વાકયનો પ્રયોગ કર્યો છે, પરંતુ તેમનો આશય કંઈ ન્યાયશાસ્ત્રની રચનાનો ન હતો. તેમણે પ્રયોજેલા દશ અવયવ આ પ્રમાણે છે:–૧ પ્રતિજ્ઞા, ૨ પ્રતિજ્ઞાવિભક્તિ, ૩ હેતુ, ૪ હેતુવિભક્તિ, ૫ વિપક્ષ, ૬ વિપક્ષપ્રતિષેધ, ૭ દૃષ્ટાંત, ૮ આશંકા, ૯ આશંકાપ્રતિષેધ, ૧૦ નિગમન.

આમાંના આશંકા અને આશંકાપ્રતિષેધનું ન્યાયભાષ્યમાં દર્શાવેલા સંશય અને સંશયવ્યુદાસ સાથે સમીકરણ ચોકખી રીતે થઈ શકે છે. શકયપ્રાપ્તિ અને પ્રયોજનને બદલે વિપક્ષપ્રતિષેધ તથા હેતુવિભક્તિ, તથા જિજ્ઞાસાને બદલે પ્રતિજ્ઞાવિભક્તિ–એ મતભેદને અંગે ભિન્ન પ્રયોગ હોય, એથી એટલું ચોકકસ ઠરે છે કે ન્યાયસૂત્રો રચાયાં ત્યારપહેલાં ન્યાય સંબંધી ઘણો ઊહાપોહ થઈ ચૂકયો હતો અને ભિન્ન ભિન્ન રીતે દશાવયવી વાકયપ્રયોગ થતો હતો તેને બદલે ન્યાયસૂત્રકારે પંચાવયવી વાકયપ્રયોગ કર્યો. જેકોબીના મત પ્રમાણે ન્યાયભાષાકાર વાત્સ્યાયનઋષિ ઈ. સ. ૩૦૦ ની આસપાસ થયા હતા. એટલે એમના વખતમાં જે દશાવયવી વાકય યોજનારાઓએ ફેરફાર કરેલો તે તેમણે ભાષ્યમાં નોંધ્યો છે, અર્થાત્ ભદ્રબાહુકૃત પ્રયોગમાં વખત જતાં એટલો ફેરફાર થયો હશે, એમ સહજે અનુમાન થાય છે.

આથી એમ અનુમાન થાય છે કે દશાવયવી વાક્યપ્રયોગ કરનારા જૈન નૈયાયિકો ન્યાયસૂત્રકાર પૂર્વે થઇ ગયા હતા. સદ્‌ગત ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણનું એમ કહેવું છે કે ભગવાન્ ભદ્રબાહુએ કંઇ ન્યાયશાસ્ત્રની રચના કરતાં ઉક્તપ્રયોગ કર્યો નથી–એ વાત ઠીક છે, પરંતુ તેમણે દશવૈકાલિક નિર્યુક્તિમાં ભિન્ન ભિન્ન સ્થળે ન્યાયશાસ્ત્રનું એવું તલસ્પર્શી જ્ઞાન દેખાડ્યું છે કે તેમના સમયમાં જૈનન્યાય પદ્ધતિબદ્ધ થયો હતો એવું અનુમાન થાય છે. વળી ડૉ. વિદ્યાભૂષણે પોતે જ નોંધ્યું છે કે સૂયગડાંગ નિર્યુક્તિમાં જૈનન્યાયના મુખ્ય અંગ સ્યાદ્વાદની પણ ભગવાન્ ભદ્રબાહુએ સૂચના કરી છે. વાચક પોતે જ સ્વતંત્ર રીતે વિચાર કરી શકે માટે દશવૈકાલિક નિર્યુક્તિના દશાવયવી વાક્યપ્રયોગના ઉલ્લેખનું નીચે અવતરણ કર્યું છે.

> ते उ पइन्न विभत्ती हेउ विभत्ती विवक्खपडिसेहो ।
> दिट्ठंतो आसंका तप्पडिसेहो निगमणं च ॥ १३७ ॥

ત્યારપછી એ નિર્યુક્તિમાં દરેક અવયવનું ઉદાહરણ આપ્યું છે.

વળી પંચાવયવી વાક્યપ્રયોગોનો પણ તેમણે નિર્યુક્તિ ગાથા ૫૦ માં ઉલ્લેખ કર્યો છે. વળી નિર્યુકિત ગાથા ૯૨ થી ૧૩૬ માં પ્રતિજ્ઞાવિશુદ્ધિ, હેતુશુદ્ધિ, ઉદાહરણશુદ્ધિ, ઉપનયશુદ્ધિ તથા નિગમનશુદ્ધિ એવા પાંચ વધુ અવયવો ઉમેરી તેમણે બીજા પ્રકારનો દશાવયવી વાક્યપ્રયોગ દર્શાવ્યો છે. હેતુના વ્યાપક, સ્થાપક, વ્યસંક તથા લૂષક એવા ચાર પ્રકાર સોદાહરણ દર્શાવ્યા છે.

> अहवावि इमो हेऊ विन्नेओ तत्थिमो चउविअप्पो ।
> जावग थावग वंसग लूसग हेउ चउत्थो उ ॥ ८६ ॥ निर्युक्ति

ઉદાહરણના પણ ચરિત તથા કલ્પિત એમ ભેદ પાડી દરેકના આહરણ, તદ્દેશ, તદ્દોષ ને ઉપન્યાસ એવા ચાર પ્રકાર કહ્યા છે.

> चरिअं च कप्पिअं वा दुविहं तत्तो चउव्विहेक्कं ।
> आहरणे तद्देसे तद्दोसे चेवुवन्नासे ॥ ५३ ॥ निर्युक्ति

જ્ઞાનનય તથા ક્રિયાનય તેમજ સર્વનયનો પણ નિર્યુકિતમાં ઉલ્લેખ છેઃ—

> णायंमि गिण्हियव्वे अगिण्हियव्वंमि चेव अत्थंमि ।
> जइयव्वमेव इइ जो उवएसो सो नओ नामं ॥ १४९ ॥ निर्युक्ति
> सव्वेसिं पि नयाणं बहुविहवत्तव्वयं निसामेत्ता ।
> तं सव्वनयविसुद्धं जं चरणगुणट्ठिओ साहू ॥ १५० ॥ निर्युक्ति

એ ઉપરથી જૈનન્યાયનું સ્વરૂપ શ્રી ભદ્રબાહુસ્વામીના સમયમાં અંકિત થઇ ચૂકયું હતું એમ ઠરે છે.

વળી ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસ ( History of Indian Philosophy ) ના લેખક ડૉ. દાસગુપ્તનું પણ માનવું છે કે વાત્સ્યાયન ભાષ્યકારનો દશાવયવી વાક્યયોજક નૈયાયિકોનો ઉલ્લેખ:જૈન નૈયાયિકોને ઉદ્દેશીને છે અને તેનાં પ્રમાણમાં તેઓ પણ ઉક્ત દશવૈકાલિક નિર્યુક્તિનો દશાવયવી વાક્યપ્રયોગ દેખાડે છે. ( જુઓ પૃ. ૧૮૬ ). ડૉ. દાસગુપ્તનો ઉક્ત ઉલ્લેખ અંગ્રેજીમાં જ નીચે આપું છું.

"When Vatsyayana in his Nyayasutrabhasya 1. 1. 32 says, that Gautama introduced the doctrine of five propositions as against the doctrine of ten propositions held by other logicians he probably had this Jain view in his mind."

હવે ન્યાયસૂત્રનો સમય વિચારીએ:—

પ્રો. જેકોબીના મત પ્રમાણે, કૌટિલ્ય માત્ર આન્વીક્ષિકીનો જ ઉલ્લેખ કરતો હોવાથી, તેના સમયમાં એટલે ઈ. સ. પૂર્વે ૩૦૦માં ન્યાયસૂત્રનું અસ્તિત્વ ન હતું, પરંતુ ડૉ. દાસગુપ્ત કહે છે કે ન્યાયસૂત્રમાં જો કે ઘણાં ક્ષેપક સૂત્રોનો સમાવેશ થયેલો છે, પરંતુ કેવલ ન્યાય સંબંધના સૂત્રો પ્રાચીન છે અને તે ઇ. સ. પૂર્વે ૪૦૦ થી ૩૦૦ માં રચાયાં હતાં. પોતાના આ કથનના સમર્થનમાં ગોલ્ડસ્ટકરનો મત તેઓ ટાંકે છે કે પતંજલિ ( ઈ. સ. પૂર્વે ૧૪૦ ) અને કાત્યાયન ( ઈ. સ. પૂર્વે ૪૦૦ ) ન્યાયસૂત્રના માહિતગાર હતા, પરંતુ તેઓ આગળ એમ લખે છે કે ન્યાયસૂત્રના કેવળ ન્યાય વિભાગની પૂર્વે પણ અન્ય દર્શનના વિચારકોની એ જ વિષય પર ન્યાયની વિચારણા હતી અને તેના સમર્થનમાં ઉક્ત પંચાવયવી વાક્ય સંબંધી સૂત્ર પરના ન્યાય-ભાષ્યકારનો ઉલ્લેખ તેઓ ટાંકે છે અને ટિપ્પણમાં કહે છે કે:—તે બેશક જૈનમતને ઉદ્દેશીને છે. ( જુઓ પૃ. ૨૮૦ ) અને એ રીતે ડૉ. દાસગુપ્ત પણ ભદ્રબાહુકૃત ન્યાયવિચારણાને ગૌતમસૂત્રના પ્રાચીન ન્યાય વિભાગથી પણ પ્રાચીન માને છે. આ ઉપરથી જૈન ન્યાયની પ્રાચીનતા તેમ જ સ્વતંત્રતા સિદ્ધ થાય છે.

વધુમાં નીચે આપેલા ઉલ્લેખો પરથી માલૂમ પડશે કે ભગવાન ભદ્રબાહુસ્વામી ઓછા અવયવના વાક્યના પ્રયોગથી પણ માહિતગાર હતા અને જિનેશ્વર ભગવાનનાં વચનકથન માત્રથી સિદ્ધ છે એમ કહી આગમપ્રમાણને સૂચવતા હોય એમ લાગે* છે. ઉક્ત ઉલ્લેખો આ પ્રમાણે છે:-

> **जिणवयणं सिद्धं चेव भण्णए कत्थइ उदाहरणं ।**
> **आसज्ज उसोयारं हेउऽवि कहिंं चि भण्णेज्जा ॥ ४९ ॥**
> **कत्थइ पंचावयवं दसहा वा सव्वहा न पडिसिद्धं ।**
> **न य पुण सव्वं भण्णइ हंदी सविआरमक्खायं ॥ ५० ॥**

*તેઓ પંચાવયવી વાક્યનો પણ સ્પષ્ટ ઉલ્લેખ કરે છે. તેમનું તાત્પર્ય એ છે કે પ્રયોજન, અધિકારી વગેરે જોઇ ઓછા કે વધારે અવયવના વાક્યનો પ્રયોગ કરવો.

નિર્યુક્તિમાં જૈનન્યાયનું નિરૂપણ આપણે જોયું. હવે આપણે તપાસીએ કે આગમોમાં જૈન ન્યાયનું નિરૂપણ કયે કયે સ્થળે અને કેટલું છે. પ્રાચીન આગમોમાં ઠાણાંગ અને ભગવતીમાં ભિન્ન ભિન્ન પ્રકારના પ્રમાણનો ઉલ્લેખ છે અને ત્યારપછીના આગમોમાં અનુયોગદ્વાર તથા નંદિસૂત્રમાં પણ પ્રમાણના વિવિધ ભેદોનું વર્ણન છે. ઠાણાંગ, અનુયોગ તથા નંદિમ નયનું વિવરણ છે. વાંચકો સ્વયં તે વિચારી શકે માટે ઉક્ત ઉલ્લેખો નીચે આપ્યા છે.

**दुविहे नाणे पन्नत्ते तं जहा—पच्चक्खे चेव परोक्खे चेव । पच्चक्खे नाणे दुविहे पन्नत्ते तं० केवलनाणे चेव णोकेवलनाणे चेव २ × × × णोकेवलणाणे दुविहे पं० तं० ओहिणाणे चेव मणपज्जवणाणे चेव १२ × × × परोक्खेणाणे दुविहे पन्नत्ते तं० आभिणिबोहिणाणे चेव सुयणाणे चेव १७ आभिणिबोहियणाणे दुविहे पं० तं० सुयनिस्सिए चेव असुयनिस्सिए चेव १८, सुयनिस्सिए दुविहे पं० तं० अत्थोग्गहे चेव वंजणोग्गहे चेव १९, असुयनिस्सितेऽपि एवमेव २० सुयनाणे दुविहे पं० तं० अंगपविट्ठे चेव अंगबाहिरे चेव २१, अंगबाहिरे दुविहे पं० तं० आवस्सए चेव आवस्सयवइरित्ते चेव २२, आवस्सयवतिरित्ते दुविहे पं० तं० कालिए चेव उक्कालिए चेव ॥ २३ ॥**

જૈનન્યાયમાં જ્ઞાનને જ પ્રમાણ માન્યું છે, (**पृ. ४२ ठाणांग–समिति आवृत्ति**) અને આમાં જ્ઞાનના પ્રત્યક્ષ અને પરોક્ષ બે ભેદ કરી પ્રત્યક્ષના કેવલજ્ઞાન અને નોકેવલજ્ઞાન (=મનઃપર્યવ અને અવધિ) એમ બે ભેદ તથા પરોક્ષના આભિનિબોધિક=મતિ અને શ્રુતજ્ઞાન એમ બે ભેદ દર્શાવ્યા છે.

ઠાણાંગના નીચેના બીજા ઉલ્લેખમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એવા પ્રમાણના ચાર ભેદો વર્ણવ્યા છે. અહિંયા હેતુ શબ્દ પ્રમાણના અર્થમાં યોજાયો છે, અને આગળ અનુમાનના અર્થમાં યોજાયો છે. કારણ એ અર્થ સાથે ભિન્ન ભિન્ન ત્રણ અર્થમાં હેતુ શબ્દનો પ્રયોગ આગમમાં થયો છે.

**अथवा हेऊ चउव्विहे पं० तं०—पच्चक्खे अणुमाणे ओवम्मे आगमे, अथवा हेऊ चउव्विहे पं० तं०—अत्थित्तं अत्थि सो हेउ १, अत्थित्तं णत्थि सो हेऊ २, णत्थित्तं अत्थि सो हेऊ ३, णत्थित्तं णत्थि सो हेऊ ४ ( सू० ३३८ ) पृ० २५३ ठाणांग–समिति आवृत्ति**

ઠાણાંગમાં નયોનું વર્ણન પણ છેઃ—

**सत्तमूलनया पं० तं०—नेगमे संगहे ववहारे उज्जुसुत्ते सद्दे समभिरूढे एवंभूते (सू. ५५२) पृ. ३९०**

ઠાણાંગમાં સ્થાન ૪, ઉદ્દેશ ૨, પૃ ૨૩૩ પર સત્યના ચાર નિક્ષેપ વર્ણવ્યા છેઃ—

**चउव्विहे सच्चे पं० तं०—णामसच्चे ठवणसच्चे दव्वसच्चे भावसच्चे ( सू० ३०८ )**

શ્રી ભગવતી સૂત્રમાં નીચે દર્શાવ્યા પ્રમાણે ચાર ભેદવાળા પ્રમાણનું નિરૂપણ છેઃ—

से किं तं पमाणे ?, २ पमाणे चउव्विहे पण्णत्ते, तं जहा–पच्चक्खे अणुमाणे ओवम्मे आगमे, जहा अणुओगदारे तहा णेयव्वं पमाणं जाव तेण परं नो अत्तागमे नो अणंतरागमे परंपरागमे । ( सू० १९३ ) व्याख्याप्रज्ञप्ति पृ० २२१–२ ( समिति )

નીચે દર્શાવ્યા પ્રમાણે નંદીસૂત્રમાં જ્ઞાનના પ્રત્યક્ષ તથા પરોક્ષ એવા બે પ્રકાર તથા પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ એવા ચાર પ્રકાર વર્ણવ્યા છે.

नंदीसूत्र (समिति) पृ. ६५ नाणं पंचविहं पन्नत्तं, तं जहा–आभिणिबोहिअनाणं सुअनाणं ओहिनाणं मणपज्जवनाणं केवलनाणं ( सू० १ )

पृ० ७१–तं समासओ दुविहं पण्णत्तं, तं जहा–पच्चक्खं च परोक्खं च ( सू० २ )

पृ० ७५–७६ से किं तं पच्चक्खं ?, पच्चक्खं दुविहं पण्णत्तं, तं जहा–इंदियपच्चक्खं नोइंदियपच्चक्खं च । (सू० ३) से किं तं इंदिअपच्चक्खं ? इंदिअपच्चक्खं पंचविहं पण्णत्तं तं जहा–सोइंदिअपच्चक्खं चक्खिंदिअपच्चक्खं घाणिंदिअपच्चक्खं जिब्भिंदिअपच्चक्खं फासिंदिअपच्चक्खं, से तं इंदिअपच्चक्खं । ( सू० ४ ) से किं तं नोइंदिअपच्चक्खं ? नोइंदिअपच्चक्खं तिविहं पण्णत्तं, तं जहा–ओहिनाणपच्चक्खं मणपज्जवणाणपच्चक्खं केवलनाण-पच्चक्खं ( सू० ५ ) × × × से तं पच्चक्खनाणं । ( सू० २३ )

पृ० १४०–से किं तं परोक्खनाणं ?, परोक्खनाणं दुविहं पन्नत्तं, तं जहा–आभिणि-बोहिअनाणपरोक्खं च सुअनाणपरोक्खं च, जत्थ आभिणिबोहियनाणं तत्थ सुयनाणं जत्थ सुअनाणं तत्थाभिणिबोहियनाणं, दोऽवि एयाइं अण्णमण्णमणुगयाइं, तहवि पुणइत्थ आयरिआ नाणत्तं पण्णवयंति–अभिनिबुज्झइत्ति आभिणिबोहिअनाणं सुणेइत्ति सुअं, मइ पुव्वं जेण सुअं न मइ सुअपुव्विआ । ( सू० २४ )

पृ० १४३–अविसेसिआ मई मइनाणं च मइअन्नाणं च, विसेसिआ सम्मदिट्ठिस्स मई मइनाणं मिच्छदिट्ठिस्स मई मइअन्नाणं, अविसेसिअं सुयं सुयअन्नाणं च, विसेसिअं सुयं सम्मदिट्ठिस्स सुयं सुअनाणं मिच्छदिट्ठिस्स सुअं सुयअन्नाणं । ( सू० २५ )

पृ० १४४–से किं तं आभिणिबोहिअनाणं ? आभिणिबोहियनाणं दुविहं पन्नत्तं, तं जहा–सुयनिस्सियं च असुयनिस्सियं च । से किं तं असुअनिस्सिअं ?, असुअनिस्सिअं चउव्विहं पन्नत्तं, तं जहा–उप्पत्तिआ १ वेणइआ २ कम्मया ३ परिणामिया ४ । बुद्धी चउ-व्विहा वुत्ता, पंचमा नोवलब्भइ ॥ ५९ ॥ ( सू० २६ )

से किं तं सुअनिस्सिअं ?, २ चउव्विहं पण्णत्तं, तं जहा–उग्गह १ ईहा २ अवाओ ३ धारणा ४ ( सू० २६ ) इत्यादि ।

પર્યાયાસ્તિક અને દ્રવ્યાર્થિક નયનો વ્યવચ્છિત્તિનય તથા અવ્યવચ્છિત્તિનય એ નામથી નંદીસૂત્રમાં ઉલ્લેખ છેઃ—

" इच्चेइयं दुवालसंगं गणिपिडगं वुच्छित्ति नयट्ठयाए साइअं सपज्जवसिअं, अवुच्छित्तिनयट्ठयाए अणाइअं अपज्जवसिअं । "

અનુયોગદ્વાર સૂત્રમાં જ્ઞાનના પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન તથા આગમ એવા ચાર પ્રકાર વર્ણવ્યા છે. વળી મૂળ આગમોમાં જૈનન્યાયનું સૌથી વિશેષ વર્ણન અનુયોગદ્વાર સૂત્રમાં છે. પ્રમાણનો અધિકાર તેના ભિન્નભિન્ન અર્થમાં અને ખાસ કરીને ન્યાયશાસ્ત્રમાં પ્રયોજાયલા અર્થમાં વિસ્તારથી ચર્ચ્યો છે. તે ઉપરાંત નય અને નિક્ષેપાનો અધિકાર પણ વિસ્તારથી વર્ણવ્યો છે. હાલમાં સામાન્ય રીતે નિક્ષેપાના ચાર મુખ્ય પ્રકાર જાણીતા છે પરંતુ અનુયોગદ્વાર સૂત્રમાં તેના અનેક પ્રભેદો દેખાડ્યા છે. ટૂંકમાં કહીએ તો સૂત્ર ૧૩૦ થી માંડી ગ્રંથના છેવટ સુધી ન્યાયશાસ્ત્રનો જ અધિકાર છે. એ બધાં સૂત્ર અત્રે આપવાં એ વધારે પડતી જગ્યા રોકવા જેવું છે, માટે પ્રમાણ, નય અને નિક્ષેપાના સંબંધમાં ખાસ ઉપયોગી જ સૂત્રોનાં અવતરણ નીચે આપું છુંઃ—

से किं तं पमाणेणं ?, २ चउव्विहे पण्णत्ते, तं जहा–नामप्पमाणे ठवणप्पमाणे दव्वप्पमाणे भावप्पमाणे । × × × पृ० १४४

से किं तं भावप्पमाणे ?, २ तिविहे पण्णत्ते तं जहा–गुणप्पमाणे नयप्पमाणे संखप्पमाणे (सू० १४३) । से किं तं गुणप्पमाणे ?, २ दुविहे पण्णत्ते, तं जहा–जीवगुणप्पमाणे अजीवगुणप्पमाणे अ । × × × पृ० २१०–१

से किं तं जीवगुणप्पमाणे ?, २ तिविहे पण्णत्ते, तं जहा–णाणगुणप्पमाणे दंसणगुणप्पमाणे चरित्तगुणप्पमाणे । से किं तं णाणगुणप्पमाणे ?, २ चउव्विहे पण्णत्ते, तं जहा–पच्चक्खे अणुमाणे ओवम्मे आगमे । से किं तं पच्चक्खे ?, २ दुविहे पण्णत्ते, तं जहा–इंदिअपच्चक्खे अ णोइंदिअपच्चक्खे अ । से किं तं इंदिअपच्चक्खे ?, २ पंचविहे पण्णत्ते, तं जहा–सोइंदिअपच्चक्खे चक्खुरिंदियपच्चक्खे घाणिंदिअपच्चक्खे जिब्भिंदिअपच्चक्खे फासिंदिअपच्चक्खे, से तं इंदिअपच्चक्खे । से किं तं णोइंदियपच्चक्खे ?, २ तिविहे पण्णत्ते, तं जहा–ओहिणाणपच्चक्खे मणपज्जवनाणपच्चक्खे केवलणाणपच्चक्खे, से तं णोइंदियपच्चक्खे, से तं पच्चक्खे । से किं तं अणुमाणे ? २ तिविहे पण्णत्ते, तं जहा–पुव्ववं सेसवं दिट्ठसाहम्मवं ।

પછી પૂર્વવત્, શેષવત્ અને દૃષ્ટસાધર્મ્યવત્ અનુમાનનાં ઉદાહરણો આપ્યાં છે.

से तं अणुमाणे ।

से किं तं ओवम्मे ?, २ दुविहे पण्णत्ते, तं जहा–साहम्मोवणीए अ वेहम्मोवणीए अ । से किं तं साहम्मोवणीए ?, २ तिविहे पण्णत्ते, तं जहा–किंचिसाहम्मोवणीए पायसाहम्मोवणीए सव्वसाहम्मोवणीए । × × × ×

से किं तं वेहम्मोवणीए ? २ तिविहे पण्णत्ते, तं जहा–किंचिवेहम्मे पायवेहम्मे सव्ववेहम्मे । × × × × से तं ओवम्मे ।

से किं तं आगमे ?, २ दुविहे पण्णत्ते–लोइए अ लोउत्तरिए अ । × ×

से तं आगमे, से तं णाणगुणप्पमाणे । × ×

से किं तं नयप्पमाणे ?, २ तिविहे पण्णत्ते, तं जहा–पत्थगदिट्ठंतेणं वसहिदिट्ठंतेण पएसदिट्ठंतेण ( पृ० २२२ ) × × से तं नयप्पमाणे ।

से किं तं संखप्पमाणे ? २ अट्ठविहे पण्णत्ते, तं जहा–नामसंखा, ठवणसंखा, दव्वसंखा, ओवम्मसंखा, परिमाणसंखा, जाणणासंखा, गणणासंखा, भावसंखा । पृ० २३० × × ×

से तं भावप्पमाणे । से तं पमाणे । पमाणेत्ति पयं समत्तं । ( सू० १४६ ) पृ० २४१

से किं तं निक्खेवे ?, २ तिविहे पण्णत्ते, तं जहा–ओहनिप्फण्णे नामनिप्फण्णे सुत्तालावगनिप्फण्णे । से किं तं ओहनिप्फण्णे ? २ चउव्विहे पण्णत्ते, तं जहा–अज्झयणे अज्झीणे आए खवणा । से किं तं अज्झयणे ?, २ चउव्विहे पण्णत्ते, तं जहा–णामज्झयणे ठवणज्झयणे दव्वज्झयणे भावज्झयणे, णामट्ठवणाओ पुव्वं वण्णिआओ । × × × से तं निक्खेवे ( सू० १५० पृ० २५७ )

से किं तं णए ?, सत्तमूलणया पण्णत्ता, तं जहा–णेगमे, संगहे, ववहारे, उज्जुसुए, सद्दे, समभिरूढे, एवंभूए, तत्थ–णेगेहिं माणेहिं मिणइ त्ति णेगमस्स य निरुत्ती । सेसाणं पि नयाणं लक्खणमिणमो सुणह वोच्छं ॥ १२६ ॥ संगहिअ पिंडिअत्थं संगहवयणं समासओ बिंति । वच्चइ विणिच्छिअत्थं ववहारो सव्वदव्वेसु ॥ १३७ ॥ पच्चुप्पन्नग्गाही उज्जुसुओ णयविही मुणेअव्वो । इच्छइ विसेसियतरं पच्चुप्पण्णं णओ सद्दो ॥ १३८ ॥ वत्थूओ संकमणं होइ अवत्थू नए समभिरूढे । वंजणअत्थतदुभयं एवंभूओ विसेसेइ ॥ १३९ ॥ णायंमि

गिण्हिअव्वे अगिण्हिअव्वंमि चेव अत्थंमि । जइअव्वमेव इइ जो उवएसो सो नओ नाम ॥ १४० ॥ × × × से तं नए । ( सू० १५२ ) पृ० २६७

अत्थित्ति किरियवादी वयंति णत्थि अकिरियवादीय ।
अण्णाणी अण्णाणं विणइत्ता वेणइयवादी ॥ ११८ ॥ पृ० २०७

असियसयं किरियाणं अक्किरियाणं च होइ चुलसीती ।
अन्नाणिय सत्तट्ठी वेणइयाणं च बत्तीसा ॥ ११९ ॥ पृ० २०९ सूत्रकृतांग ( समिति )

ઉપર આપેલાં આગમોનાં વિવિધ અવતરણોથી સિદ્ધ થાય છે કે જૈન ન્યાયનાં મુખ્ય અંગો પ્રમાણ, નય તથા નિક્ષેપ એ સર્વનું આગમોમાં નિરૂપણ છે. આપણે જોયું તેમ તેમાં પ્રમાણ, નય તથા નિક્ષેપનું તો સ્પષ્ટ વર્ણન છે, પરંતુ સસભંગીરૂપ સ્યાદ્વાદનું જે ગર્ભિત રીતે વર્ણન છે તે હવે દર્શાવીશું. ઠાણાંગમાં અજ્ઞાનવાદીઓના ૬૭ ભેદનો ઉલ્લેખ આવે છે તેમ જ સૂયગડાંગ નિર્યુક્તિમાં પણ તેનો ઉલ્લેખ છે. એ ૬૭ ની સંખ્યા આ પ્રમાણે ગણાય છે. જીવાદિ નવ પદાર્થ સપ્તભંગીના સાત ભંગવડે અજ્ઞેય છે એ પ્રમાણે ભિન્ન ભિન્ન ૬૩ પ્રકાર થયા, અને તેમાં ભાવની અસ્તિતા, નાસ્તિતા, અસ્તિનાસ્તિતા તથા અવક્તવ્યતાથી બીજા ચાર પ્રકાર ઉમેરાતાં ૬૭ ભેદ થાય છે. તેથી ૬૭ ભેદના ઉલ્લેખમાં સપ્તભંગી ગર્ભિત રીતે સૂચવાઇ છે. વળી વિશેષ સ્પષ્ટ ઉલ્લેખ શ્રી ભગવતીસૂત્રમાં ભગવાનની ઉત્તર-શૈલીમાં માલૂમ પડે છે. એ પ્રમાણે જૈનન્યાયનાં સર્વ અંગોનું વધતું-ઓછું વિવરણ જૈનાગમોમાં હોવાથી જૈનન્યાયની પ્રાચીનતા સિદ્ધ થાય છે. વળી પ્રો. જેકોબી પણ જૈનસૂત્ર ભાગ ૨ જાની પ્રસ્તાવનામાં પૃ. ૨૭-૨૮ પર લખે છે કે:-"દાખલા તરીકે હું ધારું છું કે સંજયના અજ્ઞેયવાદ સામે શ્રી મહાવીરે સ્યાદ્વાદ સ્થાપ્યો ( પ્રરૂપ્યો. )"

ડૉ. સતીશચંદ્ર, જોધપુરના જૈનસાહિત્ય સંમેલનમાં કરેલા ભાષણમાં સ્યાદ્વાદ વિષે કહે છે કે:-બૌદ્ધોના ચતુષ્કોટિક ન્યાય સામે શ્રી મહાવીરે સપ્તભંગી સ્યાદ્વાદ પ્રરૂપ્યો.

Dr. Satischandra Vidyabhushana in his presidential address at the Jain Literary Conference of Jodhpur said about origin of स्याद्वाद:-" It is known to all that the Brahmanic philosopher Kanada the founder of the Vaiśeshika philosophy laid down six categories all included under the head "It is or Existence." Later commentators added another category called Non-Existence or 'it is not.' The Buddhists astonished the world by declaring that Nirvana or S'unyatva was that which transcended four conditions, viz. Existence, Non—Existence; both and neither ( Asti, Nasti, Ubhaya, Anubhaya in Chatushkoti vinirmuktam

S'unyatvam) But the Jain doctrine of 'Syadvad' had laid down even conditions which we believe include all possible alterations." P. 21, Pt. 1, Report, Jain Sahitya Sammelan 1916.

नासन्न सन्न सदसन्न चाप्यनुभयात्मकम् ।
चतुष्कोटिविनिर्मुक्तं तत्त्वं माध्यमिका विदुः ॥ ( स्याद्वादमंजरी पृ० २३८ )
रा. जै. शास्त्रमाला आवृत्ति

પ્રારંભમાં દર્શાવવામાં આવ્યું તેમ ન્યાયસૂત્રની અસર દરેક દર્શન પર થઇ અને ખાસ કરીને વાદવિવાદ તથા ખંડન-મંડન માટે તો તેની જ પરિભાષા અને નિયમો સ્વીકારાયા. આથી કંઇ એમ સમજવાનું નથી કે એ જ વિષયમાં અન્ય ગ્રન્થોએ કે ગ્રન્થકારોએ ત્યાર-પછી પણ અસર કરી નથી.

દરેક યુગના યુગપ્રવર્તક ગ્રન્થે દરેક દર્શન પર અને ખાસ કરીને ન્યાયની વિચારણામાં બહુ જ અસર કરી છે. જૈન દર્શનમાં દાર્શનિક પદ્ધતિએ રચાયલા યુગપ્રવર્તક ગ્રંથ તરીકે સૌથી પહેલાં "ન્યાયાવતાર" આવે છે. આ ગ્રંથ પ્રસિદ્ધ વાદી સિદ્ધસેન દિવાકરની કૃતિ છે.

એમનો પંડિતમાન્ય ગ્રંથ તો સન્મતિતર્ક છે, અને તેના પર શ્વેતાંબર મલ્લવાદીએ અને દિગંબર સુમતિએ ટીકાઓ રચી હતી, પરંતુ હાલ તે ટીકાઓ ઉપલબ્ધ નથી. હાલમાં તો તર્ક-પંચાનન અભયદેવસૂરિની તત્ત્વબોધવિધાયિની અપરનામ વાદમહાર્ણવ ટીકા ઉપલબ્ધ છે, જે સર્વ દર્શનના તે સમય સુધીના ગ્રંથોની સમાલોચના તથા સંગ્રહરૂપે છે, પરંતુ આ ટીકા તેમ જ પૂર્વની ટીકાઓ કાં તો બહુ ગહન હોવાથી કે બીજા ગમે તે કારણને લઇને પછીના ગ્રન્થ-કારો પર મૂળકૃતિના ઉચ્ચ ગુણોના પ્રમાણમાં ધારીએ તેટલી અસર પાડી શકી નથી. એક અપેક્ષાએ તો એ ટીકાઓએ મૂળ ગ્રંથરત્નને સુવર્ણના આધિક્યથી ઢાંકી દીધું, પરંતુ ન્યાયા-વતારની અસર તો પછીના શ્વેતાંબર તેમ જ દિગંબર નૈયાયિકો પર તેમ જ બૌદ્ધ અને વૈદિક નૈયાયિકો પર પણ ઓછા-વધતા પ્રમાણમાં પડી છે. દિગંબરીય "આપ્તમીમાંસા" પણ એવી જ પ્રસિદ્ધિને પામી છે અને એ ઉપર અષ્ટશતી, અષ્ટસહસ્રી, અષ્ટસહસ્રી ટીકા-વિવરણ વગેરે રચાયાં.

એ જ પ્રમાણે પ્રસિદ્ધ બૌદ્ધવાદી દિઙ્નાગનો "પ્રમાણસમુચ્ચય" એ પણ યુગ-પ્રવર્તક ગ્રંથ હતો અને તેના પર સંખ્યાબંધ ટીકાઓ રચાઇ હતી. એ ગ્રંથની અસર એ ગ્રંથકારના સમકાલીન તથા પશ્ચાદ્ભાવી ગ્રંથો પર બહુ મોટા પ્રમાણમાં પડી હતી. એ જ દિઙ્નાગના "ન્યાયપ્રવેશ" પર શ્રીહરિભદ્રસૂરિએ પણ ટીકા રચી છે. એ બન્ને મૂળ અને ટીકા જૈન ભંડાર-માંથી જ ઉપલબ્ધ થયાં અને ગાયકવાડ ઑરિયેન્ટલ સિરિઝમાં મુદ્રિત થયેલ છે. બીજાં દર્શનોની જેમ જૈનદર્શન પણ તે સમયમાં બૌદ્ધન્યાય-વિચારણાની અસર નીચે આવ્યું.

આપણે જોઇ ગયા તેમ આગમ સાહિત્યના ઉદ્ભવની સાથે જ જૈન ન્યાયનો પણ ઉદ્ભવ થયો અને વધુ સમય જતાં વિકાસ પણ થતો રહ્યો. વૈદિક દર્શનો કરતાં જૈન દર્શનમાં ન્યાયને

ઘણું મહત્ત્વનું સ્થાન મળ્યું, અને તે એટલે સુધી કે આવી ઉક્તિઓ પણ આગમનાં લક્ષણ પરત્વે મળે છે:—

तापच्छेदकषैः शुद्धं वचनं त्वागमं विदुः ।
तापो ह्याप्तप्रणीतत्वमाप्तो रागादिसंक्षयात् ॥

शांत्याचार्यकृत प्रमाणवार्तिक परि० ४—श्लो० १

यस्त्वाप्तप्रणीत आगमः स प्रमाणमेव । कषच्छेदतापलक्षणोपाधित्रयविशुद्धत्वात् ॥

स्याद्वादमंजरी पृ० २३६ ।

હરિભદ્રસૂરિકૃત પંચવસ્તુકના ચોથા દ્વારમાં કષાદિનું સ્વરૂપ આમ વર્ણવ્યું છે.

पाणवहाईआणं पावट्ठाणाण जो उ पडिसेहो ।
झाणज्झयणाईणं जो य विही एस धम्मकसो ॥ १ ॥

बज्झाणुट्ठाणेणं जेण ण बाहिज्जए तयं णियमा ।
संभवइ य परिसुद्धं सो पुण धम्मम्मि छेउत्ति ॥ २ ॥

जीवाइभाववाओ बंधाइपसाहगो इहं तावो ।
एएहिं परिसुद्धो धम्मो धम्मत्तणमुवेइ ॥ ३ ॥ स्याद्वादमंजरी पृ० ३४५

આમ જૈન ન્યાયનાં મૂળ પ્રાચીનકાળથી જ આગમમાં હોવા છતાં ભિન્ન ભિન્ન દર્શનના યુગપ્રવર્તક ન્યાયગ્રંથની વિચારણા, પરિભાષા તથા શૈલીની અસર જૈન ન્યાયગ્રંથો પર પણ થઇ છે અને તે કોઇપણ જીવંત વિચારક દર્શન માટે અનિવાર્ય છે; કારણ કે તે સિવાય તત્ત્વજ્ઞાનમાં પ્રગતિ થવા સંભવ કે અવકાશ રહેતો નથી. ઊલટું જૈન દર્શનનું એ તો એક ઉપયોગી લક્ષણ છે કે મૌલિક સિદ્ધાંતોથી અવિરુદ્ધ ઉપયોગી સારભૂત તત્ત્વોનું વિવેચનપૂર્વક ગ્રહણ કરવું અને તેથી જ તે ચોતરફનાં સંઘર્ષણ છતાં ટકી શક્યું છે. આનાં ઉદાહરણો શોધકદૃષ્ટિથી જોનારને ઘણાં મળી આવે છે. પહેલાં તો માત્ર પ્રમાણની પૃથક્ ચર્ચા એ બૌદ્ધ અને જૈન ગ્રંથોમાં જ ઘણા સમય સુધી મળે છે. ઠેઠ ગંગેશ ઉપાધ્યાયના યુગપ્રવર્તક વૈદિક ન્યાયના પૂર્ણ પ્રતિનિધિ-ગ્રંથ તત્ત્વચિંતામણિ તથા ભાસર્વજ્ઞના ન્યાયસારના રચનાકાળ સુધી વૈદિક નૈયાયિકો કેવળ પ્રમાણની ચર્ચા કરતા માલૂમ પડતા નથી. એ સંભવે છે કે બૌદ્ધ નૈયાયિકોએ પ્રમાણની સ્વતંત્ર ચર્ચા કરવાની પહેલ કરી હોય. પ્રમાણની આમ સ્વતંત્ર ચર્ચા શરૂ થતાં એક રીતે જોઇએ તો ન્યાય એ માત્ર વૈદિકોનો જ, એ સ્થિતિ રહી નહિ અને ન્યાયવિચારણા જૈન, બૌદ્ધ અને વૈદિક વિચારકોના બુદ્ધિપ્રવાહની ત્રિવેણીરૂપે વહવા લાગી. *આમ ભારતીય ન્યાયની ઘણી સુંદર રીતે એકતા સધાઇ અને પરસ્પરના આક્ષેપ પ્રત્યાક્ષેપમાંથી

* આ કારણે ભારતીય ત્રિશાખિક ન્યાય એમ આ લેખનું અપર મથાળું કર્યું છે.—**સંપાદક**

સર્વમાન્ય લક્ષણો પરિભાષા નિયમો આદિ ઘડાયા; અને આજે આપણે સમન્વયની દૃષ્ટિએ તપાસીએ તો ત્રણે માર્ગના ન્યાયગ્રંથોના એકત્રિત અભ્યાસ સિવાય ભારતીય ન્યાયના અભ્યાસકને ત્રુટિઓ જ નજરે આવે એમ ખાત્રી થાય છે. એ ત્રિશાખિક ન્યાયવૃક્ષ નહિ તો છિન્નભિન્ન સ્થિતિમાં જ નજરે આવે છે.

કયા દર્શનના કયા ગ્રન્થે અન્ય દર્શનના કયા ગ્રંથ કે વિચારક પર કેટલી અસર કરી એનું ચોક્કસ માપ કાઢવું મુશ્કેલ છે, તો પણ સામાન્ય દૃષ્ટિએ જૈન ન્યાય પર અન્ય ગ્રંથોની કેવી અસર પડી તથા તેની અન્ય ગ્રંથો પર કેટલી પડી એનો સામાન્ય ઉલ્લેખ થઈ શકે. આગમમાં વર્ણવેલા પ્રમાણના ચાર પ્રકાર પ્રાચીન નૈયાયિક વિચારણા અનુસાર છે અને ઉપલબ્ધ ન્યાયસૂત્રના ચાર પ્રકારને મળતા આવે છે. આ પ્રાચીન અસ્ફુટ વૈદિક ન્યાયની કે સર્વ–સામાન્ય વિચારકોની અસર તરીકે ઓળખાવી શકાય. અનુમાનના પૂર્વવત્, શેષવત્ તથા દૃષ્ટસાધર્મ્યવત્ એવા ત્રણ પ્રકાર જે અનુયોગદ્વારસૂત્રમાં વર્ણવ્યા છે તે ન્યાયસૂત્રમાં વર્ણવેલા અનુમાનના ત્રણ પ્રકારને મળતા આવે છે. આમાં પણ સામાન્ય સર્વદર્શનના નૈયાયિકોની કોઈ એક સાધારણ વિચારણાનાં મૂળ કે વૈદિક ન્યાયનાં અવિકસિત મૂળ ઓળખી શકાય.

જૈન નૈયાયિકોએ પ્રારંભમાં સર્વમાન્ય પદ્ધતિનો સ્વીકાર કર્યો હશે એમ ન્યાયાવતારના નીચે આપેલા શ્લોકો પરથી સિદ્ધ થાય છે:—

**प्रसिद्धानि प्रमाणानि व्यवहारश्च तत्कृतः। प्रमाणलक्षणस्योक्तो ज्ञायते न प्रयोजनम् ॥ न्या० २ ॥**

**प्रमाणादिव्यवस्थेयमनादिनिधनात्मिका। सर्वसंव्यवहर्तृणां प्रसिद्धापि प्रकीर्तिता ॥ न्या० ३२ ॥**

જૈનોએ પ્રમાણને પ્રત્યક્ષ અને પરોક્ષ એવા બે પ્રકારમાં જુદી જુદી પદ્ધતિએ વિભક્ત કર્યું તેમાં બૌદ્ધ અસર હોવાનું અનુમાન થાય છે. વળી પ્રત્યક્ષના વ્યાવહારિક અને પારમાર્થિક એવા બે ભેદ કરી લોકસંગ્રહ પણ કરવામાં આવ્યો. બૌદ્ધ ન્યાય ગ્રંથો પર પણ જૈનોએ ટીકાઓ રચી અને ઉમાસ્વાતિ, મલ્લવાદી, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, હરિભદ્રસૂરિ અને તેમના શિષ્યોએ બૌદ્ધન્યાયનો તલસ્પર્શી અભ્યાસ કરેલો હોવાનાં પ્રમાણો મળે છે. ન્યાયપ્રવેશ પરની શ્રી હરિભદ્રસૂરિની ટીકાનો ઉપર ઉલ્લેખ થઇ ચૂકયો છે. બીજો દાખલો મલ્લવાદીની બૌદ્ધ ન્યાયગ્રંથ ન્યાયબિંદુ ટીકા ઉપરનું ટિપ્પનક છે. આ મલ્લવાદી તે મલ્લવાદી બીજા સમજવા, કારણ કે ન્યાયબિંદુ ટીકા ધર્મોત્તરે ઇ. સ. ૮૪૭ લગભગ રચી છે એવું ઈતિહાસજ્ઞોનું માનવું છે આમ બૌદ્ધ ન્યાયગ્રંથો પર જૈનોએ ટીકા રચી એટલે જૈનો સ્વતંત્ર રીતે ન્યાયના વિકાસ માટે કંઇ કરતા ન હતા એમ માની લેવાનું નથી. પહેલા મલ્લવાદીએ દ્વાદશારનયચક્રતુંબમાં તથા હરિભદ્રસૂરિએ અનેકાંતજયપતાકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય આદિમાં બૌદ્ધોનું તેમ જ અન્ય દર્શનોનું બહુ સારી રીતે ખંડન કરી પોતાની માન્યતા સિદ્ધ કરી હતી. દિગંબરોએ સ્વતંત્ર ન્યાય ગ્રંથો કંઈક વહેલાં રચ્યા હતા અને ન્યાયબિંદુ આદિ ગ્રંથોમાં ધર્મકીર્તિ આદિ બૌદ્ધ નૈયાયિકોએ જૈન તત્ત્વની સમાલોચના કરી ખંડન પણ કર્યું હતું. જુઓ પૃ. ૧૨૬–૧૨૮. હાલમાં જૈન ભંડારમાંથી ઉપલબ્ધ થયલા શાંતિરક્ષિતના "તત્ત્વસંગ્રહ" નામના બૌદ્ધ ગ્રંથ તથા તે પરની કમલશીલની ટીકામાં પણ જૈન પદાર્થોનું ખંડન છે, જુઓ

કારિકા ૩૧૧–૩૨૭. ૧૭૦૯–૧૭૮૫ અને પૃ. ૩૭૯, ૩૮૨, ૩૮૩, ૪૮૯, ૪૯૬. આમ પરસ્પર ખંડન–મંડન તથા આક્ષેપ–પ્રત્યાક્ષેપ કરતાં ભારતીય ન્યાયનો સમન્વય અને વિકાસ થયો.

ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ મધ્યકાલીન ન્યાયના પિતા તરીકે દિઙ્નાગને વર્ણવે છે. તેની તથા તેની પછી થયેલા ધર્મકીર્તિ આદિની અસર ન્યાયવિચારણા પર ઘણી પડી હતી. વાત્સ્યાયન ભાષ્ય પર વાર્તિક અને વાર્તિકતાત્પર્ય ટીકા આદિ રચાયાં એ બૌદ્ધ નૈયાયિકોના આક્ષેપના પરિહાર કરવા અર્થે જ રચાયા હતા. દિગંબરો જૈન ન્યાય પર થતા આક્ષેપોનો પરિહાર કરવા કંઇક વહેલા કટિબદ્ધ થયા, જુઓ ન્યાયબિંદુ ટીકા પૃ. ૧૨૬, તેથી શ્વેતાંબરો સામે " પરલક્ષ્મોપજીવી " એટલે બૌદ્ધ ગ્રંથોમાંના લક્ષણ પર આધાર રાખનારા એવા આક્ષેપ કરવા માંડ્યા, તે ઉપરથી શ્રી જિનેશ્વરસૂરિ તથા તેમના બંધુ બુદ્ધિસાગરસૂરિએ પ્રમાણ પર તથા વ્યાકરણ પર જૈન શૈલીએ શ્વેતાંબર આમ્નાય પ્રમાણે સ્વતંત્ર ગ્રંથો રચ્યા. શ્રી જિનેશ્વરસૂરિ પોતાના " **प्रमालक्ष्म** " નામના પ્રમાણગ્રંથમાં તથા તેની ટીકામાં આમ લખે છે.

**तैरवधीरिते यत्तु प्रवृत्तिरावयोरिह । तत्र दुर्जनवाक्यानि प्रवृत्तेः सन्निबन्धनम् ।**

**शब्दलक्ष्म प्रमालक्ष्म यदेतेषांन विद्यते । नादिमन्तस्ततो ह्येते परलक्ष्मोपजीविनः ॥ ४०३–४०४॥**

**टीकाः—शब्दलक्ष्म व्याकरणम्, श्वेतभिक्षूणां स्वीयं न विद्यते, तथा प्रमालक्ष्मापि प्रमालक्षणमपि, येषां स्वीयं न विद्यते । नादिमन्तो नैवादावेव एते सम्भूताः, किन्तु कुतोऽपि निमित्तादर्वाचीना एते जाता इति । ततो ह्येते, तस्मादित्युपसंहारः हि हेतुपदसूचकः । किम्भूतास्ते इत्याह परलक्ष्मोपजीविनः बौद्धादिलक्षणमुपजीवितुं शीला एतदिति हेतुपदम् । उक्तं च " छव्वाससएहिं न उत्तरेहिं तइया सिद्धिं गयस्स वीरस्स । कबलीयाणं दिट्ठी वलहिपुरीए समुपन्ना " ॥ तस्मान्नायं मोक्षावहः पन्था इति, तथा च किञ्जातमित्याह । श्रीबुद्धिसागराचार्यैर्वृत्तैर्व्याकरणं कृतम् । अस्माभिस्तु प्रमालक्ष्म वृद्धिमायातु साम्प्रतम् ॥ ४०५ ॥**

ઉપર જે દિગંબર ન્યાયના ગ્રંથો વહેલાં રચાયા હોવાનું કહ્યું તે પદ્ધતિસરની વિસ્તૃત પ્રમાણ ચર્ચાને ઉદ્દેશીને છે. વાદી અકલંકદેવે લઘીયસ્ત્રયી સ્વોપજ્ઞ ટીકા સહિત તથા સિદ્ધિ વિનિશ્ચય અને ન્યાયવિનિશ્ચય ગ્રંથો રચ્યા, જે દરેક પર ભિન્ન ભિન્ન દિગંબર આચાર્યે વિસ્તૃત ટીકા રચી. એ ટીકાકારો ક્રમે પ્રભાચંદ્ર, અનંતવીર્ય તથા વાદિરાજ હતા. વળી માણિક્યનંદીએ લઘીયસ્ત્રયીના આધારે પરીક્ષામુખ સૂત્રની રચના કરી હતી જે પર પ્રભાચંદ્રે પ્રમેયકમલમાર્તંડ રચ્યો. અકલંકે વળી સમંતભદ્રની આપ્તમીમાંસા પર અષ્ટશતી અને તે પર વિદ્યાનંદે અષ્ટસહસ્રી રચી. ( વિ. સં. ૧૮ મા સૈકામાં શ્વેતાંબર ઉપાધ્યાય શ્રી યશોવિજયે અષ્ટસહસ્રી વિવરણ તેની ઉપર રચ્યું છે. ) આમ શ્વેતાંબર ગ્રંથોમાં માત્ર પ્રાચીન કાળનો ન્યાયાવતાર જ પ્રમાણની ચર્ચા કરતો હોવાથી અને માત્ર પ્રમાણનો ત્યારપછીના લગભગ વિ. સંવત્ ૧૦૦૦ સુધીના શ્વેતાંબરીય ગ્રંથોમાં ચર્ચા ન હોવાથી ઉક્ત આક્ષેપો દિગંબરો કરતા. પરિણામે શાંત્યાચાર્યનું પ્રમાણવાર્તિક સ્વોપજ્ઞ ટીકા સહિત, શ્રી જિનેશ્વર-

સૂરિનું ઉક્ત પ્રમાલક્ષ્મ સ્વોપજ્ઞ ટીકા સહિત અને બન્નેની પહેલાં સમ્મતિતર્ક પર તર્કપંચાનન અભયદેવસૂરિનો વાદમહાર્ણવ રચાયા. વાદિદેવસૂરિએ ત્યારપછી દિગંબરોને ગુજરાતની રાજધાની પાટણમાં સિદ્ધરાજની રાજસભામાં પરાસ્ત કર્યા અને પ્રમાણુનયતત્ત્વાલોકાલંકાર અને તે પર બૃહત્કાય સ્યાદ્વાદરત્નાકર રચી એ દિગંબર આક્ષેપનો સચોટ પ્રત્યાક્ષેપ કર્યો. આ બધું થોડા સમયમાં બની શક્યું એનું કારણ જિનેશ્વરસૂરિની ઉક્ત પ્રમાલક્ષ્મ પરની ટીકામાં જ છે. શ્રીમલ્લવાદીનો નયચક્ર અને હરિભદ્રસૂરિની અનેકાંતજયપતાકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય આદિ ગ્રંથો સ્વપક્ષ પરપક્ષ ખંડનરૂપે રચેલા તૈયાર વિદ્યમાન હતા, તેથી જ સ્વપક્ષસિદ્ધિ સાક્ષાત્ શીઘ્રતાથી થઇ શકી. વળી હેમચંદ્રાચાર્યે પણ સર્વ ન્યાય ગ્રંથોનાં દોહનરૂપ પ્રમાણુમીમાંસા સટીકની રચના કરી અને શ્વેતાંબરીય જૈન ન્યાયનો ઉત્કર્ષ સાધ્યો. તે દરમિયાન સિદ્ધરાજની જ સભામાં જૈન આચાર્ય યુગલ આનંદસૂરિએ અને અમરચંદ્રસૂરિએ વ્યાઘ્રશિશુ અને સિંહશિશુનાં બિરુદો વાદમાં પોતાની લબ્ધલક્ષ્યતા અને ઉગ્રતાથી પ્રાપ્ત કર્યાં. એ જ મહાવાદી યુગલના વ્યાપ્તિ લક્ષણુનો ઉલ્લેખ ગંગેશોપાધ્યાય પોતાના પ્રસિદ્ધ તત્ત્વચિંતામણિ ગ્રંથમાં સિંહવ્યાઘ્રી લક્ષણને નામે કરે છે, એમ સદ્ગત ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ પોતાના મધ્યકાલીન ન્યાયના ઇતિહાસમાં જણાવે છે. (જુઓ પૃ. ૪૮).

ન્યાયાવતાર પછી શતકો વીત્યાબાદ પ્રમાણુનયતત્ત્વાલોક વાદિદેવસૂરિએ રચ્યો. એનાં ઉપર વાદિદેવસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ રત્નાકરાવતારિકા નામની લઘુ ટીકા અને વાદિદેવસૂરિની સ્વોપજ્ઞ સ્યાદ્વાદરત્નાકર નામની કિંવદંતી પ્રમાણે ૮૪૦૦૦ શ્લોક પ્રમાણ બૃહત્ ટીકા રચાઇ. જૈન ગ્રંથાવલિમાં રત્નાકરાવતારિકા પર બે ટિપ્પણુ રાજશેખરસૂરિકૃત તથા જ્ઞાનભૂષણકૃત રચાયાનો ઉલ્લેખ છે, પણ બન્ને હજુ અમુદ્રિત છે. સ્યાદ્વાદરત્નાકરની પૂનાની આવૃત્તિમાં વચ્ચે વચ્ચે ત્રુટક ભાગ બાદ જતાં આશરે ૨૦૦૦૦ શ્લોક પ્રમાણ ગ્રંથ ઉપલબ્ધ થયો છે. આ પ્રમાણુનયતત્ત્વાલોક ગ્રંથ તે સમય સુધીની સમગ્ર ન્યાયચર્ચાના દોહનરૂપે જૈન દૃષ્ટિએ રચાયો છે. એ ગ્રંથ તથા એની ટીકાઓમાં સમગ્ર વૈદિક, બૌદ્ધ તથા દિગંબર તેમ જ શ્વેતાંબર સાહિત્યની છાયા છે. ખાસ કરીને જયન્ત ભટ્ટની ન્યાયમંજરી, બૌદ્ધ ન્યાયપ્રવેશ, ન્યાયબિંદુ, તત્ત્વસંગ્રહ આદિ ટીકાઓ સહિત, આપ્તમીમાંસા અષ્ટશતી અષ્ટસહસ્રી સહિત, પરીક્ષામુખ પ્રમેયકમલમાર્તંડ સહિત, સિદ્ધિવિનિશ્ચય, અને સમ્મતિની અભયદેવસૂરિવાળી ટીકા, ઉક્ત મૂળ તથા ટીકા ગ્રંથોમાં પ્રતિબિંબિત છે-એ જ ગુણ પ્રમાણુનયતત્ત્વાલોકની મહત્તા છે. જૈન ન્યાયના સર્વ સંગ્રહરૂપે નવીન અભ્યાસકને સંક્ષેપમાં પણ સંપૂર્ણ તત્ત્વજ્ઞાન આપવાના ઉદ્દેશથી ઉક્ત ગ્રંથ રચાયો છે. દિગંબર પરીક્ષામુખસૂત્રની ઘણી રીતે આ ગ્રંથમાં પૂર્તિ છે. આ બધા ગુણોને લીધે જૈનોના મધ્યકાલીન સમયનો પૂર્ણરૂપે પ્રતિનિધિત્વવાળો એ ગ્રંથ છે અને બૌદ્ધન્યાયમાં જેટલું પ્રમાણસમુચ્ચયનું સ્થાન મહત્ત્વનું છે તેટલું જ જૈનન્યાયમાં પ્રમાણુનયતત્ત્વાલોકનું મહત્ત્વનું સ્થાન છે. વાદિ શ્રી દેવસૂરિના પાંડિત્યની આ ગ્રંથ પર અનુપમ છાપ છે. જૈનન્યાયમાં ત્યારપછી શ્રી હેમચંદ્રાચાર્યના પ્રમાણુમીમાંસા, મલ્લિષેણકૃત સ્યાદ્વાદમંજરી આદિ ગ્રંથો આવે છે. આમ સૈકાના નિચોડરૂપે તો ઉપાધ્યાય શ્રી યશોવિજયજીના જ ગ્રંથો આવે છે. શ્વેતાંબરોએ ન્યાયમાં ઉત્કર્ષ સાધ્યો, ત્યારપછી દિગંબરો કેટલેક



વડોદરામાં શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ મહોત્સવ પ્રસંગે લેવાએલ ગ્રુપ.

અંશે ન્યાયમાં પાછા પડયા અને દિગંબર વિદ્યાનંદની અષ્ટસહસ્રી પર ઉત્તમ નવ્યન્યાયના પરિષ્કારવાળું વિવરણ લખવાનું માન શ્વેતાંબર ઉપાધ્યાય શ્રી યશોવિજયજીને છે. વૈદિક ન્યાયમાં તે સમયમાં નવ્યન્યાય ફુલ્યોફાલ્યો અને માત્ર ન્યાયની ચર્ચા કરવાવાળા ગ્રંથો તથા સારરૂપ પ્રકરણ ગ્રંથો રચાયા. એ પ્રમાણે ત્રણે શાખા ઓના પરસ્પર સંઘર્ષણને પરિણામે ભારતીય ત્રિશાખિક ન્યાય ઉદ્ભવ પામ્યો.

ન્યાય સંબંધી આ દીર્ઘ વિચારણાને અંતે એક વાત જે તરી આવે છે તે એ છે કે જૈનોનો ભૂતકાળ ઘણો ઉજ્જવલ હતો અને વર્તમાનકાળમાં યોગ્ય પ્રયાસ થાય તો ભાવિ પણ ઉજ્જવલ બને. જૈનોએ જે પંચવિધ જ્ઞાનને અતિ પવિત્ર અને પૂજનિક માન્યું છે તેથી અભિન્ન પ્રમાણને માન્યું છે. તેઓ જેવી રીતે જ્ઞાન પ્રત્યેનો આદર અને બહુમાન, પરાપૂર્વની પ્રણાલિકા પ્રમાણે પૂજન તથા પંચમીતપ વિગેરેથી વ્યક્ત કરે છે, તેમ વિશેષકાર્યસાધક રીતે જ્ઞાનની અને બીજી રીતે કહો તો પ્રમાણશાસ્ત્રના અભ્યાસથી તે પ્રત્યેનો આદર અને બહુમાન વ્યક્ત કરે એજ ઇષ્ટ છે. જૈનન્યાયનું અધ્યયન–અધ્યાપન હાલમાં જૈનોમાં થોડે જ સ્થળે થાય છે, પરંતુ વર્તમાન યુગ જો એ સમજે કે જૈન દર્શન વિવિધ દર્શનોના મધ્યમાં જે અડગ રીતે ટકી શકયું છે તેનું મુખ્ય કારણ જૈન ન્યાય અને તેનું મુખ્ય અંગ સ્યાદ્વાદ છે તો આ યુક્તિવાદના જમાનામાં તે જૈન જનતા જૈન ન્યાયની પ્રાચીન અધ્યયન–અધ્યાપન પદ્ધતિનું પુનરુજ્જીવન કરીને જૈન દર્શનમાં પુરાતન તેજ: પ્રદીપ્ત કરશે.

યુદ્ધ દાવાનળે દાઝયા તપેલા પૃથિવીતલે
અમી વર્ષાવતી શીળી કોની આ પગલી પડે!
કોના સુણીને સુર આંસુભીના
ગળી જતી વિશ્વની ઘોર હિંસા
ઝીલેચવા પાપ યુગો–યુગોનાં
શું ઉતરી મૂર્ત્તિમતી અહિંસા.

—ઉમાશંકરકૃત વિશ્વશાંતિ

# સ્વામીવાત્સલ્ય

મનસુખલાલ કીરતચંદ મહેતા

[ આ વિષય પર સ્વર્ગસ્થ સાક્ષર બંધુ શ્રી મનઃસુખલાલ કીરતચંદ મહેતાએ લખેલો લેખ આચાર્ય શ્રી વિજયાનંદસૂરિના સ્વર્ગવાસ પછી ચોથા વર્ષમાં શ્રી જૈન ધર્મ પ્રકાશના અષાડ સં. ૧૯૫૬ ના અંકમાં પ્રકટ થયો છે, તે આચાર્યશ્રીના સ્વામીવાત્સલ્ય પરના અભિપ્રાયનું સબળ સમર્થન કરે છે, એ વાત શ્રી જૈન ધર્મ પ્રકાશના શ્રાવણ સં. ૧૯૫૬ ના અંકમાં પૃ. ૭૩–૭૬ માં ચર્ચાપત્રી (હાલ સ્વર્ગસ્થ) રા. દુર્લભ કલ્યાણ પારેખ મહુવાવાસી પોતાના ચર્ચાપત્રમાં શ્રી આત્મારામજીના શબ્દો ટાંકી સિદ્ધ કરે છે. આથી તે જૂનો લેખ અત્ર પુનઃ પ્રકટ કરવામાં આવે છે. વળી અત્યારના સમયમાં પણ તેનું મૂલ્ય જરા ય ઓછું નથી.—**સંપાદક.** ]



**स्वधर्मं यः पुष्णाति नमस्तस्मै सर्वदा ।**

**જે સ્વધર્મનું, આત્મધર્મનું પોષણ કરે છે,**
**તેની ભક્તિ કરે છે, તેને સદા નમસ્કાર હો !**

**સ્યાદ્વાદ** અપરનામ **અનેકાન્તમાર્ગ** જ સર્વત્ર જયવંત હોય તો તેમાં કંઇ નવાઇ નથી. નિરપેક્ષ એકાન્તવાદ લેતાં વસ્તુના સ્વરૂપનિરૂપણમાં વિરોધ આવે અને પરિણામે સર્વજ્ઞતામાં પણ ન્યૂનતા જણાય, એમ લાગતાં સર્વજ્ઞ વીતરાગોએ સાપેક્ષ અનેકાન્તમાર્ગ ઉપદેશ્યો છે; આમ આપણે ધર્મરુચિવંત થઇ, સ્યાદ્વાદની કંઇક ઓળખ કરી, સૂક્ષ્મ રીતે વિચારીએ તો સહજ જણાય છે. સર્વજ્ઞ વીતરાગ પરમાત્માપ્રણીત હોતાં એ સ્યાદ્વાદ સર્વત્ર વિજયવંત છે એમ કહેવું લેશમાત્ર અસત્ય નથી. એ અનેકાન્તમાર્ગને અવલંબી જિનવરેન્દ્રોએ ધર્મતત્ત્વના અનેક ભેદ કહ્યા છે, તેમાં મુખ્ય ( ૧ ) વ્યવહારધર્મ અને (૨) નિશ્ચયધર્મ એવા બે વિભાગ છે. વ્યવહારધર્મમાં દયા મુખ્ય છે. **अहिंसा परमो धर्मः**—સર્વાંશે દયા એ જિનનો બોધ છે, અને એ દયામય વ્યવહારધર્મ નિશ્ચયધર્મનું બીજ છે. એ દયાના આઠ ભેદ છે, એ શાસ્ત્રાંતરથી જાણવા અવશ્યના છે.

આત્માને વિભાવમાંથી ખસેડી સ્વભાવમાં આણવો, આત્માને આત્મસ્વભાવે ઓળખવો, સંસાર ઉપાધિમય છે,–એ મારો નથી, એ વિગેરે નિશ્ચય કરવો એ નિશ્ચયધર્મ કહેવાય છે. એનું વિશેષ સ્વરૂપ સત્શાસ્ત્રોથી જાણવું જોઇએ છે.

આ ઉપર્યુક્ત કેવલિ-પ્રણીત ધર્મ સમ્યક્ત્વરુચિ જીવને યથાર્થ પરિણમે છે. એ સમ્યક્ત્વ મુક્તિપુરી-માર્ગનો દરવાજો છે; મુક્તિરૂપી પ્રાસાદનું પ્રથમ પગથિયું છે; મુક્તિરૂપી સ્ત્રી પરણવાને વેશવાળ સમાન છે. એના પણ બે ભેદ છે: ( ૧ ) વ્યવહાર-સમ્યક્ત્વ અને ( ૨ ) નિશ્ચયસમ્યક્ત્વ.

સદ્દેવ, સદ્ગુરુ, સદ્ધર્મને જાણી તેનું ઓળખાણ કરવું એને 'વ્યવહારસમ્યક્ત્વ' કહે છે, 'સદ્દેવ' તે રાગ-દ્વેષાદિ અષ્ટાદશ દૂષણ રહિત શ્રી અરિહંત, વીતરાગ, પરમાત્મા, 'સદ્ગુરુ' તે નિષ્પરિગ્રહી, નિઃસ્પૃહી અને 'સદ્ધર્મ' તે અર્હન્તપ્રણીત દયામય વ્યવહારધર્મ અને આત્મતત્ત્વપ્રાપક નિશ્ચયધર્મ-એ ત્રણનું યથાર્થ ઓળખાણ કરી તેની દઢ શ્રદ્ધા કરવી એ વ્યવહારસમ્યક્ત્વ નિશ્ચયસમ્યક્ત્વનું કારણ છે.

હું દેહાદિ સર્વથી ન્યારો છું, સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર તથા અનંત તપ અને વીર્ય એ મારા ગુણો છે, હું એ-મય છું, બાકી દેહાદિ સર્વ મારાથી ભિન્ન છે તેને હું મારાં માની બેઠો છું, પણ વસ્તુતઃ મારાં નથી,-એવો નિશ્ચય કરી જીવાજીવનો ભેદ સમજવો, જડ ચૈતન્યનો ભેદ જાણવો એ નિશ્ચયસમ્યક્ત્વ કહેવાય છે. આવા સમ્યક્ત્વ ઉપર રુચિ ધરનાર જ કેવલિ-પ્રણીત ધર્મને યથાર્થ જાણી શકે છે. એવાં સમકિતવંતનાં કેટલાંક ભૂષણો છે. જેમ તન-મનના અપૂર્વ સૌંદર્યથી યુક્ત સદ્ગુણી વિલાસિની ( સ્ત્રી ) ઉત્તમ વસ્ત્રાલંકારથી શોભે છે, તેમ એ ભૂષણોથી સમકિતદષ્ટિ જીવોનું સમ્યક્ત્વ ઝળહળી રહે છે. આ ભૂષણો આઠ છેઃ-( ૧ ) નિઃશંકતા, નિર્ભયપણું ( ૨ ) નિરાકાંક્ષા ( ૩ ) નિર્વિતિગિચ્છા ( ૪ ) અમૂઢતા ( ૫ ) પરગુણપ્રકાશન, પરદૂષણોપગૂહન ( ૬ ) સ્થિરિકરણતા ( ૭ ) સ્વામીવાત્સલ્ય ( ૮ ) પ્રભાવના-આ આઠ ગુણો વિસ્તારભયથી તથા વિષયાંતર-દોષથી અત્ર વિસ્તારપૂર્વક સમજાવ્યા નથી. એ આઠમાં સ્વામીવાત્સલ્ય એ એક ભૂષણ છે અને આપણો વિષય પણ સ્વામીવાત્સલ્યનો જ છે.

એ સ્વામીવાત્સલ્ય એટલે શું ?-એ યથાર્થ જાણવું જરૂરનું છે. શ્રાવક-શ્રાવિકાના સમુદાયને એકત્ર ભોજન આપવું એવો અર્થ હાલ લૌકિક સમજ પ્રમાણે 'સ્વામીવાત્સલ્ય' યા 'સ્વામીવચ્છળ'નો થઇ રહ્યો છે. નોકારસી કે કોઇ ઠેકાણે 'ગચ્છ' એવું ઉપનામ પણ એને મળી ચૂકયું છે, પણ એવા એકાન્ત સાંકડા અર્થને જવા દઇ એ સમકિતના ભૂષણને વિસ્તારપૂર્વક યથાર્થ જાણવું ઘટે છે.

સ્વામીવાત્સલ્યની વ્યાખ્યા કરીએ તો અતિ ઉદારવૃત્તિવાળો બહોળા રૂપનો અર્થ એમાંથી નીકળે છે. સ્વધર્મને પાળનાર, દયામય સર્વજ્ઞ-પ્રણીત ધર્મને આચરનાર અથવા આત્મધર્મમાં રાચનાર એ વસ્તુતઃ 'સ્વામી'ભાઇ અથવા 'સ્વધર્મી'ભાઇ કહેવાય છે, તેનું 'વાત્સલ્ય' કરવું અર્થાત્ એના ઉપર હરેક પ્રકારે પ્રીતિ દાખવવી, તેની યથાશક્તિ ભક્તિ કરવી, તેના ધર્મસાધનમાં આડાં આવતાં વિઘ્નો દૂર કરવાં, વિદ્યાસાધનો યથાશક્તિ પૂરાં

પાડવાં, સ્વધર્મી ભાઇનાં તથા પોતાનાં હિતાર્થે-ઉપયોગાર્થે ધર્મશાળાઓ બાંધવી-બંધાવવી-અનુમોદવી (ત્રિવિધ), પુસ્તક ભંડારો કરવા-કરાવવા-શોધાવવા-એ આદિ કરવું એને જ્ઞાનીઓ સ્વામીવાત્સલ્ય કહે છે. એ સ્વામીવાત્સલ્યના દ્રવ્ય અને ભાવ એવા બે ભેદ પાડી શકાય છે; અને તે પણ તન, મન અને ધન એમાંના એક, બે અથવા ત્રણેથી સાધી શકાય છે. કોઇ તનથી નિરોગી ન હોય તેમજ ધનવાન્ ન હોય તો તે મનથી સ્વધર્મવત્સલની અનુમોદના કરી, પ્રમોદભાવના ભાવે છે. એને પણ સ્વધર્મભક્તિનું ફળ પ્રાપ્ત થાય છે. કોઇ ધનવાન્ ન હોય તો મનથી અનુમોદના ભાવી સ્વધર્મીભાઇની ભક્તિમાં તનનું વીર્ય યથાશક્તિ ફોરવે છે. કોઇ એ ત્રણે વાનાંથી ભક્તિ કરી શકે છે.

હાલ વખત સ્વામીવાત્સલ્યનો માત્ર સંઘ જમાડવો એવો જે સાંકડો અર્થ થઇ ગયો છે એ અજ્ઞાનજનિત છે. લૌકિકપરંપરાવશ ભાઇઓ દેખાદેખીથી અનુકરણ કર્યા કરે છે; બાકી સ્વામીવાત્સલ્ય એ સમકિતને દીપાવનાર એક ભૂષણ છે એવું જ્ઞાન થાય તો પછી એ ભૂષણ એક રૂપમાં કે બીજા રૂપમાં સ્થાયી રહે જ; અને એ જાણનાર સમકિતી પોતાના ધર્મભાઇનું હરકોઇ પ્રકારે વાત્સલ્ય કરે જ કરે; પણ ધર્મની અજ્ઞાનતા, તેથી થતી તેની અનાદરતા, અનાદરતા છતાં કુલપરંપરાના ચાલ્યા આવતા ઉપરછલા માની બેઠેલા ધર્મના અભિમાનને લઇને, તે પરંપરા પ્રમાણે ચાલી, દેખાદેખીથી કિંવા યશોલોભથી, કિંવા રસેંદ્રિયના વિષયલુબ્ધપણાથી માત્ર જમણવારરૂપે સ્વામીભક્તિ કરવી, યતનારહિતપણે રાંધી પીરસી અસંખ્યાતા ત્રસ જીવની હાનિ કરવી, વિગય (વિકૃતિ-વિકાર કરી ઇન્દ્રિયોને ક્ષોભ પમાડે એવા પદાર્થ) આદિ દરકાર વિના જમાડવા, બીજી વધારે સારી રીતે સ્વામીવાત્સલ્ય થઇ શકે છે કે નહિ એવા વિવેક વિના હજારોનું દ્રવ્ય ખર્ચી નાંખવું અને માત્ર ઉપર્યુક્ત રીતે સંઘ જમાડવાથી જ સંઘભક્તિ થઇ શકે છે, એમ કરવાથી જ ધર્મ પળાય છે, એથી જ સ્વધર્મ પોષાય છે એમ ધારવું તે માત્ર જૈન ભાઇઓની અજ્ઞાનતાની બહોળાશ સૂચવે છે.

સ્વધર્મી ભાઇઓ-બાઇઓના સમુદાયને પ્રીતિભોજન ન આપવું એવો આ લેખનો આશય નથી; કેમકે પ્રીતિભોજન સ્વધર્મભક્તિનું એક રૂપ છે અને એ સર્વથા યથાવિધિ કર્ત્તવ્ય છે કેમકે સવિધિ કરવાથી ધર્મપુષ્ટિ થાય છે. કહેવાનું એમ છે કે એકલા જમણવારમાં સ્વામીવાત્સલ્યનો સમાવેશ નથી થતો. જમણવાર તો સ્વામીવત્સલતાનું તારતમ્ય યોગે ગૌણ રૂપ છે, બીજાં પ્રધાન રૂપો બહુ છે, તેમજ યતના કે વિવેક રહિત કરેલ નવકારસહી પણ સ્વામીવાત્સલ્ય કહેવાશે નહિ. હાલ દૃષ્ટાન્ત તરીકે જુઓ, શ્રી પાલીતાણા અમદાવાદ, મુંબઇ કે અન્ય સ્થળે જ્યાં મોટો સંઘસમુદાય એકત્ર થઇને ભોજન કરે છે ત્યાં રાંધવામાં કે જમવા આદિમાં એઠ કચરામાં યતના બીલકુલ જોવામાં આવતી નથી, અસંખ્યાતા ત્રસ જીવોની ત્યાં હાનિ થાય છે અને એ સ્વધર્મપોષણ અર્થે કરેલ સ્વધર્મ-



ડૉ. મોહનલાલ હેમચંદ શાહ

M. B. B. S.



ડૉ. ચીમનલાલ નેમચંદ શ્રોફ

M. B. B. S., D. O.

ભક્તિથી સ્વધર્મપોષણ ન થતાં ઊલટું સ્વધર્મદૂષણ થાય છે—જે સર્વ સંઘને લાગે છે. તો એ સ્વધર્મવાત્સલ્ય કે અવાત્સલ્ય ? અમે અહીં એ પ્રીતિભોજનને નિષેધતા નથી પણ યતનારહિતપણાનો તથા બેદરકારીપણાનો દોષ કાઢીએ છીએ. એવા દોષ દૂર ન થાય ત્યાં લગી હાનિ સંભવે છે. લાભ મળે છે કે નહિ એ વિવાદાસ્પદ છે. કોઇ પ્રશ્ન કરે કે એ દોષ તો જમનારનો છે તેમાં જમાડનારને શું ? જમાડનાર તો ભક્તિભાવથી જમાડે છે. અહીં સમાધાન એ છે કે જમાડનાર ધર્મરુચિ ભાઇએ સ્વામીવાત્સલ્યના સાધનનાં વિવેકપૂર્વક ભેદ કરવા જોઇએ છે. તેણે સમજવું જોઇએ કે જમણથી જ સ્વામીભક્તિ થતી નથી. સ્વામીભક્તિનાં ઘણાં સાધનોમાંથી એ પણ એક સાધન છે, તો તેના ઘણા પ્રકારમાંથી કયા પ્રકારથી અધિકાધિક લાભ છે તે તેણે દેશ, કાળ આદિ જોઇને વિવેકથી વિચારવું ઘટે છે, તેમજ ધૃતાદિ વિગયની સંભાળ રાખવી ઘટે છે. સ્વામીવચ્છળ ઇંદ્રિયોને બહેકાવવા કિંવા રસેંદ્રિયને વશ થઇ અકરાંતીઆ થઇ ખાવા માટે નહિં અને તેથી ધર્મ હારવા માટે નહિં, પણ સમસ્વભાવીઓના એકત્ર ભોજનને પ્રસંગે એક બીજાના ગુણગ્રામ કરવા, એક બીજાની શુભ પ્રવૃત્તિનું અનુકરણ કરવા, વસ્તુતઃ અનાહારી આત્માની વિભાવજનિત આહાર–મૂર્ચ્છા ઉતારવા અને અન્યોન્ય પ્રીતિ દાખવવા કરવામાં આવે છે. આ પ્રમાણે જાણવું ઘટે છે, એમાં વિવેક રાખવો ઘટે છે, યતના રાખવી ઘટે છે; નહિં તો જમનારને તો દોષ છે જ, પણ તેમાં ભક્તિ સમજનાર જમાડનારને પણ છે જ.

જમણવાર એ જ ધર્મભક્તિનું સાધન છે એમ સમજી ઘણા ભાઇઓ પર્યુષણાદિ પર્વના દિવસોમાં પારણા, અતરવારણાનાં જમણ કરવાના, તેનો લાહો લેવાના વિચારમાં હોય છે. આ ખોટું છે એમ અત્ર કહેવું નથી, પણ એ લાહો ગૌણતમ છે. ખરું કર્ત્તવ્ય જુદું છે. તેવા વખતમાં જ્યારે જ્યારે આત્મસાધન કરવાનો તે અમૂલ્ય અવસર છે ત્યારે ઊલટું પર્યુષણના દિવસોમાં બહુ આરંભમાં રોકાવું એ ખરેખર મોહનું સામ્રાજ્ય સૂચવે છે. એ મોહ–વિડંબના અજાણને મારે છે ( મોહરાજા કોને નથી નચાવતો ! જ્ઞાનીને જ નથી નચાવતો, જ્ઞાનીથી એ ડરે છે; માટે ભાઇઓ ! જ્ઞાન સેવો, એની ભક્તિ કરો, જ્ઞાનીની ભક્તિ કરો ! ) પરમપુણ્ય–પવિત્ર પર્યુષણ વ્યતીત થયે કોઇ શ્રાવકને ( ? ) સદ્‌ગુરુ પૂછે કે " કયું શ્રાવકજી ! પર્યુષણારાધના તો અચ્છી હુઇ ? " ત્યારે શ્રાવકજી ઉત્તર આપે—" મહારાજ ! સત્તર આના કામ સુધરી ગયું. લાડુમાં શેરેશેર ઘી પાયું હતું; ગચ્છ સુધરી ગયો. " જુઓ ! શ્રાવકજીને મન શેરેશેર ઘીવાળા લચપચતા લાડુ જમાડ્યા એમાં જ પર્યુષણની આરાધના થઇ. આ શું બતાવે છે ? અજ્ઞાનતા ! અજ્ઞાનતા ! ! અજ્ઞાનતા ! ! ! અહો અજ્ઞાન ! તારું પ્રબળ જોર છે ! તું હવે કેડ મેલ અને અનુપમ જિનશાસનને ઝળકવા દે. આ ઉપરથી પારણાના જમણવાર( સ્વામીવાત્સલ્ય )ને અકર્ત્તવ્ય સમજવું નહીં; કેમકે તે તો પર્યુષણને અંતે કર્ત્તવ્ય છે, પરંતુ લાભ હાનિ જોયા વિના એકાંત જમણવારમાં જ સ્વધર્મભક્તિ માની બેસવી એ ખરેખર દુરાગ્રહ અને

અજ્ઞાનમૂલક છે; તેમ છતાં વિવેક અને યતનાપૂર્વક એ પ્રીતિભોજન થતું હોય તો તે સ્વામીવાત્સલ્ય છે.

પણ વસ્તુત: આધુનિક કાલની અપેક્ષાએ સ્વામીભક્તિનો લાભ લેવો હોય, સ્વધર્મ-આત્મધર્મની પુષ્ટિ કરવી હોય, તો નામ માત્ર ગણાતા જૈન ભાઈઓને ખરા જૈન બનાવવા માટે જ્ઞાનદાન આપવું, જ્ઞાન સંપાદનાર્થે ઉદારતાથી વિવેકપૂર્વક પૈસા સંબંધી મદદ આપવી, ધર્મપોષણનાં—ધર્મસાધનનાં વિઘ્ન ટાળવાં, એ આદિ કર્ત્તવ્ય છે; અને સમજુ ભાઇઓએ વિચાર કરી એ પ્રમાણે ચાલવું ઘટે છે. જ્ઞાન પ્રાપ્ત થતાં મિથ્યાત્વ દૂર ખસે છે. સદ્દેવ, સદ્ગુરુ અને સદ્ધર્મની દૃઢ શ્રદ્ધા થાય છે અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે અને સ્વામીવાત્સલ્ય જેવું ભૂષણ એને દીપાવે છે. સ્વામીવાત્સલ્યનું શાસ્ત્રોક્ત ફળ સાંભળનારને તો ખાત્રી થશે જ કે, એવું ફળ કાંઈ સહજમાં મળી શકે નહી, માટે જે સ્વામીવાત્સલ્યથી આત્મધર્મનું પોષણ થાય, સમ્યક્ત્વ ઝળહળી રહે, મોક્ષમાર્ગ ખુલ્લો થાય, એવી સ્વધર્મભક્તિ, ભાઈઓ ! આપના હૃદયકમળમાં પ્રવેશ કરી ચિરસ્થાયી રહો !

| | |
|---|---|
| શ્રી જૈનધર્મ પ્રકાશ, પુ. ૧૬, અં. ૪<br>સં. ૧૯૫૬ના અષાડ શુ. ૧૫. પૃ. ૫૯–૬૩ | ક્ષમાશ્રમણચરણસેવક,<br>**મનસુખ વિ. કીરતચંદ મહેતા મોરબી** |

I gave a begger from my little Store
Of well-earned gold. He spent the shining ore.
And came again and yet again still cold
And hungry as before.
I gave a thought and through that thought of mine
He found himself, the man supreme divine.
Fed, clothed and crowned with blessings manifold
And now he begs no more.

*Ella Wheeler Wilcox.*

**ભાષાંતર**—એક યાચક આવ્યો. મેં તેને મારા સદુપાર્જિત સુવર્ણના નાના ભંડારમાંથી દાન કર્યું. તે યાચકે તેને ખર્ચી નાંખ્યું અને ફરી વાર અને વળી પુનઃ પુનઃ શીતળ ઠરો અને પૂર્વની પેઠે ભૂખ્યો ને ભૂખ્યો આવતો.

મેં તેને એક વિચાર–જ્ઞાનકણનું દાન કર્યું અને મારા તે વિચારદ્વારા તેણે પોતાના આત્માને ઓળખી લીધો કે પોતે ઉત્તમ દિવ્યતાયુક્ત માનવી છે. પોતે અન્ન, વસ્ત્ર મેળવી લીધાં ને પુષ્કળ પ્રકારના આશીર્વાદોથી મુકુટધારી થયો અને હવે તે બિલકુલ ભિક્ષા યાચતો નથી.

**अन्नेन क्षणिका तृप्तिः ज्ञानेनामृतभोजनम् ।**




[ પ્રજ્ઞાચક્ષુ રહસ્યલક્ષી પંડિતવર્ય શ્રી સુખલાલજીથી કયો સુજ્ઞજન અપરિચિત હશે? તેમણે જૈન તેમ જ જૈનેતર દર્શનોનું સહાનુભૂતિપૂર્વક સૂક્ષ્મ તુલનાદૃષ્ટિથી અધ્યયન તેમ જ અધ્યાપન કર્યું છે. તેમની પદ્ધતિ ઐતિહાસિક અને સત્યાન્વેષી છે. સમગ્રતાથી 'સર્ચલાઇટ' ફેંકી વિષયનું અનેકાંતદૃષ્ટિથી તોલન કરી સાદી છતાં મિતાક્ષરી અર્થગંભીર ભાષામાં સમજાવવાની અજબ કળા પોતે ધરાવે છે. આ લેખમાં શ્વેતામ્બર ( શ્વે૦ મૂર્તિપૂજક ) સંપ્રદાય શ્રી મહાવીર પ્રભુની અનેકાંતદૃષ્ટિને બીજા જૈન સંપ્રદાય ( દિગંબર અને સ્થાનકવાસી ) કરતાં વધુ સાચવે છે એ વિવેકથી સાંપ્રદાયિક મોહથી અસ્પર્શિત રહી સમજાવ્યું છે અને એક નવીન સત્ય રજુ કર્યું છે.—સંપાદક. ]

શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરે સ્થાનકવાસીસંમત મુહપત્તિબંધન અને મૂર્તિઉત્થાપન એ બન્નેનો ત્યાગ કર્યો. હું પોતે પણ એમ માનું છું કે મુહપત્તિનું એકાન્તિક બંધન એ વસ્તુતઃ શાસ્ત્રસંમત તેમ જ વ્યવહાર્ય નથી. એ જ રીતે એમ પણ માનું છું કે આધ્યાત્મિક વિકાસક્રમમાં અધિકારીવિશેષ વાસ્તે મૂર્તિ–ઉપાસનાનું સમુચિત અને શાસ્ત્રીય સ્થાન છે. તેમ છતાં એ પ્રસિદ્ધ સૂરીશ્વરના સ્મારક અંકમાં એમના એ અંશની સ્મૃતિ નિમિત્તે આ લેખ લખી રહ્યો નથી, કારણ કે એક તો એ ચર્ચા હવે બહુ રસપ્રદ રહી નથી; તેમ જ જૈનેતર અને ઐતિહાસિક વાચકોને એમાંથી કાંઈ વધારે જાણવા જેવું મળે એમ પણ આજે દેખાતું નથી. તેથી ઉપરના મથાળા નીચે હું એક એવા મુદ્દાની સંક્ષેપમાં ચર્ચા કરવા ધારું છું કે જેની સાથે ઉક્ત સૂરીશ્વરનો સંબંધ પણ હતો અને જે મુદ્દો ઐતિહાસિક દૃષ્ટિએ ખાસ અગત્યનો હોઈ સર્વસાધારણ વાચકો વાસ્તે એક સરખો ઉપયોગી છે.



પંડિત સુખલાલજી

ધાર્મિક ભાવના જ્યારે સાંપ્રદાયિક રૂપ ધારણ કરી લે છે ત્યારે તે બહુ આળી બની જાય છે, એમાં સત્યદર્શન અને નિર્ભયતાનો અંશ દબાઇ જાય છે, તેથી સાંપ્રદાયિક કે વસ્તુતઃ ધાર્મિક કોઇ એક મુદ્દાની ચર્ચા, ઐતિહાસિક દૃષ્ટિએ કરવા જતાં પણ, કેટલાક વાચકોના મનમાં સાંપ્રદાયિક ભાવની ગંધ આવવાનો સંભવ છે, એ મારા ધ્યાન બહાર નથી. વળી આજકાલ પ્રતિષ્ઠિત થયેલી ઐતિહાસિક દૃષ્ટિને નામે અગર તેની આડમાં સાંપ્રદાયિક ભાવનું પોષણ કરવાની પ્રવૃત્તિ, વિદ્વાન કે વિચારક ગણાતા લેખકોમાં પણ જ્યાં ત્યાં દેખાય છે, એ બધાં ભયસ્થાનો છતાં હું પ્રસ્તુત ચર્ચામાં ઉતરું છું તે એક જ ખાત્રીથી અને તે એ કે જેઓ અસાંપ્રદાયિક અગર સાંપ્રદાયિક ખરેખર વિચારકો હશે, જેઓ સાહિત્ય અને ઇતિહાસના અભ્યાસી હશે તેમને મારી આ ચર્ચા કદી સાંપ્રદાયિક ભાવથી રંગાયેલી નહિં જ ભાસે.

જૈન પરંપરા જેને આ સ્થળે હું વીરપરંપરા કહું છું તેના અત્યારલગીમાં નાના મોટા ફાંટા-ઉપફાંટા ગમે તેટલા હોય પણ એ બધા સંક્ષેપમાં શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી-એ ત્રણ જ ફિરકામાં આવી જાય છે. ભગવાન મહાવીર પહેલાં પણ જૈન પરંપરાનું અસ્તિત્વ ઐતિહાસિક દૃષ્ટિએ સિદ્ધ છે. તે પરંપરાને વીરપૂર્વપરંપરાના નામથી ઓળખીએ. ભગવાન મહાવીરે એ પૂર્વપરંપરાને જીવનમાં પચાવી, તેનું યોગ્ય અને સમુચિત સંશોધન, પરિવર્ત્તન, પરિવર્દ્ધન કરી પોતાની જીવન-સાધનાને પરિણામે એને જે રૂપ આપ્યું તે વીરપરંપરા. આ પરંપરાની ભવ્ય ઇમારત અનેક સદંશો ઉપર ઊભી થયેલી છે અને તેને જ બળે તે અત્યારલગી એક યા બીજા રૂપમાં જીવિત છે. અહિં વિચારણીય મુદ્દો એ છે કે વીરપરંપરાના પ્રથમથી અત્યારલગીમાં જેટલા ફાંટા ઇતિહાસમાં આપણી નજરે પડે છે અને અત્યારે જે કે જેટલા ફાંટા આપણી સામે છે તે બધામાં વીરપરંપરાનું પ્રતિનિધિત્વ ઓછું કે વધતું એક યા બીજા રૂપમાં હોવા છતાં તે બધા ફાંટામાંથી કયા ફાંટામાં કે કયા ફિરકામાં એનું પ્રતિનિધિત્વ વધારે અખંડપણે સચવાઈ રહ્યું છે ? વીરપરંપરાના ત્રણે ફિરકાઓના શાસ્ત્રોનું તુલનાત્મક તેમ જ ઐતિહાસિક મારું વાચન-ચિંતન અને એ ત્રણે ય ફિરકાઓના ઉપલબ્ધ આચાર-વિચારોનું મારું યથામતિ અવલોકન મને એમ કહે છે કે વીરપરંપરાનું અખંડ પ્રતિનિધિત્વ શ્વેતામ્બર પરંપરામાં બાકીની બે પરંપરાઓ કરતાં વિશેષ પૂર્ણપણે અને વિશેષ યથાર્થપણે સચવાઈ

રહ્યું છે. મારા આ મંતવ્યની પુષ્ટિમાં હું અત્રે માત્ર ટૂંકમાં આચાર, ઉપાસના અને શાસ્ત્ર—એ ત્રણ અંશો ઉપર વિચારકોનું ધ્યાન ખેંચીશ.

દિગંબર, શ્વેતામ્બર કે સ્થાનકવાસી કોઇ પણ ફિરકાની ધાર્મિક પ્રવૃત્તિ અને પ્રચારનો ઇતિહાસ તપાસીશું તો આપણે એમ નહિ કહી શકીએ કે અમુક ફિરકાએ વીરપરંપરાના પ્રાણસ્વરૂપ અહિંસાના સિદ્ધાંતને મોળો કર્યો છે કે તે સિદ્ધાંતના સમર્થન અને પ્રચારમાં પોતાથી બનતું કરવામાં જરા ય મચક આપી છે. આપણે એ સગૌરવ કબૂલ કરવું જોઇએ કે અહિંસાના સમર્થન અને તેના વ્યાવહારિક પ્રચારમાં ત્રણે ફિરકાના અનુયાયીઓએ પોતપોતાની ઢબે એક જ સરખો ફાળો આપ્યો છે. તેથી અહિંસા સિદ્ધાન્તની દૃષ્ટિએ મારા ઉપર્યુક્ત મંતવ્યનું સમર્થન હું નથી કરતો, પણ એ જ અહિંસા તત્ત્વના પ્રાણ અને કલેવર—સ્વરૂપ અનેકાંત સિદ્ધાન્તની દૃષ્ટિએ મેં પ્રસ્તુત પ્રશ્નની છાણવીણ કરી છે. એ તો હરકોઇ અભ્યાસી જાણે છે કે ત્રણે ફિરકાનો દરેક અનુગામી અનેકાંત કે સ્યાદ્વાદ વાસ્તે એક જ સરખું અભિમાન, મમત્વ કે આદર ધરાવે છે; તેમ છતાં પ્રસ્તુત પ્રશ્ન પરત્વે જોવાનું પ્રાપ્ત એ થાય છે કે એ અનેકાંતદૃષ્ટિ કયા ફિરકાના આચારોમાં, ઉપાસનામાં અગર શાસ્ત્રોમાં વધારે પૂર્ણપણે સચવાયેલી છે અગર સચવાય છે. જ્યાં લગી વાદવિવાદ, દાર્શનિક ચર્ચાઓ, દાર્શનિક ખંડન—મંડન અને કલ્પના—જાળનો સંબંધ છે ત્યાં લગી તો અનેકાંતની ચર્ચા અને તેની પ્રતિષ્ઠા ત્રણે ફિરકાઓમાં એક જ સરખી ઇષ્ટ અને માન્ય છે. દા. ત. જડ કે ચેતન, સ્થૂલ કે સૂક્ષ્મ કોઇ પણ વસ્તુના સ્વરૂપનો પ્રશ્ન આવે તો ત્રણે ફિરકાના અભિજ્ઞ અનુયાયીઓ બીજા દાર્શનિકો સામે પોતાનું મંતવ્ય નિત્યાનિત્ય, ભેદાભેદ, એકાનેક આદિ રૂપે એક જ સરખી રીતે અનેકાંતદૃષ્ટિએ સ્થાપવાના; અથવા જગત્કર્તાનો પ્રશ્ન આવે કે કર્મ—પુનર્જન્મનો પ્રશ્ન આવે તો પણ ત્રણે ફિરકાના અભિજ્ઞ અનુગામીઓ એક જ સરખી રીતે પોતાની અનેકાંતદૃષ્ટિ મૂકે. આ રીતે જૈનેતર દર્શનો સાથેના વિચારપ્રદેશમાં વીરપરંપરાના દરેક અનુગામીનું કાર્ય અનેકાંતદૃષ્ટિ—સ્થાપના પૂરતું ભિન્ન નથી, અધુરું નથી કે ઓછું—વધતું પણ નથી. તેમ છતાં વીરપરંપરાના એ ત્રણે ફિરકાઓમાં આચાર, ખાસ કરી મુનિ આચાર અને તેમાં ય મુનિ સંબંધી માત્ર વસ્ત્રાચારની બાબતમાં અનેકાંતદૃષ્ટિનો ઉપયોગ કરી તપાસીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે કઇ પરંપરામાં વીરપરંપરાનું અખંડ પ્રતિનિધિત્વ સચવાઇ રહ્યું છે. ઉપાસના, ખાસ કરી મૂર્તિ—ઉપાસનાને લઇ અનેકાંતદૃષ્ટિએ તપાસીશું તો પણ આપણને સમજાશે કે કઇ પરંપરામાં અનેકાંતદૃષ્ટિનો વારસો જાણે કે અજાણે વધારે અખંડપણે સચવાઈ રહ્યો છે. છેવટે આપણે શાસ્ત્રોના ત્રણે ય ફિરકાગત વારસાની દૃષ્ટિએ પણ પ્રસ્તુત પ્રશ્ન વિષે વિચારીશું.

(૧) આધ્યાત્મિક વિકાસની વિવિધ ભૂમિકાઓને સ્પર્શ કરતા જૈનત્વની સાધનાના સ્વતંત્ર વિચારથી તપાસતાં અગર ત્રણે ફિરકાના ઉપલબ્ધ સમગ્ર સાહિત્યનું એકંદર તોલન

કરતાં એ તો સ્પષ્ટ દીવા જેવું દેખાય છે કે મુનિ-વસ્ત્રાચાર સંબંધી સચેલ અને અચેલ બન્ને ધર્મોમાંથી ભગવાન મહાવીર કે તેમના જેવા ઇતર મુનિઓના સમગ્ર જીવનમાં અગર તો તેમના જીવનના મહત્ત્વના ભાગમાં અચેલ ધર્મનું સ્થાન હતું. આ દૃષ્ટિએ નગ્નત્વ કે અચેલ ધર્મ જે દિગંબર પરંપરાનો મુખ્ય અંશ છે તે સાચે જ ભગવાન વીરના જીવનનો અને તેમની પરંપરાનો પણ એક ઉપાદેય અંશ છે; પરંતુ પોતાના આધ્યાત્મિક સાધના-ક્ષેત્રમાં દરેક ઓછું-વધતું બળ ધરાવતા યથાર્થ સાધકને સમાવેશવાની વીરની ઉદાર દૃષ્ટિ અગર વ્યવહારુ અનેકાંતદૃષ્ટિનો વિચાર કરીએ તો આપણને એ સ્પષ્ટ સમજાશે કે એ મહાવીર સર્વસાધક અધિકારી વાસ્તે ઐકાન્તિક નગ્નત્વનો આગ્રહ રાખી ધર્મ-શાસનનો લોકગ્રાહ્ય પ્રચાર ઇચ્છી કે કરી ન જ શકે. તેમનું પોતાનું આધ્યાત્મિક બળ ને આદર્શ ગમે તેટલા પરાકાષ્ઠાએ પહોંચ્યા હોય છતાં તેમને જો પોતાનું ધર્મશાસન પ્રચારવું કે ચિરજીવિત રાખવું ઇષ્ટ હોય તો તેમણે પોતાની જાત પરત્વે ઉચ્ચતમ આદર્શ ને વ્યવહાર રાખીને પણ સહગામી કે અનુગામી બીજા સાધકો વાસ્તે (જો મૂળગુણમાં કે મૂલાચારમાં ઐકયમત્ય હોય તો) વસ્ત્ર, પાત્ર આદિ સ્થૂલ વસ્તુઓ વિષે મર્યાદિત છૂટ મૂકે જ છૂટકો; અગર મધ્યમ-માર્ગી નિયમન રાખે જ છૂટકો. મનુષ્ય સ્વભાવના, અનેકાન્ત-દૃષ્ટિના અને ધર્મપંથ-સમન્વયના અભ્યાસી વાસ્તે એ તત્ત્વ સમજવું સહેલું છે. જો આ દૃષ્ટિ ઠીક હોય તો આપણે એમ કહી શકીએ કે ભગવાન વીરે પોતાના ધર્મશાસનમાં અચેલ ધર્મને પ્રથમ સ્થાન આપીને પણ સાથોસાથ સચેલ ધર્મને મર્યાદિત સ્થાન આપેલું. દિગંબર પરંપરા જ્યારે ખરા મુનિની શરત તરીકે નગ્નત્વનો ઐકાન્તિક દાવો કરે છે ત્યારે તે વીરના શાસનના એક અંશનો અતિ આદર કરવા જતાં બીજા સચેલ ધર્મના અંશને અવગણી અનેકાંતદૃષ્ટિનો વ્યાઘાત કરે છે. તેથી ઊલટું શ્વેતાંબર કે સ્થાનકવાસી પરંપરા સચેલ ધર્મમાં માનવા છતાં, તેનું સમર્થન અને અનુસરણ કરવા છતાં અચેલ ધર્મની અવગણના, અનાદર કે ઉપેક્ષા કરતી નથી; બલકે તે બન્ને પરંપરાઓ દિગંબરત્વના પ્રાણરૂપ અચેલ ધર્મનું પ્રધાનપણું સ્વીકારીને જ અધિકારીવિશેષ પરત્વે સચેલ ધર્મની પણ અગત્યતા જુએ અને સ્થાપે છે. આ ઉપરથી આપણે ત્રણે ફિરકાઓની દૃષ્ટિ તપાસીશું તો સ્પષ્ટ જણાશે કે વસ્ત્રાચારની બાબતમાં દિગંબર પરંપરા અનેકાંતદૃષ્ટિ સાચવી શકી નથી જ્યારે બાકીની બે પરંપરાઓએ વિચારણામાં પણ વસ્ત્રાચાર પરત્વે અનેકાંતદૃષ્ટિ સાચવી છે અને અત્યારે પણ તેઓ તે દૃષ્ટિને જ પોષે છે. ત્રણે ફિરકાના ઉપલબ્ધ સાહિત્યમાં ઐતિહાસિક દૃષ્ટિએ નિર્વિવાદપણે સૌથી વધારે પ્રાચીન મનાતા શ્વેતાંબરીય અંગ સાહિત્યમાં અને તેમાં ય સૌથી વધારે પ્રાચીનતાના અંશો ધરાવનાર આચારાંગ સૂત્રમાં આપણે અચેલ અને સચેલ બન્ને ધર્મોનું વિધાન જોઇએ છીએ. આ બન્ને વિધાનોમાં એક પ્રથમનું અને બીજું પછીનું છે એમ માનવાને કશો જ પુરાવો નથી; તેથી ઊલટું અચેલ અને સચેલ ધર્મનાં બન્ને વિધાનો મહાવીરકાલીન છે એમ માનવાને અનેક

પુરાવાઓ છે. આચારાંગમાંના ઉપરથી વિરોધી દેખાતાં એ બન્ને વિધાનો એક બીજાની એટલાં નજીક છે તેમ જ એક બીજાનાં એવાં પૂરક છે અને તે બન્ને વિધાનો એક જ ઊંડી આધ્યાત્મિક ધૂનમાંથી એવી રીતે ફલિત થયેલાં છે કે તેમાંથી એકનો લોપ કરવા જતાં બીજાનો છેદ ઊડી જાય અને પરિણામે બન્ને વિધાનો મિથ્યા ઠરે; તેથી એ આચારાંગના પ્રાચીન ઐતિહાસિક ભાગની દૃષ્ટિએ તપાસતાં પણ હું નિર્વિવાદપણે એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે અચેલ–સચેલ ધર્મની બાબતમાં વીરપરંપરાનું પ્રતિનિધિત્વ જે પ્રમાણમાં વિશેષ યથાર્થપણે અને વિશેષ અખંડપણે સચવાયું હોય તો તે દિગંબર ફિરકામાં નહિ પણ શ્વેતાંબર અને સ્થાનકવાસી ફીરકામાં છે.

(૨) હવે આપણે ઉપાસનાની બાબત લઈ વીરપરંપરાના પ્રતિનિધિત્વનો પ્રસ્તુત પ્રશ્ન ચર્ચીએ. એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે વીરપરંપરાના અનેક મહત્ત્વના અંશોમાં મૂર્ત્તિ–ઉપાસનાને પણ સ્થાન છે. આ ઉપાસનાની દૃષ્ટિએ સ્થાનકવાસી ફિરકો તો વીર-પરંપરા–બહિષ્કૃત જ છે, કારણ કે તે, આગમિક પરંપરા, યુક્તિવાદ, આધ્યાત્મિક યોગ્યતા અને અનેકાન્તદૃષ્ટિ એ બધાનો ઇન્કાર કરી એક યા બીજા કોઈ પણ પ્રકારની મૂર્ત્તિ–ઉપાસનામાં માનતો નથી. તેથી ઉપાસનાની બાબતમાં શ્વેતાંબર અને દિગંબર બે ફિરકા વચ્ચે જ વિચારવાનું પ્રાપ્ત થાય છે. એમાં સંદેહ નથી કે દિગંબર પરંપરાસંમત નગ્ન મૂર્ત્તિની ઉપાસના વીતરાગત્વની સગુણ ઉપાસના વાસ્તે વધારે બંધબેસતી અને નિરાડંબર હોઇ વધારે ઉપાદેય પણ થઇ શકે, પરંતુ આ બાબતમાં પણ દિગંબર પરંપરાનું માનસ, વિચારણા અને વ્યવહારની દૃષ્ટિએ ઐકાન્તિક જ છે. શ્વેતાંબર પરંપરાના આચાર–વિચાર અને ચાલુ પુરાતન વ્યવહારને તપાસીશું તો આપણને જણાશે કે એણે વિચારમાં કે વ્યવહારમાં નગ્ન મૂર્ત્તિનો ઉપાસનામાંથી બહિષ્કાર કર્યો જ નથી. તેથી ઘણા જૂના વખતથી અત્યારલગીના શ્વેતાંબરીય પંથની માલિકીનાં મંદિરો કે તીર્થોમાં નગ્ન મૂર્ત્તિનું અસ્તિત્વ, તેનું પૂજન–અર્ચન નિર્વિરોધપણે ચાલતું આપણે જોઈએ છીએ. અલબત્ત, શ્વેતાંબર પરંપરામાં સવસ્ત્ર અને સાલંકાર મૂર્ત્તિનું સ્થાન છે અને જેમ જેમ બન્ને ફિરકાઓ વચ્ચે અથડામણી વધતી ગઈ તેમ તેમ શ્વેતાંબર પરંપરામાં ઉત્તરોત્તર સવસ્ત્ર અને સાલંકાર મૂર્ત્તિની જ પ્રતિષ્ઠા વધતી ચાલી છે; પણ મથુરામાંથી નીકળેલી શ્વેતાંબરીય આચાર્યના નામોથી અંકિત નગ્ન મૂર્ત્તિઓ અને ત્યારપછીના અનેક સૈકાઓ દરમિયાન પણ ચાલુ રહેલી નગ્ન મૂર્ત્તિની શ્વેતામ્બરીય પ્રતિષ્ઠાનો વિચાર કરતાં એ ચોકખું લાગે છે કે શ્વેતાંબર પરંપરા આધ્યાત્મિક ઉપાસનામાં નગ્ન મૂર્ત્તિનું મૂલ્ય યથાવત્ આંકતી આવી છે. આથી ઊલટું દિગંબર પંથની માલિકીનું કોઇ પણ મંદિર કે તીર્થ હશે તો તેમાં નગ્ન મૂર્ત્તિ સિવાય સાદાં અને દિગંબરત્વની વધારે નજીક હોય એવાં નિરાડંબર વસ્ત્રાંશ ધારણ કરનારી મૂર્ત્તિનો પણ ઐકાન્તિક બહિષ્કાર જ હશે. એ પરંપરાનાં શાસ્ત્રો

પણ ઐકાન્તિકપણે નગ્ન મૂર્ત્તિના જ સમર્થક હોઇ આખી દિગંબર પરંપરાનું માનસ પ્રથમથી અત્યાર લગી એક જ રીતે ઘડાયેલું છે કે જે મૂર્ત્તિ નગ્ન ન હોય તે માનવી કે પૂજવી યોગ્ય નથી, જ્યારે પ્રથમથી જ શ્વેતાંબર પરંપરાનો આ વિષેનો વારસો ઉદાર રહેલો હોય એમ લાગે છે. તેથી એ જિનમૂર્ત્તિની ઉપાસનાનો અનૈકાન્તિક આગ્રહ દિગંબર પરંપરા જેટલો જ રાખવા છતાં મૂર્ત્તિના સ્વરૂપ વિષે દિગંબર પરંપરાની પેઠે ઐકાન્તિક બની નથી. (અલબત્ત છેલ્લી શતાબ્દિ કે શતાબ્દિઓમાં શ્વેતામ્બર માનસ અને વ્યવહાર પણ પ્રત્યાઘાતી વૃત્તિ ધરાવતાં, અને છેક જ દિગંબર મંતવ્ય કરતાં સામી બાજુએ જતાં અને પોતાની પૂર્વપરંપરા ભૂલી જતાં દેખાય છે એ કબૂલ કરવું જોઇએ.) બુદ્ધિ અને તર્કથી કસતાં પણ એમ લાગે છે કે તદ્દન નગ્ન અને નગ્નપ્રાય–બન્ને પ્રકારની મૂર્ત્તિઓ ઉપાસનાને અનુકૂળ છે, નહિ કે કોઇ એક જ પ્રકારની. તેથી મૂર્ત્તિસ્વરૂપ વિષેની પરાપૂર્વથી ચાલી આવતી કલ્પનાનો વિચાર કરતાં અને તેનો ઉપાસનાગત અનેકાન્તદૃષ્ટિ સાથે મેળ બેસાડતાં એમ સ્પષ્ટ લાગે છે કે એકાન્ત નગ્ન મૂર્ત્તિનો આગ્રહ રાખવામાં વીરપરંપરાનું પ્રતિનિધિત્વ ખંડિત થઇ જાય છે, કારણ કે તે આગ્રહમાં શ્વેતામ્બરીય કલ્પનાનો સમુચિત પણ સમાવેશ થતો નથી; તેથી ઊલટું શ્વેતાંબરીય નગ્ન અને નગ્નપ્રાય મૂર્ત્તિની કલ્પનામાં દિગંબર પરંપરાની એકપક્ષીય માન્યતાનો પણ રુચિ અને અધિકારભેદે પૂર્ણ સમાવેશ થઇ જાય છે.

(૩) પ્રસ્તુત પ્રશ્ન પરત્વે છેલ્લી બાબત શાસ્ત્રોની છે અને તે જ સૌથી વધારે અગત્યની છે. ત્રણે ફિરકાઓ પાસે પોતપોતાનું શાસ્ત્ર–સાહિત્ય છે. સ્થાનકવાસી અને શ્વેતાંબર–એ બે ફિરકાઓને કેટલુંક આગમિક સાહિત્ય તો સાધારણ છે, જ્યારે એ ઉભય ફિરકામાન્ય સાધારણ આગમિક સાહિત્યને દિગંબર ફિરકો માનતો જ નથી. તે એમ કહે છે કે અસલી આગમિક સાહિત્ય ક્રમે ક્રમે લેખબદ્ધ થયા પહેલાં જ અનેક કારણોથી નાશ પામ્યું. આમ કહી તે સ્થાનકવાસી–શ્વેતાંબર ઉભયમાન્ય આગમિક સાહિત્યનો બહિષ્કાર કરે છે અને તેના સ્થાનમાં તેની પોતાની પરંપરા પ્રમાણે ઇસ્વીસનના બીજા સૈકાથી રચાયેલા મનાતા અમુક સાહિત્યને આગમિક માની તેને અવલંબે છે. અહિં પ્રશ્ન એ છે કે જો ઇસ્વીસનના પહેલા બીજા સૈકાથી માંડી રચાયેલ ખાસ દિગંબર સાહિત્ય તે ફિરકાના આચાર્ય અને અનુયાયીઓએ જીવિત રાખ્યું તો તેમણે પોતે જ અસલી આગમ સાહિત્યને સાચવી કે બચાવી કેમ ન રાખ્યું? અસલી આગમ સાહિત્યના સર્વથા વિનાશક કારણોએ તે ફિરકાના નવીન અને વિવિધ વિસ્તૃત સાહિત્યનો સર્વથા વિનાશ કેમ ન કર્યો? એમ તો કહી જ નહિ શકાય કે દિગંબર ફિરકાએ જુદાં ખાસ રચેલ શાસ્ત્રોના સમય પહેલાં જ એ વિનાશક કારણો હતાં અને પછી એવાં ન રહ્યાં, કારણ કે એમ માનવા જતાં એવી કલ્પના કરવી પડે કે વીરપરંપરાના અસલી આગમિક સાહિત્યનો સર્વથા વિનાશ કરનારાં બળોએ સમાન ક્ષેત્ર અને સમાન કાળમાં હૈયાત બ્રાહ્મણ અને

બૌદ્ધ અસલી સાહિત્ય કે તે વખતે રચાતા સાહિત્ય ઉપર વિનાશક અસર ન કરી અને કરી હોય તો તે નામ માત્રની. આ કલ્પના માત્ર અસંગત જ નથી પણ અનૈતિહાસિક મુદ્દાં છે. ભારતવર્ષના કોઇપણ ભાગમાં વર્તમાન કે રચાતા સાહિત્ય વિષે એવાં પક્ષપાતી વિનાશક બળો ક્યારે ય ઉપસ્થિત થયાનો ઈતિહાસ પ્રાપ્ત નથી થતો કે એ બળોએ માત્ર જૈન સાહિત્યનો સર્વથા વિચ્છેદ કર્યો હોય અને બ્રાહ્મણ તેમ જ બૌદ્ધ સાહિત્ય ઉપર દયા દાખવી હોય. આ અને આના જેવી બીજી કેટલીયે અસંગતિઓ આપણને એમ માનવા પ્રેરે છે કે વીરપરંપરાનું અસલી સાહિત્ય (ભલે તેના બંધારણમાં, ભાષાસ્વરૂપમાં અને વિષયચર્ચામાં કાંઈક ફેરફાર કે ઘટાડો–વધારો થયો હોય છતાં) વસ્તુતઃ નાશ ન પામતાં અખંડ રીતે હૈયાત જ રહ્યું છે. આ દષ્ટિએ જોતાં એ અસલી સાહિત્યનો વારસો દિગંબર ફિરકા પાસે નથી, પણ શ્વેતાંબર અને સ્થાનકવાસી એ બે ફિરકા પાસે છે. સ્થાનકવાસી ફિરકો કેટલુંક અસલી આગમિક સાહિત્ય ધરાવે છે પણ તે ડાળ, શાખા, પાંદડાં અને ફૂલ કે ફળ વિનાના એક મૂળ કે થડ જેવું છે અને તે મૂળ કે થડ પણ તેની પાસે અખંડિત નથી. એ પણ ખરું છે કે શ્વેતાંબર પરંપરા જે આગમિક સાહિત્યનો વારસો ધરાવે છે તે પ્રમાણમાં દિગંબર પરંપરાના સાહિત્ય કરતાં વધારે અને ખાસ અસલી છે તેમ જ સ્થાનકવાસીના આગમિક સાહિત્ય કરતાં એ વિશેષ વિપુલ અને સમૃદ્ધ છે; છતાં તે અત્યારે જેટલું છે તેમાં જ બધું અસલી સાહિત્ય મૂળ રૂપમાં જ સમાઇ જાય છે એમ કહેવાનો આશય નથી. સ્થાનકવાસી ફિરકાએ અમુક જ આગમો માન્ય રાખી તે સિવાયનાંને માન્ય ન રાખવાની પહેલી ભૂલ કરી, બીજી ભૂલ આગમિક સાહિત્યના અખંડિત વિકાસને અને વીરપરંપરાને પોષતી નિર્યુક્તિ આદિ ચતુરંગીના અસ્વીકારમાં એણે કરી અને છેવટની અક્ષમ્ય ભૂલ એ ફિરકાના મુખ્યપણે ક્રિયાકાંડના સમર્થનમાંથી ફલિત થયેલ ચિંતન–મનનના નાશમાં આવી જાય છે. જે સૈકાઓ દરમિયાન ભારતવર્ષમાં આશ્ચર્યજનક દાર્શનિક ચિંતન–મનન અને તાર્કિક રચનાઓ ધોધબંધ થતી હતી, જે જમાનામાં શ્વેતાંબર અને દિગંબર વિદ્વાનો પણ એ અસરથી મુક્ત રહી ન શક્યા અને તેમણે થોડો પણ સમર્થ ફાળો જૈન સાહિત્યને અર્પ્યો, તે જ જમાનામાં શરૂ થયેલ અને ચોમેર વિસ્તરેલ સ્થાનકવાસી ફિરકાએ દાર્શનિક ચિંતન–મનનની દિશામાં અને તાર્કિક કે બીજા કોઈ પણ યોગ્ય સાહિત્યની રચનામાં પોતાનું નામ નથી નોંધાવ્યું એ વિચાર ખરેખર સ્થાનકવાસી ફિરકા માટે નીચું જોવડાવનાર છે. આ બધી દૃષ્ટિએ સ્થાનકવાસી ફિરકાને વીરપરંપરાનું અખંડ પ્રતિનિધિત્વ અગર તો અપેક્ષાકૃત વિશિષ્ટ પ્રતિનિધિત્વ ધરાવનાર કહી ન શકાય. તેથી હવે બાકીના બે ફિરકાઓ વિષે જ વિચારવાનું પ્રાપ્ત થાય છે.

આપણે ઉપર જોઈ ગયા કે દિગંબર ફિરકાએ અસલી આગમિક સાહિત્યને અવગણવામાં, તેનો બહિષ્કાર કરવામાં માત્ર વિદ્યાના કેટલાક અંશો ગુમાવવા પૂરતી જ ભૂલ

નથી કરી પણ એ સાથે એણે વીરપરંપરાના ઘણા આચાર અને વિચારોનો વારસો પણ ગુમાવ્યો છે. આગમિક સાહિત્ય છોડવા સાથે એના હાથમાંથી પંચાંગીના પ્રવાહને સાચવવા, રચવા અને પોષવાનો સોનેરી અવસર જ ચાલ્યો ગયો. એ તો એક અબાધ્ય સત્ય છે કે મધ્યકાળમાં કેટલીક શતાબ્દિઓ દરમિયાન માનનીય દિગંબર ગંભીર વિદ્વાનોના હાથથી રચાએલ દાર્શનિક, તાર્કિક અને અન્ય પ્રકારનું વિવિધ સાહિત્ય એવું છે કે તે માત્ર હરકોઇ જૈનને જ નહિ પણ હરકોઈ ભારતીય સાહિત્ય અને સંસ્કૃતિના અભ્યાસીને માન ઉત્પન્ન કરે તેવું છે. તેમ છતાં ઐતિહાસિક દૃષ્ટિએ એ કબૂલ કરવું જોઇએ કે જો દિગંબર પરંપરાએ આગમિક અને પંચાંગી સાહિત્ય સાચવી, તેનું સંવર્ધન અને વ્યાખ્યાન કે વિવરણ પોતાની જ ઢબે કર્યું હોત તો એ પરંપરાના ગંભીર વિદ્વાનોએ ભારતીય સાહિત્ય અને જૈન સાહિત્યને એક સંમાનવર્દ્ધક ભેટ આપી હોત. ખેર, આ ઉપરથી એકંદર મારો અભિપ્રાય કેવળ ઐતિહાસિક દૃષ્ટિએ પણ એ બંધાયો છે કે શાસ્ત્રોની બાબતમાં વીરપરંપરાનું જો કાંઇ પણ અખંડ પ્રતિનિધિત્વ આજે જોવા મળતું હોય તો તે શ્વેતાંબર પરંપરાને જ આભારી છે. હું જ્યારે દિગંબર પરંપરાની પુષ્ટિ અને તેના સમન્વયની દૃષ્ટિએ પણ શ્વેતાંબરીય પંચાંગી સાહિત્ય જોઉં છું ત્યારે મને ચોકખું લાગે છે કે એ સાહિત્યમાં દિગંબર પરંપરાને પોષક થાય એવી અખૂટ સામગ્રી છે. અમુક મુદ્દા પરત્વે મતભેદ થતાં, તેને ઐકાન્તિક આગ્રહનું રૂપ અપાતાં જે હાનિ દિગંબર પરંપરાને ઉઠાવવી પડી છે તેનો ખ્યાલ એ પંચાંગી સાહિત્યને તટસ્થભાવે વાંચ્યા સિવાય આવી ન શકે. જો એ સાહિત્યમાંનાં અમુક વિધાનો દિગંબર પરંપરાને બંધબેસતાં આવે તેમ ન હતું, તો તે પરંપરાના વિદ્વાનો, એ વિધાનો વિષે–એ સાહિત્યને છોડયા સિવાય પણ, જેમ બ્રાહ્મણ અને બૌદ્ધ પરંપરામાં બન્યું છે અને જેમ એક જ તત્ત્વાર્થ ગ્રન્થને સ્વીકારી તેની જુદી જુદી વ્યાખ્યાઓમાં બન્યું છે તેમ–વિવિધ ઊહાપોહ કરી શકતા હતા અથવા તે ભાગને, સ્વામી દયાનંદે સ્મૃતિ, પુરાણ આદિમાંના અનિષ્ટ ભાગને પ્રક્ષિપ્ત કહ્યો છે તેમ પ્રક્ષિપ્ત કહી, બાકીના સમગ્ર પંચાંગી ભાગને સત્કારી, વીરપરંપરાનું પ્રતિનિધિત્વ મૂળરૂપમાં કાંઈક વિશેષ સાચવી શકયા હોત. દિગંબર પરંપરાનું સમગ્ર માનસ જન્મથી જ એવું એકતરફી ઘડાયેલું દેખાય છે કે તેને જિજ્ઞાસા અને વિદ્યોપાસનાની દૃષ્ટિએ પણ પંચાંગી સાહિત્ય જોવા કે વિચારવાની વૃત્તિ થતી જ નથી; જ્યારે શ્વેતાંબરીય માનસ પ્રથમથી જ ઉદાર રહ્યું છે. આના પુરાવાઓ આપણે સાહિત્યરચનામાં જોઈએ છીએ. એક પણ દિગંબર વિદ્વાન એવો થયો નથી જાણ્યો કે જેણે બ્રાહ્મણ–બૌદ્ધ ગ્રન્થો ઉપર લખવાની વાત તો બાજુએ રહી પણ શ્વેતાંબરીય આગમિક સાહિત્ય કે બીજા કોઇ દાર્શનિક તાર્કિક શ્વેતાંબરીય સાહિત્ય ઉપર કાંઈ લખ્યું હોય; તેથી ઊલટું દિગંબર પરંપરાનું પ્રબળ ખંડન કરનાર અને સાંપ્રદાયિક શ્વેતાંબરીય આચાર્યો અને ગંભીર વિદ્વાનો એવા થયા છે કે જેમણે દિગંબરીય ગ્રન્થો ઉપર આદર સાથે મહત્ત્વપૂર્ણ ટીકાઓ લખી છે,

એટલું જ નહિ પણ પુસ્તક-સંગ્રહની દૃષ્ટિએ પણ દિગંબર પરંપરાનું માનસ શ્વેતાંબર પરંપરાના માનસ કરતાં ભારે સંકીર્ણ પ્રથમથી જ રહ્યું છે. એના પુરાવાઓ જૂના વખતથી અત્યારલગીના બન્ને ફિરકાઓના પુસ્તક-ભંડારોની યાદીમાં પદે પદે નજરે પડે છે. આ બધું હું કોઇ એક પરંપરાના અપકર્ષ કે બીજી પરંપરાના ઉત્કર્ષની દૃષ્ટિએ નથી લખતો કારણ કે મારા આ લખાણમાંથી જે પરંપરા પોતાનો ઉત્કર્ષ ફલિત કરી બીજાના અપકર્ષમાં જ રાચવા માગે તે પરંપરાનો પણ બીજી બાબતોમાં સપ્રમાણ અપકર્ષ બતાવી શકાય. મારું પ્રસ્તુત લેખન માત્ર સમત્વની દૃષ્ટિએ છે. એમાં ઊણપને ઊણપ માનવા જેટલું સ્થાન છે પણ કોઈ પ્રત્યે અવગણના કે લઘુત્વ-દૃષ્ટિ પોષવા સ્થાન નથી.

ચિરકાલથી પોષાયેલ ફિરકાવાસિત માનસને બદલવાનું કામ નદીના પ્રવાહને બદલવા જેવું એક રીતે અઘરું છે તેમ છતાં એ અશક્ય નથી. વર્ત્તમાન સમયના વિદ્યા અને જિજ્ઞાસાનાં બળો ઇષ્ટ દિશામાં પૂર જોશથી પ્રેરી રહ્યાં છે. જે કાર્ય ભારે ભોગ આપ્યા પછી અગર બદલો વાળી ન શકાય એવી હાનિ ઊઠાવ્યા પછી કરવું જ પડે તે કામ પ્રથમથી ચેતી વખતસર કરવામાં આવે તો એમાં મનુષ્યત્વની શોભા છે. હું એમ માનું છું કે એક પણ ક્ષણનો વિલંબ કર્યા સિવાય સ્થાનકવાસી ફિરકાએ પોતાની ગત ભૂલો સુધારી આગળ વધવું જોઇએ અને હું એમ પણ માનું છું કે સમર્થ તેમજ નિર્ભય શુદ્ધવિદ્યોપાસક દિગંબર વિદ્વાનોએ વારસાગત માનસ બદલી દિગંબર જ કાયમ રહ્યા છતાં વીરપરંપરાને પ્રમાણમાં વિશેષ અને અખંડપણે વ્યક્ત કરનાર આગમિક તેમજ પંચાંગી સાહિત્યનું અવલોકન કરી તેનો પોતાની પરંપરાના સાહિત્ય સાથે મેળ બેસાડવો અગર તે દ્વારા પોતાના સાહિત્યની પૂર્તિ કરવી. એમ ન કરતાં જેમ તેઓ અત્યારલગી એકદેશીય રહ્યા છે તેમ રહેશે તો તેમને વાસ્ત કોઇ વ્યાપક કે સાર્વજનિક ક્ષેત્રમાં વીરપરંપરાના પ્રતિનિધિ તરીકે ભાગ્યે જ સ્થાન રહેશે. એ દૃષ્ટિએ વિદ્વાનો અને ઐતિહાસિકોમાં તેમની પ્રતિષ્ઠા ભાગ્યે જ બંધાશે.

શ્રીમદ્ વિજયાનંદ સૂરીશ્વરને કોઈ અંતઃસ્ફુરણા એવી થઈ કે તેમનું જિજ્ઞાસુ માનસ સ્થાનકવાસી ફિરકાના અલ્પમાત્ર આગમિક સાહિત્યમાં સંતુષ્ટ રહી ન શક્યું. તેઓ ઇચ્છત તો સ્થાનકવાસી ફિરકો છોડી દિગંબર ફિરકાને અપનાવી, તેમાં પણ તેટલી જ પ્રતિષ્ઠા મેળવી કાંઈક વધારે પ્રમાણમાં જિજ્ઞાસા સંતોષી, વિદ્યોપાસનાદ્વારા વીરપરંપરાનું સમર્થન કરી શકત; પણ મને એમ લાગે છે કે એ સૂરિના ભવ્ય અને નિર્ભય આત્મામાં કોઇ એવો ધ્વનિ ઊઠ્યો કે તેણે તેમને વીરપરંપરાનું અપેક્ષાકૃત અખંડ પ્રતિનિધિત્વ ધરાવનાર ફિરકા તરફ જ ધકેલ્યા અને આપણે જોઇએ છીએ કે એમણે જિંદગીનાં થોડાં વર્ષોમાં-ખાસ કરી છેલ્લા ભાગનાં અમુક જ વર્ષોમાં-આખું જૈન સાહિત્ય મથી નાખ્યું, તેમાંથી નવનીત તારવ્યું જે તેમના જ શબ્દોમાં વિદ્યમાન છે.

## વીરપરંપરાનું અખંડ પ્રતિનિધિત્વ

શ્વેતાંબર ફિરકો આચાર, ઉપાસના અને શાસ્ત્રોની દૃષ્ટિએ બીજા બે ફિરકાઓ કરતાં વીરપરંપરાની વધારે નજીક છે એ વાતથી અગર વિજયાનંદ સૂરીશ્વરે સ્વીકારેલ શ્વેતાંબરીય પરંપરાના ચડતાપણાના ખ્યાલથી જો કોઈ સાંપ્રદાયિક શ્વેતાંબર ગૃહસ્થ કે સાધુ કુલાઇ સહેજ પણ બીજા ફિરકાઓ તરફ તુચ્છત્વ કે અવગણના પોષતી અભિમાનવૃત્તિ સેવશે તો તે સત્ય ચૂકશે; કારણ કે શ્વેતાંબર માનસ, અપેક્ષાકૃત ગમે તેટલું ઉદાર રહ્યું હોય છતાં એની વિદ્યોપાસના પણ આજકાલની દૃષ્ટિએ બહુ જ એકદેશીય અને અલ્પસંતુષ્ટ છે; એ નથી તો ઉદાર અને વ્યાપકભાવે સમગ્ર બ્રાહ્મણ પરંપરા અવગાહતું, કે નથી સમગ્ર બૌદ્ધ પરંપરા અવગાહતું. શ્વેતાંબર પરંપરાના ભૂતકાલીન ઇતિહાસ અને વર્તમાન જવાબદારીનો વિચાર કરું છું ત્યારે તેના ગેહેનર્દી અને અલ્પસંતુષ્ટ માનસને પણ કાંઇક કહેવાનું મન થઈ જાય છે. હું અત્યારના ધુરિણ ગણાતા શ્વેતાંબર સમગ્ર આચાર્યો અને વિદ્વાનોને નમ્રભાવે એટલું જ અંતમાં કહેવા ઇચ્છું છું કે શ્રીમાન્ આત્મારામજીએ પ્રારંભેલી અને અધૂરી મૂકેલી વિદ્યોપાસનાને વર્તમાન વિશેષ કીમતી સાધનો અને સુલભ સગવડોદ્વારા લંબાવી અત્યારના ઉન્નતતર ધોરણને બંધ બેસે એવી રીતે વિકસાવે.

ધર્મના વિશાળ વિષયના અભ્યાસમાં મને એવું સમજાયું છે કે આપણે ધર્મના શુદ્ધ રૂપને ભૂલી અશુદ્ધ અંશને વળગી પરસ્પર વિગ્રહ અને કલેશ કરીએ છીએ. ધર્મભાવના આપણી સાચી ' સૂઝ 'વાળી હોય તો આપણા ધર્મના બાહ્ય આચારો ગમે તેટલા દેશકાળ અને નિમિત્તોને લઇ જુદા હોય તો પણ આંતર વિચારવડે પરસ્પરના ધર્મની ભાવનાની કદર કરી શકીએ એટલું જ નહિ પણ અપધર્મમાં તણાતાં આપણે બચી શકીએ. —નર્મદાશંકર દે. મહેતા

* *

ઋગ્વેદના સમયથી આજસુધીના હિન્દુધર્મના ઇતિહાસમાં સંતોની પરંપરા અવિચ્છિન્ન ચાલી આવે છે—જે ધર્મસંસ્થાની દિવાલોમાં બારીનું કામ સારે છે: એ બારીઓ ઘરની હવા સ્વચ્છ રાખે છે તથા પ્રકાશ દાખલ કરે છે. દિવાલ અને છાપરા વિના વરસાદ અને વાવાઝોડાથી હેરાન થઇએ, અને બારીઓ વિના ઘરની હવા ગંધાઇ જાય. તે માટે ધાર્મિક જીવનમાં સંસ્થા અને આત્મબળ ઉભયને સ્થાન છે.

—આચાર્ય આનન્દશંકર



[ કર્તા ચંદ્રવિજયના ગુરુ નિત્યવિજયે સં. ૧૭૩૪ માં એક સ્વાધ્યાય રચી છે. જુઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ નં. ૭૭૩ ક પૃ. ૨૯૯. તેથી કર્તાનો સમય તે ગણવાનો છે.

જૈન કવિઓકૃત બાર-માસાનું સાહિત્ય પુષ્કળ પ્રમાણમાં ઉપલબ્ધ છે. કેટલુંક મેં વડોદરાના મારા મિત્ર રા. મંજુલાલ મજુમદારને મોકલેલું તે તેની પાસે છે. તેઓ એક પુસ્તકરૂપે પ્રકટ કરવાનો મનોરથ સેવતા હતા, પણ હજુ તે પાર પડ્યો નથી. આપણી જૈન ગ્રંથ પ્રકાશક સંસ્થાઓ આવા ભાષા-સાહિત્ય પર અલક્ષ સેવતી આવી છે તે હજુયે તે ભણી દૃષ્ટિ દોડાવશે ?-સંપાદક. ]

॥ ૯૦ ॥ સકલવાચકચક્રચક્રવર્તિ મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજયગણિ શિષ્ય પંડિત શ્રી નિત્યવિજયગણિગુરુભ્યો નમઃ ॥

: ૧ :

દેશી-ધનરા ઢોલાની

આસો માસ જ આવિઉ રે, ઘર ઘર મંગલ ચ્યાર, હિલરા માન્યા
હું જોઉં સાજન વાટડી રે, ઊભી નિજ ઘરબાર, હિલરા માન્યા
ઘર આવો હો સુજાણ ! મો ઘર આવો;
મોરા જીવન પ્રાણાધાર ! મો ઘર આવો. ઘર આવો૦ આંકણી

ચાંદો ઊગ્યો નિર્મલો રે, શીતલ અમીઅ ઝરંત, હિલ૦
સાજનવિરહેં તાહરે રે, તે પણ દુઃખ દીયંત, હિલ૦ ઘર૦ ૨

રંગ રસ ભરિ આપણે રમી રે, કીજે ક્રીડા અપાર, હિલ૦
સ્નેહી ન છેહીએ રે, જો હોઈ કોડિ પ્રકાર, હિલ૦ ઘર૦ ૩

---

સાજન-સજ્જન. મો-મારું.

તુઝ વિરહે મુઝને સહી રે, માસ વરસ સમ થાય, દિલ૦
પ્રાણ ધરું કિમ તુઝ વિના રે ? તે કહે મુઝને ઉપાય, દિલ૦ ધર૦ ૪

જે જેહને મન માનિયા રે, તે તેહને મન દેવ, દિલ૦
**ચંદ્રવિજય** કહે સાંભળો રે, સ્નેહની એહવી ટેવ, દિલ૦ ધર૦ ૫

: ૨ :

ઢાલ—વિંછિઆની

**કાર્તિક** માસ મનોહરુ, સખી સુંદર જેહનો વાન રે; લાલ,
આંગણે ટહુકી ટાઢડી, નારિ ચિત્ત કંતનું ધ્યાન રે. ૬

વાલ્હો સાજન કોઈ કહે આવતો, તસ આપું સોવનથાટ રે; લાલ,
વલી દેઉં લાખ વધામણી, તસ પાથરું સખરા પાટ રે. વા૦ ૭ આંકણી.

સુણ પરદેશી પંથીઆ ! માહરો નાહ દીઠો કિહાં એ સાર રે; લાલ,
મયગલની પરે માચતો, રૂપે રતિપતિ અણુહાર રે. વાલ્હો૦ ૮

શૂર સાહસિકશિરોમણિ, એ તો સુંદર રૂપ અપાર રે; લાલ,
નેહ નિપુણ ગુણ આગરુ, માહરો જીવન પ્રાણાધાર રે. વાલ્હો૦ ૯

નારી તે પૂછે ધરિ નેહસ્યું રે, પરદેશી પંથી અનેક રે; લાલ,
**ચંદ્રવિજય** કહે નેહથી, નવિ બોલાએ ધરી ટેક રે. વાલ્હો૦ ૧૦

: ૩ :

દેશી—સહિ રે સમાણીની.

**માગશર** માસ મનોહર આયો, લોકતણે મન ભાયો રે;
માહરો પ્રીતમ નાવ્યો.
વાટ જોઉં માહરા વાલમની, ઉલટ ધરીય સવાયો રે. માહરો૦ ૧૧

સાંભલિ સજન ! વિનતિ માહરી, કાં મુઝ મૂકે નિરાસ રે ?
તુઝ મુઝ અંતર ન હુતો સ્વામી !, તુઝ રહેતાં મુઝ પા રે. માહરો૦ ૧૨

સુંદર નેહ ધરતા મુઝસ્યું, ક્ષણ એક અલગો ન થાતો રે;
તે સજન પરદેશી હુઓ, તેહનો વિરહ ન સહું તિલમાતો રે. માહરો૦ ૧૩

તું સ્વામી ! મુઝ અંતરયામી, ક્ષણ એક અલગો ન થાય રે;
તું પ્રાણનાથ પરમેશ્વર મારો, તુમ વિણ ક્ષણ ન સુહાય રે. માહરો૦ ૧૪

---

સખરા—સારા. નાહ—નાથ. મયગલ—હાથી. રતિપતિ—મદન. અણુહાર—અનુસાર—જેવો. આગરુ—આગર—ખાણ. તિલમાતો—તિલમાત્ર—જરાપણ.

વિનતિ તો કીજે પ્રભુ! તેહને, જેહથી સીઝે કાજ રે;
**ચંદ્રવિજય** કહે તેહને ન કિજિએ, જેહને મુખ નહી લાજ રે. માહરો૦ ૧૫

: ૪ :

ઢાલ—નણદલની

પ્રીતમ! એ પ્રીતમ! **પોષ** માસ તે આવિયો, જે વિરહીને દુઃખકાર; વાલમ!
રાત જાએ કિમ **પોસની**, નારીને વિણુ ભરતાર? વાલમ! ૧૬
વેગે પધારો હો મંદિરે, સારો વંછિત કાજ; વાલમ!
નિજ સ્નેહી ન મૂકીએ, સાહિબ! ગરિબનિવાજ! વા૦ આંકણી. ૧૭
જીવન એ જીવન દૈવે કાં વિરહી સરજીયાં? જે નહિ પુહચે આસ; વા૦
વિરહ-વિયોગી માણુસાં, નિશદિન ઝૂરે નિરાસ. વાલમ! વેગે૦ ૧૮
સાહિબ! એ સાહિબ! મહિર આણી મનમાં ઘણી, સારો હો સંગે અંગ; વા૦
નેહ ધરી નિજ ઘર આવી, કરો અંગે ઉછરંગ. વાલમ! વેગે૦ ૧૯
પ્રીતમ! એ પ્રીતમ! પ્રારથીયાં પીડે નહિ, જે જગે ઉત્તમ હોય; વા૦
**ચંદ્રવિજય** પણુ ઇમ કહે, તે સમ અવર ન કોય. વાલમ! વેગે૦ ૨૦

: ૫ :

ઢાલ—પ્રીત પૂરવલી પાલિઇ-એ દેશી

મનોહર **માહ** માસ આવીયો, નાવ્યો મુઝ ભરતાર, સુગુણુ નર.
આંબા મોર્યા અતિ ભલા, કોયલ કરે ટહુકાર. સુગુણુ૦ ૨૧
પ્રીત પ્રગટપણે પાલિઇં, પાલિઇં ઉત્તમ નેહ, સુગુણુ૦
પ્રારથીયાં પીડે નહી, જો જગે ધરિઇં દેહ, સુગુણુ૦ આંકણી. ૨૨
વિરહી ને ગહિલાતણી, સરખી જગ જોઇ, સુગુણુ૦
કાજ અકાજ વિચારણા, તેહને મને નવિ કોઇ, સુગુણુ૦ પ્રીત૦ ૨૩
હયડાની જે વારતા, તે અવર આગલ ન કહેવાય, સુગુણુ૦
મન-દુઃખ મનમાંહિ વીસમે, જેમ કુવાની છાંહિ, સુગુણુ૦ પ્રીત૦ ૨૪
મોટો બોલ જે બોલિને, નવિ પાલે ધરી નેહ, સુગુણુ૦
**ચંદ્રવિજય** કહે સાંભલો, માણુસ ન કહિઇં તેહ, સુગુણુ૦ પ્રીત૦ ૨૫

: ૬ :

રાગ-ફાગ

આવ્યો હો **ફાગુણુ** માસ મનોહર, સુંદર સુખકર જેહ;
લોક રમે રંગે જેણે ઠાંમે, સુંદર ચિત્ત ધરી નેહ. ૨૬
મનોહર **ફાગુણુ** આવીઓ હો, જેહ ભોગી સુખકાર, મનોહર૦ આંકણી.

---

સીઝે-સિદ્ધ થાય. ગરિબનિવાજ-ગરીબ પર દયાળુ. મહિર-દયા. પ્રારથીયાં-પ્રાર્થીઓ-પ્રાર્થના કરનારા ગહિલા-ઘેલા.

ધપમપ ધપમપ માદલ વાજે, તથ તથ તાલ કંસાલ;
ખેલા હો ખેલે નવ નવ ભાંતિ, ઉછળે અબિલ ગુલાલ. મનો૦ ૨૭
અવલ કેસરીઆ કસુંબા પહિરી, હીર ચીર પટકૂલ;
ખેલે ખાંતિં નવ નવ ભાતેં, સુંદર પહેરી દુકૂલ. મનો૦ ૨૮
ઇમ ઉછરંગ ધરે સબ લોગા, ક્રીડા કરઇ ઉદાર;
પણ પ્રીતમ વિણુ મુઝ ન સુહાવે, ક્ષતિ ઉપર જેમ ખાર. મનો૦ ૨૯
પ્રીતમ ! આવો ઘર માહરે, પવિત્ર કરો મુઝ કાય;
ચંદ્રવિજય પણ શીખ દેઇ કહે, તુમ્હ મનિ મહિર ન થાય. મનો૦ ૩૦

: ૭ :

ઢાલ

**ચૈત્રે** ચંપો મોરીઓ, સફલ ફલ્યા સહકાર;
કોયલ કરે રે ટહુકડા, ભમર કરે હો ગુંજાર. ૩૧
સસનેહી ! સુણો વિનતિ, મોરો હો પ્રાણ આધાર !
વિરહ-વિયોગી માણસાં, કાં કીધાં કિરતાર ? સસનેહી ! આં૦ ૩૨
પ્રાણપાંહિ જે વાલહા, જે વિણુ ઘડિય ન જાય;
તેહ તણે રે વિયોગડે રે, દૈવ દેખાડે કાં કાય ? સસનેહી ! ૩૩
જગમાં પંડિત ઇમ ભણે, સજન ન કરો હો કોય;
સાજનમાં સુખ જેટલાં, તે ફરીને દુઃખ હોય. સસનેહી ! ૩૪
વહિલા આવો રે મંદિરેં, કીજે ક્રીડા અપાર;
**ચંદ્રવિજય** કહે નારિને, સંતોષે ભરતાર. સસનેહી ! ૩૫

: ૮ :

ઢાલ—ઇડર આંબા આંબલી રે–એ દેશી

**વૈશાખ** માસ મનોહરુ રે, ભોગી ભમર સુખકાર;
નારિ સાથે રમે નેહસ્યું રે, આપ આપણા ભરતાર. ૩૬
સુહંકર ! આવો અમ્હ ઘરબાર,
એહ વાત છે સુખકાર. સુહંકર ! એ આંકણી.
તું સ્વામી ! સુણુ વિનતિ રે, તુમ્હ મહિર ન થાય;
ઉત્તમ લક્ષણ એ નહી રે, સ્નેહી કિમ મૂકાય ? સુહં૦ ૩૭

---

માદલ–મૃદંગ, તબલાં. અવલ–પહેલા નંબરના, ઉત્તમ. કસુંબા–સાલ. પટકૂલ–સુંદર કપડું. ખાંતિ–ખંતથી. દુકૂલ–રેશમી સુંદર વસ્ત્ર. ક્ષતિ–ક્ષત એટલે ઘા. પ્રાણપાંહિ–પ્રાણ કરતાં. સુહંકર–શુભંકર–શુભ કરનાર.

ઉત્તમ સદ્‌ગુણ સંગ્રહે રે, અલગો મૂકે હંસ;
નીર મૂકે ખીર સંગ્રહે રે, જેમ ઉત્તમ રાજહંસ. સુહંકર ! ૩૮
મુઝસ્યું તાહરે સ્વામીજી રે, ન હુતો અંતર લગાર;
હવે મૂકી અલગો રહે રે, તે તો અધમ આચાર. સુહંકર ! ૩૯
વારવાર હવે સ્યું કહું રે ? તું સવિ જાણે સ્વામિ !
ચંદ્રવિજય કહે સાંભલી રે, સારો નારનું કાંમ. સુહંકર ! ૪૦

: ૬ :

ઢાલ—મારૂજીની

જેઠ આસ જ આયો પ્રીતમ નાયો સાંઇ રે વાલમજી,
વહિલા હવે આવો વાર મ લાવો કાંઇ રે વાલમજી !
તું માહરો સ્વામી અંતરજામી દીસે રે,
તુઝ દીઠે માહરાં તન મન યોવન હિંસે રે. ૪૧
વાલમજી ! સસનેહે સુખગેહી રે વાલમજી ! આંકણી૦
એક મનમાં કૂડા મોહડે રુડા બોલે રે વાલમજી !
તેહ સારસો નેહ કરે તે મુખ તોલે રે વાલમજી !
તુમે તો સસનેહી હંસ મુકી હવે આવો રે વાલમજી !
તે મનોહર કાંમક્રીડા બહુ સુખ પાવો રે વાલમજી ! ૪૨
તું મુઝ વિરહે કરી બીહતો સ્વામી ! સાર રે વાલમજી !
અતિ ગનવેતાં ( ? ) અલગો કરતો હાર રે વાલમજી !
તે મુઝ મૂકી ગયો સ્નેહ વિસારી કિહાં રે વાલમજી !
હવે સ્નેહ ધરીને વહિલા આવો ઇહાં રે વાલમજી ! ૪૩
રંગ રસભર રમતાં જે થઇ સુખની વાત રે વાલમજી !
હવે સંભારતાં બાલે સાતે ધાત રે વાલમજી !
પરદેશી પંથે જે ચાલ્યા તે આયા રે વાલમજી !
પણ માહરા જીવન પ્રાણ આધાર ! તું નાયા રે વાલમજી ! ૪૪
હવે વેગ પધારો આતમ ઠારો માહરો રે વાલમજી !
દર્શન વાંછું પ્રભુ તુઝને વાહલો તાહરો રે વાલમજી !
હવે ચંદ્રવિજય પણ કહે સ્થૂલભદ્રને સાર રે વાલમજી !
કોશા ઇમ વિનવે આયો ભુવન મઝાર રે વાલમજી ! ૪૫

---

સાંઇ–સ્વામી. અંતરજામી–અંતર્યામી–સાક્ષીભૂત આત્મા. હિંસે–હર્ષિત થાય–આનંદે. સુખગેહી–સુખ જેના ઘરમાં છે તેવો. ભુવન–ઘર.

: ૧૦ :

ઢાલ—પ્યારો પ્યારો કરતી–એ દેશી

આવ્યા હે **આસાઢ** ઉદારા, જિહાં મેઘ કરે જલધારા;
જિહાં મોર કરે કિંગારા, જે સુલલિત જનને પ્યારા. હો લાલ. ૪૬
મોહન મન મન વસીઓ—આંકણી૦
તવ આયા થુલિભદ્ર અણુગારા, કોશા મન હરખ અપારા;
જે જાણે હો જાની ઉદારા, વુઠા દૂધ સાકર જલધારા. હો લાલ. મો૦ ૪૭
કોશાએં આપી ચિત્રશાલા, તિહાં રહ્યા ચોમાસ રસાલા;
હવે કોશા હો વિનવે ઉદારા, સાંભલ તું વિનતિ પ્યારા! હો લાલ. મો૦ ૪૮
તું ભોગવિ મુઝસ્યું ભોગા, જેમ જાય સવે મુઝ રોગા;
જેમ હરખ હોવે મિટે શોગા, સાબાસ દીઇ મુઝ લોગા. હો લાલ. મો૦ ૪૯
સુણો જીવન પ્રાણ આધારા!, ભોગવે ભોગ ઉદારા;
એ કુત્સિત વસ્ત્ર ઉતારો, **ચંદ્રવિજય** કહે કો કોશા તારો. હો લાલ. મો૦ ૫૦

: ૧૧ :

ઢાલ—લીલાવતીની દેશી

**શ્રાવણ** માસ જ આવીઓ લાલ, ટબટબ ટબકે નીર; જીવન પ્રાણ!
ઝબઝબ ઝબૂકે વીજલી હો લાલ, શીતલ સરસ સમીર. જીવન પ્રાણ! ભો૦ ૫૧
ભોગવો ભોગ ભલા હવે હો લાલ, મૂકી કઠિન યોગ; જીવન પ્રાણ!
માનો વિનતિ નારીની હો લાલ, ટાલો કામ–કુરોગ. જીવન પ્રાણ! ભો૦ ૫૨
અંતરજામી પામીઓ હો લાલ, ભોગવિ ભોગ ઉદાર; જીવન પ્રાણ!
પ્રારથીયાં પીડો નહી હો લાલ, ઉત્તમ એ આચાર. જીવન પ્રાણ! ભો૦ ૫૩
આ મંદિર આ માલિયાં હો લાલ, એહ સુરંગી સેજ; જીવન પ્રાણ!
આ હું એહ તું પ્રીતમો હો લાલ, ભોગવો ભોગ ધરી હેજ. જીવન પ્રાણ! ભો૦ ૫૪
હવે અંતર આણો કિસ્યો? રે લાલ, ન કરિ તું તાણાખંચ; જીવન પ્રાણ!
**ચંદ્રવિજય** કહે સાંભળો હો લાલ, સ્નેહનો એહ સંચ. જીવન પ્રાણ! ભો૦ ૫૫

: ૧૨ :

ઉઢ કલારણી ભરિ ધરો હે—એ દેશી

માસ **ભાદરવો** અતિ મનોહરુ હે, આવ્યો સજન! સુખકાર;
જલધર વરસે નેહસ્યું હે, વીજલી કરે ઝબકાર. ૫૬
મનમોહન! માહરા હે, વિનતિ માને ઉદાર;
વેલ ચઢી તરુવર ઘણી હે, જન મન હરખ અપાર. મનમોહન! ૫૭

---

કિંગારા–ટહૂકાર. સુલલિત–સુમનોહર. અણુગારા-અણુગાર–અનગાર-ગૃહ વગરના-સાધુ. જાની–પ્રાણને વહાલો. વુઠા-વર્ષ્યા. ચિત્રશાલા-દિવાનખાનું Drawing room. હેજ-આનંદ. તાણાખેંચ-તાણાતાણી. જલધર–વરસાદ.

નીલાઇ ધરતી થઇ હે, ઊગ્યા હરી અંકુર;
તટિની દ્રહ સવિ જલ ભર્યાં હે, છાયા વાદલ શશિ સૂર. મનમોહન૦ ૫૮
કરસણી અન્ન નિપાવીયાં હે, ફલ પાંમ્યા સહુ તેહ;
અફલ મનોરથ મુઝ રહ્યો હે, તુઝસ્યું ધરતાં નેહ. મનમોહન૦ ૫૯
કાં હો વિડંબે નારીને? હે, પ્રેમવતી ભરતાર;
ચંદ્રવિજય કહે તેહસ્યું હે, વિરહ વિયોગ નિવાર. મનમોહન૦ ૬૦

## ઉપસંહાર

ઢાલ-તુંગિયા ગિર શિખર સોહે—એ દેશી

ઇમ નારિ કહ્યા પછી બોલે, થૂલિભદ્ર અણગાર રે;
શીલ નિજ મને ધર તું સુંદરી!, એ સંસાર અસાર રે. ૬૧
ઇમ કોશા કામિનિ! સુણિ તું દેશના, સંધ્યારાગ સમ એહ રે;
તન ધન યોવન અથિર જાણી, ધર્મસું ધરિ નેહ રે. ઇમ૦ ૬૨
અલગી રહે ઉઠ હાથ મુઝથી, જો વંછે કલ્યાણ રે;
વળી શીલવ્રત તું દ્દઢ પાલે, એહ કરી મુઝ વાણી રે. ઇમ૦ ૬૩
ઇણિ પરે પ્રતિબોધિ કોશ્યા, ધન શ્રી થૂલીભદ્ર સ્વામી રે;
ચઉરાસી ચઉવીસી સુધી, રાખ્યું જેણે નામ રે. ઇમ૦ ૬૪
શ્રી તપાગચ્છ તખત સોહે, શ્રી વિજયદેવસૂરીંદ રે;
તસ સીસમાંહે પ્રધાન સુંદર, વાચક સવિ સુખકંદ રે. ઇમ૦ ૬૫
શ્રી લાવણ્યવિજય ઉવજ્ઝાય સેવક, શ્રી નિત્યવિજય બુધ શિષ્ય રે;
કહે ચંદ્રવિજય નેહ ધરીને, સહુ મન અધિક જગીસ રે. ઇમ૦ ૬૬

## કલશ

ઇમ થુણ્યો સ્વામી શીશ નામી શ્રી થૂલીભદ્રગણધરવરો,
અતિ લાભ જાણી સરસ વાણી ગાઇઓ સવિ સુખકરો;
તપગછ રાજા શ્રી વિજયસેન(દેવ)સૂરિ શ્રી લાવણ્યવિજય ઉવઝાયવરો,
શ્રી નિત્યવિજય બુધ સેવક ચંદ્રવિજય જય જય કરો. ૬૭

ઇતિ શ્રી થૂલીભદ્ર માસ બાર સંપૂર્ણં ।। પઠનાર્થં ગુરુણી જડાવસરીજી ।। કલ્યાણમસ્તુ ।। ૫-૧૨ શ્રી મુક્તિકમલ જૈન મોહનજ્ઞાનમંદિર, વડોદરા પ્રત નં. ૨૩૩૧. (આ પ્રત કવિના સમયની લખાયેલી છે એ આદિમાં પોતાના ગુરુને કરેલા નમસ્કાર પરથી સમજાય છે.)

---

નીલાઇ-લીલી. હરી-હરિત્-લીલા. તટિની-નદી. દ્રહ-તલાવ. શશિ-ચંદ્ર. સૂર-સૂર્ય. કરસણી-કર્ષણી-ખેતીએ. નિપાવીયાં-ઉપજાવ્યાં. વિડંબે-હેરાન કરે. પ્રતિબોધિ-બુઝવે. ચઉવીસી-૨૪ જિન જેટલા વખતમાં થાય તેટલો વખત. તખત-ઉંચું આસન.



# મહાનંદ મુનિકૃત નેમરાજુલ બારમાસ

[ મહાનંદ મુનિ લોંકાગચ્છમાં થયા છે. તેણે અનેક સ્તવન સ્વાધ્યાય પદો રચ્યાં છે અને તેની રચનાઓ સં. ૧૮૦૯ થી ૧૮૪૯ સુધીની મળે છે. તેમાં પ્રભુની આરતિ આદિ કૃતિઓ જોતાં તે જે લોંકાગચ્છના હતા તે ગચ્છ મૂર્તિપૂજક હતો એમ જણાય છે. રૂપ–જીવની પરંપરામાં જગજીવન–ભીમસેન–મોટા ઋષિના શિષ્ય હતા. —સંપાદક. ]

સમરીએ શારદા નામ સાચું, એહ વિના જાંણિઈ સર્વ કાચું;
જ્ઞાન વિજ્ઞાંન ને ધ્યાન આપે, મહેર લીલહેર અજ્ઞાંન કાપેં. ૧
ગુરુચરણ નમિ માસ બારે તે ગાઉં, નેમ રાજૂલને ચિત્ત ધ્યાઉં;
જે પ્રભુ સત્ય સંપત્તિદાતા, એહ જિન ભૂષણ સહી જુગવાતાં. ૨

: ૧ :

નેનના હેતશું તેહ જણાવે, માસ બારે કહી પ્રીઉ મનાવે;
માગશિર માસે તે મન ભાવે, રાજૂલ નેમને વેણ સુણાવે. ૩

ઢાલ કૃષ્ણના માસની.

માગસિર છે હિતકારી રે, પ્યારી જોવે છે રે વાટ;
હજી લગે નેમ ન આવીયા, વાધિયા વિરહ ઉચાટ. ૪
હાસ્ય વિનોદના દોહરા, ભાવે નહી મુઝ અન્ન;
ચિતમાંહિ લાગી ચટપટી, અટપટી બોલું વચન. ૫

બાપહીઉ પીઉ પીઉ કરે, ગોપી ગાવે રે ગીત;
નિશદિન સાંભરે નાહલો, વાહલો માહરે રે ચિત્ત. ૬

પીઉ વિના સુણો નારીને, એ દિન જાવે રે નીઠ;
સેજ સહુણા આવીયે, બોલીએ વયણ તે મીઠ. ૭

દુહા

ખેત્ર ફૂલ્યા ખગ આવી ધાયા, ગોપીએ વિનોદનાં ગીત ગાયાં;
તેહ સુણી મોહના મોહ વ્યાપે, પીઉ વિના વિરહણી દિન કિમ કાપે? ૮

: ૨ :

ઢાલ

રોસ કિસો એણ પોસમાં, દોસ વિના જગનાહ!
વિણ બોલ્યા કિમ દીજીઈ, વાલ્હા! દિલનો દાહ? ૯

અવગુણને ગુણ ખે(કે)લવે, જે હોવે ચતુરસુજાણ;
તપ જપ મૂકિ વેગલો, આવ્યો જીવનપ્રાણ. ૧૦

પારખા સુખની વાતડી, રાતડી જાણિને જેહ;
એક અવગુણ ચિત્ત રાખે, ભાખે ન તેહનો છેહ. ૧૧

સાજન મુંકી વેગલા, અતિ ભલો અવરસ્યું નેહ;
ઇમ કરતાં વાલેસરૂ, ધરીઇ નહી ગુણગેહ. ૧૨

દુહા

તું ઉપગારી તું હી જ ઇસ, કહું કેતલો તુઝ વિસવાવિસ;
મહેર કરી મોહના મંદિર પધારો, આ નારિના નેહના નેન ઠારો. ૧૩

: ૩ :

ઢાલ

આહે મનોરથ માહરા, મનમાં રહ્યા રે હજાર;
તો સુખ મનની વાતડી, કોણ સુણે નિરધાર? ૧૪

જેહને મન છે નેહલો, તે ભમે વિકલ શરીર;
કેતકી વિન જિમ ભમરને, ભાવે ન ફૂલ કરીર. ૧૫

તાઢે રે આઢે પરભવ્યા, આહીં જ સૂને આવાસ;
થર થર કંપે રે દેહડી, મુંકયા રે જેહ નીરાસ. ૧૬

સુંદર સહજ ગમે નહી, સૂતાં રે નિંદ ન આય;
તોહિ વિના પ્રભુ! માહરે, ઇણપરિ દિન કિમ જાય? ૧૭

દુહા

એમ ન કીજીઈ સુણુ પ્રાણનાથ!, પાલીએ પ્રીતડી નેં ગ્રહીએ હાથ;
નયણુનો વાશ(સ) તેં માસ ફાગ, સાં(શ્યા)મ! સંભારીઇં એહ જ લાગ. ૧૮

: ૪ :

ઢાલ

ફાગુણના દિન કુટરા, આકરા લાગે રે મુઝ;
વિરહ તપેં તન માહરો, મન ભાવે નહી તુઝ. ૧૯

કે ખેલે લાલ ગુલાલસૂં, અબીર અરગજા ખ્યાલ;
હું રહી એક દુભાગણી, આવ્યા નિ(ન) નેમ મયાલ. ૨૦

કે જન પૂજે રે પદમણી, ભાંમની આપદ દૂર;
કે નૃત્ય નાચે રે નવનવા, પાય પખાલે જે કુર. ૨૧

કે પ્રીઉ સંગે રે રંગે રે, ઢંગે ખેલે બહુ ખ્યાલ.
કે ગોપી ગજગતિ જેહવી, ઠારે અનંગ ચોસાલ. ૨૨

: ૫ :

ચિહુ દિશ તરવર ચીતરા, નીતર્યા ચૈત્ર સુવાસ;
જાઇ જૂઈ નવ માલતી, મોગરા મરવો જે ખાસ. ૨૩

દમણો ચંબેલી રે ચંપકે, ષટપદ લાગી રે ચિત્ત;
નેમતણી હું વાટડી, એણ રીતે જોઉં રે નિત. ૨૪

વિરહણી વિરહની વાતડી, રાતડી ગમીઇં રે કેમ?
નીર વિના જિમ માછલી, નેમ વિના નિશ એમ. ૨૫

કે મનમેં ઘડી સાહિબા! ખિણ વરસાંસો થાઇ;
તે પોહરની સી વાતડી, માસ વરસ કિમ જાય? ૨૬

મંદિર સૂનેં મહિલાતણું, મોહન! કિમ રહે મન?
કોકિલ કલકુંજિત કરેં, તિમ દહે વિરહિણી તન. ૨૭

નયણે રે નિંદ આવે નહી, અતિ તીખી ચંદ્રની રાત;
ઝંખી રહી પ્રિઉ જીભડી, વાલ્હા-વિરહની વાત. ૨૮

 

દુહા

કે પ્રીયા પ્રીતશું વાય વીઝે, કે દર્પણ મુખ દેખતાં જ રીઝે;
હવે સખી રાજૂલ ચિત્ત થાપે, ચૈત્રમાં નેમ એ દુઃખ કાપે. ૨૯

: ૬ :

વિરહિણી-વેદના જગમાંહિ મોટી, પ્રીઉ વિના નારી સંસાર ખોટી;
ખીણ ખીણ નેમની વાટ જોતી, વૈશાખમેં વીસર્યું નાક-મોતી. ૩૦

ઢાલ

વૈશાખે વન પાકીયા, ભાવીયા દાડિમ કાંમ;
રાજા દન રલીયામણી, જાસું કદલી શું ઠાંમ. ૩૧
જો આવો હિત ધરી ચિત્તશું, તો પ્રિઉ સુ કાતલી લાખ;
અંબતણી જે પાકીયા, કેરી સાકર દ્રાખ. ૩૨
નારંગી નવરંગી ચુંગી, સોપારી જંબી( જી )ર;
કરણી બીજોરી બોલકા, બદરી રકત દ્વારીર. ૩૩
કિં સુખ મનમેં રામતાં, રાતે બેઠાં હિમે સેંઝ.
પોઢાનિ સાહિબ સામલા ! કહિયૈ તુમ્હ હેજ. ૩૪

: ૭ :

દુહા

મૂરખનેં વેણસ્યું સીખ દીજે, પિણ જગ-જાણનેં સ્યું કહીજે;
હવે નિઠુર એ જેઠેં જ આવે, કલા કાંમની કેલ સુહાવેં. ૩૫

ઢાલ

જેઠ તપે અતિ આકરો, સી કરી એવડી રે ખીજ?
આવો તો ઉષ્ણ નિવારીએ, સીત સંચારેં પતિજ. ૩૬
પંથી પિણ પંથે આકરો, નારિને મલિ રે અનેક;
પાય પડિ પ્રભુ ! વિનવું, આંણો નિશ્ચિત વિવેક. ૩૭
એક ઘડીની પ્રીતડી, કિમ મુકે ઉત્તમ જેહ ?
છયલ છબીલા હો રાજવી !, છટકી ન દીજે છેહ. ૩૮
ઉત્તમ એહ આચારડો, જન્મ લગે વહે નેહ;
ફાટે પણ ફીટે નહી, જેમ ( ૫ )ટોલે રે રેહ. ૩૯

પશુઅ–પુકારથી ચાલિયો, પાલિયો એક ન બોલ;
કાજે તે આપણો રાગીયો, ત્યાગીયો નિપુણ નિટોલ. ૪૦
નવ ભવ નેહ નિવારીઉ, નવી રહ્યો વલી નાહ;
નવજોવન વ કાંમની, ચામની લીધો ન લાહ. ૪૧

દુહા

ભરિ ભરિ જોર નિશાસ મુકે, તિમ નયણુથી જલધાર ન સુકે;
કાયા કોમલ તેજ સીઝે, નિરદયી નાહલો તોહી ન રીઝે. ૪૨

: ૮ :

ઢાલ

આકરી રીત છે આસાઢની, વિરહિણી વ્યાપી છે પીર;
થાયે ઘટા ઘન મેઘની, અતિ સ્યાંમ વરસ્યૈં નીર. ૪૩
કાંમ–કલા–રસ કેલવી, કેકી કરે રે કિંગાર;
ચિહું દિશ વાદલ ચાલિયા, વીજ વ્યાં ઝણુકાર. ૪૪
અરથી હોઈ રે ઉતાવલો, દેખી પર્જન્ય ધાર;
કાંમ વ્યાપ્યો આ કામિની, શીતલ સીત વિકાર. ૪૫
સમઝે રે ચતુર સાંનમાં, માતા ચિહુ દિશિ દંભમ (?)
દન વશી હુ વિલવિલુ ( ? ), હાથે નહી મુઝ અંભ. ૪૬
કામ રે ચિત્તે કામની, રામને સીતા જ્યૂં સીર;
ચાતકને મનિ મેહુલો, પોપટીને મન કોર. ૪૭
ચકોરતણે મન ચંદ જ્યૂં, તિરસ્યાં ભાવિ હો નીર;
તિમ વિરહ ધરિ ઈણે રીતેં, જીવ ધરે નહી ધીર. ૪૮

: ૯ :

દુહા

મેહ અંધારતો નીર ઠાઢે, દેખતાં વિરહણી–હીય ફાટે;
દિન વિજોગનાં શ્રાવણે નીઠ આખે, વિલવિલે રાજૂલ શ્રી જગનાથ પાખે. ૪૯

ઢાલ

શ્રાવણુ શ્રવણે મેં શુણ્યો, દુખીયાં દાઝે દેહ;
સરવડાં વરસી મયણુના, મયણુનો દાખે રે છેહ. ૫૦

નયણે ધરીને રે નાહલો, છેહલો આવે રે નાહ;
પ્રીત પરમ સુખ પાવન, જોવન લીજે રે લાહ. ૫૧

પ્રીત ભલી પારેવની, વારૂ રાખે રે પ્રીત;
હીએ હેજ હેત આણિયે, ટાલે વિરહ કું પ્રીત. ૫૨

એક એક વિના હસે નહી, જો હોવે અતિ ઘણો દૂર;
મુઝ પ્રાણ વાલેસરૂ, આવ્યો નિ કેમ હજૂર? ૫૩

: ૧૦ :

દુહા

પ્રીતની રીત પારેવ પાલે, પ્રિયાસંગથી આપદા સર્વ ટાલે;
**ભાદ્રવે** સહીયા રે! નેમ પધારે, નાહ વિણુ નારિને કોણ સંભારે? ૫૪

ઢાલ

**ભાદ્રવડો** રે ભરજોર શું, ઘોર વહે નદી–પૂર;
સજલ સરોવર પૂરીયા, ચૂરીયા દાલિદ્ર દૂર. ૫૫

દેશ(શી) ને નાગર લોકમાં, નીપના સહેજ અનંત;
સુલક્ષ થયા પ્રભુ આવતાં, ભાવતાં સુખ તે સંત. ૫૬

પ્રીઉ વિના કિસા ભોજન?, પ્રીઉ વિના કિસા હેત?
પ્રીઉ વિના કિસા બોલડા?, પ્રીઉ વિના કેસી સેઝ? ૫૭

પ્રીઉ વિના કિસાં બોલાવાં?, પ્રીઉ વિના કિસી વાત?
પ્રીઉ વિના કિસ્યાં મંદિર?, પ્રીઉ વિના કિસી રાત? ૫૮

: ૧૧ :

દુહા

પ્રીઉ વિજોગથી નયણ વ્યાપે, ખિણુ ખિણુ દેહડી તેહ તાપે;
વિરહિણી વેદના બાંણ ભાગે, પિણ માનીએ **આસો** રઇ દુઃખ ભાગે. ૫૯

ઢાલ

**આસો** એ આસ હુંતી ઘણી, મનમેં આવશે નેમ;
નવ નવા ભૂષણ લેઇ, દેઇ ધરસે પ્રેમ. ૬૦

મેં જાણ્યું પ્રભુ સાંમલો, આંમલો ટાલશે ઘેર;
પૂરવ કર્મને જોગડે, બાંધું રે મોટું રે વેર. ૬૧

મોહની એ દીવાલી એ, બલીઇ મનમથ કાંય ?
કંતતણી પરિ તેહ જ, એ દુખ કેહવો ન જાઇ. ૬૨

ભૂષણુ દુષણુ પરગમેં, નવિ ગમે સહીયર-સાથ;
વિરહ-દાવાનલ દાઝતાં, વાલમ ! દેજે રે હાથ. ૬૩

સાસરેં જાવે રે સુંદરી, હરખેં પ્રીતમ હેજ;
ધરણી રે મહિયલ પદમણી, નિત નમેં નિત સેઝ. ૬૪

અંતર ચંદન અરગજે, પરિમલ મહેકે રે તન;
સાધે શુભરી સુંદરી, દેખતાં નવિ રહે મન. ૬૫

દુહા

નાવતાં નાહલે આસ ભાગી, વિરહણી દાવાનલ દેહ લાગી;
વાસ મનમથ જોવન જીપેં, નેંન નકવેશરે કીર દીપે. ૬૬

: ૧૨ :

ઢાલ

કાર્ત્તિકે માતિ રે કાંમની, દાંમનીને આણુહાર;
મદમાતી પ્રિઉ સાથી, રાતિ અંગ ઉદાર. ૬૭

અંગ ન ખેલાવતી ગીત કે, ગાતી ભેલતી અંગ,
એક કરે કેલિ સારખિ, કાં તું તજે રે સુચંગ ? ૬૮

શશિવયણિ મૃગાનયણી, સોવન વરણુ શરીર,
સા કરમાંણી દેહડી, જિમ મૃગ વાગે રે તીર. ૬૯

જિમ પંથીજન જલ વિના, તાપે રે સૂકે રે કંઠ;
તિમ મુઝ વાલિમ ! તુઝ વિના, મયણુ સંતાવે ઉલંઠ. ૭૦

ઇમ ન કિજે રે વાલ્હા !, વાલ્હાશું કિશો વાદ ?
કાંમ રસેં રસ આખો રે, રાખો દૂરિ વિષાદ. ૭૧

આવજ્યો શ્રવનેં(?) રે મંદિરે, સુંદર મિલસ્યે રે દોર;
એહવો સંદેસો નેમને, રાજૂલ શુણાયોરે સોર. ૭૨

જાણું-જાણ્યું. જોગડે-જોગે. આધુ-આંધ્યું.

દુહા

વિરહની વેદના સબ ટાલી, દંપતિ તે અવિચલ પ્રીત પાલી;
સંજોગ થયા ને વિજોગ ભાગા, અરીઅણુ આપથી પાય લાગા. ૭૩

ઢાલ

દીખ લીની સીખ દીની રે, પાંમી કેવલજ્ઞાન;
ન પીઉ વિના પહિલા શિવમંદિરે, પોહતી નિરમલ ધ્યાન. ૭૪

રાજેમતી ને નેમજી, પામ્યા જે અવિચલ વાસ;
જન્મ—મરણ ભવ ટાલીયા, પાલીયા બોલ ઉલ્હાસ. ૭૫

ગ્યાંન દિવાયર સાયર સાથર, નેમ ને રાજૂલ દોય;
સાયર બુધિકે આગર, જાપ જપે સુખ હોય. ૭૬

બાલ બ્રહ્મચારી સદા, નેમ ને રાજૂલ નાર;
કાંમ તે પૂરે સંકટ ચૂરે, નેમ મુનિ જયકાર. ૭૭

નેમ રાજૂલ મેં રે ગાઇયા, પાઇયા આનંદ આપ;
પરમેસર પદ ગાયતાં, જિપીજે વિરૂઆં પાપ. ૭૮

લોંકાગચ્છ બુધિ શિરોમણી, તિલક મુનિ ગુરુ તાસ;
દીવ બંદર મેં વિરચાયા, મહાનંદ મન ઉલાસ. ૭૯

દુહા

વેદ પંડવ નં મન આણો, નેમ ચંદ સંવત એહ વખાણો;
ઉદ્યોત અષ્ટમી માસ માહ, માર્ત્તંડ પૂરાંણ ઉમાહ. ૮૦

—ઇતિ શ્રી નેમરાજૂલ બાર માસો સંપૂર્ણ. લિ૦ ઋ૦ સંભૂરાંમ સં. ૧૮૫૨ શ્રાવણ શુ. ૧૩ મુંબાઇ મધ્યે.

(અનેક સ્તવનાદિ સંગ્રહ એ નામ આપેલી પ્રત નં. ૨૪૬ માંથી શ્રી મુક્તિકમલ શ્રી જૈન મોહન જ્ઞાનમંદિર—વડોદરા.)

# પંડિતશ્રી સુખલાલજીનો સત્યદર્શી પત્ર

[ આ પત્ર તા. ૩૦–૧૦–૩૫ના એક જૈન સંસ્થાના આગેવાન સભ્યના પત્રના ઉત્તરરૂપે લખાયેલો અને લેખકના લખવા પ્રમાણે એમાંનો અમુક ભાગ એવો છે કે જે પ્રસ્તુત (તેમના 'વીર-પરંપરાનું અખંડ પ્રતિનિધિત્વ' નામના આ ગ્રંથમાં પ્રકટ થયેલ) લેખના અંતમાં પૂરવણીરૂપે આપી શકાય. આ તો પ્રાસંગિક, બાકી એ આખો પત્ર એવો મુદ્દાસર છે કે તેમાંની વૈયક્તિક બાબતો કે નામ છોડી તે આખો છપાવવા જેવો છે. અમે તે લેખની અંતે આ મૂકવા તૈયાર હતા પરંતુ ઉક્ત લેખ છપાયો ત્યારે આ પત્ર ન મેળવી શકાયો તેથી તે જુદો આપવો પડ્યો છે. તેમાંથી વ્યક્તિગત વાત અને નામ કાઢી નાંખેલ છે. આમાં સ્પષ્ટ બતાવેલ છે કે જૈનત્વની ખરી પ્રકૃતિ, તેમાં સર્વ જાતની ચર્ચા–મતભેદોને સ્થાન, મૂળગત અને ઉત્તરગત પ્રશ્નોની મીમાંસા, સમય જતાં સંજોગ–સ્થિતિ બદલાતાં મૂળગત મનાતા પ્રશ્નો મૂળગત રહેતા નથી, બુદ્ધિના પ્રશ્નોની ચર્ચા સંકુચિત ભૂમિકામાં રખાવી ન ઘટે, જૈનત્વની પ્રકૃતિની મૂળગત વસ્તુઓ બે નામે અહિંસા અને અનેકાંતનો સિદ્ધાંત છે, તેથી અન્ય વસ્તુઓને રાખવા જતાં જૈનત્વ સંકુચિત થશે અને બુદ્ધિમાનોને સ્થાન નહિ રહે; અને છેવટે ઉપર્યુક્ત લેખના વિષયની પૂરવણીરૂપે જુદી જ દલીલથી એ જ સિદ્ધ કર્યું છે કે શ્વેતાંબરપરંપરામાં જે ઉદારતા પોષાઇ છે તેવી અન્ય–દિગંબર અને સ્થાનકવાસી–પરંપરાઓમાં પોષાઈ કે પોષાતી દેખાઇ નથી, તેથી તે ઉદારતાવડે શ્વેતાંબરપરંપરાએ જૈનત્વ પ્રકૃતિનો પરિચય કરાવ્યો છે. અમે આ આખા પત્રને અક્ષરશઃ મળતા છીએ—**સંપાદક.** ]

× × × મારી ઇચ્છા હતી અને તે પ્રમાણે મેં એક વિસ્તૃત જવાબ લખવાનો ઉપક્રમ પણ કરેલો જેમાં જૈનપરંપરા અને ઇતિહાસ તથા તાત્ત્વિક પ્રમાણો હોય, છતાં આવી પડેલ બીજી પરિસ્થિતિ અને તેનો કાર્યભાર જોતાં આજે એમ લાગ્યું કે બધું જ રહી જશે તેથી ટૂંકમાં માત્ર અભિપ્રાય પૂરતો જવાબ લખું છું.

તમે લખો છો–"આપ વિદ્યાલયમાં ખૂબ રસ લો છો, તો તે પ્રશ્ન પરત્વે આપનો અભિપ્રાય શો તે કર્તવ્ય–સૂચવનને અંગે યોગ્ય લાગે તો લખી જણાવશો."–તેમ સાચે જ હું વિદ્યાલયમાં રસ લઉં છું. જ્યાં લગી એની સામાન્ય નીતિ અને પ્રવૃત્તિ ઉદાર તેમ જ વિશિષ્ટ છે ત્યાં લગી ગમે તેટલે દૂર અને તટસ્થ રહ્યા છતાં મારો એના પ્રત્યે પૂર્ણ આદર અને રસ રહેવાનો. હું સ પ્રથમથી જ માનું છું કે જૈન સમાજને શિક્ષણ–સંસ્થાઓની

ખાસ જરૂર છે. એવી સંસ્થાઓ તો બહુ ઓછી છે પણ જેટલી છે તેમાં ય મહાવીર વિદ્યાલયનું સ્થાન મહત્ત્વનું છે અને મહત્ત્વનું સિદ્ધ કરી શકવાની વિશેષ યોગ્યતા તે ધરાવે છે. એની ભૂમિકા અને આજુબાજુનું વાતાવરણ બધું જ પ્રગતિની સંભવિતતા ધરાવે છે તેથી અને શુદ્ધ શિક્ષણની દૃષ્ટિથી પણ જવાબ કે અભિપ્રાય આપવો એને હું કર્તવ્ય જ સમજું છું.

તમે લખો છો–"આપણી સંસ્થા સમાજની છે અને આપણે સહાય માટે સમાજ પાસે વારંવાર જવું પડે છે તે પણ લક્ષમાં રાખી અભિપ્રાય આપશો."–પણ જો મારે તાત્ત્વિક ખુલાસો કરવો હોય તો મદદ આપનારના મોઢા કે કોથળી સામે જોઈ કેવી રીતે ખુલાસો કરવો? કારણ જ્યાં સુધી હું સમજું છું ત્યાં સુધી એક અમુક વર્ગ તો એવો જ છે કે જે કાંઈ પણ બહાનું મળતાં વિદ્યાલય વિરુદ્ધ પ્રવૃત્તિ કરે જ અને કશું જ બહાનું ન મળે ત્યારે પણ એક કોડી તેને ન આપે. એટલે તેને તો લક્ષમાં રાખીએ કે ન રાખીએ સમાન જ છે. ઊલટું તેને લક્ષમાં લેતાં સામાન્ય બુદ્ધિની પણ હત્યા કરવી પડે. હવે રહ્યો બીજો વર્ગ કે જે વિદ્યાલયનો હિતેચ્છુ જ છે અગર હિતેચ્છુ બનવાનો તેમાં સંભવ છે. તેને પણ લક્ષમાં લઈ આવા પ્રશ્નોનો તાત્ત્વિક ચૂકાદો ન જ આપી શકાય; કારણ એ વર્ગ ગમે તેવો હિતેચ્છુ અને આદરપાત્ર હોય છતાં એ વર્ગની વિચારણા કોઈ અભ્યાસ કે ચિંતનથી ભાગ્યે જ ઘડાએલી હોય છે. એ વર્ગ પણ જે દિશામાં પવન વહે તે જ દિશામાં ઓછું કે વધતું ઢળતો દેખાય છે. એને સ્વતંત્ર અભ્યાસ કે સિદ્ધાંત જેવું ભાગ્યે જ દેખાય છે. હા, તેમાં થોડા પણ એવા ભાઈઓ છે અગર મળવા સંભવ છે કે જે કેવળ તત્ત્વ-દૃષ્ટિએ વિચાર કરી શકે અથવા એવા વિચારનું સમજપૂર્વક મૂલ્ય આંકે, તેથી પ્રસ્તુત પ્રશ્નો પરત્વે કાંઈ પણ વિચાર મારે કે બીજા કોઈએ દર્શાવવાનો હોય તો તે વસ્તુસ્થિતિ અને જૈનત્વની પ્રકૃતિની દૃષ્ટિએ જ દર્શાવવો જોઈએ; નહિં તો આજે આપેલો અભિપ્રાય વળી સમાજનું વલણ બદલાતાં બદલવો પડે અગર મદદ કરનાર કે ન કરનારના ભેદ કે પ્રમાણ પ્રમાણે એ અભિપ્રાય પણ જુદો જુદો બાંધવો પડે. વિવાદાસ્પદ પ્રશ્નોના ઉત્તરો તો તત્ત્વદૃષ્ટિએ જ સ્થિર થવા જોઈએ, નહિં તો ગાંધીજીની અસ્પૃશ્યતા નિવારણ વિષેની વિચારણા અનેક રૂપ ધારણ કરતાં છેવટે જૈન સમાજની એ જ વિષયની પ્રાચીન વિચારણાની પેઠે અનેક વિરોધો અને મદદનીશોની ક્ષણિક રુચિઓ વચ્ચે ક્યારનીએ વિલીન થઈ હોત. અભિપ્રાય અમુક જ સ્થિર થયા છતાં તેને અમલમાં મૂકવો કે નહિ? અગર પૂર્ણ અમલમાં મૂકવો કે અપૂર્ણ? હમણા મૂકવો કે પછી? એક અમુક રીતે અમલમાં મૂકવો કે બીજી રીતે? પણ, એ વસ્તુ અભિપ્રાય કરતાં જુદી છે અને તે સંસ્થાના સંચાલકો કે નિર્વાહકોના બળાબળ ઉપર અવલંબિત છે. તેથી આ સ્થળે પ્રસ્તુત પ્રશ્નોનો કાંઈ પણ ખુલાસો કરવામાં મારે આ કે તે કોઈ પણ વર્ગની રુચિ તરફ લક્ષ આપવાનું પ્રાપ્ત જ થતું નથી અને તમારે પણ અભિપ્રાય બાંધવા પરત્વે લોકરુચિ તરફ જોવું ન ઘટે. હા, અમુક ચૂકાદો થયા પછી પણ તમે અમલમાં મૂકો કે ન મૂકો એ તદ્દન જુદી વાત છે.

નબળું માનસ નિર્ણય વિરુદ્ધ પણ થોડો કે ઘણો વખત પ્રવર્તવા પ્રેરે. એ જ સ્થાને સબળ માનસ નિર્ણય પ્રમાણે જ વર્તવા આગ્રહ કરાવે અને છેવટે બીજાને પણ પોતાની દિશામાં આકર્ષે એ જુદી વાત છે.

તમે લખો છો–" વિચારની ઉદારતા ક્રિયામાર્ગને અંગે પાલવે પણ મૂળ બાબતોમાં મતભેદ થાય ત્યાં શું કરવું ઘટે તે સંબંધી આપનો મત જરૂર જણાવશો."

" સર્વજ્ઞત્વ કે મોક્ષમાં અનંતત્વના પ્રશ્નને અંગે મતભેદ થાય તો તે મૂળગત ગણાય કે નહિ તે આપ વિચારશો."

આ તમારા પ્રશ્નના બે ભાગ છે. એક એ કે અમુક વસ્તુ મૂળગત ગણાય કે નહિ અને બીજો એ કે જો મૂળગત હોય તો તે વિષેનો વાંધો કે મતભેદ ચલાવી શકાય કે નહિ? આમાંથી પહેલા ભાગ ઉપર આવીએ. મૂળગત એટલે શું? તેની શી વ્યાખ્યા? એ વ્યાખ્યા હમેશાં એક જ સરખી રહી છે, રહી શકી છે અગર રહી શકે તેમ છે? કે સમયે સમયે લોકરુચિ અને શિક્ષણ–વિકાસના પ્રમાણમાં તે વ્યાખ્યા બદલાતી ગઈ છે અગર બદલાવાનો અત્યારે ને હવે પછી સંભવ છે? વર્તમાનમાં પણ શું સર્વસંમતિએ અમુક જ મૂળગત અને બીજું ઉત્તરગત એવો વિભાગ શક્ય છે? આ અને આના જેવા પ્રશ્નો ઊભા કરી મૂળગત શું અને શું નહિ? તેની વ્યાખ્યા શી અને તે કેવી બાંધવી ઘટે? એનો વિચાર કરશો તો તમને ચોકખું જણાશે કે આવી બાબતો અત્યારે સામાન્ય સમાજની દૃષ્ટિમાં ગમે તેટલી મહત્ત્વની અને રૂઢ હોવા છતાં વસ્તુતઃ તે મૌલિક નથી. ગઈકાલે દેડકાં ચીરવાનો પ્રશ્ન મૂળગત જેવો જણાતો અને આજે તે ગૌણ થઈ કદાચ વિરોધીઓને પણ પચી ગયો. ગચ્છભેદ અને ક્રિયાભેદના પ્રશ્નો જે હજી જગાએ જગાએ મૂળગત જ દેખાય છે અને ગઈકાલે તમને પણ દેખાતા તે આજે મુંબઈ–યુરોપીય વાતાવરણમાં રૂઢ લોકોને પણ મૂળગત નથી ભાસતા. તે પરત્વે હવે વિચારની ઉદારતા કેળવવાની વાતો તદ્દન રૂઢ લોકોમાં પણ થતી સાંભળી છે. સર્વજ્ઞત્વ વિષેની ભલે બીજી જ રીતે પણ એક વાર ભારે ચર્ચા જૈનપરંપરામાં ઉઠેલી. તેને મૂળગત ગણી તે વખતે પૂર્વપક્ષીને ભાંડનારના વંશજો પાછા એ જ પૂર્વપક્ષીના ગ્રંથોને અત્યાર લગી માત્ર પ્રમાણ જ નહિ પણ પ્રમાણશ્રેષ્ઠ માની આદરતા આવ્યા છે. સાધારણ લોકો ચમકે અગર તેમને ચમકાવી શકાય એવી ચાલુ શાસ્ત્ર–પરંપરાથી વિરુદ્ધ દેખાતી ઘણી બાબતો ઉપાધ્યાયજીએ તેમના જ્ઞાનબિન્દુ વિગેરે ગ્રંથોમાં ચર્ચી સ્થિર કરી છે. શ્રુતજ્ઞાન જુદું ન જ માનવું કે મનઃપર્યાયજ્ઞાન પણ જુદું ન જ માનવું એ વાત તમારા કે મારા જેવો આજે લખે તો કદાચ ઝંડાધારીઓ ઊભા થાય, પણ જ્યારે ઉપાધ્યાયજી એ વસ્તુ સ્થાપે ત્યારે જૈન તર્ક અને ઉદાર વિચારસરણીનું ભૂષણ ગણી એને તર્કવાદમાં સ્થાન અપાય છે. ધર્માસ્તિકાય જેવાં દ્રવ્યો તર્કથી સાબીત ન કરી શકાય, એના વિના પણ જૈનતત્ત્વજ્ઞાનની રચના શક્ય છે

એ પ્રશ્ન સિદ્ધસેને છણ્યો ત્યારે આજના દયાળુ મહાવ્રતધારીઓ હોત તો કદાચ તેમને ફાંસીએ નહિં તો કાળાપાણીએ મોકલત અને આજે પણ તમારા કે મારા જેવા આ વિષે લખે તો શું પ્રશ્ન ઊભો ન થાય કે આ મૂળગત છે કે નહિ? આવી તો અનેક ક્રિયા અને તત્ત્વજ્ઞાનની બાબતો છે કે જે વિષે એક વાર ચર્ચા થતાં પ્રથમ મૂળગત વાંધો દેખાય અને પછી થાળે પડી બધું ગોઠવાઇ જાય. જૈનત્વની પ્રકૃતિ અને તેના ક્રમિક ઇતિહાસમાં મૂળગત અને ઉત્તરગત વચ્ચે સીમાડો બાંધવો એ ભારે અઘરું કામ છે. બન્ને પક્ષોમાં દલીલો છે. તમે એક બાજુ જૈન વિચારસરણીને અને જૈનત્વની પ્રકૃતિને જગત સમક્ષ સર્વશ્રેષ્ઠ ઉદાર માનવા-મનાવવા પ્રેરાવ, તેમાં રાજી થાવ, અને બીજી બાજુ કોઈ પણ મુદ્દા પરત્વે કોઇ માણુસ પ્રમાણિકપણે તર્કપુરઃસર પોતાનો વિચારભેદ દર્શાવે ત્યારે તે પ્રશ્નને મૂળગત કે અમુક રૂપનો કહી, તેને ઘટતી બધી શક્ય સજા કરી તેનું બુદ્ધિદ્વાર બંધ કરવામાં આવે એ શું જૈન પ્રકૃતિનું લક્ષણ છે? જૈન પ્રકૃતિ તો એમ કહે છે કે આગમ સાથે જ તર્કને છૂટ છે અને વળી તર્કને છૂટ છે એનો અર્થ જ એ છે કે કોઇ તર્કથી કોઇ પણ વસ્તુનું પરીક્ષણ શરૂ કરે ત્યારે એને એના કરતાં ય વધારે શુદ્ધ અને વધારે સૂક્ષ્મ તર્કથી જવાબ આપવો. અત્યારે તો હું જોઉં છું કે કોઈ જવાબ આપવાનો વિચાર જ નથી કરતું. એનો જવાબ માત્ર સામાને બનતે પ્રયત્ને ચૂપ કરી મૌન રાખવામાં છે. આ વસ્તુ જૈન પ્રકૃતિથી તદ્દન વિરુદ્ધ છે. તેથી આવા અતીન્દ્રિય અને હંમેશા ચર્ચાસ્પદ બની શકે એવા વિષયોને મૂળગત માની તે પરત્વે મતભેદ સહન કરવામાં ન આવે અગર ચર્ચા થવા દેવામાં ન આવે તો જૈન વિચારપરંપરાનો વિકાસ જ અટકે અને જેમ મોટા મોટા પાશ્ચમીય વિદ્વાનો અને આ દેશના પણ વિદ્વાનો જૈન શાસ્ત્ર ઉપર શુષ્કતાનો આરોપ મૂકે છે તેને સાચો પાડવા જેવું થાય. વૈદિક દર્શનોમાં એક, ઇશ્વર માનવાની ઘસીને ના પાડે છે, બીજું તેની સામે ઇશ્વર સ્થાપવા આકાશપાતાળ એક કરે છે. એક, સર્વજ્ઞત્વની સંપૂર્ણ શક્યતા સ્થાપે છે, બીજું તેની સાફ ના પાડે છે; એક, વેદને નિત્ય અને પૂર્ણ નિર્દોષ માને છે, બીજું, વેદને માનવા છતાં તેને નિત્ય માનવાની સાફ ના પાડે છે, વળી ત્રીજું તેને નિર્દોષ અને પ્રમાણ માનવા છતાં તેમાં ય પ્રક્ષિપ્ત ભાગ શોધી દોષ દૂર કરવા યત્ન કરે છે. આવી હજારો નાની-મોટી બાબતો વિષે મતભેદ અને તે ઉપર અત્યારે પણ બુદ્ધિને તૃપ્ત કરે એવી સતર્ક રસભરેલી ચર્ચાઓ છે. તે થાય છે. જૈન આચાર્યોએ પણ ઓછો-વધતો એનો અભ્યાસ કર્યો છે, કરે છે અને તમે કબૂલ કરશો કે છતાં ય એ વૈદિકપરંપરાને જરા ય આંચ નથી આવી. ઊલટું એ વિકાસમાંથી જ ગીતા અને બીજાં રત્નો જન્મ્યા છે. બૌદ્ધપરંપરાના પરસ્પર તદ્દન વિરોધી દેખાતા દાર્શનિક પ્રબળ મતભેદોએ અને તે ઉપરની ચર્ચાઓએ એટલું ગંભીર અને આકર્ષક સાહિત્ય ઉત્પન્ન કર્યું છે કે જેને જોનાર એક વાર તો બૌદ્ધ ન હોવા છતાં તેને કદી નમ્યા વિના ન રહે. ત્યારે પ્રશ્ન થાય છે કે જૈનપરંપરા અને પ્રકૃતિમાં આવું કાંઇ સ્થાન છે કે નહિ? હું અભ્યાસ અને ચિંતનથી સ્પષ્ટ જોઇ શકું છું કે જૈનત્વની

પ્રકૃતિમાં એ બધાને પૂર્ણપણે સ્થાન છે. હા, અમુક સંજોગોને લીધે જૈનપરંપરામાં એ વિકાસ નામ માત્રનો થયો છે એ જુદી વાત. એ ખામી જૈનપરંપરાના અનુગામીઓની છે; જૈનત્વની પ્રકૃતિની નહિ. તેથી હું આવા અતીન્દ્રિય પ્રશ્નોને, જેમાં કોઇને સામે તર્ક અને બુદ્ધિપૂર્વક જવાબ આપવાની પ્રામાણિક છૂટ છે અને પૂર્વપક્ષી સૌને જવાબ આપવા સંબોધે છે, મૂળગત ગણવા તૈયાર નથી. વળી તમે પોતે જ જ્યારે અત્યારના વૈજ્ઞાનિક યુગમાં ઉચ્ચ અભ્યાસ કરનારને તત્ત્વાર્થના ત્રીજા–ચોથા અધ્યાયો નથી શીખવતા અગર તે ઉપર ભાર નથી આપતા ત્યારે તમે બધા અને શીખનારાઓ કઇ દિશામાં છો? એનો જરા શાંતપણે વિચાર કરો. દાદર કે માહિમની ગંદી ચાલીઓના અને વાલકેશ્વરના આકર્ષક બંગલાઓનાં વર્ણનો જો કોલેજીયનો રસપૂર્વક વાંચે તો તેમને તેથીએ વધારે ભયાનક ગંદા નરકનાં વર્ણનો અને અદ્ભુત સ્વચ્છ અને સમૃદ્ધ સ્વર્ગ અને તેની અપ્સરાઓનાં વર્ણનો કેમ નથી લલચાવતા? અગર તમે એ વર્ણનોને સર્વજ્ઞપ્રણીત માનવા છતાં શીખવવા ઉપર ભાર કેમ નથી આપતા? વાત એમ છે કે તમે જે કાંઇ વ્યવહારમાં આચરો છો તેને જ એક તત્ત્વજ્ઞ બુદ્ધિમાન પરીક્ષાની કસોટીએ મૂકે છે. જે બુદ્ધિ અને તર્કપૂર્વક લોકોને વિચાર કરતાં શીખવે તે ગુન્હેગાર કે જે મૂંગે મોઢે એ જ વસ્તુ આચરણમાં મૂકે તે ગુન્હેગાર? વળી એક બીજી બાબત: હવે અમુક પ્રશ્નોને મૂળગત માન્યા એટલે એની યાદીમાં બીજા ઉમેરવાની ફરજ તમને વિરોધીઓ નહિ પાડે એની શી ખાત્રી? એ યાદી છેવટે કેટલી થશે? તમને જે શિક્ષકો મળે તે બધા તે લાંબી કે ટૂંકી યાદી પ્રમાણે તમારા પક્ષમાં જ રહેવાની પ્રતિજ્ઞા લઇને શિક્ષણના કામમાં જોડાવાના કે શી રીતે? જે શિક્ષકો શિક્ષણ આપે તે ભલે વિચાર ગમે તેવો ધરાવે પણ તેણે ફક્ત કાંઇ લખવું નહિ એટલો જ નિયમ રાખશો શું? કોલેજીયન વિદ્યાર્થીઓને સમર્થ રીતે તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપે એવા અધ્યાપકો ગમે તેવો મતભેદ ધરાવવા છતાં તે વિષે કદી જાહેરમાં લખે કે બોલે નહિ એવી સુંદર નીતિ માત્ર વિદ્યાલયમાં જ કલ્પી શકો છો કે કોલેજ, યુનિવર્સિટી અને બીજાં વિદ્યાપીઠોમાં પણ? જે વિદ્યાર્થીઓને કોઈ પણ પ્રશ્ન પરત્વે બધી જ સંભવિત બાજુ જાણવાની છૂટ હોય તેવા જમાના અને તેવાં ક્ષેત્રોમાં માત્ર બસો ફુટ જેટલા ક્ષેત્રફળમાં અમુક પ્રશ્ન પરત્વે તમારે કે તમારા શિક્ષકે ચર્ચા ન કરવી, અગર કરવી તો તે વિષે જાહેરમાં ન લખવું એવો પ્રતિબંધ શું વૈજ્ઞાનિક છે? અને જો વૈજ્ઞાનિક ન હોય તો એને મૂળગત પ્રશ્નસ્પર્શી કહી શકાય? તેથી હું કોઇ પણ બુદ્ધિના પ્રશ્નને ચર્ચાની સંકુચિત ભૂમિકામાં રાખવાની વિરુદ્ધ છું અને અમુકને મૂળગત માની તે પરત્વે ચર્ચા–જન્ય વિકાસ અટકાવવામાં જૈનત્વની હાનિ જોઉં છું. ત્યારે તમે પ્રશ્ન કરશો કે શું કાંઇ મૂળ અને ઉત્તર જેવું છે જ નહિ? હું અભિપ્રાય એવો ધરાવું છું કે છે, અને તે અહિંસા અને અનેકાંતનો સિદ્ધાંત. આ બે વસ્તુના વિચારાત્મક અને વ્યવહાર્ય સ્વરૂપમાં સંખ્યાબંધ સોપાનો છે. હજી પણ મનુષ્ય જાતિની એકતાના અનુસંધાનની સાથે

એના વિચારણીય સ્વરૂપમાં પરિવર્તન કે વિકાસ થવાનો, પણ એ બે જ વસ્તુ જૈનત્વની પ્રકૃતિને હંમેશા મૂળગત રહી છે અને રહેશે બીજી વસ્તુઓને રાખવા જતાં જૈનત્વ સંકુચિત થશે અને બુદ્ધિમાનોને સ્થાન નહિ રહે.

હવે પ્રશ્નના બીજા ભાગ ઉપર આવું છું. જો કે મૂળગત કે ઉત્તરગતના સીમાડા બાંધવા વિષે લખી જ ગયો, પણ મારા કે બીજાના વિચાર પ્રમાણે મૂળગત પ્રશ્ન પરત્વે મતભેદ જરૂર રહેવાનો; છતાં એક વસ્તુ કહું છું તે એ છે કે કોઈ પણ બીજા વિચારકની દૃષ્ટિએ મૂળગત ગણો એવા પ્રશ્નો પરત્વે પણ મતભેદ ઊઠે ત્યારે પૂર્વપક્ષીને વિચાર કરવાની પૂર્ણ છૂટ હોવી જોઈએ. જૈન પ્રકૃતિમાં જો ઉદારતા, ક્ષમા, વિવેક અને બુદ્ધિની વ્યાપકતા હોય તો તે માત્ર ક્રિયામાર્ગ પરત્વે જ મર્યાદિત રહી ન શકે. ખરી ઉદારતા, ખરી ક્ષમા અને ખરી બુદ્ધિની વ્યાપકતાની કસોટી તો કટોકટીના મતભેદ વખતે જ થાય છે, તેથી ગમે તેની દૃષ્ટિએ મૂળગત લેખાતા પ્રશ્નો પરત્વે ગમે તેને પ્રામાણિક મતભેદ દર્શાવવાની જૈન પ્રકૃતિ પ્રમાણે છૂટ હોવી જ જોઇએ. એ બાબત વાંધો લેવો એ જવાબ આપવાની બુદ્ધિની દરિદ્રતા અને ઉદારતાની પરિમિતતા સૂચવે છે. કોઇ તાર્કિક એમ તો કહેતો જ નથી કે તમે જવાબ ન આપો. એ તો જવાબ માટે રાતદિવસ સૌને નોતરે છે. પ્રમાણિકપણે એ નિમંત્રણ ન સ્વીકારી, વિરોધી બાજુ બુદ્ધિપૂર્વક ન સ્થાપી વાંધાનો હાઉ ઊભો કરવો એ અનેકાંતની ઉદારતા ને અહિંસાની ગંભીરતાની હત્યા છે. આ સ્થળે પ્રસ્તુત વિષયોમાં મારો મત જાણવાની સૌને કુતૂહળ વૃત્તિ થાય. મને પણ એ લખતાં નથી સંકોચ કે નથી ભય; છતાં અત્યારે એ અપ્રસ્તુત હોઇ અને તે વિષે ખૂબ લાંબું અર્થાત્ હેતુ–અહેતુવાદની ચર્ચાપૂર્વક લખવાનું હોઈ તે વિષે તટસ્થ જ રહું છું.

× × × હવે હું એક ઐતિહાસિક સત્ય ઉપર આવું છું. તે એ છે કે શ્વેતાંબરીય સાહિત્ય અને વિચારપરંપરા એવી પ્રથમથી વ્યાપક રહી છે અને અખંડતા એણે સાચવી છે કે તેમાં દિગંબરીય સાહિત્ય અને સમગ્ર વિચારપરંપરા એક માત્ર અંશરૂપે ગોઠવાઇ જાય છે અને સ્થાનકવાસી સાહિત્ય અને વિચારપરંપરાનો પાંચ સો વર્ષનો નાનકડો ફણગો પણ એમાં જ સમાઈ જાય છે. જો માત્ર સ્થાનકવાસી સાહિત્ય અને વિચારપરંપરા જ અસ્તિત્વમાં રહે અને શ્વેતાંબર કે દિગંબરીય પરંપરા લુપ્ત થાય તો એ માત્ર ભ્રાન્ત અને અપૂર્ણ જ જૈન ખોખું બની રહે. માત્ર દિગંબરપરંપરા જ શેષ રહે અને શ્વેતાંબર ભૂંસાઈ જાય તો જૈન સમાજ અને સાહિત્યનો સાચો ઇતિહાસ જ અનંતકાળમાં લોપાઈ જાય. પણ જો કે હું ઇચ્છતો નથી, એમ બને પણ નહિ; છતાં કલ્પનાથી માનો કે માત્ર શ્વેતાંબરપરંપરા જ હૈયાત રહે તો શું થાય ? એનો જવાબ એ છે કે એથી જૈન સમાજ, જૈન સાહિત્ય કે જૈન તત્ત્વજ્ઞાન અને આચારની અખંડ ઐતિહાસિક પરંપરામાં કશી જ ઊણપ ન આવે. દિગંબર અને સ્થાનકવાસી એ બે પરંપરાઓ મૂળ

પુસ્તકના પરિશિષ્ટો અને તે પણ કેટલેક અંશે અગત્યના છે એ ખરું; પણ આખો ઇતિહાસ કહે છે કે શ્વેતાંબરપરંપરાની ઉદારતા બાકીની પરંપરાઓના સાહિત્યમાં કે આચારમાં આવી જ નથી. આનાં સેંકડો ઉદાહરણો છે. આ સ્થળે આ સૂચન ફક્ત એટલા પૂરતું છે કે શ્વેતાંબરપરંપરાના સંસ્કાર ધરાવનાર અને તેનો ઇતિહાસ સમજનાર વાસ્તે ફિરકાભેદ જેવું કશું જ તત્વ પોષવાને કારણ નથી. એક પણ દિગંબરીય આચાર્ય એવા નથી થયા ( હું જાણતો ) કે તેમણે બે પાનાંના શ્વેતાંબરીય સાહિત્ય ઉપર લખ્યું હોય. એવી એક પણ દિગંબરીય સંસ્થા નથી જ્યાં સ્થાનકવાસી કે શ્વેતાંબર પંડિતને સ્થાન હોય. તેથી ઊલટું કટ્ટર શ્વેતાંબર પક્ષપાતી ઉપાધ્યાયજીએ સુદ્ધાં દિગંબરીય સાહિત્યને પુષ્પિત કર્યું છે અને અત્યારની પણ અનેક શ્વેતાંબર અને સ્થાનકવાસી સંસ્થાઓ તદ્દન સંકુચિત એવા દિગંબર પંડિતોને રાખી પોષી રહી છે. વધારે તો શું, શ્વેતાંબર ખમીર ધરાવતા અને શ્વેતાંબર ફંડથી ઊભા થયેલા પરમશ્રુતપ્રભાવક મંડળે વસ્તુતઃ દિગંબરીય સાહિત્યને જ છેલ્લાં લગભગ પચીશ વર્ષો થયાં પ્રકાશમાં આણ્યું છે; એટલું જ નહિ પણ એ મંડળે પ્રગટ કરેલ એકે એક ગ્રંથ દિગંબર વિદ્વાનને હાથે જ સંપાદિત થયો છે. આ તે શ્વેતાંબર સમાજનો દોષ કે ગુણ ?

મને લાગે છે કે એ ઉદારતા કેળવી શ્વેતાંબર આચાર્યોએ અને ગૃહસ્થોએ વસ્તુતઃ જૈનત્વ પ્રકૃતિનો જ પરિચય આપ્યો છે અને દિગંબર પ્રકૃતિએ એમાં ભારે ભૂલ કરી છે, તેથી એ પરંપરાનું માનસ શ્વેતાંબર જેટલું ઉદાર થયું જ નથી. જો આમ છે અને છે જ તો વાંધો નભાવી લેવાનો સવાલ જ ક્યાં છે ?

હા, આમ છતાં સમયે સમયે શ્વેતાંબર સમાજની અનભ્યાસી અને વ્યાપારી પ્રકૃતિએ ઘણીવાર નિરર્થક ગાંડપણ પ્રગટ કર્યું છે. જ્યારે શ્રીમદ્ હતા ત્યારે તેમની ઉદારતા ઘણા શ્વેતાંબર સાધુઓ અને ગૃહસ્થો સાંખી ન શક્યા. આજે પણ એમનું લખાણ વિવેકપૂર્વક વાંચ્યા સિવાય એમના વિષે મિથ્યા ભ્રમણાઓ ફેલાવનાર ક્યાં ઓછા છે ? પણ તમારે જાણવું જોઈએ કે એની પ્રાજ્ઞતા અને સર્વગ્રાહિણી ઉદારતા શ્વેતાંબરીય ખમીરમાંથી જ પોષાઈ છે. વાસ્તે વિદ્યાલયે–ને રાખીને પોતાના ઇતિહાસની રક્ષા કરી છે અને સાથે લાભ પણ ઉઠાવ્યો છે.

તમારી સમિતિ પોતાની નિર્બળતા કે સબળતા પ્રમાણે કોઇને રાખવા, ન રાખવા વિષે ગમે તે નિર્ણય બાંધે, એમને રજા પણ આપે એ સાથે મારો કશો જ સંબંધ નથી; પણ તમને એક સત્ય કહી દઉં કે તમારા વિદ્યાલયે એવા અધ્યાપકને મેળવી ભારે પ્રકર્ષ સાધ્યો છે. જે વિદ્વાનો અને વિચારકો એ સચોટ તાર્કિક લેખકના તટસ્થ લખાણો વાંચશે તે તેમની સાથે મતભેદ ધરાવવા છતાં જો બુદ્ધિમાન હશે તો તેમના પ્રત્યે આદરશીલ થયા વિના કદી જ નહિં રહે. આવા એક વિચારક અધ્યાપકને રાખી વિદ્યાલયે જૈન

દર્શનની જ નહિ પણ ભારતીય દર્શનની સેવા કરી છે. તેમનાં લખાણો જો ગૂજરાતીમાં હોત અગર હવે થાય તો એ જૈન સમાજની નિષ્ક્રિય બુદ્ધિને સક્રિય બનાવવામાં ભારે ફાળો આપશે અને પરિણામે એક એવો પણ અભ્યાસી સમર્થ વર્ગ તૈયાર થશે કે જે તેમનાં લખાણોની પણ સમીક્ષા કરશે.

વિદ્યાલયનું અને જૈન સમાજનું સ્થિર હિત દેખાતું હોય તો એમ કરી શકો. એમ કરવાથી વિચારનું વહેણ કાંઇ બંધ રહેવાનું છે ? સિંહ તો પાંજરાથી મુક્ત હોય ત્યારે જ સિંહત્વ વધારે ખીલે છે. જો એમનામાં સિંહત્વ નહિ હોય તો ભ્રમણા ટળશે. હશે તો ગમે ત્યાં દીપશે. મેં મારા જીવનમાં પણ એ લાલપીળા રંગો જોયા છે અને હજીએ જોઉં છું. વિચાર-સ્વાતંત્ર્ય ધરાવનારો સંકટને નહિ લેખે.

હવે ઉપસંહારમાં એ પણ કહી દઉં કે જો કે હવે મારો સમય વાનપ્રસ્થ યોગ્ય જ છે, એક અતિ મહત્ત્વની જવાબદારી ઘણા પ્રતિકૂળ સંયોગોમાં પણ ઇચ્છાપૂર્વક ઉપાડી છે, છતાં તમને સૂચવી દઉં છું કે વિદ્યાલયના હિત ખાતર મારી પ્રત્યક્ષ સેવાની જરૂર જણાય તો તે વખતે હું તેટલા જ રસથી મારું બધું સ્વાતંત્ર્ય સાચવીને ઉઠાવીશ. મેં જ્યાં જ્યાં 'તમે' કે 'તમને' એમ લખ્યું છે ત્યાં માત્ર તમે જ વ્યક્તિરૂપે સામે નથી પણ મારો વિચાર જાણવા તત્પર બધા જ મારા વાપરેલ 'તમે' શબ્દમાં આવી જાય છે. મેં લાંબું લખ્યું છે એમ જરૂર લાગશે પણ આટલું મને પ્રસંગ આવતાં આવશ્યક લાગ્યું જ તેથી મેં ચાલુ કાર્યની ક્ષતિ કરીને પણ સંક્ષિપ્ત લંબાણ કર્યું છે.

જેવી રીતે નીતિવેત્તા નીતિના કાનુનોને રૂક્ષ અને અક્રૂર બનાવવા પ્રયત્ન કરે છે, જેવી રીતે બુદ્ધિવાદી કલા ને સાહિત્ય ની બાહ્ય સપાટીને સ્પર્શે છે, તેવી રીતે આપણા ધાર્મિકો ધર્મનાં સત્યને સમજ્યા વિના બાહ્ય ક્રિયામાં જ ધર્મ સમાપ્ત થયો એમ સમજી લે છે.

કોઇ પણ વ્યાખ્યા, ક્રિયા કે શબ્દો રાજ્યનું સ્થાનક લઇ શકે નહિ, કારણ કે આ બધાં તો માત્ર પડછાયા છે, ને આજે આપણે પડછાયા પર કલહ કરીએ છીએ.

જ્યારે હિંદુધર્મ તેના ઉપદેશકોને પરભોમમાં મોકલી શકતો તે દિવસે તેનો સૂર્ય મધ્યાહ્ને તપતો, પણ આજે હિંદુધર્મનું એક લક્ષણ કશા પણ પરિવર્તનનો વિરોધ છે. પરિવર્તન પામતા સંયોગોને સાનુકૂળ થવામાં જ હિંદુધર્મની મહત્તા હતી એ વાત આપણે ભૂલી ગયા છીએ.

રૂઢિચુસ્ત પક્ષોએ નવા વિચારનો હંમેશાં સામનો કર્યો છે પણ શંકરાચાર્ય, રામાનુજ ને બુદ્ધ સમા બળવાખોરોની સાથે રહેવું તે હંમેશાં સારી વસ્તુ છે.

જે સંસ્કૃતિ માનવીને ઉન્નત જીવન જીવવાની તક આપે છે તે જ ખરી સંસ્કૃતિ છે.

પ્રો૦ સર રાધાકૃષ્ણન




[ સં. ૧૭૧૪ ની ઉદયચંદકૃત માણિકકુમર ચોપઇમાંથી આ ઉતારેલું છે. માલવા, ગૂજરાત, લાટ-ભરુચ પ્રાંત, ઇડર, વડનગર, ઓકડ-મારવાડ ગૂજરાત વચ્ચેનો ?. સોરઠ, કચ્છ, સિંધ, મારવાડ, દક્ષિણદેશ, મલયાગિરિ-મલબાર, બંગાળ, સિંહલદ્વીપ-લંકા, કામરુ-ગૌડ વગેરેની નારીઓનું વર્ણન છે. પછી ગૂજરાત દેશનું ટૂંક વર્ણન છે—**સંપાદક.** ]

દેશની વાત કહો વરણી રે, નારીતણાં જે કરણી;
વેસ આચાર વખાણો રે, જે જિહાંનાં જાણઉ. ૪૭

દુહો

જાણ એક બોલ્યો તિસ્યે, સાંભલિ સેઠ મહંત;
મિં દીઠા દેસ મોટિકા, તે કહું હું એકાંતિ. ૪૮

ચાલિ

એક **માલવા**તણી જે નારી રે, રૂપ કલા ગુણ સારી;
નિસનેહી તે જાતિ રે, ફારફેર નહી ઇણિ વાતિ. ૪૯

काव्यं

रामा मालवदेशजातिचतुरा पुष्पैः सुगंधा प्रिया,
तन्वी तेजसरोजकोकिलरवा नाशा शुकानुचरा।
कंबूग्रीववरा च भालतिलका वेणीभुजंगा परा,
नित्यं हंति स कामवंतपुरुषं भ्रूकार्मुकैर्दृक्शरैः ॥ ૫૦

ચાલિ

ગુજ્જરડી ગુણવંત રે, ફૂલ ફૂલ ભોગ મહંત;
મનમાન્યઇ આપે પ્રાણ રે, ધૂર તિ હોઇ વખાણ્ય. ૫૧

काव्यं

कुवलयदलवर्णा चारुविस्तीर्णकर्णा,
चकितहरितनेत्रा पुष्पराजीव वक्त्रा ।
लघुजीवनरक्षा.........................
सुललितगतिरेषा गूर्जरी चारुवेषा ॥ ५२

ચાલિ

લખલખતી લાડ દેસી રે, મિથ્યાતણિ અભિનિવેસી;
ભલું દેખી મુહ મચકોડે રે, જૂ મારે ન લીખ ફોડઇ. ૫૩

દુહો

લાડ દેસી લબાડ, મુહ છુટી માઠું લવે;
જમતાં જડે કમાડ, લાડતણી રમણી તિકા. ૫૪

ચાલિ

ઈડર દેસ નઇ દાંતે રે, ખલખંચે ન કો ખાંતં;
'રાજ્ય' 'રાજ્ય' કહી મુખિ બોલે રે, રાતિદિવસ ડીંગડ ફોલે. ૫૫

દુહો

મોટી નારિ નર નાન્હડા, જુડતી ન કો જોડ;
વડનગરિ નારી નાગરી, પ્રીઉ ન પુહચે કોડ. ૫૬

ચાલિ

'આભસ્યો' 'આભસ્યો' ઊચરતી રે, દિન રાતિ રહે ફિરતી;
તાતિ પીઆરી મીઠી રે, નિલજ નારિ એ મિં દીઠી. ૫૭

દુહો

બોકડ દેસ બંભણ ઘણા, ન લહે પીઆરી પીડ;
રામા મસ્ત ને નર રાંકડા, લીધ ન મુકે ચીડ. ૫૮

**ચાલિ**

પ્રીતિ ભલી પરિપાલે રે, ચતુરાઈએ ગુણ અજૂઆલે;
પ્રિઉસ્યું આપે પ્રાંણ રે, **સોરઠડી** સુંદરિ સુજાણ. ૫૯

**દુહો**

**સોરઠડી** સિરદારિ, ફૂહેસ્યું દિલ ભેલવે;
લોચન લટકા બારિ, બીજી કો આવે નહી. ૬૦

**ચાલિ**

કછ દેસી જયાડેજી નારિ રે, ભોગ ત્રિપતિ નહીં લગાર;
પ્રીઉ વાદિ બોલે રે, વિણ અવસર અવગુણ બોલ્લઇ. ૬૧

**દુહો**

બોલે ઝોલે મોકલી, ગંભીર નહી લવલેસ;
+સકાર ન કો સુંદરી, કુછિત કાસી§ વેસ. ૬૨

**ચાલિ**

સિદ્ધી સિંધુની બોલ્લી રે, સુભ અસુભ ન વેઇ ભોલી;
બોલે બંધ નહીં બીજે રે, સાચી વાતિ મત ખીજે. ૬૩

**દુહો**

ખીજે મત ખરું બોલતાં, સિંધૂ ન કો સકાર;
પુન્ય પાપ પ્રીછે નહી, વકૂત્રિ ન કો વિકાર. ૬૪

**ચાલિ**

નવકોટ **મારૂ** દેસિ રે, સુવનીત સીલિ સુવસેસિ;
સુધ શીલ સુંદર આચાર રે, અયુક્ત ન બોલઇ કિવારિ. ૬૫

**દુહો**

વારિં વદને નારીતણે, વાસ કીઉ વિનાણિ;
પ્રથક્ પ્રથક્ પુહચે નહી, તિણિ નીર ન કો નિહુવાણિ‡. ૬૬

**ચાલિ**

રંગે વેસ ધરે વિશેષે રે, મુખ ચરણ નર ન દેખે;
દાતા ભુક્તાને ઉપગારી રે, એહવી **મરૂદેસ**ની નારી. ૬૭

+ માલ નહીં, સુકાર્ય નહીં. § કાસી–કષાય. ‡ નવાણમાં.

દુહો

ગાહા ગૂઢા ગીત રસ, સુઘડ ને સુકલીણું;
ગુણુ રાચે [1]વિરચે નહી, વયણુ ન ભાખે હીણુ. ૬૮

ચાલિ

દક્ષણી દાખિણુવિહુણી રે, સઘળી દીસે ઉંણી;
હલદ્રને રંગે રાચે રે, માન મૂકે દ્રાબીઈ કાચે[2] ૬૯

દુહો

કાચહ કાબલી કરિ ધરે, સેલાં પહિરણિ ચીર;
પાંન ફૂલે પૂરી રહે, સુરહાં તેલ સરીરિ. ૭૦

ચાલિ

કર ચરણુ ઉઘાડાં સીસ રે, ગડબડ ગાઇ નિશદીસ;
ઘી ચોપડે ને તેલ ખાઇ રે, તિહાં કહો કુણુ જાઇ ? ૭૧

દુહો

જાતિ ન કો પ્રગટ તિહાં, કાંદી[3] સહુઈ ખાઇ;
ભાજી ભાખરી ભોજને, પત્રાલે પ્રીસાઇ. ૭૨

ચાલિ

વિષયવાંછા ના નિવારે રે, સુંદર દેહ સમારે;
પંચ ભરતારી પનોતી રે, [4]મલયાગિરિ માંન વહીની. ૭૩

શ્લોકઃ

बंगदेशे हि प्रमदा, चित्रिणी देहकोमला ।
मिष्टान्नभोजनी ज्ञाता, मृदुवाणी प्रीभाषिणी ॥ ૭૪

ચાલિ

મદન પૂતલી સમ દીસે રે, પદમિણિ દેખી મન હીસે;
ભમરા કેડિ ન મૂંકે રે, મુનિનાં મન ન ચૂકે. ૭૫

શ્લોકઃ

जले शुक्तिः स्थले हीरा, वने मत्ता च दंतिनः ।
गृहे पद्मिणी नारी, अन्यदेशो हि सिंहलः ॥ ૭૬

---

૧ વિરચે—બગડે. ૨ કચ્છો મારે. ૩ કાંદા, ડુંગળી, પ્યાજ. ૪ મલબાર નાયર જાતિ.

**ચાલિ**

કામરૂ દેસિ કુહાડિ રે, પીઉને બાંધે ઝાડિ;
નર ના લેખે આણુઇ રે, બઈલ કરી નાથિ તાંણુઈ. ૭૭

**શ્લોક:**

गोडदेशेषु या रामा, चंचला हंसगामिनी ।
गीतनादरता नित्यं, विनयावनतकंधरा ॥ ७८

**ચાલિ**

ભોટ મોટ કરણાટક કલીઆ રે, અંગ તિલંગ અટકલીઆ;
ભલી ભલી ધરતી દીઠી રે, સવારથિ સહૂઈ મીઠી. ૭૯

( ૮૦ થી ૮૪ લખેલ નથી. )

દેસ સકલનો સિણગાર રે, ગૂજ્જર મંડલ મનોહાર;
આંબા રાઇણ રૂંખ જિહાં જાઝા રે, ભોગી ભમર નર વસે તાજા. ૮૫

સહુ સુહાતું બોલે રે, કદહી અવગુણ ન ખોલે;
કદાચિ કુવચન બોલાઈ રે, ફિરિ પાછી પસ્તાઇ. ૮૬

આપ કાજ ના વિણસાડઇ રે, તે નયણે સરગ દેખાડઇ;
વિધિ વિવહાર (ન) ચૂકઈ રે, હઠિ ભરાણી ઊડાડઇ ફૂકિ. ૮૭

વરણવતાં લાગઇ વાર રે, ગ્રંથ તણઉ વાધઇ વિસ્તાર;
સેઠજી જે ચિત જાણઉ રે, તે દેસની વહુ ઘરિ આણઉ. ૮૮



# સુભાષિત દુહા પંચોતરી





સંપાદક શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઈ.

પ્રસિદ્ધ સાક્ષર કવિશ્રી મેઘાણીએ લોકસાહિત્યને પ્રકાશી ગૂર્જર સાહિત્યની કિંમતી સેવા કરી છે. તેમના શબ્દોમાં કહીએ તો '' પ્રીતિના કોમલ ભાવો, લોકગમ્ય સરલ રૂપકોમાં દુહાઓએ સંઘરેલા છેઃ અને એમાં પહાડી કવિતાનો સંસ્કાર મ્હેકે છે. એ કવિતા અભણોને પણ અંતરે ઉતરી જાય છે, કેમકે એનાં રૂપકો, ઉપમાઓ વગેરે બધાં જીવનની રોજીંદી દુનિયામાંથી જ ઘડેલાં છે. એકંદર દુહા સાહિત્યનો ઝોક ગામડિયા જીવતરના મર્મોને લક્ષ્યવેધી વાકયોથી આંટવાનો છે. '' અહીં એક પ્રાચીન લેખકે એકત્રિત કરેલા સુભાષિતરૂપે ૭૫ દુહાઓનો સંગ્રહ કરેલો તે મૂકેલ છે. આવા સુભાષિત દુહાઓ જૈન ગૂર્જર સાહિત્યમાં ઘણા વિશાલ પ્રમાણમાં ઉપલબ્ધ છે અને તેનો સંગ્રહ જ્યારે પ્રકાશિત થશે ત્યારે તેથી ગૂર્જર સાહિત્યમાં એક સારી વૃધ્ધિ થશે.—સંપાદક.

### ॥ श्री वीतरागाय नमः ॥

ગ્યાન પદારથ પાયકે, જહાં તહાં ગાંઠ મ ખોલ;
નહિ પાટણ નહિ પારખૂ, નહિ ગ્રાહક નહિ મોલ. ૧

નીચી દૃષ્ટિ ચાલતાં, ત્રિણ ગુણ ગાઢા થાય;
કાંટો ટલે દયા પલે, પગપિણ નવિ ખરડાય. ૨

ડગ ડાગલા તણીય, આઉખો આદમ તણો;
ઘટ ત્રેવડે ઘણીય, જસા નમાવે જગતમેં. ૩

દુઃખ આયેં મત દુઃખ ધરે, સુખ આયે મત ફૂલ;
દઇ દઇ કયા કરત હે, દઈ દઈ સુકબૂલ. ૪

સાયર બાપ કુ-બાપ તું, કિં કજ્જે બપ્પેણ ?
એકો રયણ ન અપ્પીયો, લંછણ ફિટ્ટે જેણ. ૫

ચંદા પુત્ત કુપુત્ત તું, કિં કિજ્જે પુત્તેણ ?
ઇકકો બિંદુ ન અપ્પીયો, ખારજ ફિટ્ટે જેણ. ૬

ચંદ સંદેસા મોકલે, સાયર અપ્પ જુહાર;
ચઢ્યા કલંક ન ઉતરે, મોલ છણુ તોખાર. ૭

હમતીરાં જલ લે ચલ્યો, તુમ પર શિખર કરંત;
ખારાથી મીઠો કરું, તિણુ ગુણુ ભરીયો ગાજંત. ૮

કુમતીરાં જલ લે ચલ્યો, તુમ પર શિખર કરંત;
ખારાથી મીઠો કરું, તિણુ ગુણુ ભરીયો ગાજંત. ૯

જિહિ ઉત્તુંગ ચઢ ફિર પતન, સો ઉત્તુંગ નહી કૂપ;
જિહ સુખમેં ફિર દુઃખ વસે, સો સુખ હી દુઃખરૂપ. ૧૦

નરકી અરૂ નલ નીરકી, ગતિ એક હિ કર જોય;
જેતો નીંચો હુય ચલે, તેતો ઉંચો હોય. ૧૧

નહી નરિંદાં રિષિ કુલાં, કાંમણિ નૈં કમલાંહ;
એતાં અંત ન લીજીયૈ, જો ચાહે કુસલાંહ. ૧૨

જ્યું વરષૈં વરષા સમે, મેઘ અખંડિત ધાર;
ત્યું સદ્ગુરુ વાંણી ખિરે, જગત જીવ હિતકાર. ૧૩

જેતી લહિર સમંદકી, તેતી મનકી મૌજ;
કબહુંક મન હુય એકલા, કબહું દોરત ફૌજ. ૧૪

જ્યું જ્યું અધિક સનેહ, ત્યું ત્યું દુઃખ ચઉગ્ગુણો;
ઈનકો ઓષધ એહ, મૂલ સનેહ ન કિજિયૈ. ૧૫

રે દારિદ્ર વિચકખણા, વત્તા ઇક્ક સુણિજ્જ;
હમ દેસંતર ચલિયા, તુમ ઘર ભલા હુજ્જ. ૧૬

પડિવન્નો ગરૂઆં તણો, પાલિજ્જૈ સુવિહાંણ;
તુમ દેસંતર ચલિયા, હમહી આગેવાણ. ૧૭

ઉલટ કમલ સોરંભ અતિ, અગણિત અલિ લપટાત;
સુલટ કમલ સોરંભ વિન, સંગી કમલ લજાત. ૧૮

સેઉ સંપતિકો વિડો, સીંચત હી કમલાય,
જડ કાટ્યાં ફૂલ નીપજૈ, ફૂલ કાટ્યાં જડ જાય. ૧૯

કાંસા લૂટૈ જે ધનવંતો, બોલ વિચારે પંચો;
દીકરિયાંનો સપ્પરિવારો, તેહનૈં દેવે દંડો. ૨૦

 

પત્થર ઉપર વરાસચો, સારી રાત જ મેહ;
ધરતી તો ગદબદ ભઈ, પત્થર તેહના તેહ. ૨૧

કર કંપાવે સિર ધુણે, વુઢ્ઢી કહા કહેઇ;
હક્કારંતાં યમ ભડાં, નંનંકાર કરેઇ. ૨૨

સજ્જન ! તુમ્હ હો ચતુર નર, ધ્યાન ધરું નિસદીસ;
તુમ્હ હમપેં લિખ ભેજિયો, ઉલટે અક્ષર બીસ. ૨૩

હીયો હોવે હાથ, કુસ્સંગી કેતા મિલે;
ચંદ ભુયંગાં સાથ, કાલો ન હુવે કિસનીયા ! ૨૪

આંબો અમૃત સાર, દૂહવીયો દોવે નહીં;
મોટા ન ગિણે માર, કેરી આપે કિસનીયા ! ૨૫

મીઠે કી હદ જીભ હે, ખૈવેકી હદ ગર્મ્મ;
સુંધે કી જસ વાસના, ભૂખનકી હદ સર્મ. ૨૬

એક ઘરી આધી ઘરી, તાહી કો કુન આધ;
સાધાં સેતી ગોઠડી, જીવ્યાંકો ફલ લાધ. ૨૭

કાલ્હ કરંતો આજ કર, આજ કરંતો અબ્બ;
એક દિન આવૈગી નીંદડી, પડ્યા રહૈગા સબ્બ. ૨૮

વિદ્યા વનિતા વેલ નૃપ, નહિ જાંને કુલ જાતિ;
જાહીકે સંગે રહે, તાહી સે લપટાતિ. ૨૯

જલમેં વસે કમોદિની, ચંદો વસે આકાસ;
જો જાહૂકે મન વસે, સો તાહૂકે પાસ. ૩૦

મીઠે બોલ્યેં બહુત ગુણ, જો કોઇ જાંણે બોલ;
વિણુ દા માંહી બાહિરો, માણુસ લીજે મોલિ. ૩૧

અહિ–મુખ પર્યો સુ વિષ ભયો, કદલી કંદ કપૂર;
સીપ પર્યો મોતી ભયો, સંગતિકે ફલ સૂર. ૩૨

ઓછી સંગતિ શ્વાનકી, દોનૂં વાતે દુઃખ;
રૂઠો કાટે પાવકું, તુરૈ ચાટે મુખ. ૩૩

સંગતિ કીજે સાધુકી, હરે ઓરકી વ્યાધિ;
ઓછી સંગતિ નીચકી, આઠું પહર ઉપાધિ. ૩૪

સંગતિ ભઇ તો કયા ભયા, હિરદા ભયા કઠોર;
નવ નેજાં પાંણી ચઢે, તોઉ ન ભીજે કોર. ૩૫

પાત પડંતો દેખકે, વિકસી કુંપલિયાંહ;
હમ વીતે તુમ્હ વીતસ્યો, ધીરી બપ્પડિયાંહ. ૩૬

પાત પડંતો યું કહે, 'સુણ તરુવર! વનરાય;
અબકે વિછુરે કબ મિલે, દૂર પડંગે જાય.' ૩૭

તબહી તરુવર યું કહે, 'સુનહુ પાત! મુઝ બાત;
ઈન ઘર આહી રીત હૈ, ઇક આવત ઇક જાત.' ૩૮

ભજન કહ્યો તાતેં ભજ્યો, ભજ્યો ન એકો વાર;
દૂર ભજન જાતેં કહ્યો, સો તેં ભજ્યો ગમાર. ૩૯

ચરણ ધરત ચિંતા કરત, નહી સુહાવત સોર;
સુવરણકું ઢુંઢત ફિરે, કવિ વ્યભિચારી ચોર. ૪૦

એક નનો સૌ દુઃખ હરૈ, ચુપ કો હરૈ હજાર;
અણબોલ્યો લાખજ લહૈ, કોઉ ન પાંમે પાર. ૪૧

કંત પવજ્જણ ચલ્લિયોં, એ મુઝ મત્થય સૂલ;
ભાષા–સમિતિ ન જાં નહી, જિનશાસનનો મૂલ. ૪૨

તજ ન સકે મનકો વિભો, છતી તજી કયું જાત;
તુલછી ધન વે માંનવી, છતી દેત છટકાત. ૪૩

કંચન તજવો સહલ હૈ, ઔર ત્રિયાકો નેહ;
પરનિંદા ને ઈરષા, તજવો દુરલભ એહ. ૪૪

રાજા જોગી અગનિ જલ, યાચક વરણ જેતા;
સુલટા સૌ સહુકો હુવૈ, ઊલટા હુવૈ એતા. ૪૫

ઉજ્જલ પંખ ગરીબ ગતિ, નિરખ ધરત પગ ધ્યાંન;
હમ જાંન્યો તુમ સાધુ હો, નિપટ કપટકી ખાંન. ૪૬

પઢણો ગુણનો ચાતુરી, એ તો વાત સહિલ્લ;
કામ–દહન મન વસ કરન, ગગનચઢણ મુસકલ્લ. ૪૭

કાગા કિસકા ધન હરૈ, કોઇલ કિસકું દેય;
જીહા તણે હિલોલડે, જગ અપ્પણો કરેય. ૪૮

 

વેશ્યા કિસકી ભારજ્યા, મંગન કિસકો મીત;
દેય દેય જબ નાં દિયૈ, તબહી છંડે પ્રીતિ. ૪૯

દિલ અંદર દરિયાવ, ખંધી લગ્યો છો ફિરૈ;
ડુબ્બી માર મંઝાવ, મંઝાઇ માણિક લહૈ. ૫૦

વિસઇ પસઈ સવેસ, મોકેં થાય ખુતાઇયો;
મેં જાણ્યો દરવેસ, તે તો બાજનિયા ઇબુચ્છરૈ. ૫૧

હાં નેહિ નિયાં પોય, ઇન વેસેં આઉં ન વિસાં;
તાતેં જેડા હોય, કાતીજેં જે હત્થમેં. ૫૨

મન મંજૂસ ગુણ રયણ હૈ, ચુપ કર દીના તાલ;
ગ્રાહક હુય તૌ ખોલિયૈ, કુંચી વચન રસાલ. ૫૩

જીહા કર કચ્છોટડી, જો તીનું વસ હુંત;
સજ્જન! હીંડો મલપતા, દુજ્જન કહા કરંત? ૫૪

તું એક ભખનકૈ સંગ કરૈ, સો તો પનકો ભખ્ય;
પત ન રહે વા પુરસકી, જતન કરો કોઇ લખ્ય. ૫૫

ભરીયા તે છલકૈ નહી, છલકે તે આધા;
માણુસ એહી પારખ્યા, બોલ્યાં ને લાધા. ૫૬

પણઘટ જાતાં પણ ઘટૈ, પણ-ઘટ વાકો નાંમ;
જો કોઇ પણઘટ જાત હૈ, રહૈ ન તાકી માંમ. ૫૭

પાઘ ભાગ સૂરતિ પ્રકૃતિ, વાણી ચાલ વિવેક;
અક્ષર લિખૈ ન એકસા, દેખો દેસ અનેક. ૫૮

છલ બલ કલ વિદ્યા સુગુણ, ઉદ્યમ સાહસ ધીર;
જાપેં યહ હ આઠ ગુણ, તાકો ઘટત ન નીર. ૫૯

ઓટ ગહીજૈ ઇસકી, ઓરૂંકી કયા ઓટ;
જિણ ઓટેં નર ઉચ્ચરૈ, લગૈ ન જમકી ચોટ. ૬૦

કહૈ કિસીકૈ કછુ નહીં, જો અપનૌ મન સુદ્ધ;
પ્રગટ હોઇગૌ આપહી, ઇહ પાંણી ઇહ દૂધ. ૬૧

નિવહૈ નાંહા નીચકો, બહુત કાલ લગિ નેહ:
થિર હુઇકે ઠહિરૈ નહી, રાજ ઉસકો તેહ. ૬૨

એ કઠિન ગતિ કર્મકી, કિનહી લખી ન જાય;
રાય હોત હૈ રંક, રંક હોય ફિર રાય. ૬૩

ઈક કંચન ઇક કામિની, દો જગમેં ફંદા;
ઈનસેં જો ન્યારા રહૈ, તિણુકા મૈં બંદા. ૬૪

ઈક કંચન ઈક કામિની, દો લંબી તરવાર;
જાતે થે પ્રભુ મિલનકી, બિચ હી રખ્યે માર. ૬૫

પંડિત સેં ઝગડા ભલા, ભલા ન મૂરખ મેલ;
નિજર દેખ્યા ઘી ભલા, ખાધા ભલા ન તેલ. ૬૬

પંડિતકી લાતાં ભલી, ભલી ન મૂરખ બાત;
ઊણુ લાતે સુખ ઉપજૈ, ઊણુ બાતે ઘર જાત. ૬૭

વાતે હાથી પાઈયૈ, વાતૈં હાથિ પાઈ;
વાતે લાગાં લાઈયૈ, વાતૈં લાગૈ લાય. ૬૮

જો અપ્પણા સુ અપ્પણા, પર અપ્પણા ન જાંણુ;
તુસ હુંતા સો ઉડ ગયા, કણુ રહિયા નિરવાંણુ. ૬૯

ધન તૌ તન સુ કિયા રથા, ધણુ વિણુ તન તૃણુ માત;
ધન આદર પામેં જસા, ધન જગ મોટી વાત. ૭૦

ગજ્જ તડક્ક ભડક્ક કર, વચણુ કિયો મિસવજ્ઞ;
બાબઈયો જલધર ભણૈ, ધિગ લીયો તવ દિન્ન. ૭૧

દુર્જન તજૈ ન કુટિલતા, સજ્જન તજૈ ન હેત;
કજ્જલ તજૈ ન શ્યામતા, મુક્તા તજૈ ન શ્વેત. ૭૨

હરદી જરદી નાં તજૈ, ઘટ રસ તજૈ ન આંમ;
સીલવંત ગુજકું તજૈ, અવગુણુ તજૈ અલામ. ૭૩

જલકી સોભા કલમ હૈ, દલકી સોભા પીલ;
ધનકી સોભા ધર્મ હૈ, તનકી સોભા સીલ. ૭૪

રાગ ન કીજૈ કન્હડા, બાલ ન કીજૈ મિત્ત;
ખિણુ તત્તા ખિણુ સીયલા, ખિણુ વૈરી ખિણુ મિત્ત. ૭૫

—ઇતિ સુભાષિત દોહા પચહત્તરી સમાપ્તા પત્ર ૩૫ થી ૩૯
ચોપડો પ્રત નં. ૨૪૭૨ શ્રી મુક્તિ. વડોદરા.

# વીશા શ્રીમાળી જ્ઞાતિના એક પ્રાચીન કુળની વંશાવળી

મુનીશ્રી જયંતવિજયજી.

[ લેખક શાંત પ્રકૃતિવાળા ઇતિહાસરસિક મુનિ છે, શ્રી વિજયધર્મસૂરિના શિષ્ય છે અને તેમણે આબૂ તીર્થ સંબંધી ગૂજરાતીમાં અને હિન્દીમાં પુસ્તક લખેલ છે તેમાં ઘણી માહિતી આપી છે. તેના શિલાલેખો તથા મૂળ ઐતિહાસિક પ્રમાણોનું બીજું પુસ્તક 'અર્બુદ પ્રાચીન લેખસંદોહ' છપાય છે. ઐતિહાસિક સાધનોમાં વહીવંચાઓ જે કુળવંશાવળી રાખતા આવ્યા છે તે પણ કેટલીક પ્રાચીન બાબતો પૂરી પાડનાર હોઇ એક ઐતિહાસિક સાધન છે, તે વાત પૂજ્યપાદ પ્રવર્તક શ્રી કાન્તિવિજયજી પાસેથી પ્રાપ્ત થયેલ એક વંશાવળી આપી, તેના સારાંશ સાથે ટૂંક વિવેચન કરી લેખકે સિદ્ધ કરી છે—**સંપાદક.** ]

આ વંશાવળી, કોઈ વહીવંચા( કુળગુરુ–કળગર )ની કોઈ પ્રાચીન વહી ઉપરથી સંગૃહીત કરવામાં આવી હોય તેમ જણાય છે. જેમ શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, પ્રાચીન ઐતિહાસિક ગ્રંથો અને ભાટ–ચારણોની કવિતાઓ વિગેરે ઇતિહાસનાં સાધનો છે તેમ વહીવંચાઓની પ્રાચીન વહીઓ પણ એક ખરેખરું ઇતિહાસનું સાધન છે. ભાટ–ચારણ વિગેરે કવિઓ અને ગ્રંથકારો કરતાં પણ આવી વંશાવળીઓમાંથી જે ઇતિહાસ મળે તે ભલે થોડો હોય, પરંતુ તે વિશેષ વિશ્વાસપાત્ર માની શકાય; કારણ કે ભાટ–ચારણ કે કવિઓ જેના ઉપર સંતુષ્ટ હોય અથવા તેઓ જેના આશ્રિત હોય તેની પ્રશંસા કરતા કરતા એટલા આગળ વધી જાય છે કે તેની મર્યાદા પણ રહેતી નથી; જ્યારે વહીવંચાઓનું તો માત્ર તેમના યજમાનોની વંશપરંપરામાં થતાં આવતાં માણસોનાં નામો જ લખીને સાચવી રાખવાનું કામ હોવાથી તેમજ લેખક–કળગર અને યજમાન કે જેના સંબંધી હકીકત લખાઈ હોય છે તે બન્ને લગભગ સમકાલીન જ હોવાથી આવી વહીઓમાંથી છૂટોછવાયો મળી આવતો ઇતિહાસ બિલકુલ સાચો હોવાનું માની શકાય તેમ છે. વળી લેખક કે વાચકના દોષને બાદ કરતાં આવી વહીઓની અંદર લખેલા સંવતો કે મિતિઓ પણ લગભગ બરાબર સાચા હોય છે, કારણ કે તે બધું તે તે કાળમાં થયેલા વહીવંચાઓએ પ્રાયઃ પોતાની હયાતીમાં જ દેખેલું કે થયેલું હોય તે પ્રમાણે લખેલું હોય છે. ગ્રંથકારો કે કવિઓની જેમ ઘણાં વર્ષો પહેલાં થઇ ગયેલી વાતોને વહીમાં લખવાનો પ્રસંગ

વહીવંચાઓને બહુ જ ઓછો આવે છે, માટે વહીવંચાઓની પ્રાચીન વહીઓને ઇતિહાસનું એક ખરેખરું અંગ માનવામાં કશો પણ વાંધો હોય તેમ હું માની શકતો નથી.

જો કે આવી વંશાવળીઓમાં કુટુંબપરંપરાનાં નામો સિવાય બીજો ઇતિહાસ ઓછો મળે એ વાત ખરી, પરંતુ આમાં પણ દેશ, ગામ, રાજા, આચાર્યો, મુનિઓ વિગેરેનાં નામો ઉપરાંત અમુક અમુક શ્રાવક–શ્રાવિકાઓએ કરેલાં શુભ કાર્યો–જેવાં કે મંદિરો બંધાવ્યાં, જીર્ણોદ્ધાર કરાવ્યા, તીર્થોના સંઘ કાઢ્યા, દીક્ષા લીધી વિગેરે બાબતોમાંથી કેટલીક બાબતો તો સંવત તથા મિતિ સાથે મળી આવે છે અને તે લગભગ વિશેષ વિશ્વાસપાત્ર હોય છે. તે સિવાય તે તે દેશ–કાળના રીત–રિવાજો, પુનર્લગ્ન કે આંતરજાતીય લગ્નો સંબંધી હકીકતો, યુદ્ધ, દેશ–ગામ ભાંગ્યા કે વસ્યાં સંબંધીની હકીકતો તથા રાજકીય વિગતો પણ આવી વંશાવળીઓમાંથી મળી આવે છે. વાચકોને તેની ખાત્રી થાય તેટલા માટે એવી એક વંશાવળી નમૂના દાખલ અહીં આપવાનું ઉચિત ધાર્યું છે. તે વંશાવળી આ પ્રમાણે છે:—



મુનિશ્રી જયંતવિજયજી

## वंशावली*

( भिन्नमालग्रामे )

॥ अथ भारद्वाजगोत्रे संवत् ७९५ वर्षे प्रतिबोधितश्रीश्रीमालीज्ञातीयः श्रीशांतिनाथगोष्ठिकः श्रीभिन्नमालनगरे भारद्वाय(ज)....गोत्रे श्रेष्ठ(ष्ठी)तोडा तेहनो वास पूर्विलि पोलि भट्टनइ पाडि कोडि ५ नो व्यवहारीयो तेहनी गोत्रजा अंबाई नगरिनि परसरि गो....णीसरोवरि देव्यानां ठांम नेऊसहिस तेहमांहि ईशाणकुणदिशि चंपकवाडी तेहमांहि चैत्य चिहु पासइ आंबानां वृक्ष

* आ मूळ वंशावळी श्रीमान् पूज्य प्रवर्तकजी महाराज श्रीकांतिविजयजी महाराज पासेना साहित्य-संग्रहमांथी तेओश्रीनी कृपाथी प्राप्त थई छे—लेखक.

तिहांनां स्थानकि चतुर्भुजा गोत्रज स्वरूप–रूप्पमइ हादरि न हुइ तुं कुंकुनी लीटी पाटलि ३ कीजइ, नैवेद्य लापसी घूडला खीचडुं उवारिनुं चैत्री आसोई ९ पुत्र जन्मइं पारणे त्रिसुंडणि जमणीनुं कापडुं फईनइ सहर्षी १ पुत्र जन्मइ पुत्रीइं अर्द्धकर कीजइं ।

श्रेष्ठ(ष्ठी) तोडा भा. सूरमदे पु. गुणा भा. रंगाई पु. हरदास भा. माहवी पु. भोला भा. गंगाई पु. गोवाल भा. मघी पु. आसा भा. पुहती पु. वजांग भा. करमी पु. शिवा भा. पती पु. महिराज भा. कमाई पु. राजा भा. पूरी पु. गणपति भा. रही पु. झांझण भा. कपू पु. मणोर भा. हापी पु. कुंयरपाल भा. वाछी पु. पासा भा. प्रेमी पु. वस्ता भा. वनादे पु. कान्हा भा. सांपू पु. नाह्या संवत् ११११ वर्षे श्रीभिनमालभग्नं मनुष्यनी कोडि मरणगई बंदि

( पायचीग्रामे )

पच्या श्रेष्ठ नाना नाठा कोलीहारामांहि पायचिग्रामे वास्तव्य श्रेष्ठ नाना भा. पूगी पु. अमरा भा. आऊ पु. हरदे १ वरदे २ नरदे ३ नगा ४, हरदे भा. हांसलदे पु. गोपी १, पदमा २॥ गोपी भा. गुरादे पु. जोगा भा. हपू पु. नांदिल भा. नांदलदे पु. सारिंग १, महिण २, संघा

( पत्तननगरे )

३, धपा ४ पत्तनि वास्तव्य सासरिं संवत् १२२५ वर्षे फोफलीयावाडि सारंग भा. नारिंगदे

( नरेलिग्रामे )

पु. सीधर १, जीवा २. सीधर भा. सरीयादे पु. उचली गांमू पासे नरेलि ग्रांमे वास्तव्य सासरइं संवत् १२८५ वर्षे सीधर भा. सिरियादे पु. अना १ वना २. अना भा. अनादे. पु. मूला १ श्रीआदिजिनबिंबं चउवीसवट्ठ भराव्यओ संवत् १३१६ वर्षे श्रीअंचलगच्छे श्रीअजित-सिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितं एक कुपगोत्रजाचैत्य मूलाकेन एवं कृतं मूला भा. मालणदे पु. वरधमांन १ जइता २. वरधमांन भा. वयजलदे पु. करमण १ लाला २ एउ चली मोढेरइ

( मोढेराग्रामे )

वास्तव्यः तेणे मोढेरइ दाघेलीऊ महं कर्मा ते साढु तेणि सगपणि संवत् १३९५ वर्षे महं करमण भा. कर्मादि पु. महूया भा. सोहागदे पु. धना १ हीरा २ खीमा ३ जुथा ४. हीरा भा. हीरादे पु. संवत् १४४५ वर्षे बिंब चुवीसवट्ट(ट्टे) प्रतिष्ठामहोत्सव श्रीअंचलगच्छे श्रीमेरु-तुंगसूरि चोमासि राख्या प्रतिष्ठित(ष्ठा) महोच्छव करावी मोढेरि. हीरा भा. हेमादे पु. भावड भा. पूनी पु. देवा १ पर्बत २ नंदा ३. देवा भा. सरीयादे पु. सूरा–लखमण भा. लखमादे पु. हर्षा १ जगा २, हर्षा भा. पूरी पु. नरपाल १ वरजांग २ फतना ३ रतना ४. नरपाल भा. लीलादे पु. नरबद भा. नांमलदे पु. वस्ता १.

वरजांग भा. सखी पु. राणा १ श्रीवंत २ भाणा ३ महिराज ४.

फतना भा. माहणदे पु. वेणा भा. मरघादे पु. भीमा १ अमा २ लहूया ३.

जगा भा. जिस्मादे पु. सीपा १ सांमल २.

परबत भा. पेमलदे पु. रामा १ पदमा २ मादा ३. रामा भा. ढढू पु. नाथा १ नारद २ सोमा ३. नाथा भा. नागलदे पु. आणंद-नाकर भा. टांक पु. सधारण १ शिवसी २ गोपी ३.

नंदा भा. लाखू पु. रूपा १ आसा २. रूपा भा. कुंयरि पु. भचा १ अजू २ महिपा ३ कान्हा ४. भचा भा. नाथी पु. राघव भा. राजलदे पु. धना १ वर्धमान २ पोचा ३ पोपट ४.

अजू भा. अजादे पु. रूडा १ राजा २ नायक ३, रूडा भा. १ बयजलदे पु. मेघजी १ जगमाल २, द्वि. भा. मांणिकदे पु. अभयराज.

नायक भा. नारिंगदे पु. देवराज १ संघराज २.

मं. नंदाक्ष्ये(ऽऽख्ये)न मल्लिनाथ बिंब भराव्यो ए आदि कुटुंबि बिंब ३ भराव्या श्री-अंचलगच्छे श्री विजयकेसरसूरीणामुपदेशेन प्रतिष्ठितं मं. नंदा द्वै. ( द्वि० ) भा. हीरू पु. साहू भा. सुहागदे पु. खीमा भा. देवलदे पु. वीसा १ देशल २ लाला ३. वीसा भा. दूबी पु. सहिसा भा. मरघाई पु. सिंघा १.

देशल भा. मकू पु. लखा भा. खीमाई पु. हरखा १ मेघा २ जगा ३ आणंद ४ कामा ५ पोमा ६ ( दीक्षा ) अर्जण ७. हरखा भा. गुरी पु. वर्द्धमान १ ठाकु(र) २.

अर्जण भा. अहिवदे पु. मांडण १.

पूर्वि करमणभाई लाला भा. लाडमदे पु. हरदास भा. हांसलदे पु. रहीया—महूया
( वलहग्रामे )
(दीक्षा). महूया भा. मांनबाई पु. हीरा उचली गोलवाडी वलहग्रांमि वास्तैव्य मं. हीरा भा. सखू तेहनि डीलिं सिद्धशीकोत्तरी भावतेह कारणिं पूछी कहिउं माहरइ गोत्रज जुहारुं तेह कारणें पांजरि नाम लेई गोत्रज जुहारइ नणंदनइ सेर २ नीमा ३ पारणे त्रिमुंडणिं माणा ४ ना लाडू कुटंबमांहिलाहि फईनइ सहिर्षी १. मं. हीरा भा. सखु पु. चाचा भा. चांपलदे पु. पोमा १ मका २. पोमा भा. प्रेमलदे पु. श्रीवंत भा. सरीयादे पु. भोला भा. भावलदे पु. रीडा भा. सोभी पु. सिंघा १ समधर २ सिंघा भा. जयवंती पु. काला १ अर्जुन २ वना ३. काला भा. मरघू पु. देवा १ भीमा २, देवा भा. नानू पु. दूदा भा. आनी पु. जसा १.

भीमा भा. भरमादे पु. जोधा भा. जिस्मादे पु.

अर्जुन भा. मांणिकदे पु. नाकर भा. पुहती पु. सीहा १ पेथा २ नाईया ३ नगा ४ पांचा ५. सीहा भा. सरीयादे पु. देवराज १ शिवराज २.

( पत्तणिनगरे )

पूर्वि महुया चतुर्थ पुत्र चुथा भा. चांहणिदे पु. सोभा संग्रहणं कृतं नोरते वास्तव्यः सांप्रति पत्तनि वास्तव्यः संवत् १४४१ वर्षे लघुशाखी बभूवः सोभा भा. रंगाई पु. माहव १ ईभा २, ईभा भा. देमी पु. रंगा १ जागा २, रंगा भा. रंगादे पु. वरसंग जेमा भा. जिस्मादे पु. सुंटा १ राईया २ (दीक्षा), सुंटा भा. करमादे पु. राजपाल १ विजपाल २ ब्रह्मदास ३.

( लहरी सलखणपुरपार्श्वे )

मं. जागा फडीयाना व्यापारथी फडीआ अडक. जागा भा. जिस्मादे पु. जोगा १.

( चाहणसामिग्रामे )

पूर्वि वर्द्धिमांन भाई जयता उचली चाहणसामि वास्तव्यः सासरामांहि तव श्रीभट्टेवा-श्रीपार्श्वनाथचैत्यं कारापितं संवत् १३३५ वर्षे श्रीअंचलगच्छे अजितसिंहसूरीणामुपदेशेन प्रतिष्ठितं मं. जयता भा. जयवंती पु. हपा भा. देमाइ पु. मांडण भा. मालणदे पु. रहीया भा. रही-

( गेगूदणग्रामे )

यादे पु. वस्ता उचली गेगूदणि वास्तव्यः वस्ता भा. चलादे पु. वागू—रणसी भा. रमादे पु. मदा १ वाछा २ रामा ३. मदा भा. सलखू पु. नगा १ हापा २ तेजा ३. नगा भा. धनी पु. हापा भा. मानू पु. करमसी भा. तेजू पु. रीडा १ सिंघा २.

वाछा भा. भोली पु. होईया १ भीमा २ गलूया ३. भीमा भा. करमी पु. नायक १ माला २ हरखा ३ गोरा ४ सांमल ५ कुंरा ६. नायक भा. नायकदे पु.

माला भा. मांनू पु. सीहा १ सरवण २ करमण ३. सीहा भा. टांक पु. जागा १ मेघा २. जागा भा. जीवादे पु.

सरवण भा. सहिजलदे पु. वीरम १ खोखा २ जूठा ३. वीरम भा. वनादे पु.

( मदासणग्रामे )

करमण भा. कामलदे पु. रीडा १ लखा २. रीडा भा. राजलदे पु. शवसी भा. सुखमादे पु. लखा भा. लखमादे पु. जगसी १ हरखा [ २ हरणा ] भा. माणेकदे पु. मेला १ माका २ जीवा ३ नाथा ४. मेला भा..................................पु. अटोल १.

मांका भा. मालणदे पु. श्रीवंत १ वीणा २ धना ३ धरमसी ४ अजा ५. श्रीवंत भा. सरीयादे पु. पूंजा १ देवा २. पुंजा भा. रत्नादे पु. वीणा भा. वलादे पु. रांका १.

गोरा भा....पु. सांमल भा. रमादे पु. कडूया भा. कपूरदे पु. श्रीचंद १ देवचंद २ हरिचंद ३, श्रीचंद भा. कोडिमदे पु. जयचंद १ मानजी २.

( रवालीयाअ )

देवचंद भा. अछबादे पु. लालजी १.

पूर्वि सीधरभाइ जीवा पत्तनि मं. जीवा भा. जीवादे पु. जिणदत्त भा. पकू पु. वना

( डहिरवाली )

१ विजया २ ( दीक्षा ). वना उचली सासरइ जांबूथी डहिरवालि वास्तव्यः संवत् १२९५ वर्षे मं. वना भा. सखू पु. माधव भा. सांपू पु. नयणा १ नगा २ रंगा ३. नयणा भा. नारिंगदे पु.

( वयजलकग्रामे )

सारिंग वयजलके वास्तव्यः सारंग भा. सरीयादे पु. डोसा भा. नाकु पु. रंगा १ मेला २ रामा ३, रंगा भा. जोमी पु. वाछा श्रीपार्श्वनाथचैत्यं प्रतिष्ठितं श्रीअंचलगच्छे श्रीभुवनतुंगसूरीणामुपदेशेन मं. वाछा भा. माऊ पु. करमण १ लखमण ( चारित्रं ). मं. करमण भा. करमादे पु. मोका भा. पूगी पु. महिराज १ मांडण २. महिराज भा. माणिकदे पु. देवा १ नगा २. मं. देवा भा. देवलदे पु. मांना भा. मांनू पु. जागा भा. देगी पु. धरणी भा. पूरी पु. पासा भा. अजी पु. शिवा १ पोचा २. शिवा भा. वलादे पु. जाणा १ भाणा २ भावड ३ नरसंघ ४ करमसी ५.

सीपा भा. सरीयादे पु. मांका १.

( वढवांणिमांहि बलदांणु )

पूर्वि महिराज भाई मांडण भा. सोभी पु. वरधा १ काला २ नोला ३ लखा ४. वरधा भा. देगी पु. सांगा भा. सांगारदे पु. कांन्हडदे उचली वडुद्रइ वास पछी बलदाणा वास्तव्य तत्र वसही कारापिता मूलनायक श्रीपार्श्वनाथबिंबं कांन्हडदे भा. कपूरदे पु. चांपा १ अमीया २. चांपा भा. प्रेमलदे पु. सहसा भा. सरीयादे पु. जीवा १ खीमा २. जीवा भा. ३ दूधी पु. भीमा १ शाणा २ भुजबल ३ जंसा ४ जाणा ५ जोधा ६. भीमा भा. भावलदे पु. श्रीवंत १ जयचंद २ रंगा ३.

( पूर्वि बलदांणेऽधुना नागनेशर्ति )

शांणा भा. समाई पु. शिवराज भा. अजादे पु. सांमल १ श्रीमल २ भला ३ भोजा ४. सांमल भा. सूरमदे पु. वाघा १ नागजी २ हेमराज ३. वाघा भा........पु...............
...............आंबा १ सद्धराज २. आंबा भा........पु. नागजी भा. देवकी पु. सूरजी १.

हेमराज भा. गेलां पु. सहिजपाल १ खेता २.

श्रीमल भा. २ सणगारदे पु. मेघा १ मेला २. मेघा भा. सवीरां पु. सिवगण १ श्रीपाल २. श्रीमल द्वै ( द्वि० ) भा. वीरमदे पु. वेला ३. वेला भा.......पु. जेठा.

( खंभायत पासिं तारापुरिं )

पूर्वे माधव पुत्र नगा भा. २ नागदे पु. गोगन १ गणपति २ संवत् १४४५ वर्षे श्रीशेत्रुंजयतीर्थनी यात्रा कृता श्रीरंगरत्नसूरिनिं आचार्यपदस्थापना श्रीअंचलगच्छे गुजराती सोरठि चोरासी गच्छना यतीनिं वेस वुहराव्या । वाणोत्र मिलीनि एणिं कारणिं डहरवालीया प्रसिद्ध विरुदः । गोगन भा. गुरादे पु. मंगल १ जिणदत्त २. मंगल भा. मयगलदे पु. खोजा १ कान्हा २. खोजा भा. सहिजलदे पु. गहगा १ गणपति २. गहगा भा. मनाई पु. कुंभा १ कुंरा २. कुंभा भा. कुंभादे पु. पोपट १ लाला २ वाला ३. पोपट भा. माई पु. विद्याधर भा. हर्षादे पु. वाच्छा १ सहसा २ ( दीक्षा ), वाछा भा. दाडिमदे पु. भोजा १ भीमा २ संतोखी ३. भोजा भा. धर्नी पु. शिवसीऽ..

पूर्वे सारींग भाई महिपा भा. फूलां पु. भाटा ते सिद्धराय जेसंगदे( व ) राज्यव्यापार सहसलिंग ऊपरि रायनुं आदेश चित्त करी तिहां पाषांण अणावि ते पांच गज ला( गा )डलां दीठ रखावइ वरतण माटे रायें गोभलेज गांम आप्यउ छइ चिडोत्तरमांहि मातर पासिं तिणिं गांमि पाषाण मोकलइ तिणिं गांमि तलाव १२ कूप १२ कराव्या. श्रीशेत्रुंजय प्रासाद बिंबं प्रतिष्ठितं श्रीअंचलगच्छे पछि कालांतरे राजा रूठो दोषीए पाषांणनी राव कीधी । मं. भाटा

( मंडपदुर्गे )

मंडपदुर्गि वास्तव्यः भाटा भा. देमी पु. लुंभा भा. मांनी पु. माधव १ केशव २. माधव भा. माल्हणदे पु. गांगो १ गोरा २. गांगा भा. रूपी पु. जयवंत भा. जिस्मादे पु. भूभच १ भरमा २. भूभच भा. रजाई पु. नाका १ माका २. नाका भा. नयणदे पु. सोभा उचली

( वडोदरे )

वडोदरे वासः खेतसीनइ पागटिं मं. सोभा भा. सरीयादे पु. कर्मा १ धर्मा २. कर्मा भा. करमादे पु. भीमड १ भावड २. भीमड भा. भीमादे पु. देवड भा. देमाई पु. राजड १ चांपा २. राजड भा. पद्माई पु. भावड १ भरमा २. भावड मा. रूपाई पु. ठाकरसी ए उचली

( तारापुरे )

खंभायति पार्श्वे तारापुरि वास्तव्य पछी सीगी वाडइ ठाकरसी भा. मलाई पु. जेसंग १ वदा २. जेसंग भा. जिस्मादे पु. साभा भा. रूडी पु. श्रीपति भा. सुहवदे पु. हरखा १ कामा २ मांगा ३. मं. हर्खा भा. हर्खादे पु. रामा १ रूपा २ रांगा ३. रामा भा...................

આ વંશાવળી, **શ્રીભિન્નમાલ ( ભીનમાળ )** નગરનિવાસી, **શ્રીશ્રીમાલી** ( વીશાશ્રીમાળી ) જ્ઞાતિના, **ભારદ્વાજ**ગોત્રીય શેઠ **તોડાના** વંશની લગભગ ૫૦ પેઢીઓની છે. આમાં **૩૩** પેટા શાખાઓ પણ આપેલી છે અને તે વિ. સં. **૭૯૫** થી શરૂ થઈ આશરે વિ. સં. **૧૬૦૦** સુધીની એટલે લગભગ **આઠ સો** વર્ષની છે. તેનો પાછળનો–છેલ્લો ભાગ અધૂરો હોવાથી, તે આજકાલના કયા ગામના કયા ખાનદાન કુટુંબની છે?–તે જાણી શકાયું નથી. જેટલો ભાગ મળ્યો છે તેનો સારાંશ આ પ્રમાણે છે:—

**ભારદ્વાજ** ગોત્રવાળા **તોડા** નામના વ્યાપારીને **ભીનમાલ** નગરમાં વિ. સં. **૭૯૫** માં કોઇ પણ જૈનાચાર્યે પ્રતિબોધી જૈન બનાવીને **શ્રીશ્રીમાલી ( વીશાશ્રીમાળી )** જ્ઞાતિમાં સ્થાપન કર્યો. તે શેઠ **તોડો, ભીનમાલ** નગરમાંની પૂર્વલી ( પૂર્વ દિશાની ) પોળમાં આવેલા **ભટ્ટના પાડામાં** રહેતો હતો. ત્યાં તે **શ્રીશાંતિનાથ** ભગવાનના મંદિરનો કાર્યવાહક–વ્યવસ્થાપક અને પાંચ ક્રોડનો આસામી મોટો વેપારી હતો. તેની કુલદેવી **અંબાજી** છે. અહીં **ભીનમાલ** નગરના સીમાડામાં ગો....ણી નામના સરોવરથી ઇશાન ખૂણામાં ચંપાવાડી છે. તેની અંદર અંબાજીનું ચૈત્ય–મંદિર છે. આ મંદિરની ચારે બાજુમાં આંબાનાં વૃક્ષો છે. આ મંદિરમાં અંબાજીની ચાર ભુજાવાળી મૂર્ત્તિ છે. **શ્રીઅંબાજી**નાં કુલ નેવું હજાર સ્થાનો કહ્યાં છે તેમાં આ પણ એક છે. આ સ્થાનકની અંબાજીનાં ગોત્રીજનું સ્વરૂપ ( ગોત્રીજ જુહારવાની–ગોત્રીજ–જારણાંની વિધિ ) આ પ્રમાણે છે:—

અંબાજીની રૂપાની મૂર્ત્તિ, તે હાજર ન હોય તો એક શુદ્ધ પાટલા ઉપર કંકુની ત્રણ લીટીઓ કરવી, અને નૈવેદ્યમાં લાપશી, પૂડલા તથા જુવારીનું–જારનું ખીચડું, હરેક ચૈત્ર તથા આસો મહિનાની શુદિ ૯ ને દિવસે કરવું. પુત્ર જન્મે તો પુત્રને પારણામાં પહેલી વાર સુવાડતી વખતે ત્રિમુંડણી જમણીનું ( જમની–અટલસ વિગેરે કોઇ જાતનું ) કાપડું એક તથા રૂપિયો એક કોઇને આપવો. જો પુત્રી જન્મે તો પુત્રથી અરધો કર કરવો.

**મૂળ શાખા ક**

<u>**ભીનમાલ નગર**</u>

( ૧ ) શેઠ તોડાની ભાર્યા સૂરમદે, પુત્ર ( ૨ ) ગુણા ભાર્યા રંગાઇ, પુત્ર ( ૩ ) હરદાસ ભાર્યા માહવી, પુત્ર ( ૪ ) ભોલા ભાર્યા ગંગાઇ, પુત્ર ( ૫ ) ગોવાલ ભાર્યા મર્ઘા, પુત્ર ( ૬ ) આસા ભાર્યા પુહતી, પુત્ર ( ૭ ) વરજાંગ ભાર્યા કરમી, પુત્ર ( ૮ ) શિવા ભાર્યા પતી, પુત્ર ( ૯ ) મહિરાજ ભાર્યા કમાઇ, પુત્ર ( ૧૦ ) રાજા ભાર્યા પુરી, પુત્ર ( ૧૧ ) ગણપતિ ભાર્યા રહી, પુત્ર ( ૧૨ ) ઝાંઝણ ભા૦ કંપૂ, પુ૦ ( ૧૩ ) મનોર ભા૦ હાપી, પુત્ર ( ૧૪ ) કુંવરપાલ ભા૦ વાછી, પુ૦ ( ૧૫ ) પાસા ભા૦ પ્રેમી, પુ૦ ( ૧૬ ) વસ્તા ભા૦ વનાદે, પુ૦ ( ૧૭ ) કાન્હા ભા૦ સાંપૂ, પુ૦ ( ૧૮ ) નાન્હા. વિ. સં. ૧૧૧૧ માં શ્રી ભીનમાલ ભાંગ્યું. ક્રોડો મનુષ્યો મરણ પામ્યાં અને કેદ પકડાયાં. તે વખતે શેઠ નાન્હાએ ત્યાંથી નાશીને

**પાયચી ગામ** ‘ **કોલીહાશ** ’ માંના ‘ **પાયચી** ’ ગામમાં જઇને વાસ કર્યો. તે શેઠ નાન્હા ભા૦ પૂગી, પુત્ર ( ૧૯ ) અમરા ભા૦ આઊ, પુ. ( ૨૦ ) હરદે ૧, વરદે ૨, નરદે ૩, નગા ૪. તેમાંના હરદે ભા૦ હાંસલદે, પુ૦ ( ૨૧ ) ગોપી ૧, પદમા ૨. તેમાંના ગોપી ભા૦ ગુરાંદે, પુ૦ ( ૨૨ ) જોગા ભા૦ હપૂ, પુ૦ ( ૨૩ ) નાંદિલ ભા. નાંદલદે, પુ૦ ( ૨૪ ) સારંગ ૧, મહિપા ૨, સંઘા ૩, ધપા ૪.

**પાટણનગર** તેમાંના સારંગે પોતાના સાસરે–**પાટણ** શહેરમાં જઇને ત્યાં **ફોફલીયા વાડામાં** વિ. સં. ૧૨૨૫ માં વાસ કર્યો. તે શેઠ સારંગ ભા૦ નારંગદે, પુ૦ ( ૨૫ ) શ્રીધર ૧, જીવા ૨. તેમાંના શ્રીધરે ત્યાંથી ઉચાળો ભરી પોતાના સાસરે **ગાંભૂ*** પાસેના **નરેલી** ગામમાં જઇને વિ. સં. ૧૨૮૫ માં વાસ કર્યો. તે

**નરેલી ગામ** શેઠ શ્રીધર ભા૦ સિરિયાદે, પુ૦ ( ૨૬ ) અના ૧, વના ૨. તેમાંના અના ભા૦ અનાદે, પુ૦ ( ૨૭ ) મૂલા. આ શેઠ મૂલાએ **શ્રી આદિનાથ** ભગવાનનું બિંબ તથા જિનચોવીશીનો પટ્ટ કરાવીને તેની વિ. સં. ૧૩૧૬ માં **અંચલગચ્છીય શ્રી અજિતસિંહસૂરિજી**[1]**ના** ઉપદેશથી પ્રતિષ્ઠા કરાવી, તથા તેણે એક કુવો અને એક કુલદેવી–અંબાજીનું ચૈત્ય કરાવ્યું. તે શેઠ મૂલાની ભા૦ માલણદે, પુ૦ ( ૨૮ ) વર્ધમાન ૧, જઈતા ૨. તેમાંના વર્ધમાન ભાર્યા વેજલદે, પુ૦ ( ૨૯ ) કરમણ ૧,

**મોઢેરા ગામ** લાલા ૨. તેમાંના કરમણે અહીંથી ઉચાળો ભરીને, ગામ **મોઢેરાના દાધેલીક** મંત્રી કર્મા સાઢુ થાય તે સગપણથી મોઢેરામાં+ આવીને સં. ૧૩૯૫ માં વાસ કર્યો. તે મંત્રી કરમણ ભા૦ કર્માદે, પુ૦ ( ૩૦ ) મહૂયા ભા૦ સોહાગદે, પુ૦ ( ૩૧ ) ધના ૧, હીરા ૨, ખીમા ૩, ચોથા ૪. તેમાંના શેઠ હીરાએ **શ્રી અંચલગચ્છીય શ્રીમેરુતુંગસૂરિજી**[2]**ને** વિનતિ કરીને વિ. સં. ૧૪૪૫ નુ ચોમાસું રાખ્યા અને તેમના ઉપદેશથી જિનબિંબ તથા જિનચોવીશીનો પટ્ટ કરાવીને મહોત્સવપૂર્વક તેની **મોઢેરા** ગામમાં પ્રતિષ્ઠા કરાવી હતી. તે શેઠ હીરા ભા૦ હીરાદે–હેમાદે, પુ૦ ( ૩૨ )

---

* ગાંભૂ–ભોયણીથી ૯ ગાઉ, રાંતેજથી ૨ ગાઉ, ચાણસ્માથી ૬ ગાઉ અને પાટણથી ૧૨ ગાઉ દૂર આવેલું છે. ગાંભૂ પ્રાચીન ગામ છે. વિ. સં. ૮૦૨ માં પાટણ વસ્યું તે પહેલાં ગાંભૂ વિદ્યમાન હતું. અહીં અત્યારે શ્રાવકોનાં વાશ ઘર અને એક જિનમંદિર છે.

૧ આચાર્યપદ સં. ૧૩૧૪ સ્વ૦ સં. ૧૩૩૯. સંપાદક.

+ મોઢેરા–ભોયણીથી ૧૨ ગાઉ, ગાંભૂથી ૩ ગાઉ, ચાણસ્માથી ૬ ગાઉ અને પાટણથી ૧૨ ગાઉ દૂર આવેલું છે. મોઢેરા, ગાંભૂથી પણ પ્રાચીન હોવાનું જણાય છે. મોઢેરામાં હાલ શ્રાવકોનાં એકવીશ ઘર અને એક જિનમંદિર વિદ્યમાન છે. ગામની બહાર એક પ્રાચીન જિનમંદિરનું ભવ્ય ખંડિયેર તે ગામની પૂર્વની જાહોજલાલીને અત્યારે પણ દેખાડી રહ્યું છે.

સાહિત્યપ્રેમી મુનિરાજશ્રી ન્યાયવિજયજીનો લખેલો “ મહાતીર્થ મોઢેરા ” નામનો વિસ્તૃત લેખ “ શ્રી જૈન સત્ય પ્રકાશ ” નામના માસિકના ૮-૯ અંકમાં છપાઇ ગયેલ છે. મોઢેરા સંબંધી વિશેષ હકીકત જાણવા ઇચ્છનારે ત્યાંથી જોઇ લેવી.

૨ આચાર્યપદ સં. ૧૪૨૬ સ્વ૦ સં. ૧૪૭૧. સંપાદક.

ભાવડ ભા૦ પૂની, પુ૦ ( ૩૩ ) દેવા ૧, પરબત ૨, નંદા ૩. તેમાંના દેવા ભા૦ સરીયાદે, પુ૦ ( ૩૪ ) સૂરા-લખમણ ભા૦ લખમાદે, પુ૦ ( ૩૫ ) હર્ખા ૧, જગા ૨. તેમાંના હર્ખા ભા૦ પુરી, પુ૦ ( ૩૬ ) નરપાલ ૧, વરજાંગ ૨, કુતના ૩, રતના ૪. તેમાંના નરપાલ ભા૦ લીલાદે, પુ૦ ( ૩૭ ) નરબદ ભા૦ નામલદે, પુ૦ ( ૩૮ ) વસ્તા ૧.

ख. ( ૩૬ क ) નરપાલના ભાઈ વરજાંગની ભાર્યા સખી, પુ૦ ( ૩૭ ) રાણા ૧, શ્રીવંત ૨, ભાણા ૩, મહિરાજ ૪.

ग. ( ૩૬ क ) નરપાલના ત્રીજા ભાઈ કુતનાની ભા૦ માહણદે, પુ૦ ( ૩૭ ) વેણા ભા૦ મરઘાદે, પુ૦ ( ૩૮ ) ભીમા ૧, અમા ૨, લહૂઆ ૩.

घ. ( ૩૫ क )હર્ખાના ભાઈ જગાની ભા. જિસ્માદે, પુ૦ ( ૩૬ ) સીપા ૧, સામલ ૨.

ङ. ( ૩૩ क ) દેવાના ભાઈ પરબતની ભા૦ પેમલદે, પુ૦ ( ૩૪ ) રામા ૧, પદમા ૨, ભાદા ૩. તેમાંના રામા ભા૦ ટહૂ, પુ૦ ( ૩૫ ) નાથા ૧, નારદ ૨, સોમા ૩. તેમાંના નાથા ભા૦ નાગલદે, પુ૦ ( ૩૬ ) આણંદ-નાકર ભા૦ ટાંક, પુ૦ ( ૩૭ ) સધારણ ૧, શિવસી ૨, ગોપી ૩.

च. ( ૩૩ क ) શેઠ દેવાનો ત્રીજો ભાઈ શેઠ નંદા તેની પ્રથમ ભાર્યા લાખૂ, પુ૦ ( ૩૪ ) રૂપા ૧, આશા ૨. તેમાંના રૂપા ભા૦ કુંવરી, પુ૦ ( ૩૫ ) ભચા ૧, અજૂ ૨, મહિપા ૩, કાન્હા ૪. તેમાંના ભચા ભા૦ નાથી, પુ૦ ( ૩૬ ) રાઘવ ભા૦ રાજલદે, પુ૦ ( ૩૭ ) ધના ૧, વર્ધમાન ૨, પોચા ૩, પોપટ ૪.

વળાદ ગામ

छ. ( ૩૫ च ) ભચાના ભાઈ અજૂની ભા૦ અજાદે, પુ૦ ( ૩૬ ) રૂડા ૧, રાજા ૨, નાયક ૩. તેમાંના રૂડાની પ્રથમ ભાર્યા વેજલદે, પુ૦ ( ૩૭ ) મેઘજી ૧, જગમાલ ૨. બીજી ભાર્યા માણિકદે, પુ૦ ( ૩૭ ) અભયરાજ.

ज. ( ૩૬ छ ) રૂડાનો ત્રીજો ભાઈ નાયક તેની ભાર્યા નારિંગદે, પુ૦ ( ૩૭ ) દેવરાજ ૧, સંઘરાજ ૨.

झ. ઉપર્યુક્ત ( ૩૩ क ) મંત્રી નંદાએ **શ્રી મલ્લિનાથ** ભ૦ની મૂર્તિ ૧ અને તેના વંશજોએ જિનબિંબ ૨ મળીને કુલ ત્રણ જિનબિંબો કરાવીને તે શ્રી **અંચલગચ્છીય શ્રી વિજયકેસરસૂરિ**[3]**ના** ઉપદેશથી પ્રતિષ્ઠા **વળાદ** ગામમાં કરાવી. એ જ મંત્રી નંદાની બીજી સ્ત્રી હીરૂ, પુ૦ ( ૩૪ ) સાહૂ ભા૦ સુહાગદે, પુ૦ ( ૩૫ ) ખીમા ભા૦ દેવલદે, પુ૦ ( ૩૬ ) વીશા ૧, દેશલ ૨, લાલા ૩. તેમાંના વીશા ભા૦ દૂબી, પુ૦ ( ૩૭ ) સહિસા ભા૦ મરઘાઈ, પુ૦ ( ૩૮ ) સિંઘા ૧.

ञ. ( ૩૬ झ ) વીશાના ભાઈ દેશલની ભા૦ મકૂ, પુ૦ ( ૩૭ ) લખા ભા૦ ખીમાઈ, પુ૦ ( ૩૮ ) હરખા ૧, મેઘા ૨, જગા ૩, આણંદ ૪, કામા ૫, પોમા ૬ **( પોમાએ દીક્ષા લીધી. )**, અર્જુન ૭. આમાંના હરખા ભા૦ ગુરી, પુ૦ ( ૩૯ ) વર્ધમાન ૧, ઠાકુર ૨.

૩ વિજયકેસર—જયકેસરીસૂરિ આચાર્યપદ સં. ૧૪૯૪ સ્વ૦ સં. ૧૫૦૧. સંપાદક.

ट. ( ૩૮ ञ ) હરખાનો સાતમો ભાઈ અર્જુન તેની ભા૦ અહિવદે, પુ૦ ( ૩૯ ) માંડણુ ૧.

ड. ( ૨૯ क ) મંત્રી કરમણના ભાઈ લાલાની પત્ની લાડમદે, પુ૦ ( ૩૦ ) હરદાસ ભા૦ હાંસલદે, પુ૦ ( ૩૧ ) રહીયા–મહૂયા ( **મહૂયાએ પાછળથી દીક્ષા લીધી હતી.** ) ભા૦ માનબાઈ, પુ૦ ( ૩૨ ) હીરા. આ શેઠ હીરાએ ઉચાળો ભરીને **ગોલવાડમાંના** '**વલહ**' ગામમાં નિવાસ કર્યો. તે મંત્રી હીરા ભા૦ સણૂ. આ સણૂના શરીરમાં સિદ્ધશિકોતરીનો વલગાડ થવાથી તેને પૂછતાં તેણે ગોત્રીજ જુહારવાનું કહેવાથી, માંજરિ નામ લઈને ( ? ) ગોત્રીજ જુહાર્યાં. તેમાં નણંદને બે શેર માતર ( સુખડી ) અને અટલસનું કાપડું, ફોઈને એક રૂપિયો તથા ચાર માણાના લાડુ કુટુંબમાં વહેંચ્યા. તે મંત્રી હીરા ભા૦ સણૂ, પુ૦ ( ૩૩ ) ચાચા ભા૦ ચાંપલદે, પુ૦ ( ૩૪ ) પોમા ૧, મકા ૨. તેમાંના પોમા ભા૦ પ્રેમલદે, પુ૦ ( ૩૫ ) શ્રીવંત ભા૦ સરીયાદે, પુ૦ ( ૩૬ ) ભોલા ભા૦ ભાવલદે, પુ૦ ( ૩૭ ) રીડા ભા૦ સોભી પુ૦ ( ૩૮ ) સિંઘા ૧, સમધર ૨. તેમાંના સિંઘા ભા૦ જયવંતી, પુ૦ ( ૩૯ ) કાળા ૧, અર્જુન ૨, વના ૩. તેમાંના કાળા ભા૦ મરઘૂ, પુ૦ ( ૪૦ ) દેવા ૧, ભીમા ૨. તેમાંના દેવા ભા૦ નાનૂ, પુ૦ ( ૪૧ ) દૂદા ભા૦ આની, પુ૦ ( ૪૨ ) જસા ૧.

**વલહ ગામ**

ढ. ( ૪૦ ड ) દેવાના ભાઈ ભીમાની ભા૦ ભરમાદે, પુ૦ ( ૪૧ ) જોધા ભા૦ જિસ્માદે, પુ૦ ( ૪૨ )૦

ण. ( ૩૯ ड ) કાળાના ભાઈ અર્જુનની ભા૦ માણિકદે, પુ૦ ( ૪૦ ) નાકર ભા૦ પુહતી, પુ૦ ( ૪૧ ) સીહા ૧, પેથા ૨, નાઈયા ૩, નગા ૪, પાંચા ૫. તેમાંના સીહા ભા૦ સરીયાદે, પુ૦ ( ૪૨ ) દેવરાજ ૧, શિવરાજ ૨.

ण. ( ૩૧ क ) શેઠ ધનાનો ચતુર્થ ભાઈ ચોથો તેની પત્ની ચાહિણદે, પુ૦ ( ૩૨ ) શોભા તે પહેલાં '**નોરતા**' ગામમાં રહેતો હતો. પછી **પાટણમાં** રહેવા આવેલ. તેણે પુનર્લગ્ન ( વિધવા-લગ્ન ) કર્યું હતું, તેથી તે વિ. સં. ૧૪૪૧ માં લઘુશાખી અર્થાત **દશાશ્રીમાળી** થયો. તે શોભા ભા૦ રંગાઈ, પુ૦ ( ૩૩ ) માહવ ૧, ઇભા ૨. તેમાંના ઇભા ભા૦ દેમી, પુ૦ ( ૩૪ ) રંગા ૧, જાગા ૨ તેમાંના રંગા ભા૦ રંગાદે, પુ૦ ( ૩૫ ) વરસિંગ–જેમા ભા૦ જિસ્માદે, પુ૦ ( ૩૬ ) સુંટા ૧, રાઇયા ૨. તેમાંના **રાઇયાએ દીક્ષા લીધી** અને સુંટા ભા૦ કરમાદે, પુ૦ ( ૩૭ ) રાજપાલ ૧, વિજપાલ ૨, બ્રહ્મદાસ ૩.

**પાટણનગર**

त. ( ૩૪ ण ) રંગાનો ભાઈ જાગા, ફડીયાનો વેપાર કરવાથી તેની '**ફડીયા**' અટક થઈ. ફ૦ જાગા ભા૦ જિસ્માદે, પુ૦ ( ૩૫ ) જોગા ૧.

**સલખણપુરની પાસે લહરીગામ**

थ. ( ૨૮ क ) વર્ધમાનના ભાઈ જયતાએ **નરેલી** ગામમાંથી ઉચાળો ભરીને પોતાના

સાસરાના સગપણથી **ચાહણસામિ ( ચાણસ્મા )*** ગામમાં નિવાસ કર્યો.

**<u>ચાણસ્મા ગામ</u>**

ત્યાં તેણે **શ્રી ભટ્ટેવા પાર્શ્વનાથ** ભગવાનનું મંદિર બંધાવ્યું અને **અંચલગચ્છીય શ્રીમાન્ અજિતસિંહસૂરિના** ઉપદેશથી વિ. સં. ૧૩૩૫ માં તેની પ્રતિષ્ઠા કરાવી. તે મંત્રી જયતા ભાર્યા જયવંતી, પુ૦ ( ૨૯ ) હપા ભા૦ દેમાઈ, પુ૦ ( ૩૦ ) માંડણ ભા૦ માલણદે, પુ૦ ( ૩૧ ) રહીયા ભા૦ રહીયાદે, પુ૦ ( ૩૨ ) વસ્તા. તેણે ચાણસ્માથી ઉચાળો ભરીને **ગેગૂદણ**

**<u>ગેગૂદણ ગામ</u>**

ગામમાં નિવાસ કર્યો તે વસ્તા ભા૦ વલાદે પુ૦ ( ૩૩ ) વાગૂ-રણસી ભા૦ રમાદે, પુ૦ ( ૩૪ ) મદા ૧, વાછા ૨, રામા ૩. તેમાંના મદા ભા૦ સલખૂ, પુ૦ ( ૩૫ ) નગા ૧, હાપા ૨, તેજા ૩. તેમાંના નગા ભા૦ ધની પુ૦ (૩૬).

ङ. ( ૩૫ थ ) નગાના ભાઇ હાપાની ભા૦ માનૂ, પુ૦ ( ૩૬ ) કરમસી ભા૦ તેજૂ, પુ૦ ( ૩૭ ) રીડા ૧, સિંધા ૨.

घ. ( ૩૪ थ ) મહાના ભાઇ વાછાની ભા૦ ભોલી, પુ૦ ( ૩૫ ) હોઈયા ૧, ભીમા ૨, ગલૂયા ૩. એમાંના ભીમા ભા૦ કરમી, પુ૦ ( ૩૬ ) નાયક ૧, માલા ૨, હરખા ૩, ગોરા ૪, શામલ ૫, કુંવરા ૬. તેમાંના નાયક ભા૦ નાયકદે, પુ૦ ( ૩૭ ).

न. ( ૩૬ घ ) નાયકના ભાઇ માલા ભા૦ માંનૂ, પુ૦ ( ૩૭ ) સિંહા ૧, સરવણ ૨, કરમણ ૩. તેમાંના સિંહા ભા૦ ટાંક, પુ૦ ( ૩૮ ) જાગા ૧, મેઘા ૨. આમાંના જાગા ભાર્યા જીવાદે, પુ૦ ( ૩૯ )૦

प. ( ૩૭ न ) સિંહાના ભાઇ સરવણની ભા૦ સહજલદે, પુ૦ ( ૩૮ ) વીરમ ૧, ખોખા ૨, જાૂઠા ૩. તેમાંના વીરમ ભાર્યા વનાદે, પુ૦ ( ૩૯ )૦

फ. ( ૩૭ न ) સિંહાના ત્રીજા ભાઇ કરમણની ભાર્યા કામલદે, પુ૦ ( ૩૮ ) રીડા ૧, લખા ૨. એમાંના રીડા ભા૦ રાજલદે, પુ૦ ( ૩૯ ) શવસી ભા૦ સુખ-

**<u>મહાસણ ગામ</u>**

માદે, પુ૦ ( ૪૦ ) લખા ભા૦ લખમાદે પુ૦ ( ૪૧ ) જગસી ૧, હરખા ૨. તેમાંના હરખા ભા૦ માણિકદે, પુ૦ ( ૪૨ ) મેલા ૧, માકા ૨, જીવા ૩, નાથા. તેમાંના મેલા ભા............પુ૦ અટ્રોલ ૧.

ब. ( ૪૨ फ ) મેલાના ભાઇ માકાની ભાર્યા માલણદે, પુ૦ ( ૪૩ ) શ્રીવંત ૧, વીણા ૨, ધના ૩, ધરમસી ૪, અજા ૫. તેમાંના શ્રીવંત ભા૦ સરીયાદે, પુ૦ ( ૪૪ ) પુંજા ૧, દેવા ૨. તેમાંના પુંજા ભા૦ રત્નાદે, પુ૦ ( ૪૫ ) વીણા ભા૦ વલાદે, પુ૦ ( ૪૬ ) સાંકા ૧.

म. ( ૩૬ घ ) નાયકના ચોથા ભાઇ ગોરાની ભાર્યા.......પુ૦ ( ૩૭ ) શામલ ભા૦ રમાદે, પુ૦ ( ૩૮ ) કડૂયા ભાર્યા કપૂરદે, પુ૦ ( ૩૯ ) શ્રીચંદ ૧, દેવચંદ ૨, હરિચંદ ૩. તેમાંના શ્રીચંદ ભા૦ કોડિમદે, પુ૦ ( ૪૦ ) જયચંદ ૧, માનજી ૨.

म. ( ૩૯ म ) શ્રીચંદના ભાઇ દેવચંદની ભા૦ અછબાદે, પુ૦ ( ૪૦ ) **લાલજી ૧.**

---

*પાટણથી ૬ ગાઉ દૂર ચાણસ્મા નામનું ગામ અત્યારે વિદ્યમાન છે. એ જ પહેલાં " ચાહણસામી " નામથી ઓળખાતું હશે એમ લાગે છે. ચાણસ્મામાં હાલ શ્રાવકોનાં ઘર ત્રણસો છે અને બે જિનમંદિરો છે.

ચ. ( ૨૫ ક ) શ્રીધરના ભાઇ જીવા **પાટણથી રવાલીઆમાં** રહેવા આવ્યા. તે મંત્રી જીવા ભા૦ જીવાદે, પુ૦ ( ૨૬ ) જિનદત્ત ભા૦ પકૂ, પુ૦ ( ૨૭ ) વના ૧,
**રવાલીઆ ગામ** વિજયા ૨. તેમાંના **વિજયાએ દીક્ષા લીધી** અને વનાએ અહીંથી ઉચાળો ભરીને પોતાના સાસરાના સગપણથી જાંબુની **ડહિરવાલિ** ગામમાં વિ. સં. ૧૨૯૫ માં નિવાસ કર્યો. તે મંત્રી વના ભા૦ સખૂ, પુ૦ ( ૨૮ )
**ડહરવાલિ ગામ** માધવ ભા૦ સાંપૂ, પુ૦ ( ૨૯ ) નયણા ૧, નગા ૨, રંગા ૩. તેમાંના નયણા ભા૦ નારિંગદે, પુ૦ ( ૩૦ ) સારંગ. તેણે અહીંથી ઉચાળો ભરીને **વયજલક( વેજલપુર ? )**માં વાસ કર્યો. તે સારંગ ભા૦ સરીયાદે,
**વેજલપુર ગામ** પુ૦ ( ૩૧ ) ડોસા ભા૦ નાકૂ, પુ૦ ( ૩૨ ) રંગા ૧, મેલા ૨, રામા ૩. આમાંના રંગા ભા૦ જોમી, પુ૦ ( ૩૩ ) વાછા. આ શેઠ વાછાએ અહીં **અંચલગચ્છીય શ્રી ભુવનતુંગસૂરિના**[૪] ઉપદેશથી શ્રી **પાર્શ્વનાથ** ભગવાનનું મંદિર બંધાવીને તેની પ્રતિષ્ઠા કરાવી. તે મંત્રી વાછા ભા૦ માઉ પુ૦ ( ૩૪ ) કરમણ ૧, લખમણ ૨. તેમાંના **લખમણે ચારિત્ર અંગીકાર કર્યું**. મંત્રી કરમણ ભા૦ કરમાદે પુ૦ ( ૩૫ ) મોકા ભા૦ પૂગી, પુ૦ ( ૩૬ ) મહિરાજ ૧, માંડણ ૨. એમાંના મહિરાજ ભા૦ માણિકદે, પુ૦ ( ૩૭ ) દેવા ૧, નગા ૨. એમાંના મંત્રી દેવા ભા૦ દેવલદે પુ૦ ( ૩૮ ) માના ભા૦ માંન્, પુ૦ ( ૩૯ ) જાગા ભા૦ દેગી, પુ ( ૪૦ ) ધરણી ભા૦ પૂરી, પુ૦ ( ૪૧ ) પાસા ભા૦ અજી, પુ. ( ૪૨ ) શિવા ૧, પોચા ૨. એમાંના શિવાની પ્રથમ ભા૦ વલાદે, પુ૦ ( ૪૩ ) જાણા ૧, ભાણા ૨, ભાવડ ૩, નરસિંહ ૪, કરમસી ૫,

ર. ( ૪૨ ચ ) શિવાની બીજી ભાર્યા સરીયાદે પુ૦ ( ૪૩ ) માંકા.

લ. ( ૩૬ ચ ) મહિરાજના ભાઈ માંડણની ભા૦ શોભી, પુ૦ (૩૭) વરધા ૧, કાલા ૨, નોલા ૩, લખા ૪. તેમાંના વરધા ભા૦ દેગી, પુ૦ (૩૮) સાંગા ભા૦ સાંગારદે,
**બલદાણા ગામ** પુ૦ ( ૩૯ ) કાન્હડદે. તેણે ઉચાળો ભરીને પહેલાં **વડોદરા**માં અને પછી **વઢવાણ** પાસેના **બલદાણા** ગામમાં નિવાસ કર્યો, અને ત્યાં એક જિનાલય બંધાવીને તેમાં મૂળનાયક **શ્રીપાર્શ્વનાથ** ભગવાનની મૂર્ત્તિ ભરાવી. તે કાન્હડદેની ભા૦ કપૂરદે, પુ૦ (૪૦) ચાંપા ૧, અમીયા ૨. તેમાંના ચાંપા ભા૦ પ્રેમલદે, પુ૦ (૪૧) સહસા ભા૦ સરીયાદે, પુ૦ ( ૪૨ ) જીવા ૧, ખીમા ૨ આમાંના જીવાની ત્રણ ભાર્યામાંથી રૂણી, પુ૦ ( ૪૩ ) ભીમા ૧, શાણા ૨, ભુજબલ ૩, જસા ૪, જાણા ૫, જોધા ૬. તેમાંના ભીમા ભા૦ ભાવલદે, પુ૦ ( ૪૪ ) શ્રીવંત ૧, જયચંદ ૨, રંગા ૩.

**વ.** ( ૪૩ લ ) ભીમાના ભાઇ શાણાની ભાર્યા સમાઇ, પુ૦ ( ૪૪ ) શિવરાજ ભા૦
**પહેલાં બલદાણામાં, ત્યારપછી નાગનેશમાં** અજાદે, પુ૦ ( ૪૫ ) શામલ ૧, શ્રીમલ ૨, ભલા ૩, ભોજા ૪. તેમાંના શામલ ભા૦ સૂરમદે, પુ૦ ( ૪૬ ) વાઘા ૧, નાગજી ૨, હેમરાજ ૩. આમાંના વાઘા ભાર્યા........ પુ૦ (૪૭)........................આંબા ૧, સિદ્ધરાજ ૨. તેમાંના આંબા ભા૦...........પુ૦ નાગજી ભાર્યા દેવકી, પુ૦ સૂરજી ૧.

[૪] ભુવનતુંગસૂરિ–આ આચાર્ય ધર્મપ્રભસૂરિ (સં. ૧૩૫૯ થી સં. ૧૩૯૩)ના વખતમાં હયાત હતા.–સંપાદક.

**શ.** ( ૪૬ **ચ** ) વાઘાના ત્રીજા ભાઇ હેમરાજની ભા૦ ગેલાં, પુ૦ ( ૪૭ ) **સેજપાલ** ૧, ખેતા ૨.

**ષ.** ( ૪૫ **ચ** ) શામલના ભાઇ શ્રીમલની પ્રથમ ભા૦ શણગારદે, પુ૦ ( ૪૬ ) **મેઘા** ૧, મેલા ૨. **એમાંના મેઘા** ભા૦ સવીરાં, પુ૦ ( ૪૭ ) શિવગણ ૧, શ્રીપાલ ૨.

**સ.** ( ૪૫ **ચ** ) શ્રીમલની બીજી ભાર્યા વીરમદે, પુ૦ ( ૪૬ ) વેલા વિગેરે ૩. તેમાંના વેલા ભા૦............પુ૦ (૪૭) જેઠા.

**હ.** ( ૨૯ **ય** ) નયણાના ભાઇ નગાની ભા૦ નાગલદે, પુ૦ (૩૦) ગોગન ૧, ગણપતિ ૨. તેમણે વિ. સં. ૧૪૪૫ માં **શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરી, મહોત્સવ** કરીને અંચલગચ્છમાં **શ્રી રંગરત્નસૂરિને** આચાર્યપદે **સ્થપાવ્યા** અને તેમણે પોતાના વાણોતર( ગુમાસ્તાઓ )ને ગામોગામ મોકલીને **ગુજરાત** તથા **સોરઠ** દેશમાંના **ચોરાશી** ગચ્છના સાધુઓને વેશ ( કપડા–કાંબલ–પાત્રાં વિગેરે ) વહોરાવ્યાં. એ કારણથી તેઓનું નામ '**ડહરવાલીયા**' એવું બિરુદ પ્રસિદ્ધ થયું. તે ગોગનની ભા૦ ગુરાંદે, પુ૦ ( ૩૧ ) મંગલ ૧, જિનદત્ત ૨. તેમાંના મંગલની ભા૦ મયગલદે, પુ૦ ( ૩૨ ) ખોજા ૧, કાન્હા ૨. એમાંના ખોજા ભા૦ સહિજલદે, પુ૦ (૩૩) ગહગા ૧, ગણપતિ ૨. આમાંના ગહગા ભા૦ મનાઇ, પુ૦ (૩૪) કુંભા ૧, કુંવરા ૨. તેમાંના કુંભા ભા૦ કુંભાદે, પુ૦ (૩૫) પોપટ ૧, લાલા ૨, વાલા ૩. તેમાંના પોપટની ભા૦ માઇ, પુ૦ ( ૩૬ ) વિદ્યાધર ભા૦ હર્ખાદે, પુ૦ ( ૩૭ ) વાછા ૧, સહસા ૨. એમાંના **સહસાએ દીક્ષા લીધી** અને વાછા ભા૦ દાડિમદે, પુ૦ ( ૩૮ ) ભોજા ૧, ભીમા ૨, સંતોષી ૩. એમાંના ભોજા ભા૦ ધની, પુ૦ ( ૩૯ ) શિવસી.

<u>**ખંભાત પાસેના તારાપુર ગામમાં**</u>

**ક્ષ.** ( ૨૪ **ક** ) સારંગના ભાઇ મહિપાની ભા૦ કુલાં, પુ૦ ( ૨૫ ) ભાટા. આ શેઠ ભાટાને, **ગુજરાતના** મહારાજા **સિદ્ધરાજ જયસિંહે**, **સહસ્રલિંગ** તલાવ બંધાવવાનું કામ ચાલતું હતું તે વખતે તે કામ ઉપર અધિકારી તરીકે **નિમ્યો** હતો, અને તેના બદલામાં પગાર તરીકે તેને **ચડોતર** દેશમાં **માતર** ગામની **પાસેનું** '**ગોબલેજ**' નામનું ગામ ભેટ આપ્યું હતું. મંત્રી ભાટા, સહસ્રલિંગ **તલાવ માટે** આવતાં પત્થરનાં દરેક ગાડલાં( ગાડાં )માંથી પાંચ પાંચ ગજ પત્થર પોતાના કામ **માટે** લઇને પોતાને ગામ '**ગોબલેજ**' વિગેરે ઠેકાણે મોકલી આપતો હતો. આ **પત્થરોથી** મંત્રી **ભાટાએ** પોતાના '**ગોબલેજ**' ગામમાં બાર તલાવો તથા બાર **કુવા બંધાવ્યા**. તેમજ **શ્રી શત્રુંજય ગિરિરાજ** ઉપર જિનમંદિર બંધાવીને **અંચલગચ્છીય આચાર્યોના** ઉપદેશથી તેમાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. કાળાન્તરે કોઇ ચાડીયાએ **પત્થરો** ઉપાડી જવાની રાવ–ફરિયાદ રાજા પાસે કરી, તેથી રાજા **રુષ્ટમાન થયો**. એટલે મંત્રી ભાટા ત્યાંથી નાશીને **માંડવગઢ**માં રહેવા ગયો. તે મંત્રી **ભાટા** ભા૦ હેમી, પુ૦ (૨૬) લુંબા ભા૦ માંની, પુ૦ ( ૨૭ ) માધવ ૧, **કેશવ ૨.**

<u>**માંડવગઢ નગર**</u>

તેમાંના માધવ ભા૦ માલણુદે, પુ૦ ( ૨૮ ) ગાંગા ૧, ભેરા ૨. આમાંના ગાંગાની ભા૦ રૂપી, પુ૦ ( ૨૯ ) જયવંત ભા૦ જિસ્માદે, પુ૦ ( ૩૦ ) ભૂભચ ૧, ભરમા ૨. આમાંના ભૂભચ ભા૦ રત્નાઇ, પુ૦ ( ૩૧ ) નાકા ૧, મોકા ૨. એમાંના નાકા ભા૦ નયણાદે, પુ૦ ( ૩૨ ) શોભા. આ શોભાએ **માંડવગઢથી** ઉચાળો ભરીને **વડોદરામાં**

__વડોદરા ગામ__

**ખેતશીના પાડામાં** નિવાસ કર્યો. તે શેઠ શોભા ભા૦ સરીયાદે, પુ૦ ( ૩૩ ) કર્મા ૧, ધર્મા ૨. કર્મા ભા૦ કરમાદે, પુ૦ ( ૩૪ ) ભીમડ ૧, ભાવડ ૨. ભીમડ ભા૦ ભીમાદે, પુ૦ ( ૩૫ ) દેવડ ભા૦ દેમાઇ, પુ૦ ( ૩૬ ) રાજડ ૧, ચાંપા ૨. રાજડ ભા૦ પદમાઇ, પુ૦ ( ૩૭ ) ભાવડ ૧, ભરમા. ભાવડ ભા૦ રૂપાઈ, પુ૦ ( ૩૮ ) ઠાકરશી. આ ઠાકરશીએ **વડોદરાથી** ઉચાળો ભરીને

__તારાપુર ગામ__

**ખંભાત** પાસેના **તારાપુર** ગામમાં **સંઘવીવાડામાં** નિવાસ કર્યો તે ઠાકરશીની ભા૦ મલાઈ, પુ૦ ( ૩૯ ) જેશિંગ ૧, બહા ૨. જેશિંગ ભા૦ જિસ્માદે, પુ૦ ( ૪૦ ) સાલા ભા૦ રૂડી, પુ૦ ( ૪૧ ) શ્રીપતિ ભા૦ સુહવદે, પુ૦ ( ૪૨ ) હરખા ૧, કામા ૨, માંગા ૩. આમાંના મંત્રી હરખા ભા૦ હરખાદે, પુ૦ ( ૪૩ ) રામા ૧, રૂપા ૨, રાણા ૩. એમાંના રામા ભા૦..............................................................

આ વંશાવળીનો અહીંથી આગળનો ભાગ મળી શકયો નથી, તેથી આપવામાં આવ્યો નથી. આ વંશાવળી વાંચવાથી વાચકોને થોડેઘણે અંશે પણ "વહીવંચાઓની પ્રાચીન વહીઓ, એ ઇતિહાસનું એક ખાસ અંગ છે" એમ ખાત્રી થશે, એવી આશા રાખવા સાથે આ લેખ અહીં સમાપ્ત કરવામાં આવે છે. **इति शम्.***

---

* સાંકેતિક શબ્દો તથા ચિહ્નોનો ખુલાસો નીચે પ્રમાણે છે.

૧ મૂળ શાખા ઉપર સંજ્ઞા માટે '**क**' અક્ષર આપીને તે મૂળશાખામાંથી ફાટેલી જુદી જુદી શાખાઓના પ્રારંભમાં **ख** થી લઇને **क्ष** સુધીના અક્ષરો આપ્યા છે. મતલબ કે **क** સંજ્ઞાવાળી મૂળ શાખામાંથી બીજી ૩૩ શાખાઓ નીકળેલી છે.

૨ પેટાશાખાની નિશાનીની સંજ્ઞાના અક્ષરની પાસે કૌંસમાં આવેલ નંબરની જોડે સંજ્ઞાનો જે અક્ષર કૌંસમાં જ આપેલ છે, તે અક્ષરની સંજ્ઞાવાળી શાખામાં તે નંબર તપાસવાથી તે નામનો માણસ મળી આવશે. અને તે માણસથી અથવા તેના ભાઇથી આ શાખા જુદી પડી છે, એમ સ્પષ્ટ જણાઇ આવશે. જેમકે;—**ख**. ( ૩૩ **क** ) શેઠ દેવાનો ત્રીજો ભાઇ નંદા અહીં **ख** સંજ્ઞાવાળી આ પેટા શાખા સમજવી અને **क** સંજ્ઞાવાળી મૂળ શાખાની ૩૩ મા નંબરની પેઢી જોવાથી તેમાં શેઠ દેવા અને તેના ભાઇ નંદાનાં નામો જરૂર મળી આવશે.

વિ૦સં૦=વિક્રમ સંવત્. સં૦=વિક્રમ સંવત્.

ભા૦ ભાર્યા, પત્ની. દ્વૈ૦ ( દ્વિ૦ ) દ્વિતીય–બીજી પુ૦=પુત્ર.

આ વંશાવળીમાં આવેલાં આચાર્યોનાં તથા ગામોનાં નામોમાંથી કેટલાંકના પરિચય માટે ફુટનોટો આપવાનો ચોક્કસ વિચાર હતો, પરંતુ વિહારના કારણે કંઇ પણ સામગ્રી પાસે નહીં હોવાથી બે ત્રણ ગામો સિવાય બીજા માટે કંઇ પણ પરિચય આપી શકાયો નથી.

# શા. મગનલાલ દલપતરામનો સંક્ષિપ્ત પરિચય

[ શેઠ મગનલાલ દલપતરામ ઉપર ડૉ૦ હૉર્નલે જે પત્રો લખ્યા તે અંગ્રેજીમાં Dr. Hoernle's letters એ મથાળા નીચે આ ગ્રંથમાં જુદા આપેલ છે, તે શેઠનો ટૂંક પરિચય તેમના પુત્ર પાસેથી મેળવી અત્ર આપેલ છે; કારણ કે તેઓ શ્રીમદ્ આત્મારામજી પ્રત્યે અતિ પૂજ્યભાવ રાખનાર, તેમના આદેશને અમલમાં મૂકનાર એક સુધારક આગેવાન હતા.—સંપાદક. ]

તેઓ અમદાવાદના વીસા ઓસવાળ જ્ઞાતિના હતા. જન્મ સંવત્ ૧૯૦૧, પિતાનું નામ દલપતરામ, માતાનું નામ દિવાળી. બાપ–દાદાનો ધંધો ઝવેરાતનો હતો. તેઓ સોળ વર્ષની વયના થયા ત્યાંસુધી તેમની માતુશ્રીના પિતાને ત્યાં–મોસાળ રહેતા હતા. અંગ્રેજીનો અભ્યાસ ત્રણ વર્ષ સુધી કર્યો હતો. તે પછી કુટુંબની આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી અભ્યાસ છોડી દઈ ધંધામાં જોડાવું પડયું, પરંતુ તે વખતના શિક્ષકો સારા અને ઉત્સાહી હોવાથી ટૂંકા અભ્યાસથી પણ તેઓ અંગ્રેજીમાં સારી રીતે લખી–વાંચી શકતા. ગણિત તેમનો ખાસ વિષય હતો. પોતાને વાંચનનો શોખ હોવાથી સારા લેખકોનાં પુસ્તકો વાંચી અંગ્રેજી જ્ઞાન સારું વધાર્યું હતું.

સંવત ૧૯૧૮ માં નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઇને ત્યાં કોર્ટ દરબાર, તેમજ વહીવટનું કામકાજ કરવા તેઓ રહ્યા હતા. ત્યાં પોતાની કુશળતાથી તેઓ શેઠ સાહેબને ઘણા ઉપયોગી થઇ પડ્યા અને ઘણાં ગુંચવણભરેલાં કાર્યો પોતાની હોંશિયારીથી પાર પાડી શેઠ સાહેબની સારી મહેરબાની મેળવી. આ સંબંધ સંવત્ ૧૯૨૬ સુધી ચાલ્યો. ત્યારપછી સંવત્ ૧૯૪૦ સુધી પોતાનો ખાનગી ધંધો કરતા હતા. તેમને મિલ લાઇનનો સારો અનુભવ હોવાથી સંવત્ ૧૯૪૧માં શેઠ મોતીલાલ રવિચંદની મિલમાં રૂા ૧૫૦ ના પગારથી સેક્રેટરી નીમાયા. ત્યાં બે વર્ષ રહ્યા પછી મુંબઇમાં ધી પ્રેસીડેન્સી મિલ કુંપની લીમીટેડમાં ભાગીદાર તરીકે એજન્સીમાં દાખલ થયા. સંવત્ ૧૯૫૬ સુધી ત્યાં રહી સારા પૈસા પેદા કર્યા. પછીથી સંવત્ ૧૯૬૨ માં તેમના મરણપર્યંતનો સમય ધર્મકાર્યમાં અને નિવૃત્તિમાં ગાળ્યો.

તેમનામાં ખાસ ગુણો સત્યપ્રિયતા અને કુટુંબ પ્રત્યે પ્રેમ હતાં. 'Truth at any cost' —ગમે તે ભોગે સત્ય એ તેમનો મુદ્રાલેખ હતો અને તે તેમણે પોતાના જીવનમાં સંપૂર્ણ રીતે ઉતાર્યો હતો. આને લીધે તે વખતના દરેક શેઠીઆઓ સાથે તેમને ઘણો સારો સંબંધ હતો. મર્હુમ શેઠ રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઈ. એ પોતાની શહાપુર મિલના ઓડીટર તરીકે લગભગ ૨૦ વર્ષ સુધી તેમની નીમણુક ચાલુ રાખી હતી. તે વખતના હયાત શેઠીઆઓ નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઈ, શેઠ મનસુખભાઇ ભગુભાઈ, શેઠ ચીમનભાઇ નગીનદાસ, શેઠ સારાભાઇ મગનભાઇ કરમચંદ, શેઠ વીરચંદ દીપચંદ વગેરે અગ્રેસરો સાથે સારો સંબંધ હતો. સાચાબોલા તથા અનુભવી માણસ હોવાથી તેમની સલાહ હંમેશાં પૂછાતી.



૨૧૦ શેઠ મગનલાલ દલપતરામ
અમદાવાદ

તેમની ધર્મશ્રદ્ધા, ગુરુભક્તિ ઉત્કૃષ્ટ હતી. પોતે જૈન છે એમ કહેવામાં તેઓ અભિમાન લેતા. સદ્ગત આચાર્ય મહારાજ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજ સાથે એમને ઘણો ગાઢ સંબંધ હતો, અને જેટલો સમય મહારાજ સાહેબ અમદાવાદમાં રહ્યા તેટલો વખત દરરોજ ૨–૩ કલાક મહારાજ સાહેબ પાસે ધર્મચર્ચામાં ગાળતા. પાશ્ચિમાત્ય લોકોમાં જૈન ધર્મનો વિશેષ ફેલાવો થાય એવી મહારાજ સાહેબની તીવ્ર ઇચ્છા હતી, તેથી શા. મગનલાલે તે વખતના સારા સારા અંગ્રેજ વિદ્વાનો સાથે પત્રવ્યવહાર કરી જૈન ધર્મના સિદ્ધાન્તો સમજવામાં તથા તેનો તરજુમો કરવામાં જે કંઈ ભૂલો થતી તે બતાવી, તથા મહારાજ સાહેબની સૂચના મુજબ શંકાઓ દૂર કરી હતી. આથી તેઓ વધુ પ્રસિદ્ધિમાં આવ્યા. સંવત્ ૧૯૪૩–૪૪ માં કલકત્તાના અરેબીકના પ્રોફેસર ડોકટર હોર્નલ સાથે પત્રવ્યવહાર થયો. તે પ્રોફેસર ' ઉવાસગદશાંગ ' નો અંગ્રેજીમાં તરજુમો કરતા હતા. તે વખતે તેમને થતી શંકાઓનું સમાધાન કરી મહારાજ સાહેબે પ્રોફેસર ઉપર ઘણી જ સારી છાપ પાડી. ત્યારથી પાંચ–છ વર્ષ સુધી ધર્મચર્ચાનો પત્રવ્યવહાર ચાલ્યો. આથી રાજદરબારમાં તથા અન્ય વિદ્વાનોમાં મહારાજ સાહેબનું નામ વિશેષ પ્રસિદ્ધિમાં આવ્યું.

સંવત ૧૯૪૯ માં ચિકાગો(અમેરીકા) માં મોટી ધર્મસભા મળી, જેમાં છસો જુદા જુદા ધર્મોના પ્રતિનિધિઓ ગયા હતા, તેમાં જવાનું મહારાજ સાહેબને પણ આમંત્રણ

આવ્યું. તેઓ સંવેગી સાધુ હોવાથી ત્યાં જવા અશક્ત હોવાથી રા. રા. વીરચંદ રાઘવજી ગાંધીને તેમના પ્રતિનિધિ તરીકે મોકલવા મહારાજ સાહેબનો દૃઢ વિચાર થયો. આ વખતે મુંબઈનો સંઘ વિરુદ્ધ પડ્યો અને કોઈપણ રીતે રા. વીરચંદ ગાંધીને ન જ જવા દેવા એવા મમતમાં આવી ગયો. આ વખતે શા. મગનલાલ દલપતરામે ઘણો પ્રયાસ કરી, દરેક શેઠીઆઓને મળી, સમજાવી, સારી રકમની મદદ મેળવી હતી અને ગુરુભક્તિની સચોટ છાપ પાડી હતી, અને પોતે પણ પોતાના ગજા કરતાં વધુ સારી જેવી રકમ ભરી મહારાજ સાહેબની ઇચ્છા પાર પાડી હતી. આ રીતે ભાઇ વીરચંદ ગાંધીને ચિકાગો ધર્મ-સભામાં મોકલી આપ્યા હતા.

જ્યારે ભાઈ વીરચંદ પાછા આવ્યા ત્યારે લોકો શ્રી. વીરચંદને સંઘબહાર મૂકવાની વાતો કરતા હતા તે વખતે, જાહેર હિંમત બતાવી, તેમની સાથે ખાવા-પીવાનો સંબંધ રાખી, તેમજ ભાયખલામાં બસો પરોણાઓનું જમણ કરી, ભાઇ વીરચંદ સાથે સંપૂર્ણ વહેવાર ચાલુ કરી, શા મગનલાલે વિરોધ પક્ષવાળાઓને બોલતા બંધ કરી દીધા હતા.

ખાનગી જીવનમાં પણ મહારાજ સાહેબની આજ્ઞાનું તેઓ સંપૂર્ણ રીતે પાલન કરતા. તે વખતે અમદાવાદમાં મિલો ઘણી ઓછી હતી અને શા. મગનલાલની આબરુ, ઇજ્જત, આવડત સારી હોવાથી તેમના મિત્રો તેમજ સંબંધીઓએ એક મિલ કરવા ઘણો આગ્રહ કર્યો હતો, પણ મિલ કરવામાં પંદર કર્માદાનનો મહાદોષ આવે છે તેથી તેમણે બધાને સાફ ના કહી. ગુરુનાં વચન પર શ્રદ્ધા હોવાથી મોટો આર્થિક લાભ તેમણે જતો કર્યો.

મરણ નજીક આવેલું છતાં છેવટ સુધી ધર્મમાં ચુસ્ત રહ્યા હતા. ધર્મને બાધ આવે તેવી કોઇપણ દવા પોતાને નહિ આપવાને પોતાના પુત્રોને ફરમાવ્યું હતું. તેમના મૃત્યુના ૨-૩ કલાક પહેલાં તેમના એક પરધર્મી મિત્ર તબિયતની ખબર કાઢવા આવ્યા. તેમની મર્હુમ પર ઘણી શ્રદ્ધા અને લાગણી હતી. ત્રીસથી વધુ વર્ષનો સંબંધ હતો. મર્હુમ જે કંઈ કહે તે તેઓ માનતા. તેમને પોતાની પાસે બોલાવીને મર્હુમે વિનંતિ કરી કે તેમના માનની ખાતર એક કંદમૂળનો કાયમને માટે ત્યાગ કરો. આ શબ્દો તે મિત્રે તરત વધાવી લીધા અને કંદમૂળત્યાગની પ્રતિજ્ઞા લીધી. આવા અનેક દાખલા તેમના જીવનમાં બન્યા હતા. પુત્રો, પુત્રી, પૌત્રો વગેરે બહોળો વિસ્તાર મૂકી સંવત્ ૧૯૬૨ માં તેઓ દેવલોક પામ્યા. તેમના વિસ્તારમાં તેમના પૌત્ર રા. રમણીકલાલ કેશવલાલ ઝવેરી હાલ મુંબઇની હાઈકોર્ટના સૉલિસિટર તરીકે મેસર્સ ઝવેરી કુંપનીના નામથી રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સાથે ભાગમાં ધંધો કરે છે.

# સાધુમર્યાદાપટ્ટક

શ્રી યશોવિજયજી

[ પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વિક્રમની ૧૭ મી સદીના અંતે અને ૧૮ મી સદીના પૂર્વાર્દ્ધમાં એક મહાન્ વિભૂતિ થયેલ છે. તે દરમ્યાન આચાર્યશ્રી હીરવિજયસૂરિની પટ્ટપરંપરામાં વિજયદેવસૂરિના સ્વર્ગવાસ પછી અને તેમના પહેલાં યુવરાજ આચાર્યશ્રી વિજયસિંહસૂરિનો સ્વર્ગવાસ થઈ ગયેલ હોવાથી વિજયપ્રભ નામના આચાર્ય ગચ્છ-નાયક તરીકે હતા. તેઓ બહુશ્રુત કે વિદ્વાન્ નહોતા. તેમની સાથે મતભેદ રહેતો. સાધુસમુદાયની સ્થિતિ છિન્નભિન્ન થઈ હતી. વિજયદેવસૂરિના સમયમાં જ બીજા આચાર્ય વિજયતિલકસૂરિ સ્થપાયા ને તેમના વિજયાણંદસૂરિ સં. ૧૭૧૧ સુધી હયાત હતા અને દેવસૂરિગચ્છ ને આણંદસૂરિગચ્છ એમ બે ગચ્છભેદ થયા હતા. બીજી અનેક ઘટના બની હતી. તેવા સમયમાં શ્રીમાન્ યશોવિજયજી અને અન્ય સંવેગી સાધુઓએ મળીને સાધુસમુદાય માટે મર્યાદાપટ્ટક કર્યો હતો તે મને વીજાપુરના શ્રી બુદ્ધિસાગરસૂરિસ્થાપિત જૈન જ્ઞાનમંદિરમાંથી હમણાં પ્રાપ્ત થવાથી અને તે અત્યારસુધી અપ્રકટ રહેલ હોવાથી અત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે—સંપાદક. ]

## ૬૦ ॥ શ્રી વીતરાગાય નમઃ ॥

સંવેગી સાધુસમુદાયયોગ્ય વ્યવહાર-મર્યાદાના બોલ લિખિયે છીઈ:-યથા—

૧ પદસ્થ આચાર્ય, ઉપાધ્યાય વિના નાણું અંગપૂજા ન કરવી.

૨ પદસ્થ વિના સોનેરી રૂપેરી સાજનાં ઝરમર ચંદુઆ બંધાવવા નહિ.

૩ જેણે પ્રતિબોધ્યો હોય તેણે શિષ્ય તેહને દેવો પદસ્થને પૂછીને.

૪ કોઈ શિષ્ય ગુરુથી દુમણો થઈ પર સંઘાડામાંહિ જાય તિવારે તેહના ગુરુની આજ્ઞા વિના તેણે ન સંગ્રહવો અને વડેલહુડે વ્યવહારિં વાંદવો પણ નહિ અને ગુરુના અવર્ણવાદી પ્રત્યનીકતા કરીને જાય તિવારે વેષ લેઇને કાઢી મુંકવો.

૫ આચારિયા યોગ વિના વ્યવહારી ગીતાર્થે આહારપાણી આણ્યો ન લેવો, રોગાદિ કારણે જયણા.

૬ સામાન્ય યતિએ અધિક વસ્તુનું પુંઠીયું ન રાખવું, પદસ્થે પણ યથાયોગ્યપણે કારણ જાણિ ૪ માસ ઉપરાંતે ન રાખવું, પર્વદિને દૃષ્ટિ પડિલેહણ કરવી.

૭ માસકલ્પ પાલટવો તે જિહાં ગોચરી વસતિ સ્થંડિલ ભૂમિકા પલટાઇ તિમ પાલટવો, રોગાદિક કારણે જયણા.

૮ હાજા પટેલની પોલે નવા ફુતાની પોલ* મધ્યે કારણ વિના ચોમાસું ન રહેવું, બીજે સ્થાનક પણ ત્રસ જીવાદિ વિશેષ હોય તિહાં ન રહેવું.

૯ તથા એક સામાચારીએ એક માંડલીના એક પરિણતિને ઘેરે ઉપરાઉપરી ન જવું.

૧૦ તથા સામાન્ય યતિએ સ્ત્રિયાદિકને ઘરે જઈ ભણાવવું નહી, આલાપસંલાપ ન કરવો, જો અક્ષરાદિક પૂછે તો ઉપાશ્રય મધ્યે કહેવો.

૧૧ તથા સામાન્ય યતિએ ૧૦૦૦ શ્લોકથી અધિક લખાવવું નહીં, તે પિણ લેખકને ઘરે જાવું આવવું નહી, પુસ્તક વેચાતા લેવા આશ્રી પણ ક્રયવિક્રય ગૃહસ્થ હાથે કરવો કરાવવો પણ સ્વયં સંયતે ન કરવો.

૧૨ તથા વયો વર્ષ ૬૦ દીક્ષાપર્યાય વર્ષ ૨૦ તથા ૧૨ વય વિના એકલે જાવું આવવું, સ્ત્રિયાદિકને ભણાવવું નિષેધ, રોગાદિ કારણે જયણા. ઉપાશ્રય મધ્યે આવ્યાને બોલાવવાની જયણા.

૧૩ તથા થાપના ઘર કલ્પીત હોય તિહાં નિત્યે આહાર અર્થે ન જાવું.

૧૪ તથા પરિણાતીનો ( પરજ્ઞાતિનો ) સંઘવી થઇ સચિત્તપરિહારિ પ્રમુખ છ-રી પાલતો ન હોય તે સાથે યાત્રાએ ન જાવું, કારણે જયણા.

૧૫ સ્થલ ભંડારનું પુસ્તક પરગામે લેઇ ન જાવું, કારણે લેઇ જાય તો ૪ ગૃહસ્થને પૂછીને લેઈ જાવું, વર્ષ ૨ મધે પોહચાડવું.

૧૬ સામાન્ય યતિએ સ્ત્રીને આલોયણ ન દેવી.

૧૭ તથા વડલહુડાઇ વ્યાવરન વિધિ સાચવવો અને જો કદાચિત્ વ્યાનાદિક ૨૬ નો વડેરાને કર્યાની જયણા.

૧૮ પરણાતિ( પરજ્ઞાતિ )માં સમથ ઘર થયા વિના સાધારણાદિ ન લેવું, પર-સમવાયી ગુણાનુરાગે આવે તો તે સમવાયની સ્થિતિમર્યાદા દાનાદિક છંડાવવું નહિ.

૧૯ તથા જે આવીને ક્રિયાવ્યવહારમાં ભલાઈ તેહને નિઃપરિગ્રહીપણું અને યોગાદિ ક્રિયા સકલ વિધિ મોટા મર્યાદાપટ્ટક પ્રમાણ સાચવતો જાણીએ તો એક માંડલે આહારાદિ વિધિ સાચવવો, અન્યથા તેહને આહારાદિ દેવો પણ તે પાંસે ભણાવવો નહિ.

૨૦ જિવાર લગે ( જ્યાંસુધી ) ગછનાયકનો દિગ્બંધાદિ કરીએ તેણે સંબંધ ટાળ્યો ન હોય તિવાર લગે ( ત્યાંસુધી ) તે ગચ્છનાયક મીલ્યે સંજાય માંડલી અને શય્યા અને પાખિ ખામણાદિક વ્યવહાર સાચવવો અને ક્ષેત્રાદિ શયણસ્ય વયવહાર ગોચરી પ્રમુખ આર્દ્રા નક્ષત્ર પહેલાં જવાઇ ઇત્યાદિ વ્યવહાર સાથે આદેશ સાચવવો અને ગચ્છનાયક ગામ મધ્યે છતે પ્રભાતે વ્યાખ્યાન ન માંડવું, કારણે પાછલે પ્રહરે માંડે તો ના નહિ.

૨૧ અને ગચ્છનાયકે ગછસંબંધ ટાલ્યા પછી માંડલી વ્યવહાર નહિ મિલ્યે કેહાવંદાન

* આ બંને પોળ અમદાવાદમાં વિદ્યમાન

( દેંટાવંદન ) વ્યવહાર કરવો, લોકસમક્ષ અવર્ણવાદ ન કહેવો, પૂછે તેહને કહેવું જે અસ્હોને ભિન્ન કર્યા છે તે માટે અલગા રહીએ છે.

૨૨ તથા પાત્રે બેઠાં આહારાદિકાર્યે તથા અકુહિપણે થંડિલાદિકાર્યે તથા અગાઢ કારણે એકલાં જાવું પણ અન્યથા એકલાં જાવું નહિ.

૨૩ તથા સામાન્ય યતિએ વાટે વોલાવવો ( વોળાવો ) ન લેવો, વિશેષ કારણે જયણા ગૃહસ્થાદિક સાથે આવીને લીએ તો ના નથી.

૨૪ તથા સંવચ્છરી પડીકમ્મોઈ સંવછરી દાંને સ્વસમવાયી પરસમવાયી ટાળવો નહી અને તીર્થંકરની ભક્તિની સ્વગચ્છી પરગચ્છી ન જોવો, ગુણાનુરાગ બંધનઈ અંગીકાર કરવો.

૨૫ તથા દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્યની વિશુદ્ધતા જાણીએ તેહનું સાંહમીવચ્છલ લેવૂં કારાવવૂં જ્ઞાતિ વિવાહાદિક તો જિનધર્મની શોભા દિસે તિમ વર્તવું. ગૃહસ્થને એ રીતે પણ તિહાં સાધુએ જાણી અંધલ સામલ કરી પક્ષપાત ન કરવો.

૨૬ અને કોઇ યતિએ ગૃહસ્થને છંદે પ્રવર્તીને ગછગછનાયકથી વિપરીતપણે કરી પોતાના પક્ષપાતે ન કરવા અને ગુણાનુરાગે રાગી યથા ગૃહસ્થ તે પણ પોતાનો ધર્મ રહે તે તેહને જણાવવું પણ તેહની વૃત્તિ ભાજે એમ વ્યુદ્ગ્રાહિત ન કરવા.

૨૭ તથા રાત્રે ધર્મ જાગરિકાની થાતી હોય તિહાં યતિએ ન રહેવું, ગૃહાંતરે શ્રાવક ધર્મ જાગે તો સાંભલે, ઊહેરી જાવું નહિ અને દિવસે શ્રાવિકા ગીતગાનાદિ કરે તો સાંભલે અને રાત્રે શ્રાવક ધર્મજાગરિકા કરે તો સાંભલે અને માસકલ્પાદિ ગૃહે પાલટતે પદસ્થાંદિકને પણ અવિકાર ધર્મજાગરિકા ગૃહાંતરે કરે પણ એક વસતિમાં ન કરે અને કોઇ વિશેષ કાર્યે લાભાલાભ દેખીને તો ના નહિ.

૨૮ સામાચારી ગુરુપરંપરાગત શ્રાવકને ઉપધાન વહ્યા વિના માંડલીમધ્યે આદેશ વિશેષ પર્વે ન દેવો, સાહમીવછલાદિ વિશેષ યોગે ના નહી.

૨૯ સાધ્વી ન કરવી, કદાચિત્ સ્વયંબંધિની હોય તો ૪૦ વર્ષ પછી દેવાની જયણા અને પરગચ્છી આવે તો વડેરાને પૂછીને રાખવી.

૩૦ ગીતાર્થ ( થયા ) વિના વ્યાખ્યાન ન કરવું. જઘન્યથી સમવાયાંગ સૂત્ર ગમા મેલવી જાણે, સંસ્કૃત ભાષા નિપુણ, શ્રદ્ધાવંત, શુદ્ધ પ્રરૂપક, ભાષા કુશીલ નહિ, સુશીલ ગચ્છનાયકનો દિગૂબંધી તે ગીતાર્થ વ્યાખ્યાન કરવાનો અધિકારી. એકલી શ્રાવિકાની પર્ષદા આગલે વ્યાખ્યાન ન કરવું, રોગાદિક કારણે જયણા.

૩૧ વિશેષ કારણ વિના પહેલી ૬ ઘડી દિન પાછલી ૪ ઘડી મધ્યે આહાર ન કરવો, વસતિ બાહિર ન નીકળવું, કારણવિશેષે વડાને પૂછીને જાવાની જયણા.

૩૨ માંડલી વિના વિગયાદિ સરસ આહાર ન કરવો, પારણાદિકને કામે શીતલ ભક્તાદિકની જયણા.

૩૩ પદ્પર્વીએ વિગય ન લેવી, વિશેષ તપાદિકની જયણા.

૩૪ વસતિ પોતાની નિશ્રાએ ન કરવી અને બીજાને ઉતરવાનો એક સમાચારીનાને બાધ ન કરવો, પાત્રાદિ ધર્મોપકરણ નવદીક્ષિત મનોરથે વેચાતાં લીએ પણ પોતાની નિશ્રાએ ન લેવાં.

૩૫ શિષ્યાદિક લેતાં ધનાદિકની સહાય કરવી તે દીક્ષા લીધા પછી તે ગુણવંત થયો જાણી તેહના સંબંધી શ્રાવકને શાસનશોભા માટે ધર્મરુચિ પ્રાણી તે સહાય કરે પણ યતિએ તેહની ઉદીરણા ન કરવી અને પહેલાં સાહાય દ્રવ્યનું કરાવીને દીક્ષા ન દેવી; નવદીક્ષિત શિષ્યને ગૃહસ્થ ગૃહસ્થિણી સાથે આલાપસંલાપ ન કરવો, ગૃહસ્થ ગૃહે ભણવા-ભણાવવાદિકે જાવાનો પ્રસંગ ન કરવા દેવો.

૩૬ વસ્ત્ર-પાત્રાદિકનો ખપ હોય તિવારે (ત્યારે) જે પ્રવર્ત્તક હોય તેહને કહેવું, વડલહુડાઈ વસ્ત્ર કરાવવી કલ્પક ૧, કાંબલી ૧, ચોલપટ ૧, સંથારીયું ઉત્તરપટ્ટો ૧, લુંછણો ૧, મુહપત્તિ ૨ અને પાત્રાંનાં ઉપગરણ પાત્રા સામાન્ય યતિને ઢાકણા સહિત ૫ તથા ૭ પદ્દ( પદ )સ્થને વિશેષ કામે અધિકની જયણા. પાત્રાં પણ કાલાં રોગાન વિના રાખવાં. પદસ્થને આહારનું તથા પાણી પીવાનો ચેતનો સફેદ વર્ણે રાખવો.

૩૭ તથા નવદીક્ષિત શિષ્યને વિશેષ જ્ઞાન તપ વેયાવચ્ચાદિ કલા ગુણ નીપના વિના સંસારીયા મધ્યે વિહાર ન કરવો.

૩૮ તથા અવધાદિક દ્રવ્ય એકના ગૃહથી લેઈ સ્વનિશ્રાએ ગૃહાંતરે ન મુકવો.

૩૯ તથા કુણે (કોઇએ) સ્વસમાચારીના ગીતાર્થ તથા સ્વપરિણતિ સમુદાય મુકીને અપરમત ગચ્છના યતિ પાસે ભણવા ન જાવું.

૪૦ સાત ક્ષેત્રમાંને નામે દ્રવ્ય જે શ્રાવકે કર્યા હોય તિહાંથી લઈ અપર શ્રાવક પોતાનો મેલાપી હોય તિહાંને ઘેર યતિએ ઉદીરણા કરી મુકાવવો નહિ, ગૃહસ્થ મલી મૂકે તે વાત; તીર્થાદિકને ઠામે વિશેષ કારણે જયણા.

૪૧ તથા વિદ્યમાન ગચ્છનાયકે સંબંધ ટાલ્યો હોય તોહે પણ અપરગચ્છનાયકને ન આશ્રયા હોય તિહાંલગે (ત્યાંસુધી) ગચ્છ તથા ગીતાર્થની નિશ્રા ન મુકવી, દિગ્બંધ તેહનો રાખવો અને જો અપરગચ્છનાયક કરે તે પણ પોતાના ગુરવાદિકના અનુયોગ હોય તે પરંપરાનો ગચ્છનાયક પંચ સંમત સૂરિમંત્રના પીઠ સંસ્થાપનયુક્ત કરીને તેહ નિશ્રા પણ વર્જવી.

૪૨ તથા એક સામાચારીના ગીતાર્થ એક વસતિ મધ્યે હોય તો વડલહુડાઈએ પટીઉ આપવું પણ ગૃહસ્થને પક્ષપાતે કલેશ ઉદીરવો નહી, તેહની આજ્ઞાથી વ્યાખ્યાનાદિકનો વ્યવહાર સાચવવો.

ઈત્યાદિક મર્યાદાપટ્ટક સર્વસંવેગી સમુદાયે પાલવા-પલાવવા વિશેષ બોલ શ્રી જગચંદ્રસૂરિકૃત મોટા પટ્ટાથી જાણવા, તદનુસાર શ્રી આણંદવિમલસૂરિપ્રસાદિકૃત ૫૭ બોલ, ભ૦ શ્રીહીરવિજયસૂરિપ્રસાદીકૃત ૩૬ બોલ, ભ૦ શ્રી વિજયદાનસૂરિપ્રસાદીકૃત ૩૫ બોલ એવં ભલી રીતે મર્યાદા પાલવી. અત્ર પં. જયસોમગણીમતં, પં૦ જસવિજયગણી ગ૦, સત્યવિજય ગ૦, ઋદ્ધિવિમલ ગ૦, મણીચંદ્ર ગ૦, વીરવિજય.



મહામંત્રી તેજપાળ અને તેમની પત્ની અનુપમા દેવી.



મહામંત્રીશ્વર શ્રી વિમળશાહ.



મહામંત્રી વસ્તુપાલ અને તેમની બન્ને સ્ત્રીઓ.



# મોગલ-પ્રભાવક ગુરુ-શિષ્યો ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર

લેખક:— શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ B.A.LL.B.
Advocate

[ મૂળ બિકાનેરવાસી નાહટા કુટુંબના કલકત્તા વગેરે સ્થળે વ્યાપાર ખેડતા સાહિત્યરસિક શ્રીયુત અગરચન્દ નાહટા અને ભંવરલાલ નાહટા કે જેમણે 'યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરિ' એ નામનો જીવનચરિત ગ્રંથ પરિશ્રમપૂર્વક બને તેટલો સપ્રમાણ લખીને હમણાં પ્રકાશિત કર્યો છે તેમના તરફથી 'ઉપાધ્યાય શ્રી સિદ્ધિચંદ્રગણિવિરચિત મહોપાધ્યાય શ્રી ભાનુચન્દ્ર ગણિ પ્રભાવક પુરુષ-ચરિત મહાકાવ્ય'ની પ્રત બિકાનેર પુસ્તકભંડારમાંથી મેળવી મને મારી વિનતિથી પૂરી પાડી છે તે માટે તેમનો ઉપકાર માનું છું. તે પ્રત ચરિત્રનાયક ભાનુચંદ્ર ગણિ શિષ્ય દેવચન્દ્ર ગણિ પંડિત વિવેકચન્દ્ર ગણિ શિષ્ય મુનિ ગુણચંદ્રે લખી છે. આ ચરિત સિદ્ધિચંદ્ર કે જેણે પ્રાયઃ વૃત્તિકાર–ટીકાકાર તરીકે ઘણા ગ્રંથો પર વૃત્તિઓ રચી છે તેની સ્વતંત્ર કૃતિ છે. આખો ગ્રન્થ સંસ્કૃત ભાષામાં કાવ્યબદ્ધ છે. ભાષા મોટા મોટા ( high sounding ) શબ્દોથી પૂરિત છે અને તે કર્તાનું પાંડિત્ય બતાવે છે. તેમાં અકબર અને જહાંગીર બાદશાહના દરબારમાં ૨૩ વર્ષ રહીને જે ઘટના બની તેનું મુખ્યત્વે વર્ણન છે. ક્યાં અને કોને ત્યાં જન્મ ? ક્યારે અને ક્યાં દીક્ષા ? વગેરે હકીકત લેશ માત્ર આવતી નથી. ઋષભદાસના હીરસૂરિરાસમાંથી જણાય છે કે ભાનુચંદ્ર તે મૂળ સિદ્ધપુરના વણિક રામજી અને રમાદેના પુત્ર ભાણજી. તેનાં વડિલ ભાઈનું નામ રંગજી. બંને ભાઈઓએ સાથે દીક્ષા લીધી. આ વડિલ ભાઈનું દીક્ષા–નામ રંગચંદ્ર હતું એમ આ ચરિત પરથી જણાય છે. સિદ્ધિચંદ્ર પણ એક ઈભ્યપુત્ર–વણિકપુત્ર હતા ને ગૂજરાતમાં દીક્ષિત થયા હતા. આ રીતે ભાનુચંદ્ર ને સિદ્ધિચંદ્ર તળ ગૂજરાતના હતા. એ ગૂજરાતીઓએ મહાન્ વિદ્વત્તા અને પ્રતિભા બતાવી મોગલ બાદશાહના દરબારમાં ભારે સન્માન અને લાગવગ મેળવ્યાં હતાં અને શાસનપ્રભાવનાનાં કાર્યો—શત્રુંજય પર લેવાતા કરને રદ કરાવવો વગેરે–કર્યાં, એ મહત્ત્વની વાત છે. —સંપાદક. ]

અકબરના દરબારના વિદ્વાનો–સંતો–ઓલિયા વગેરેના પાંચ ભાગ આઈને અકબરીમાં પાડેલ છે તેમાં પ્રથમ વર્ગમાં પોતાના સીતારાના પ્રકાશમાં બાહ્ય તેમજ આંતરિક વસ્તુ-ઓના ગુપ્ત ભેદો–રહસ્યો જોઈ શકનારા અને પોતાની સમજ તથા દૃષ્ટિ–વિશાળતાથી

વિચારના પ્રદેશો જાણી શકનારાનો મૂકયો છે ને તેમાં જૈનોમાંથી માત્ર તપાગચ્છના પ્રસિદ્ધ આચાર્યશ્રી હીરવિજયસૂરિને અન્ય જૈનેતરો સાથે મૂકેલ છે; જ્યારે પાંચમો વર્ગ નકલ (પુરાવા) પર આધાર રાખતા વિદ્વાનોને સમજનારાઓનો છે તેમાં જૈનોમાંથી માત્ર બે જ વ્યક્તિ નામે વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર(ભાણુચંદ)ને અન્ય સાથે મૂકેલ છે. આ ભાનુચંદ્ર એક સમર્થ પ્રભાવશાળી વ્યક્તિ હતા અને તેના શિષ્ય નામે સિદ્ધિચંદ્ર પણ મહાવિદ્વાન્ હતા. બંને ઉપાધ્યાય પદવીથી વિભૂષિત હતા. એ બે ગુરુ-શિષ્યે સાથે રહી મોગલ સમ્રાટ્ અકબર અને જહાંગીરના દરબારમાં ભારે પ્રભાવ પાડ્યો હતો. તે બંનેના જીવન, લેખન-કાર્ય વગેરે સંબંધી કંઇ વિસ્તારથી જણાવવાનો આ લેખનો પ્રયાસ છે. ટૂંકમાં જાણવા માટે જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ' પૃ. ૫૪૯-૫૨, ૫૫૪, ૫૫૮, ૫૯૫-૬.

સદ્ભાગ્યે ઉક્ત સિદ્ધિચંદ્રકૃત ઉક્ત સ્વગુરુ શ્રી ભાનુચંદ્રનું જીવનચરિત સંસ્કૃત મહાકાવ્ય તરીકે કાવ્યબદ્ધ મળી આવ્યું છે અને તે પણ ભાનુચંદ્રના શિષ્ય દેવચંદ્રના શિષ્ય વિવેકચંદ્રના શિષ્ય ગુણચંદ્રના હસ્તાક્ષરે લખેલી પ્રતમાં, તેથી ઘણી વિશ્વસનીય અને અપ્રકટ હકીકતો ઉપલબ્ધ થઈ શકી છે. પ્રત અતિ શુદ્ધ તો નથી પણ પ્રાય: અશુદ્ધ છે, છતાં પરિશ્રમ લઈ, બને તેટલી કાળજી રાખી તેનો સાર અત્રે આપવામાં આવે છે.

પ્રથમ ઋષભદેવ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને વર્ધમાન પ્રભુની સ્તુતિ કરી જેનું પોતે વર્ણન કરી શકે તેમ નથી એવા સ્વગુરુ ભાનુચંદ્ર વાચકનું વર્ણન પ્રગલ્ભતાથી કાવ્યમાં આપવાનું સાહસ કરે છે: તે ભાનુચંદ્ર કેવા હતા તે પ્રથમ જ ૯ થી ૧૨ નંબરના શાર્દૂલ છંદમાં જણાવે છે:—

यः सर्वार्थसहस्रसहस्रमहसः शुद्धा सहस्राभिधाः,
शाहि श्रीमदकब्बरक्षितिपतेरध्यापयामासिवान् ।
यस्मै सोऽपि समस्तजन्तुहननव्यापेध शत्रुंजय–
क्षोणिभृत्करमोचनप्रभृतिकृन् प्रादात्स्फुरमानकम् ॥ ९ ॥

स्वेनावृत्ति वसंतराजविवृती वृत्तिश्च कादम्बरी,
श्रीसारस्वतवृत्तयश्च विवृतिः काव्यप्रकाशस्य च ।
नाम श्रेणिविवेकपूर्वकविलासग्रन्थवृत्ती तथे–
त्यादिन्यो रचयांचकार रुचिरग्रन्थाश्च निर्ग्रन्थराट् ॥ १० ॥

सर्वे निर्विषयीकृता यतिजनाः श्रीमज्जिहांगीरभू–
भर्त्रा गूर्जरमण्डले स्वस्वविधे सत्कृत्य यः स्थापितः ।
श्रीमद्वाचकसिद्धिचंद्रगणियुग्युक्तं युगान्ते मरुत्,
कैलाशान्वितमेकतो परमगं कं कं न चाकम्पयत् ? ॥ ११ ॥

स श्रीवाचकभानुचंद्रमुनिपः प्राप्तप्रतिष्ठोऽभवत्,
शाहि श्रीमदकब्बरनरवरं सम्बोध्य सो भाग्यभूः ।
तस्मादार्हतशासनस्य महिमा त्यर्थं यथा पप्रथे,
तद्वृत्तान्तलवः सवर्णनिकरैरुत्कर्णमाकर्ण्यताम् ॥ १२ ॥

—જેણે સર્વાર્થસાધક એવા સૂર્યનાં સહસ્ર નામો શુદ્ધ રીતે પાતશાહ શ્રી અકબ્બરને પઢાવ્યા, જેને તે અકબર બાદશાહે જ સર્વ જીવના વધના નિષેધનું, શત્રુંજય ગિરિ પર કર માફ કરવા આદિનું ફરમાન આપ્યું,

જે નિર્ગ્રન્થરાજે ખેનાવૃત્તિ[1] ( ? ), વસંતરાજ શકુન પર વૃત્તિ[2], કાદંબરી પર વૃત્તિ[3], સારસ્વત વ્યાકરણ પર વૃત્તિ[4], કાવ્યપ્રકાશ પર વૃત્તિ[5], વિવેકવિલાસ ગ્રંથ પર વૃત્તિ[6] આદિ અનેક રુચિર ગ્રંથો રચ્યા અને જહાંગીર બાદશાહે સર્વ યતિઓને દેશ-બહાર કર્યા ત્યારે જેણે સત્કૃત્યથી સ્થાપિત કરી, વાચક સિદ્ધિચંદ્રને સાથે રાખી મહાન્ પવનની પેઠે કંપાવ્યા ( ? )

તે વાચક ભાનુચંદ્ર કે જેણે અકબ્બર બાદશાહને સંબોધી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને આર્હત( જૈન )શાસનનો મહિમા વિસ્તાર્યો હતો તેનો લેશમાત્ર વૃત્તાંત થોડા અક્ષરોમાં કહું છું તે સાંભળો.

પછી કાલિન્દી( યમુના ) તટે આવેલ ઉગ્રસેનપુર( આગ્રા )નું ( ૧૩–૩૮ ), અકબ્બરનું ( ૩૯–૬૫ ), તેના મિત્ર શેખ અબુલફ્જલનું ( ૬૬–૭૭ ) વૃત્તાંત આવે છે. તે શેખને દંડનાયક બનાવી સેના સાથે પોતાના પુત્ર મુરાદ સામે મોકલ્યો, તે મુરાદ મરણ પામ્યો એટલે શેખને 'દલથંભન' ની પદવી આપી એમ શેખના તે વર્ણનમાં જણાવ્યું છે.

૧ ખેનાવૃત્તિ–'ખ' એટલે આકાશ, 'ઇન' એટલે સ્વામી એટલે સૂર્ય પર વૃત્તિ, તે સૂર્યસહસ્ર નામમાલા હોય યા સૂર્યનાં નામો પર વૃત્તિ હોય. ઉક્ત સૂર્યસહસ્ર નામની પ્રત મળે છે. અપ્રસિદ્ધ છે.

૨ એટલે વસંતરાજકૃત શકુન શાસ્ત્ર પર ટીકા કે જે સં. ૧૯૪૦ માં શિલાછાપમાં મુંબઇના જગદીશ્વર શિલાયંત્રમાં જયપુરના જ્યોતિર્ધર જટાશંકરસુત શ્રીધરે છપાવી. શિરોહીમાં અખયરાજ ( બીજો કે જે સુલતાનસિંહ પછી રાજસિંહ પછી ગાદીએ આવ્યો, મૃત્યુ સં. ૧૭૩૦. વિશેષ માટે જુઓ सिरोही का इतिहास પૃ. ૨૪૯–૨૬૨. )ના રાજ્યમાં રચી ને સિદ્ધિચંદ્રે સંશોધી.

૩ પ્રસિદ્ધ ( નિર્ણયસાગર પ્રેસ મુંબઇ ). તેના પૂર્વાર્દ્ધની ટીકા, જ્યારે ઉત્તરાર્ધની ટીકા સિદ્ધિચંદ્રે કરેલી છે.

૪–૫ અપ્રસિદ્ધ અને અનુપલબ્ધ.

૬ સં. ૧૬૭૧ માં રચેલી, ને સં. ૧૬૭૮ માં લખાયેલી પ્ર. કાંતિવિજયજીના ભંડારમાં છે.

એક વાર અકબરે ગૂજરાતથી આવનારા સામન્તોને પૂછયું કે ગૂજરાતમાં તપસ્વી, નિઃસ્પૃહ, દાન્ત, સૌમ્યમૂર્તિ, જિતેન્દ્રિય એવી વ્યક્તિ કહી સાંભળી કે જોઇ છે ? શ્રી હીરસૂરિજી તેવા છે એમ સંભળાય છે એવો ઉત્તર મળતાં ગૂજરાતના સૂબા સાહિબખાન[1] ઉપર ફરમાન મોકલ્યું કે તેમને આગ્રે મોકલવા. સૂબાએ રાજદંગ( અમદાવાદ )ના શ્રાવકોને પૂછતાં હીરસૂરિ ગંધાર બંદર છે એમ જાણી ત્યાંથી તેડાવ્યા. આચાર્ય અહમ્મદાવાદ આવ્યા. સાહિબખાન સાથે સુહૃદ્‌ગોષ્ઠિ કરી. વાહનાદિ વસ્તુઓ લેવાની ખૂબ વિનતિ સૂબાએ કરી પણ આચાર્યે જૈન નિઃસ્પૃહ સાધુ હોઈ કંઇપણ ગ્રહણ કર્યું નહિ. ઉપાશ્રયે આવી પ્રસ્થાન કરી ક્રમે ફત્તેપુર ( સીક્રી ) આવ્યા. અનેક વાદ્યના નિર્ઘોષવડે શ્રી સંઘે અને સ્થાનસિંહ પ્રમુખ સર્વેએ સન્માન કર્યું અને મુદ્રાવડે તેમની અંગપૂજા કરી. તે જ દિને અબુલફજલદ્વારા અકબર પાદશાહ સાથે મેળાપ થયો. દયામૂલ ધર્મ સાંભળી શિકારનો શોખીન બાદશાહ કોમળ ચિત્તનો થયો અને આચાર્યના દર્શનથી સંતુષ્ટ થઇ, હાથ જોડી કહ્યું : 'આપ નિઃસ્પૃહને બીજું શું દાન ઉચિત થાય ? અમારા મહેલમાં જૈન પુસ્તકભંડાર છે તેને ગ્રહણ કરી અનુગ્રહ કરો.' આટલું બોલતાં તે ચિત્કોશ ( જ્ઞાનભંડાર ) લઇ આવી તેના અધિકારીએ અર્પણ કર્યો. પછી બાદશાહ પુનઃ બોલ્યો: 'આપને અમારી પાસેથી જે કંઇ લેવાનું ઇષ્ટ હોય તે અનુગ્રહ કરી લ્યો' ત્યારે સૂરિએ પર્યુષણપર્વના આઠ દિનોમાં સર્વ જન્તુની અહિંસા પળાવવાની યાચના કરી, એટલે બાદશાહે તે દિવસો તથા ચાર પોતાના તરફથી અન્ય એમ બાર દિવસો તે માટે કરી આપ્યા. આમ બાદશાહ સાથેના મેળાપથી લાભ થયો. તે દેશમાં વર્ષા ગાળી, ત્યાં શાન્તિચંદ્ર ઉપાધ્યાયને મૂકી ગૂજરાત પ્રત્યે હીરસૂરિએ પ્રયાણ કર્યું, અને રસ્તે સર્વ ગામને પ્રતિબોધ આપતા પોતે ગૂર્જરભૂમિમાં આવ્યા. સૂરિના ગમન પછી બાદશાહ લાભપુર ( લાહોર ) આવ્યો.

બીજો સર્ગ—અહીં લુમ્પાકોના મત( લોંકામત—હાલના સ્થાનકવાસી મત )માં [2]હાનર્ષિ નામના એક બુદ્ધિશાલી સાધુ થયા. તેમણે સિદ્ધાન્તોનો અભ્યાસ કરી ચિત્તચક્ષુથી જિનપ્રતિમા જોઇ ને તેથી તે મતમાંથી નીકળવા ઇચ્છા કરી. પછી તેમણે પોતાના શિષ્યો સહિત તપાપક્ષનો આશ્રય લીધો. તેમના શિષ્યોમાં મુખ્ય [3]સકલચંદ્ર નામના વાચક ( ઉપાધ્યાય ) થયા તેમણે 'સત્તરભેદી પૂજા'ની પ્રવર્ત્તના કરી કે જે પૂજા અત્યારસુધી દરેક શહેર અને ગામમાં ગવાય છે. તેમના અનેક શિષ્યો થયા કે જેમાં સૂરચન્દ્ર

---

૧ સાહિબખાન—( શાહાબુદ્દિન અહમદખાન ) મૂળ માલવાનો સૂબો કે જેને સને ૧૫૭૭ ના અંતે ગૂજરાતનો સૂબો નીમવામાં આવેલ. તે સને ૧૫૮૩ સુધી ગૂજરાતનો સૂબો રહ્યો.

૨ હાનર્ષિ—કાદંબરી ટીકામાં દાનર્ષિ છપાયું છે, પણ આ ચરિતમાં હાનર્ષિ જણાવેલું છે.

૩ સકલચંદ્ર—તેની ગૂજરાતી કૃતિઓ માટે જુઓ મારો ગ્રંથ 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૧, પૃ. ૨૭૫. તેની 'સત્તરભેદી પૂજા' વિધવિધ રાગમય છે અને સંગીતકુશલ પાસે હજુ પણ ગવાતી પ્રચલિત છે.

અને [1]શાન્તિચંદ્ર એ નામના મુખ્ય હતા સૂરચંદ્ર સૂર્ય જેવા બુદ્ધિશાળી હતા અને તેમની પ્રતિભા એવી હતી કે જાણે તેઓ કૃષ્ણભારતી હોય નહિ; તેથી વાદમાં અનેક વાદીને જીતતા. તેમના મુખ્ય શિષ્ય ભાનુચંદ્ર નામના થયા અને ગુરુ પાસેથી અનેક વિદ્યા શિખ્યા. તેમના પર પ્રીતિથી પ્રેરિત થઇ હીરસૂરિએ પોતે 'પ્રાજ્ઞ' (પંડિત) પદ આપ્યું. તે ભાનુચંદ્રે અનેક શ્રીમંતના પુત્રોને દીક્ષા આપી. નામ પ્રમાણે તેમનામાં ગુણો હતા. હીરસૂરિએ તે પંડિતથી શાસનોન્નતિ થશે એમ ધારીને તેમને અકબર બાદશાહ પાસે મોકલ્યા. તેઓ ગુરુવચન પ્રમાણ કરી લાભપુર (લાહોર) પહોંચ્યા. શેખમિત્ર (અબુલ-ફજલ)દ્વારા બાદશાહને મળ્યા કે જે ભાનુચંદ્રથી અતિ મુગ્ધ થયો. તેના પ્રશ્નોનું ભાનુચંદ્રે સમાધાન કર્યું. બાદશાહે દ્વારપાલને બોલાવી જણાવ્યું કે એમને મારી પાસે આવતાં કદી રોકવા નહિ. હમેશાં તેઓ બાદશાહ પાસે જતા. શેખને ષડ્દર્શનસમુચ્ચય શીખવાની ઇચ્છા થઇ, બાદશાહે પણ તે પોતાને શીખવું છે એમ જણાવ્યું એટલે ભાનુચંદ્ર શીખવતા ને શેખ હમેશાં લખી લેતા. આથી તેઓ વચ્ચે પ્રીતિ જામી. હવે પોતાને સ્વસ્થાનથી પ્રસ્થાન કરવું પડશે એ વાત શાંતિચંદ્રથી જાણી શેખે બાદશાહને કહેતાં તેણે જેમ ઇષ્ટ લાગે તેમ કરો અને મારી પાસે જે આવેલા તે સર્વનું રક્ષણ થવું જોઇએ એમ જણાવ્યું. શેખે શાંતિચંદ્રને બોલાવી કહ્યું કે બાદશાહે પ્રસ્થાન કરવાની રજા આપી છે ને ભાનુચંદ્રને રક્ષણ આપ્યું છે તેથી શાંતિચંદ્રે શેખની અનુજ્ઞા લઇ પ્રસ્થાન કર્યું ને તેઓ ક્રમે કરી ગૂર્જરદેશ આવ્યા. પછી ભાનુચંદ્રનાં અનેક સુકૃત્યો શેખની સહાયથી થવા લાગ્યાં. સૂર્યનાં સહસ્ર નામો જોઇતાં હતાં તે બ્રાહ્મણો પાસેથી મળ્યાં નહિ. કોઇ વિદ્વાને તે પૂરાં પાડ્યાં તે જોઇ બાદશાહે આનંદિત થઇ કહ્યું 'મારી પાસે તેને ભણવા માગું છું.' એવો ભણાવનાર તો ઇંદ્રિયજય કરનાર બ્રહ્મચારી જ અધિકારી છે એમ કહેવામાં આવતાં બાદશાહે ભાનુચંદ્રને કહ્યું કે આપ જ તેવા ગુણો ધરાવનાર હોઇ મારી પાસે હંમેશાં પ્રાતઃકાલે ભણો. આથી ભાનુચંદ્ર હંમેશા સવારે જઇ અકબર પાસે [2]સૂર્યસહસ્રનામ ભણતા. આમ થતાં તેમની કીર્ત્તિ ઘણી વિસ્તાર પામી. (૧૦૯)

એક વખત ભાનુચંદ્રજીએ દીનોના ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા થઇ બાદશાહને જણાવ્યું કે અષ્ટાન્હિકા દિને દીધેલું દાન શતગણું થાય છે. આ સાંભળી બાદશાહે કહ્યું: 'દુઃખીઆંને સ્વર્ણાદિ દાન પોતે આપવાનું યોગ્ય ધારે છે.' પછી સ્નાન કરી, શ્વેત વસ્ત્ર સજીને સભામાં બેસી દીન–દુઃખીઆંને સુવર્ણમુદ્રા–છ હજારનું દાન કર્યું. આમાંથી મુનિ-

૧ શાંતિચંદ્ર–'કૃપારસકોશ' કે જે મુનિશ્રી જિનવિજયજી સંપાદિત બહાર પડી ગયો છે ને જેમાં અકબરનાં અહિંસા માટે કરેલાં સુકૃત્યોનું વર્ણન છે તેના કર્ત્તા; ભાનુચંદ્રના કાકા ગુરુ. જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ. ૫૫૩.

૨ આ કારણે સિદ્ધિચંદ્રે પોતાના દરેક પુસ્તક–ટીકા અંતે ભાનુચંદ્રનાં વિશેષણોમાં, પ્રથમ વિશેષણ 'पातशाह श्री अकबर जलालदीन श्री सूर्यसहस्रनामाध्यापक' આપેલ છે.

શ્રીને લેવાની વિજ્ઞપ્તિ કરી પણ તેમણે લીધી નહિ, કારણ કે તેઓ નિઃસ્પૃહ મુનિ હોઈ તેની ઇચ્છા ધરાવે જ નહિ.

તે જ વખતે અજીજ [1]કોકાની વિજ્ઞપ્તિ આવી કે લડાઇમાં [2]જામને જીતીને તેના બધા માણુસને પકડેલ છે. આ સાંભળી શાહ રાજી થયો અને ગુરુને સત્કાર આપ્યો ને પૂર્ણપાત્ર[3] હયો એમ કહ્યું. ગુરુએ કહ્યું 'મારા પર અનુગ્રહ કરી સૌરાષ્ટ્ર-દેશના બંદીવાનોને છોડી મૂકો.' આ પ્રાર્થના પર વિચાર કરી બાદશાહે કહ્યું '( તે બંદીવાનોને છોડી મૂકવાની ) આપની પ્રાર્થનાનો ભંગ ન થાઓ. તેને છોડી મૂકવા એ તો નજીવી વાત છે, પણ આપની પ્રાર્થનાથી સર્વ સૌરાષ્ટ્ર આપને આપી દેવામાં આવે છે.' તે જ વખતે બંદીવાનોને છોડી મૂકવાનું ફરમાન લખાવી તેમાં પોતાની મહોર મારી ગૂર્જર મંડલમાં મોકલાયું.

લાહોરમાં પૂર્વે ઉપાશ્રય નહોતો તેથી તે માટે ચિન્તા થતાં ગુરુએ શાહને વાત કરી કે આ મોટા શહેરમાં દૂર સ્થાનેથી મારે આવવું પડે છે, વળી તે સ્થાન મને અનુકૂળ નથી. શાહે કહ્યું: 'મારાં અનેક મહેલો છે, ભવ્ય સ્થાનો છે તેમાંથી તમને યોગ્ય લાગે તે લ્યો.' તેમણે જણાવ્યું કે 'તેમાંનું એક પણ અનુકૂલ નથી; મુનિસ્થાન માટે અનુકૂલ જમીન આપો.' શહેર વચ્ચે સારી જમીન આપીને તે પર સંઘે સ્ફટિક પત્થરવાળા શિખરવાળો ઉપાશ્રય બંધાવ્યો. તેની મધ્યમાં શાંતિનાથજીનું ચૈત્ય બંધાવ્યું ને તેને સુવર્ણના કલશ મૂકાવ્યા. ( ૧૩૯ )

એક વખત મૂલ નક્ષત્રમાં બાદશાહના મોટા પુત્રને ( સલીમને ) ત્યાં પુત્રી જન્મી; તે કંઇક પિતાને કષ્ટનું સૂચક છે એમ શિષ્ટોએ જણાવ્યું. બાદશાહે ગુરુને આ વિઘ્નનો શો પ્રતિકાર એમ પૂછતાં તેમણે જણાવ્યું કે જિનમંદિરમાં અષ્ટોત્તરશત સ્નાત્ર કરવામાં આવે તો વિઘ્નો જાય. બાદશાહે કહ્યું: 'તરતજ તે આપના ઉપાશ્રયે કરો-હું પોતે શેખૂજી ( સલીમ-મોટો પુત્ર-પાછળથી થયેલ જહાંગીર ) સાથે આવીશ.' પછી તે કરવાનો આદેશ સ્થાનસિંહને અપાયો. મહામોટા આડંબરથી તે મહોત્સવ કરવામાં આવ્યો. તે વખતે ગુરુના ગુણોથી ખેંચાઈ અસંખ્ય જનોની મેદની થઈ. અહીં બાદશાહે તે વખતે ખરતરગચ્છના મુખ્ય શ્રાવક અને રાજમાન્ય કર્મચંદ્રને પણ મોકલ્યા. પાયદલ સામન્ત રાજાઓ સહિત

---

૧ અજીજ કોકા—મિરઝા અઝીઝ કોકલીશ-મિરઝા અઝીઝ કોકા-કે જેને ખાને આઝમ ( મોટા આઝમ )-આઝમખાન કહેતા. તેણે સન ૧૫૮૮ થી ૧૫૯૨ સુધી અમદાવાદના સૂબા તરીકે કામ કર્યું હતું. જુઓ મિરાતેઅહમદી.

૨ જામ—જામ સતાજી-સતરશાલજી ( શત્રુશલ્યજી ).

૩ ઉત્સવમાં મિત્રો જે બલથી વસ્ત્ર માળા આદિથી પૂર્ણપાત્ર લે છે તે પૂર્ણપાત્ર એવો એક શ્લોક આપી આ પ્રતમાં બતાવ્યું છે.

બાદશાહે પણ હાજરી આપી. થાનસિંહાદિએ પછી સ્નાત્રવિધિ કરી, શેખૂજી સહિત બાદશાહ જિનાગ્રે ઊભા રહ્યા અને ગુરુએ પોતે ભક્તામર મહાસ્તોત્ર સંભળાવ્યું. ગર્ભગૃહમાંથી શાહ રંગમંડપમાં આવ્યો. શાહ અને સલીમ બંને ગુરુ પાસે ઊભા રહ્યા. સ્નાત્ર કરી સ્થાનસિંહે હાથી અને ઘોડાની શાહ પાસે ભેટ ધરી. તેરસો સુવર્ણમુદ્રાની મોતીની માળા મંત્રી કર્મચંદ્રે શાહના વડા પુત્ર( સલીમ )ને ભેટ ધરી.[1] તેમ બીજા શ્રાવકોએ જુદી જુદી જાતની ભેટ ધરી. પછી બાદશાહે સુવર્ણપાત્રનું સ્નાત્ર-જલ પ્રીતિપૂર્વક બંને નેત્ર પર લગાડી અંતઃપુરમાં મોકલી આપ્યું. શાહ ને યુવરાજની સુખશ્રેણી વધી. (૧૯૮)

એક વખતે ગુરુ રાજસભામાં બાદશાહને શિખવતા હતા. બાદશાહે હર્ષિત થઇ એવી કઇ મુખ્ય પદવી તમારા સંપ્રદાયમાં છે એ પ્રશ્ન કર્યો. મોટામાં મોટી આચાર્યની અને તે પછીની ઉપાધ્યાયની છે એમ ઉત્તર અપાયો ત્યારે મેં તમને આચાર્યની પદવી આપી એમ થાઓ એમ બાદશાહે કહેતાં, ભાનુચંદ્રજીએ જણાવ્યું કે આચાર્યની પદવી તો હીરસૂરિની છે અને તે માટે તેઓ જ યોગ્ય છે. આથી બાદશાહને તેમનું નિઃસ્પૃહત્વ અલૌકિક છે એમ સમજાયું.

અન્યદા શેખે ( અબુલફજલે ) બાદશાહને ભાનુચંદ્રજીને ઉપાધ્યાય પદ આપવું યોગ્ય છે એમ કહ્યું. ઉપાશ્રયમાં જઇ એ વાત સર્વ શ્રાવકોને બોલાવી કહી. બધા આનંદ પામ્યા, તેમાંથી ઉચિતબુદ્ધિ એવા એક આગેવાને શેખજીને કહ્યું કે અમારામાં એવી પરંપરાગત રીતિ છે કે પદપ્રદાન વગેરે ગુરુને આધીન છે, તેથી બાદશાહની આજ્ઞા લઇને અમારા ગુરુને લખવું ઘટે. એટલે શેખજીએ બાદશાહનું ફરમાન લખી રાજધન્યપુર( રાધનપુર )માં ગુરુ( આચાર્ય હીરસૂરિ )ને મોકલ્યું. આ ફરમાનને પ્રમાણ ગણી હીરસૂરિએ પોતે પ્રતિષ્ઠિત કરેલ વાસક્ષેપ મોકલી લેખદ્વારા પછી ઉપાધ્યાય પદ ભાનુચંદ્રને આપ્યું.[2]

---

૧ આ વાતનું તત્કાલીન પ્રમાણ કર્મચંદ્ર મંત્રી પ્રબંધમાં ઢાલ ૮ માં મળે છેઃ—

મૂલ નક્ષત્રિ જનઇ સુતા, શ્રી શેખૂનઇ જનિ રે
સાહિ હુકમિ શાંતિક કીયઉ, હેમ રજત કુંભ આણિ રે
તિહાં મંગલેવઇ આવીયઉ, શ્રી સલેમ સુરતાન રે
ભેટિ સહસ દસ રૂપ્યની, દેખિ ભયઉ હયરાન રે
શાંતિક જલ લેઇ કરઇ, અંતેઉરનઇ સંગિ રે
શ્રી જી નયનિ લગાવીયઉ, મંત્રિ રહઈ રલી રંગિ રે.

વળી આના સમર્થનમાં જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૩ કડી ૩૮ થી ૪૫. તેમાં 'શેખજી ' ને બદલે 'શેખૂજી ' જોઇએ કે જે સલીમનું બીજું નામ છે. ( આનંદ કાવ્ય મહોદધિ )

૨ આના સમર્થનમાં જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૩ કડી ૪૬ થી ૪૮ અને પૃ. ૧૮૪ કડી ૧ થી ૩.

આ રીતે પંડિત હાનર્ષિ ગણિ પ્રભૃતિની પટ્ટપરંપરાનો પ્રાદુર્ભાવ, બાદશાહ સાથે મેળાપ, સૂર્યસહસ્ર નામનું તેને અધ્યાપન, અષ્ટોત્તરશત સ્નાત્રનું વિધાન, ઉપાશ્રયનું નિર્માપણ ને ત્યાં વાસ, ઉપાધ્યાયપદનું દાન આદિનું વર્ણન કરતો બીજો પ્રકાશ સમાપ્ત થયો. ( ૧૮૭ )

ત્રીજો પ્રકાશ—હવે સિદ્ધાદ્રિ( શત્રુંજય )ના કરથી કેમ મુક્તિ થઇ તે વાત કહેવાય છે. એક વખત સવારમાં અકબર શાહ રાજસભા ભરી બેઠો હતો તે વખતે કોઇ કાશ્મીરથી આવેલ દ્વારે ઊભો હતો તેને ન રોકતાં અંદર આવવા બાદશાહે હુકમ કર્યો. તેણે કાશ્મીર દેશનું સૌન્દર્ય આદિનાં વખાણ કર્યાં, તેથી તે જોવાની ઉત્સુકતા થઇ. શેખ આદિએ ઉત્સાહિત કરતાં બાદશાહે ત્યાં જવા માટે પ્રસ્થાન કરવાની તૈયારી કરી. મોટા રસાલા સાથે તે નીકળ્યો.[૧] તેના આગ્રહથી ગુરુએ પણ પ્રસ્થાન કર્યું. ક્રમે ભમ્ભરના કાંઠે શ્રમાકુલ સૈન્ય જોઇ ત્યાં કેટલાક દિવસ શાહે વિસામો લીધો. આ વખતે વિમલાદ્રિ ( શત્રુંજય ) મહાતીર્થને પોતાનું કરવા ખરતરો તત્પર હતા અને તે માટે છાના પ્રયત્ન કરતા હતા. ગુરુએ આ જાણી શેખને વિજ્ઞપ્તિ કરી કે અમારું આ પુંડરીક નામનું તીર્થ લેવા ઇચ્છે છે. ત્યાં તો બાદશાહ ત્યાંથી ચાલી નીકળ્યો. ગુરુ પણ ચાલ્યા. જ્યાં વિસામો લે ત્યાં શોભતા. રત્નપંજાલ, પીરપંજાલ આદિ પર્વતોને ઉલંઘી આખરે શ્રીનગર પહોંચ્યા. રવિવાર આવ્યો એટલે સવારે સૂર્ય નામોનું અધ્યાપન કર્યા પછી ગુરુએ બાદશાહને વિજ્ઞપ્તિ કરી ‘ સૌરાષ્ટ્રમાં શત્રુંજય તીર્થ છે ત્યાં યાત્રા કરવાનું મન હીરસૂરિ રાખે છે. ત્યાંના અધ્યક્ષો દરેક મનુષ્ય પાસેથી કર લે છે તો તેમાંથી મુક્તિ કરવાની કૃપા કરીને આનંદ આપો. ’ શાહે આજમખાનના જ્યેષ્ઠ પુત્રને કહ્યું કે હીરસૂરિ શત્રુંજયની યાત્રા કરવા આવે ત્યારે કોઇ પણ શ્રાવકનો કર લેવો નહિ, આ બાબતના ખબરનો પત્ર લખી ભાનુચંદ્રજીને આપી દેવો. આ પ્રમાણે પત્ર અપાતાં ભાનુચંદ્રે હીરસૂરિને મોકલી આપ્યો. હવે ખરતરોથી આ સહન ન થયું. તેમણે દીનસ્વરે તે તીર્થ તેમને આપવાની શાહને વિજ્ઞપ્તિ કરી ત્યારે શેખે કહ્યું ‘ શા માટે આવું અયોગ્ય બોલો છો ? ’ ‘ ઘણો કર આવવાથી રાજને મોટો લાભ છે. ’ એવું સાંભળી બાદશાહે ફરમાવ્યું કે યાત્રાર્થે જનાર મુનિઓ પાસેથી કર ન લેવો. ( એટલે તે સિવાયના પાસેથી લેવો એમ ઠર્યું. ) ભાનુચંદ્રને આથી તે તીર્થ પોતાનું કરી લેવાની તમન્ના લાગી ને શેખને તે માટે વિશેષ કહ્યા કર્યું. (૪૮)

હવે ત્યાં સમુદ્ર જેવું જૈનલંકા નામનું પચાશ ગાઉના ઘેરાવાવાળું તલાવ હતું. ગુરુ ત્યાં ગયા. બાદશાહ એક દિવસ ત્યાં આવી ચડ્યો. ત્યાં શીતલતા વ્યાપી ગઇ હતી. પદ્મો ખીલ્યાં હતાં. હિમ પડતાં હતાં. બાદશાહ પોતાના સુન્દર આવાસમાં જઇ ફૂલોનો

૧ અકબર કાસ્મીરમાં સને ૧૫૮૯ માં પહેલી વાર ગયો; પુનઃ એક વાર ગયો (ઇ. સ. ૧૫૯૭)—લાહડીકૃત સમ્રાટ્ અકબર.

આસ્વાદ કરતો હતો. તેણે ગુરુને અતિ–શૈત્યથી મ્લાન જોઇ બોલાવ્યા. તેમણે સૂર્યસહસ્ર નામનું અધ્યાપન કર્યું ને પછી જણાવ્યું કે બધાની ઇચ્છા તૃપ્ત કરો છો, પણ મારી એક ઇચ્છા અતૃપ્ત રહે છે. શાહે તે શી છે તે જણાવવા કહેતાં ભાનુચંદ્રે નિવેદન કર્યું 'ભિક્ષા માત્ર પર જીવનારા, સાવદ્ય યોગને તજનારા અમોને કંઇ પણ અર્થ જોઇતો નથી, પરંતુ તીર્થનો કર છોડી દ્યો.' શાહે કહ્યું તેથી ઘણી દ્રવ્યપ્રાપ્તિ છે. ગુરુએ કહ્યું બધો કર મળીને થઇ થઇને કેટલું દ્રવ્ય પ્રાપ્ત થાય ? ( નહિવત્ ) શાહે શેખને હુકમ કર્યો કે તીર્થ પરના કરની મુક્તિનો પત્ર કરી આપો. શેખે લખ્યો. ગુરુએ તે હીરસૂરિના નામનો લખાવ્યો. પછી બાદશાહે પોતાની મહોર મારી ગુરુને આપ્યો. ગુરુએ શાહના હુકમથી તેના જ માણસો મારફત આચાર્યને તે મોકલી આપ્યો. આ ફરમાન પ્રાપ્ત થતાં હીરસૂરિએ સંઘ સાથે અનેક દેશ પસાર કરી તીર્થયાત્રા કરી. ત્યારથી સિદ્ધાદ્રિ( શત્રુંજય )ના કરની મુક્તિ યાત્રાર્થે જનારા બધા ય જૈનો માટે પ્રવર્તે છે. (૭૧)

હવે બાદશાહે તે તળાવથી પ્રયાણ કર્યું. કાશ્મીર કેદારને જોઇ ધીમે ધીમે રોહિતાસ નામના કિલ્લામાં આવ્યો. સર્વત્ર આજ્ઞા પ્રવર્ત્તાવી, પછી અવિચ્છિન્ન પ્રયાણ કરી ક્રમે બાદશાહ લાભપુર ( લાહોર ) આવ્યો. તે અકબ્બર બાદશાહ સમસ્ત શત્રુને પરાસ્ત કરનાર રાજાનો રાજા સમ્રાટ્ છે, ધરતીને એક છત્રે લાવનાર છે અને બબ્બર વંશમાં હંસ છે. (૭૬)

આ રીતે અકબરનું કાશ્મીર દેશમાં ગમન, વિવિધ આશ્ચર્યનું વિલોકન, શત્રુંજયાદિ સમસ્ત તીર્થના કરમાંથી મુક્તિ આદિ વર્ણનવાળો ત્રીજો પ્રકાશ સમાપ્ત થયો. ( આના સમર્થનમાં જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૨ કડી ૨૭ થી ૩૫ )

ચોથો પ્રકાશ—એકદા બાદશાહે દુર્જનશલ્ય[1] નામના અગ્ર શ્રાવકને બોલાવી પૂછયું કે હીરસૂરિના પટ્ટે કોને સ્થાપિત કર્યા છે ? તેણે વિજયસેનસૂરિનું નામ આપી તેનાં વખાણ કર્યાં, એટલે આનંદ પામી તેમને બોલાવવા શાહે ફરમાન લખી ભાનુચંદ્ર પર મોકલ્યું કે તે વિજયસેનસૂરિ પર મોકલે અને જણાવે કે લાહોર આવે. આ ફરમાન મળતાં તે સૂરિ શિષ્યો સહિત નીકળી દરેક ગામે દેશના આપતા લાહોર આવી પહોંચ્યા.[2] સુરત્રાણ( સુલતાન–અકબર બાદશાહ )ની આજ્ઞાથી શેખ અને સૈન્ય સાથે ભાનુચંદ્ર વાચક સૂરિની સામે જઇ તેમને લઇ આવ્યા. સૂરિ શાહને મળ્યા ને પછી ઉપાશ્રયે

---

૧ દુર્જનશલ્ય–દુર્જનસાલ–આ પ્રસિદ્ધ શ્રાવક સંબંધમાં કૃષ્ણદાસ નામના કવિએ સં. ૧૬૫૧ માં લાહોરમાં ' દુર્જનસાલ બાવની ' નામની કૃતિ હિંદીમાં બાવન છપ્પામાં રચી છે. જુઓ મારો ગ્રંથ 'જૈન ગૂર્જર કવિઓ ' ભાગ ૧, પૃ. ૩૦૦. તેમાં જણાવ્યા પ્રમાણે તેણે સંઘ કાઢી સૌરીપુરની યાત્રા કરી, જિનપ્રાસાદનો ઉદ્ધાર અને પ્રતિષ્ઠા કરાવી હતી ને લાહોરમાં એક મંદિર કરાવ્યું હતું.

૨ સં. ૧૬૪૯ જેઠ શુદ ૧૨.

ગયા. ત્યારપછી વાચક **ભાનુચંદ્ર**દ્વારા શાહને ત્યાં તેમના મુખ્ય શિષ્ય **નંદિવિજય** મળ્યા. તેની અવધાનકલા જોઇને વિસ્મિત થઇ 'ખુસ્ફહમ' (સુમતિ-સારી બુદ્ધિવાળા) એ બિરુદ તેને આપ્યું. આથી અસહિષ્ણુ થઇ બ્રાહ્મણોએ **રામદાસ** મહારાજદ્વારા શાહને જણાવ્યું કે આ વેદબાહ્ય લોકો છે, પરમાત્માના ઉપાસક નથી ને ખુદ બાદશાહને પણ પ્રણિપાત કરતા નથી. આ સાંભળી સુલતાને ક્રોધિત થઇ સૂરિને બોલાવ્યા. સૂરિએ જણાવ્યું કે બધું તેઓ સ્પર્દ્ધાથી બોલે છે. તે વખતે ભટ્ટાચાર્યે એવું કહ્યું કે તેમનાં શાસ્ત્રોમાં આ સૂરિ કહે છે તેવું નથી. શાહે શેખને કહ્યું કે આનો અને ભટ્ટાચાર્યે કહેલનો નિર્ણય તમારે કરવો. શેખે તેમને બધાને એક સ્થાને બોલાવી પૃચ્છા કરી. જગત્કર્ત્તા તરીકે શિવ માન્ય છે કે નહિ? તેનો જવાબ ભટ્ટાચાર્ય સમક્ષ સૂરિએ આપ્યો. કર્માધીન જગત્ છે. સર્વજ્ઞ સિદ્ધ પુનઃ શરીર ધારણ કરતા નથી. સાંખ્ય આદિનો ઇશ્વરવાદ વગેરે સમજાવ્યો. શેખે બાદશાહને જણાવ્યું કે સ્વશાસ્ત્રમાં જે પ્રમાણે કહેલું છે તે પ્રમાણે તે સૂરિ જણાવે છે. સૂરિની જીત થઇ.[1] જૈન લોકોમાં આનંદ વર્ત્તાઇ રહ્યો, સૂરિની કીર્ત્તિ ફેલાઇ. (૪૭)

એક વખતે સૂરિને બોલાવી અકબરે કહ્યું કે પૂર્વે હીરસૂરિએ મારા વચનને પ્રમાણભૂત કરી ભાનુચંદ્રને ઉપાધ્યાય પદ આપ્યું તે જ પ્રમાણે મારું માની આપ તે ઉપાધ્યાયપદની નંદિનો ઉત્સવ યથાવિધિ કરો. તે વાત સ્વીકારી સૂરિએ ઉપાશ્રયમાં સર્વ આગેવાન શ્રાવક **સ્થાનસિંહ**ાદિને બોલાવી નંદિ ઉત્સવ કર્યો અને ભાનુચંદ્રને બૃહદ્ વર્ધમાન વિદ્યા આપી. **શેખે** આ વખતે ૧૦૮ અશ્વોનું દાન યાચકોને કર્યું. લોકોએ રૂપ્યમુદ્રા સહિત શ્રીફલની પ્રભાવના કરી, શેઠીઆઓએ સુવર્ણધારા વર્ષાવી. બાદશાહે ગાય, ભેંસ આદિ જીવોના વધનો પ્રતિબંધ કરતું ફરમાન આપ્યું. સૂરિ આજ્ઞા લઇ **નંદવિજય** સાથે પછી ગૂર્જરમંડલે ગયા. (૬૭)

અહીં હીરસૂરિએ વિચાર્યું કે લાભપુર(લાહોર)માં શિષ્યોને પૂરો લાભ મળતો નથી તેથી તેમને દીક્ષા દઇ તેમાંના બે સહોદર નામે **ભાવચંદ્ર** અને **સિદ્ધિચંદ્ર** એ નામના શિષ્યોને મોકલ્યા. તે બંનેમાં મોટો વૈયાવૃત્ય આદિ કરવામાં પ્રશસ્ય હતો ને નાનો કામદેવ જેવો સૌંદર્યવાન હતો. (૭૪)

એક વખતે કૌતુકથી આવેલ સિદ્ધિચંદ્રને બાદશાહે જોતાં તેમણે સાક્ષાત્ કામદેવ હોય નહિ એમ થયું; સૌંદર્યવાન્ અને સાથે વ્રતધારી. તેને માટે ભાનુચંદ્રને પૂછ્યું કે આ કોણ છે? ઉત્તર મળ્યો 'મારો શિષ્ય છે, વૈરાગ્યથી વ્રત-દીક્ષા લઇ હમણાં જ ગૂર્જરત્રા (ગૂજરાત)માંથી મારી પાસે આવેલ છે. પ્રકૃતિથી વિનયી અને વ્રતી તેમજ અષ્ટાવધાની છે.' શાહે સભા સમક્ષ આઠ અવધાન કરવાનું કહેતાં તે કર્યાં એટલે **સિદ્ધિચંદ્રને**

૧ જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૯ થી ૧૯૮; વિજયપ્રશસ્તિ વગેરે.

'ખુસ્ફહમ' ( સુમતિ )નું નામ આપ્યું, અને કહ્યું કે 'તારે મારા પુત્રો સાથે અહીં જ હમેશાં રહેવું.' તેને શાહ પોતે કદી બોલાવતા, કદી તે પોતે સ્વયં જતા અને અંતઃ-સભામાં જઇ શિખવતા. મહાભાષ્યાદિ, વ્યાકરણો, નૈષધાદિ કાવ્યો, ચિંતામણી પ્રમુખ તર્ક-શાસ્ત્ર, કાવ્યપ્રકાશ પ્રમુખ અલંકાર, છંદઃશાસ્ત્ર, નાટકો વગેરે સહેલાઇથી સર્વ શાસ્ત્રો થોડા વખતમાં શીખવ્યાં અને શાહથી પ્રેરિત થઇ પારસી પણ શીખવતા. ( ૯૧ )

એ દરમ્યાન શાહની આજ્ઞા લઇ નંદિવિજય હીરસૂરિ પાસે ગૂર્જરમંડળમાં ગયા. ત્યાં હીરસૂરિ સ્વર્ગવાસ પામ્યા.[૧] આ સાંભળી બાદશાહ બહુ ખેદ પામ્યો. અશ્રુપૂર્ણ આંખે વાચકશ્રીને કયે ગામે તે દેવ થયા એમ પૂછતાં ઉત્તર મળ્યો કે સૌરાષ્ટ્ર દેશના દ્વીપ (દીવ) બંદર પાસેના ઉના નામના શહેરમાં નિર્વાણ પામતાં તેમના દેહનો અગ્નિસંસ્કાર તે ગામની વાડીમાં કરવામાં આવ્યો, ને ત્યાં અકાલે આંબા ફળ્યા એ આશ્ચર્ય થયું તો ત્યાં તેમનો સ્તૂપ કરવા જમીન આપવી ઘટે. શાહે તે વાત માન્ય રાખી દશ વીઘા જમીનવાળું ક્ષેત્ર ( ખેતર ) પત્ર લખી આપ્યું. આ પત્ર ભાનુચંદ્રે પોતાના ભાઇ રંગ-ચંદ્ર સાથે મોકલ્યું. એ પત્ર મળ્યા પછી તે ગામમાં સ્તૂપ કરવામાં આવ્યો.

હવે કાશ્મીર દેશના પુષ્પાદિ જોવાની ઇચ્છાથી બાદશાહ પુનઃ શ્રીનગર પ્રત્યે ઉપડ્યો અને ભાનુચંદ્ર ને સિદ્ધિચંદ્રને સાથે આવવા જણાવ્યું. સિદ્ધિચંદ્ર બાદશાહના બેટાઓ સાથે પારસી ગ્રંથનું પઠન કરતા, શાહ પાસે પ્રાતઃકાળે સંભળાવતા, એ સેવાથી તેની પ્રસિદ્ધિ વિશેષ થઇ. રત્નપંજાલ, પીરપંજાલ, આદિ પર્વત કે જે હિમથી ઢંકાયેલા હતા તેને ઓળંગી કાશ્મીર પહોંચી ત્યાં થોડા માસ રહી પાછો ફરી શાહ લાભપુર (લાહોર) આવ્યો (૧૦૮)

શાહને મૃગયાનો બહુ શોખ હતો એક વખત તેણે એક મૃગને તેના શીંગડાના અગ્રભાગમાં ઘાયલ કર્યો એટલે તે મૂર્છા ખાઇ પડ્યો. આથી આઘાત થયો. પચાસ દિવસ અતિ પીડા અનુભવી. પોતાની પાસે શેખ અને ભાનુચંદ્રને રાખ્યા. પોતે નિરોગી થતાં પુણ્યકાર્યાર્થે પાંચ સો ગાયો દાન અર્થે ઉપાશ્રયમાં મોકલી કે જે બ્રાહ્મણોમાં વહેંચી અપાઇ.

અન્યદા બાદશાહ ઉગ્રસેનપુર( આગ્રા ) ગયો અને સાથે ભાનુચંદ્ર ને સિદ્ધિચંદ્ર લેતો ગયો. શાહની સાથે તેના પુત્રોને પઠન કરાવાતું હતું. સિદ્ધિચંદ્ર પર શાહનો અતિ સ્નેહ થયો અને તેના પૌત્રો પણ ખોળામાં રમતા થયા. અહીં આગ્રામાં શ્રાવકોએ ચિંતામણીનું ચૈત્ય બંધાવવાનું શરૂ કર્યું હતું. અન્ય દર્શનીઓના ઉંધા સમજાવવાથી શાહે તે બંધાતું અટકાવ્યું. સિદ્ધિચંદ્રે સ્વશક્તિથી શાહને સમજાવી તે ચૈત્ય પુનઃ બંધાવવાની સાનુકૂળતા કરી આપી. ( ૧૧૮ )

---

૧ સં. ૧૬૫૨ ભાદરવા શુદ ૧૧ ગુરુ. ઉનામાં.

આ બાજુ સૌરાષ્ટ્રમાં વિમલાચલ ( શત્રુંજય ) તીર્થમાં મૂલ ચૈત્યની અંદર બીજું ચૈત્ય સ્વગર્વથી કરતા ખરતર ( ગચ્છના ) શ્રાવકો સાથે તપાગચ્છના શ્રાવકોને ભારે કલહ થયો. ઉપાધ્યાયજીએ શાહ પાસે હવે પછી નવું ચૈત્ય ન કરવું એવું ફરમાન કઢાવ્યું. (૧૨૨)

બાદશાહ દાક્ષિણાત્ય ( દક્ષિણના ) રાજાને જીતવા નીકળ્યો; ને વિખ્યાત દુર્ગ એવા ગોપાચલ ( ગ્વાલીઅર ) આવી પહોંચ્યો. તેમાં પર્વતને કોરીને કોઇ જૈન રાજાઓએ કરાવેલાં લાખો જિનબિમ્બો હયાત છે. તેના અંગો કોઇ દુરાત્માઓએ વિકૃત કરેલાં જોઇ બાદશાહ ખેદ પામ્યો ને વાચકશ્રીને કહ્યું 'કોઇ બુદ્ધિમાન્ આ બિમ્બોને સરખાં કરી આપે તો માગે તેટલું દ્રવ્ય મારા ખજાનામાંથી આપીશ.' વાચકે વિસંવાદ પ્રલાપ ન થાય માટે કોઇ શ્રાવક તે કાર્ય પોતાના દ્રવ્યથી કરાવે એ યોગ્ય લેખાય તેથી એક શ્રાવકને બતાવ્યો. તે શ્રાવકે સ્વદ્રવ્યથી તે બિમ્બોનો પુનરુદ્ધાર કરાવ્યો. પછી તે પ્રદેશ જીતી બાદશાહ બર્હાનપુર (બુરહાનપુર) આવ્યો અને ત્યાં આસેર નામના દુર્ગ(અસીરગઢ)ને જીતી સૈન્યને શહેરમાં મોકલી પોતે ત્યાં જ રહ્યો. વાચકશ્રી શાહને તથા તેના પૌત્રોને પઠન કરાવતા તેની પાસે સિદ્ધિચંદ્ર સહિત રહ્યા. બાદશાહે દક્ષિણના નૃપોને જીતી લીધા. (૧૩૩)

અન્યદા ત્યાંના સંઘના કહેવાથી ગુરુએ બાદશાહને ધર્મસંવાદ સાથે કહ્યું કે બુરહાનપુરમાં ઘણાં રમ્ય મહેલો જેવાં ઘરો છે, બધાં દર્શનોનાં દેવાલયો છે પણ જૈનોનું એક પણ નથી. શાહે પૂછયું 'એમ કેમ?' ત્યારે કહેવામાં આવ્યું કે અનાર્યોથી એમ બન્યું. પૂર્વે એક હતું તે તેઓએ પડાવી નાંખ્યું. બાદશાહે શહેરને જૈન પ્રાસાદોથી ભૂષિત કરવાની ઇચ્છાથી પોતાના અધિકારીઓ અને શ્રાવકોને બોલાવી તે કરવા માટે આદેશ કર્યો. એટલે શ્રીમાલ કુલના ઉત્તમ શ્રાવક નામે જયરાજે કંસારપાટકમાં ( કંસારા-પાડામાં ) પ્રતિશ્રય ( ઉપાશ્રય ) બંધાવ્યો અને ત્યાં રિખુ નામના સંઘપતિએ તેની બાજુમાં ભીડભંજન પાર્શ્વનાથનો પ્રાસાદ બંધાવ્યો. બાદશાહના માન્ય શ્રાવક દુર્જનશલ્યે પાછળ ગિરિશિખર જેટલું ઉંચું ચૈત્ય કરાવ્યું. શૈવેય( નેમનાથ )નું બિંબ આમેરથી મંગાવી વાચકશ્રીએ મૂલનાયક તરીકે તેમાં સ્થાપિત કર્યું. શ્રાવકોની ભક્તિ વધી અને ચૈત્ય ગૌ નામથી પ્રખ્યાત થયું ને ઉપાશ્રય પણ થયો. આ રીતે વાચકના ઉપદેશથી શ્રેયઃકૃત્યો થયાં. અત્યારે તે ગુરુના યશરૂપે તે પ્રાસાદ ને ઉપાશ્રય તે શહેરમાં વિદ્યમાન છે.[1] ( ૧૪૭ )

હવે બાદશાહ ત્યાંથી ઉપડ્યો. વાચકશ્રી શરીરના અસ્વાસ્થ્યને લઇ ત્યાં રહ્યા ને બાદશાહ સિદ્ધિચંદ્રને સાથે લઇ આગ્રા પહોંચ્યો. સિદ્ધિચંદ્ર ત્યાં રહી શાસનોન્નતિ કરતા રહ્યા. (૧૫૧)

અહીં એમ બન્યું કે અજીજ કોકાના પુત્ર નામે ખુરમે વિમલાદ્રિ( શત્રુંજય )ની તળેટીમાં રહેલા એક ચૈત્યને પડાવી નાંખ્યું, ને ઉપરના મૂલચૈત્યમાં લાકડાં સર્વ બાજુએ ભરી બાળી નાંખવા તે માગતો હતો, એવો શ્રી વિજયસેનસૂરિનો પત્ર લઇને એક જણે

૧ જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૪, કડી ૪ થી ૭.

સિદ્ધિચંદ્રને આપ્યો. તેણે બાદશાહને વિજ્ઞપ્તિ કરી ને તેની પાસેથી ( ઉક્ત કાર્યના નિષેધનો ) પત્ર લીધો ને તે મોકલાવ્યો. આમ સિદ્ધિચંદ્રે શત્રુંજયગિરિના મૂલ ચૈત્યના ઉપદ્રવનું નિવારણ કર્યું. ( ૧૫૭ )

અન્યદા ભાનુચંદ્ર વાચકના સ્નેહ–સૌજન્ય યાદ આવતાં તેમને બોલાવવા બાદશાહે લેખ મોકલ્યો કે આપને હું બહુ યાદ કરું છું માટે એકદમ અત્ર પધારવું અને પૂર્વવત્ મારા પૌત્રને અધ્યાપન આદિથી અમને આનંદ આપવો. બીજી બાજુ સૂરિ (વિજયસેન)નો પત્ર આવ્યો કે પૂર્વે બાદશાહે નવીન પ્રાસાદ બંધાવવાનો પ્રત્યાદેશ ( નિષેધ ) કરેલ હોવાથી નવું ચૈત્ય થઇ શકતું નથી તેથી જેમ શત્રુંજયમાં ચૈત્ય નિર્માણ થાય તેમ કાર્ય થવું જોઇએ; નહિ તો મુખ્ય તીર્થનો ઉચ્છેદ જીર્ણ ચૈત્યના પડી જવાથી અને નવાં ન બંધાવાથી અવશ્ય થશે. સિદ્ધિચંદ્રે બાદશાહને વિજ્ઞાપના કરી એ બાબતનો પત્ર મહેનત લઈ લખાવી મોકલી આપ્યો ત્યારથી અનેક ચૈત્યો થવા મંડ્યાં અને તેની કીર્તિ વધી. ( ૧૬૭ )

હવે શાહના જ્યેષ્ઠ પુત્ર શાહ સલેમના તંત્ર નીચે ગૂર્જર દેશ આવ્યો ને ત્યાં સામન્તો અકબર બાદશાહનાં ફરમાનોને માનતા નહોતા તેથી અમારિ પ્રભૃતિ શ્રેયઃકૃત્યમાં વિઘ્ન આવતું હતું. આ ખબર જાણી અવસર લઇ સિદ્ધિચંદ્રે સલેમ પાસે જઈ સંસ્તવથી વિજ્ઞપ્તિ કરી કે ગૂર્જરમાં જીજીઆ કર લેવાય છે, અમારિ પળાતી નથી, આમ શાહના સામંતો કરે છે તે દુઃસહ છે; એટલે સલીમે તેની નિવૃત્તિનો પત્ર તેમના પર લખી આપ્યો. ત્યારથી સર્વત્ર કર લેવાનું બંધ થવાથી સર્વ લોકો નિરુપદ્રવ થયા. ( ૧૭૩ )

પછી અકબર બાદશાહ પંચત્વ [૧]પામ્યો અને તેની ગાદી પર પ્રધાનોએ સલેમશાહનો અભિષેક કર્યો. પછી તે જહાંગીરનું વર્ણન આવે છે. ( ૧૭૫ થી ૮૧. )

હવે સિદ્ધિચંદ્ર સહિત વાચકશ્રી નૃપને વિજ્ઞપ્તિ કરતા, ત્રેવીશ વર્ષને અંતે વિહાર કરતા અને ગામે ગામે સત્કાર પામતા ક્રમે કરી અહમ્મદાવાદ આવ્યા. ત્યાંથી સૂરિશ્રીને ( વિજયસેનસૂરિને ) ત્રંબાવતીમાં ( ખંભાતમાં ) વાંદી તેમની આજ્ઞાથી પછી અહમ્મદાવાદ આવી ત્યાં પોતે ચોમાસું કર્યું. ત્યારપછી તે દેશના સ્વામી નામે વિક્રમાર્કે ઉપાશ્રયમાં સિદ્ધિચંદ્ર સહિત આવી સાદર જિનપ્રભુની પૂજા કરાવી–ભણાવી અને સર્વત્ર અમારિપડહ વજડાવ્યો. પછી ગુરુનિર્દેશથી મહીશાનપુર( મહેસાણા )માં રહી પત્તન ( પાટણ ) આવ્યા. અહીં શ્રી વિજયદેવસૂરિની ઉન્નતિથી મત્સર પામી અન્ય ગચ્છના ઘણા આચાર્યો સહિત તે સૂરિ સાથે વાદ કરવાની ઇચ્છાવાળા ખરતરો પોતાના ટોળા સહિત દ્રંગે ગોપુરે વાદાર્થે ઉપસ્થિત થયા હતા. અન્ય ગચ્છીયે તે આચાર્યને બોલાવ્યા. પછી તેમણે તેઓ સાથે વાદ કરવા સિદ્ધિચંદ્ર શક્તિમાન છે એમ ધારી તેને સાથે લઇ વિદ્યા-

૧. સં. ૧૬૬૨ કાર્તિક શુદ ૧૪ મંગળવાર.

નોના વૃંદ સહિત ગયા અને ઉદ્ધત પ્રતિવાદીઓ સાથે વાદ કરવાનું સિદ્ધિચંદ્રને ફરમાવ્યું. તેણે તર્ક યુક્તિથી તે બધાને જીત્યા અને ચૂપ કરી દીધા. તે સર્વે ચાલી ગયા. આચાર્ય જયશ્રી પ્રાપ્ત કરી ઉપાશ્રયે પધાર્યા. ( ૧૯૫. )

ત્યારપછી કેટલાક દિવસે ત્યાં લાલી નામની શ્રાવિકાએ બિંબ પ્રતિષ્ઠામહોત્સવ શરૂ કર્યો. અનેક ગામથી સંઘો આ જોવા આવવાથી પત્તન ( પાટણ ) વિસ્તીર્ણ છતાં સંકીર્ણ ( સાંકડું ) પડ્યું. જલયાત્રા વખતે અકસ્માત્ ત્યાંના રાજા ( સૂબા ) સાદુલ્લાએ કોઇના ભંભેરવાથી તેના નિષેધનો હુકમ આપ્યો તેથી હાહાકાર થયો-રંગમાં ભંગ પડ્યો. લોકો ગયા, તેનું અપમાન કર્યું. આચાર્યે વાચક( ભાનુચંદ્ર )ને કહ્યું કે આપે તેની પાસે જઇ આ નિષેધ દૂર કરવો ઘટે. તે વખતે સિદ્ધિચંદ્રે કહ્યું: ' મારા ગુરુને શ્રમ આપવાની જરૂર નથી. હું તે કામ કરીશ. ' આચાર્યે કહ્યું: ' બહુ સારું. ' પછી સિદ્ધિચંદ્ર તે સૂબાને ત્યાં ગયા. તેણે આવવાનું કારણ પૂછતાં ઉત્તરમાં તેમણે જણાવ્યું ' શ્રેયના કાર્યમાં આવું વિઘ્ન આપ શ્રીમદે શામાટે કર્યું ? એથી અમારી પ્રીતિનો છેદ થયો છે. ' સૂબાએ ' આપનું શું પ્રિય કરી શકું ? ' એમ પૂછ્યું ત્યારે સિદ્ધિચંદ્રે જણાવ્યું ' પહેલાં ઉપાશ્રયે આવી મારા ગુરુને ખુશ કરીને જલયાત્રા મહોત્સવે શ્રીફળ લેવું. ' આ પ્રમાણે તેણે કર્યું ને સર્વનો મનોરથ ફળ્યો. મિથ્યાદર્શીઓએ ઉપજાવેલું વિઘ્ન ટળ્યું. વટપદ્ર ( વડોદરા ) તથા ગંધારમાં જ્યેષ્ઠસ્થિતિ કરી વાચકશ્રી પાટણમાં ચાતુર્માસ કરવા રહ્યા હતા. ( ૨૦૯. )

હવે તે પછી રાજનગરે ( અમદાવાદમાં ) શાહનું ( જહાંગીરનું ) ફરમાન આવ્યું કે મારી પાસે ભાનુચંદ્રને સિદ્ધિચંદ્ર સહિત મોકલવા. તેઓ પત્તન( પાટણ )માં હતા એમ જાણી રાજનગરના સૂબાએ ( કુલીખાને ? ) અંગરક્ષક નામે માધવદાસને મોકલી સત્કારપૂર્વક બોલાવ્યા. આથી અહમ્મદાબાદ આવી સૂબાને મળી વાચકશ્રી સ્વશિષ્ય સિદ્ધિચંદ્રને લઇને ચાલ્યા. રસ્તામાં મેદિનીદ્રંગ ( મેડતા ) આવ્યું અને ત્યાં ફલવર્દ્ધિ ( ફલોધિ ) પાર્શ્વનાથને વંદન કર્યું. તે તીર્થ આચાર્ય( શાખા )ના ખરતરોએ પોતાનું કરવાને તે દેશના અધ્યક્ષને સાધી વિગ્રહ કરવાનું શરૂ કર્યું હતું. ભાનુચંદ્રે પાંચ છ દિવસ ત્યાં રહી પોતાની શક્તિથી તે તીર્થ પોતાનું કરી આગળ ચાલ્યા. ક્રમે આગ્રા પહોંચ્યા. ભાનુચંદ્ર અને સિદ્ધિચંદ્ર આવી બહાર રહેલા છે એવું રામદાસ પાસેથી સાંભળી બાદશાહે તેમને બોલાવી સત્કાર કર્યો. મારી પાસે હમેશાં આવવું એમ તે બોલ્યો. એક વખત ઉપાધ્યાય પ્રમુખને ધન્ય છે અને સિદ્ધિચંદ્ર ગુણશાળી છે-તેણે હમેશાં મારી પાસે આવવું, એમ જણાવ્યું. શાહ દેશના સાંભળી હર્ષરોમાંચિત થતા. આમ કરતાં કરતાં કેટલોક કાળ વહી ગયો. ચારે બાજુ તેમના ગુણની કીર્તિ વધી અને તેઓ પ્રત્યે પ્રેમ ઘણો વધ્યો. આ પ્રેમ કોઇપણ રાજ્યધુરા ચલાવનાર દૂર કરાવવા શક્તિમાન થયો નહિ. ( ૨૨૭ ) પછી ચંદ્રોદયનું વર્ણન આવે છે. ( ૨૩૪. )

સિદ્ધિચંદ્ર વ્યાખ્યાન કરતા હતા તેમાં વચ્ચે જહાંગીર બાદશાહ કંઇક અંતરમાં વિચારી બોલ્યો 'પરબ્રહ્મમાં લીન રહેલા એવા તમારા જન્મથી કેટલાં વર્ષો ગયાં ?' તેમણે કહ્યું: 'પચીસ' એટલે શાહે આ( શરીર )ને કોકિલાના આલાપવાળાં પુણ્યરૂપી વનમાં ઊગેલ સહકાર વૃક્ષરૂપે કલ્પીને કહ્યું કે આપ સુંદર તારુણ્યવાળા છો તો તરુણી કરવાને લાયક આ શરીરને વિષયના સુખ તજી આત્મ-તપમાં કેમ અર્પણ કર્યું છે ?' એટલે સિદ્ધિચંદ્રે જણાવ્યું 'અમે મુનિ છીએ, નવવયમાં જે દીક્ષા લીધી છે તેને હાસ્યજનક સત્પુરુષો કરતા નથી, તારુણ્ય કે જરા કે તપ, ગમે તે અવસ્થામાં મૃત્યુ શરીરીને માટે અવશ્ય છે, જરા-વૃદ્ધપણામાં શક્તિ હોતી નથી અને શક્તિ વગર તપ થતું નથી. અનાદિસિદ્ધ કર્મનો ક્ષય કરવા ખડ્ગધારા જેવું તપ ધીર પુરુષો આદરે છે. અગ્નિ પેઠે તપ તમસ્નું શમન કરે છે.' ત્યારે

कृतकादम्बरीपानविघूर्णितविलोचनः ।
भूयः प्रत्याह भूपस्तान् भीष्मगंभीरया गिरा ॥

—મદિરાના કરેલા પાનથી જેની આંખો ચકર ચકર ફરે છે એવો ભૂપ-બાદશાહ વારંવાર તેમને ભીષ્મ અને ગંભીર વાણીવડે કહેતો હવો:—

'જ્યારે જુવાની વધતી જતી હોય અને જુવાની તે કામદેવનું ઘર છે ત્યારે ચિત્તને કેવી રીતે સ્થિર રાખી શકાય ?'

સિદ્ધિચંદ્રે ઉત્તરમાં 'જેમ હાથીને અંકુશથી તેમ મનને જ્ઞાનથી વશ-સ્થિર કરી શકાય છે.' એમ જણાવ્યું.

બાદશાહ—તમારું કહેવું તેવા જ્ઞાન વિના સમ્યગ્ રીતે જાણવું શક્ય નથી.

સિદ્ધિચંદ્ર—અહીં તેવા જ્ઞાનની અપેક્ષા નથી. દેવોને પૃથ્વીના ભોગો પ્રત્યે વિમુખતા છે તેમ અમારું મન વિષયોથી પરાઙ્મુખ છે. પરબ્રહ્મમાં લીન હોય તે શમી હોય છે. તપસ્વીનાં મન વિરક્ત રહે છે, તેઓ નિઃસ્પૃહી હોય છે.

આ સાંભળી બાદશાહ આનંદમગ્ન રોમાંચિત થયો. તેની પટ્ટરાણી નૂરમહલ (નૂરજહાં) પાસે હતી. તેનું સુંદર વર્ણન આવે છે ( ૨૫૦-૨૬૮ ) તે આ વખતે બોલી 'તારુણ્યમાં મનની સ્થિરતા હોય નહિ-રહેવી અસંભવિત છે.'

સિદ્ધિચંદ્ર—પ્રભુ કારણે મહેલો વગેરે ઘણા છોડી જાય છે. તારુણ્યમાં વિષય ન થવો એ પુણ્યનો પ્રભાવ છે. મનની સ્થિરતા જુવાની કે ઘડપણ પર આધાર રાખતી નથી.

બાદશાહ—જેમણે ભોગ ભોગવ્યા હોય તેને જ માટે યોગ ( જોગ ) છે. એમ ભોગ ભોગવી ત્યાગી થનારને પછી વિષયમાં રસ રહેતો નથી અને તેથી ખરેખરા તપસ્વી તેઓ બની શકે છે. તેમ કર્યા વગર જે તપસ્વી થાય છે તે વનચર જેવા થાય છે,

પણ તત્ત્વથી તત્ત્વવિદ્ થતા નથી. માણસ વસ્તુને ખૂબ ભોગવે ત્યારે તેને તેમાં અરુચિ આવે છે, નહિ તો નથી આવતી. અદૃષ્ટ તેમજ અભુક્ત વસ્તુ પ્રત્યે મન સત્વર દોડે છે.

સિદ્ધિચંદ્ર—આપનાં વાક્યમાં વિપર્યાસ છે. કૃતયુગાદિમાં વસ્તુ ભોગવીને યોગીઓ થયા, જ્યારે કલિયુગમાં યોગીઓ પ્રાયઃ ભોગી થયા. કૃતયુગમાં વૃદ્ધાવસ્થા પહેલાં વાનપ્રસ્થ થતા, કલિયુગમાં વાળ પડી ગયા પછી વિષયપીડિત બને છે. હાલ નાની ઉમરના વ્રતનિર્વાહ કરનારા જોવામાં આવે છે, જ્યારે મોટા વ્રત લઇ અતિક્રમ કરે છે.

જહાંગીર—મેં બધું સાંભળ્યું. તારું વચન યુક્તિવાળું છે. મુનિમાર્ગને અનુસરવો એ હમણાં તારું કામ નથી. તારું શરીર સુગંધ આપે છે. માલતીની કળીને અગ્નિમાં નાંખવી યોગ્ય નથી. કાચના કુંભ ઉપર મુદ્ગરનો માર હોય નહિ. આ શિરીષપુષ્પાગ્ર જેવા સુકુમાર દેહને કેશલોચન આદિ દુઃખો આપવાં ઇષ્ટ નથી. સર્વ આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ મોટો છે તો તેનું પ્રવર્ત્તન કરવું, કારણ કે બીજાં આશ્રમોનો તેના પર આધાર છે; તો મારા પુત્રની પેઠે તું મારી પાસે કોઇ મૃગાક્ષીના લગ્ન કરતો ઊભો રહે, અને મારા કહેવાથી સ્ત્રીનું ગ્રહણ કર કે જેથી પુત્રાદિ સંપત્તિ પ્રાપ્ત કરી જન્મ સફલ થાય. આવું રૂપ, આવું સત્ત્વ, આવો વિદ્યાપરિશ્રમ તારામાં સર્વ શોભા કરનાર છે તો પગે ચાલવાનો સાધુમાર્ગ શા કામનો ? જગત્કર્ત્તાએ સર્વ આપણા ભોગ માટે કરેલ છે. તેમ કરવાથી અમે સુખી થયા છીએ તો તે ઈશ્વરોક્ત માર્ગનું અતિક્રમણ કરવું યોગ્ય નથી.

સિદ્ધિચંદ્ર—આપે ફરમાવેલ સત્ય પ્રિય થાય તે સંસારીને માટે છે. વિરક્ત હોય તેનું ચિત્ત તેથી ક્ષોભ ન પામે. એકાંતવાદને સ્યાદ્વાદી માનતા નથી.

જહાંગીર—સુખ ભોગવ, તું સમજુ થઇ કેમ મૂંઝવણમાં પડે છે ?

સિદ્ધિચંદ્ર—કાયરપુરુષ તે સ્વીકારે, ધર્મધીર તો પ્રાણાન્ત થાય તોયે પોતાના માર્ગથી વિપરીત ન કરે. થોડા અતિચારથી ધર્મની અસારતા થાય છે. પાપ કરી પ્રાયશ્ચિત્ત કરવું તે કરતાં તે મૂળથી તજવું વધારે સારું છે. કાદવમાં પડી પ્રક્ષાલન કરવું તેના કરતાં કાદવનો સ્પર્શ ન કરવો બહેતર છે. પૂર્વના ઘણા ભવોથી સ્ત્રી આદિનું સુખ લીધું. હવે ધર્માચરણ માટે તે જોઇતું નથી.

सर्वेभ्योऽपि प्रियाः प्राणास्तेऽपि यान्त्वधुना पि हि ।
न पुनः स्वीकृतं धर्मं खण्डयाम्यल्पमप्यहम् ॥ ३१३ ॥

—સર્વ કરતાં પ્રિય એવા પ્રાણ છે તે પણ ભલે હમણાં ચાલ્યા જાય પણ સ્વીકારેલા ધર્મનું અલ્પ પણ ખંડન હું કરીશ નહિ.

જહાંગીર—તું પ્રાજ્ઞ હોઇ તારો કદાગ્રહ ધિક્કારને પાત્ર છે. તું તારો પોતાનો શત્રુ થાય છે ને અનર્થ કરે છે.

આમ કહેવા છતાં સિદ્ધિચંદ્રે મંત્રાદિથી સ્વધર્મમાં નિર્ભરપણે દૃઢ રહી તેનું વચન માનવા પોતે તૈયાર નથી એમ જણાવ્યું એટલે જહાંગીર ક્રોધિત થઇ બોલ્યો.

'रे रे मामवजानासि न मे जानासि विक्रमं ।
रुष्टः साक्षात्कृतान्तोऽस्मि तुष्टः कल्पद्रुमः पुनः ॥ ३१६ ॥
कदाग्रहविषद्रोस्तत्फलमाप्नुहि संप्रति ।'

—અરે તું મને અવગણે છે? તું મારું પરાક્રમ જાણતો નથી. રૂઠ્યો હું સાક્ષાત્ કાળ–યમ છું, તુઠ્યો હું કલ્પવૃક્ષ છું. (તારા) કદાગ્રહરૂપી વિષવૃક્ષનું ફલ તું હમણાં જ પ્રાપ્ત કર.'

આમ કહી જહાંગીરે કરાલ કાલ જેવા સર્પની માફક આજ્ઞા કરી અને ભયંકર મદોન્મત્ત હાથી મંગાવ્યો અને ફરી જણાવ્યું:—

गार्हस्थ्यमुररीकृत्य भुङ्क्ष्व भोगान् पुरंध्रिभिः ।
देशाधिपत्यं मन्यस्व गृहाणाश्वगजान् पुनः ॥ ३२६ ॥
इमां शेषामिवाशेषां मदाज्ञां कुरु मूर्द्धनि ।
न चेत्त्वामधुना नेता कृतान्तातिथितामहम् ॥ ३२७ ॥

—ગૃહસ્થપણું સ્વીકારી સ્ત્રીઓ સાથે ભોગ ભોગવ, કોઇ દેશનું અધિકારીપણું તેમજ અશ્વ, હાથી (પાંચ હજારી અધિકારીપણું) સ્વીકાર. આ મારી છેલ્લી આજ્ઞા છે તે માથે ચડાવ, નહિ તો તને હમણાં જ મોતનો મહેમાન બનાવું છું.

સિદ્ધિચંદ્રે જણાવ્યું કે આ દુઃખ દુઃસહ છે પણ તે ધર્મહેતુવડે અમોને ગુણરૂપે જ થશે.

જહાંગીરે 'તું મૂઢ છો તો તે મૂઢતાનું પરિણામ હમણાં જ જો.' એમ કહી કોપથી પ્રચંડ હાથીને પ્રેર્યો. સિદ્ધિચંદ્ર તે છતાં અક્ષુભિત રહ્યા. તે જોઇને વિસ્મય પામી આજ્ઞા કરી કે તેનો વનમાં વાસ કરાવવો. એ સ્વીકારી અકંપ તેઓ ચાલી નીકળ્યા.[1]

બાદશાહે સર્વત્ર ફરમાન લખી મોકલ્યું.

'मद्देशवर्तिभिश्चान्यैर्वने स्थेयं मुमुक्षुभिः ।
निःस्पृहाणां यतीनां यत् स्थितिस्तत्रैव युज्यते ॥ ३३४ ॥'

[1] આ હકીકતના સમર્થનમાં જુઓ હીરસૂરિ રાસ પૃ. ૧૮૫ કડી ૧ થી ૮.

—મારા દેશમાં રહેનાર અન્ય મુમુક્ષુઓએ વનમાં રહેવું અને નિ:સ્પૃહ યતિઓની જ્યાં સ્થિતિ છે ત્યાં જ તેમણે રહેવું.

બાદશાહે વાચકશ્રી ભાનુચંદ્રને તો પોતાની પાસે જ સત્કારથી રાખ્યા. સિદ્ધિચંદ્ર માલપુર[1] ગયા ને ત્યાંના સંઘની વિનતિથી અને તેના અધ્યક્ષના આગ્રહથી ચોમાસું તેમણે ત્યાં નિરુપદ્રવ રીતે કર્યું. ( ૩૩૭ )

એક દિવસે સુલતાન જહાંગીરે વાચકશ્રીને ખેદાપન્ન જોઈ તેમને પોતાની પાસે બોલાવી ખેદનું કારણ પૂછ્યું. તેમણે જણાવ્યું કે 'પરમાર્થથી આપની પાસે રહેવાથી ખેદ નથી તેમજ નિ:સ્પૃહ ને વિરાગીને અન્ય શો ખેદ હોય ? ફક્ત મારો શિષ્ય દૂર રહેલ છે તેનો વિયોગ સામ્પ્રતકાળે મને ખટકે છે.'

આ સાંભળી શાહને પૂર્વવાત સાંભરી આવી. તેની સ્વધર્મદૃઢતાનો ખ્યાલ આવ્યો. મોહવશ થઇ મેં તેના દર્શનની અવગણના કરી તેથી ધિક્કાર છે. પછી સિદ્ધિચંદ્રને બોલાવવાનું ફરમાન તેણે લખ્યું. તે લઇ વાચકશ્રી તે પુરથી નીકળ્યા. ક્રમે કરી મોટા મહોત્સવપૂર્વક આગ્રામાં પ્રવેશ કર્યો. તેમની કીર્ત્તિ પ્રસરી. સિદ્ધિચંદ્ર શુભ દિને આવી મળ્યા અને તેમની પ્રશંસા પણ વાચકે કરી કે તારા જેવો કોઇ સત્ત્વશાલી નથી, તો તને ધન્ય છે. તેં ધર્મમાં વિપરિણામ ન કર્યું.

ત્યારપછી નિર્વેદી બાદશાહને સિદ્ધિચંદ્રે કહ્યું 'ઉપકાર કર્યો. મારું પૂર્વજન્મનું દુષ્કર્મ હતું તેથી બધું થયું પણ હવે તે ટળી ગયું. તે ક્ષંતવ્ય છે.' બાદશાહ હર્ષાશ્રુથી બોલ્યો: 'સાૈ સારું થાઓ.' પછી તેણે તુરત જ જણાવ્યું 'જે મુનિઓ મારા હુકમથી દેશબહાર કરવામાં આવ્યા હતા તે સર્વે ફરી મારા દેશમાં આવે.' પછી તે બાબતનો પત્ર લખી આપ્યો અને દરેક ગામ અને શહેરમાં મોકલ્યો અને સાધુઓ પૂર્વવત્ શ્રાવકોએ કરેલા ઉત્સવો સહિત આવી રહેવા લાગ્યા. ( ૩૫૮ )

આ રીતે ચોથો પ્રકાશ કે જેમાં જહાંગીરે પ્રસન્ન થઈ આપેલ કામિની સહિત પાંચ હજાર ઘોડાના અધિપતિપણાનો અસ્વીકાર, તેથી વનગમન, પછી પુન: શાહે આપેલ બહુમાનથી બોલાવવાથી પુન: આગમન, ભાનુચંદ્ર ગણિદ્વારા શાહને મળવું, શાહે દેશ બહાર કરેલ સમસ્ત સાધુજનોનું પુન: સર્વત્ર સુખાવસ્થાન સર્વત્ર ફરમાન આપવું વગેરે વર્ણન છે તે સમાપ્ત થયો.

હવે બીજી કંઈ વિશેષ સામગ્રી ઉપલબ્ધ થઈ છે તે જોઇએ:—

---

૧ જયપુર રાજ્યમાં અજમેરથી પૂર્વમાં લગભગ પચાસ માઇલ પર આવેલું છે. ઋષભદાસ હીરસૂરિના રાસમાં જણાવે છે કે માલપુરમાં ભાનુચંદ્રે વીજામતિઓને વાદમાં જીત્યા હતા. તેમના ઉપદેશથી એક વિશાલ જિનમંદિર બન્યું હતું ને તે પર સુવર્ણમય કળશ ચઢાવરાવી પ્રતિષ્ઠા કરી હતી.

**ભાનુચંદ્રકૃત ગ્રંથોનો** ઉલ્લેખ પૂર્વે થઇ ગયો છે. તે ઉપરાંત ભાનુચંદ્ર નામમાલા મળે છે તે તેમણે ભાવચંદ્ર આદિ શિષ્યોને માટે રચી છે, તેમાં કયાંક કયાંક ગૂજરાતી ભાષાનું મિશ્રણ છે. તેમાં છ કાંડ (દેવાધિદેવ, દેવ, મનુષ્ય, તિર્યક્, નારક ને સામાન્ય–કાંડ) છે તે તેની પ્રત સં. ૧૬૯૮ માં શ્યામપુરીમાં લખેલી ૧૧૩ પત્રની અમદાવાદ ભંડારમાં છે; ને રત્નપાલ કથાનક (ઉદકદાન ઉપર) રચેલ છે તેની પ્રત સં. ૧૬૬૨માં માલપુરમાં લખેલી ઉદયપુરના વિવેકવિજય યતિના ભંડારમાં છે.

**સિદ્ધિચંદ્રના ગ્રંથો:**—કાદંબરી ઉત્તર ભાગની ટીકા (પ્ર. નિર્ણયસાગર પ્રેસ), ભક્તામર સ્તોત્ર પર વૃત્તિ (પ્ર. ભીમશી માણેક), શોભન સ્તુતિ પર ટીકા (પ્ર. આગમોદય સમિતિ ગ્રંથાંક ૫૧), આ સિવાય ધાતુમંજરી, વાસવદત્તા પર વૃત્તિ, અનેકાર્થનામમાલા સંગ્રહ પર વૃત્તિ, (પ્ર. કાંતિવિજયના છાણીના ભંડારમાં), વૃદ્ધપ્રસ્તાવોક્તિ રત્નાકર (કે જેમાંથી અનેક શ્લોકો પોતાની ભક્તામર સ્તોત્રની ટીકામાં અવતાર્યા છે) તથા ભાનુચંદ્ર ચરિત્ર (કે જેનો સાર આ લેખમાં આપ્યો છે) તે સર્વે અપ્રકાશિત છે. (જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પારા. ૮૭૬). આ અપ્રકાશિત ગ્રંથોની પ્રતો મારા જોવામાં આવી નહોતી, પરંતુ ગત મે માસમાં વીજાપુરના જ્ઞાનભંડારો જોતાં સિદ્ધિચંદ્ર પોતે તે વીજાપુર પાસેના સંઘપુર ગામમાં હતા ત્યારે લખાયેલ પોતાના રચેલાં ચાર પુસ્તકોની પ્રતો જોવામાં આવી તેથી આનંદ થયો. તેનાં નામ જિનશતક પર ટીકા (રચ્યા સં. ૧૭૧૪ અને લિ. સં. ૧૭૧૪) નામે ચંદ્રચંદ્રિકા ટીકા પત્ર ૩૪, વાસવદત્તાખ્યાનરૂપ ચંપૂ પર ટીકા (લિ. સં. ૧૭૨૨) પત્ર ૬૪, પ્રાકૃત સુભાષિત સંગ્રહ પત્ર ૨૫ અને કાવ્યપ્રકાશ ખંડન (લિ. સં. ૧૭૨૨) પત્ર ૬૨. આથી નવાં અજાણ્યાં ત્રણ પુસ્તકો નામે પ્રાકૃત સુભાષિત સંગ્રહ, જિનશતક ટીકા અને કાવ્યપ્રકાશ ખંડન સિદ્ધિચંદ્રે રચ્યા છે, એ જણાયું ને સં. ૧૭૨૨ સુધી ભાનુચંદ્રજી હયાત હતા એવું તે પૈકી છેલ્લા બેની આદ્ય પ્રસ્તાવના પરથી જણાય છે :—

> शत्रुंजयक्षोणिधरप्रचंडः दंडाविमुक्तिस्फुटधर्मकर्म्मे ।
> यशो यदीयं कुमुदेन्दु जित्रमद्यापि जागर्त्ति जगत्त्रयेऽपि ॥

વાસવદત્તા ટીકા આદ્ય શ્લોક ૮.

> जीयात् श्रीमदुदारवाचकसभालंकारहारोपमो,
> लोके संप्रति हेमसूरिसदृशः श्रीभानुचंद्रश्चिरं ।
> श्री शत्रुंजयतीर्थशुल्कनिवहः प्रत्याजनोद्यद्यशा,
> शाहि श्रीमदकब्बरार्पित 'महोपाध्याय' दृप्यत्पद: ॥

કાવ્યપ્રકાશ ખંડન આદ્ય શ્લોક ૨.

સિદ્ધચંદ્ર પોતાને માટે ટૂંકમાં ઉક્ત વાસવદત્તા ટીકાના આદ્ય શ્લોક ૯, ૧૦ માં જે જણાવે છે તે જાણવા જેવું હોઈ અત્રે તે શ્લોક ટાંકું છું :—

तत्पट्टपाथोनिधिवृद्धिचंद्रः श्रीसिद्धिचंद्राभिधवाचकेंद्रः ।
बाल्येऽपि यं वीक्ष्य मनोज्ञरूपमकब्बरः पुत्रपदं प्रपेदे ॥

पुनर्जिहांगीरनरेंद्रचंद्रः प्रदीयमानानपि कामिनी यः ।
हठेन नोरीकृतवान् युवापि प्रत्यक्षमेतत् खलु चित्रमत्र ॥

આ ઉપરાંત કાદંબરીનો ગૂજરાતી સાર પોતે લખ્યો છે કે જેની પ્રત પાલણપુરના ભંડારમાં છે.

**શિષ્યમંડળ**—શ્રી ભાનુચંદ્ર ઉપાધ્યાયનું શિષ્યમંડળ બહોળું હતું. તેમને 'ચેલા એંસી તણી સંપદા, હુવા તેર પંન્યાસ રે; શ્રી ઉદયચંદ્ર પ્રમુખ વળી, એક એકમેં ખાસ રે.' એમ ઋષભદાસ કવિ હીરસૂરિ રાસ ( પૃ. ૧૮૫ ) પર જણાવે છે. તેમાં સિદ્ધિચંદ્ર 'અવલ ચેલો ' હતો, એ પણ જણાવ્યું છે. આ ૮૦ શિષ્ય કે જેમાં ૧૩ પંન્યાસ ( પંડિત ) હતા તે સર્વના નામ મળી શકયાં નથી, પરંતુ શોધખોળ કરતાં નીચેનું પ્રાપ્ત થાય છે:—

ઉદયચંદ્રગણિ—તેના શિષ્ય રૂપચંદ્રે સં. ૧૬૮૫ માં દંડક પર ( સંસ્કૃત ) અવચૂરિ રચી.

દેવચંદ્રગણિ—તેમણે પણ શોભનસ્તુતિ પર સંસ્કૃત ટીકા રચી છે ( પ્ર૦ આગમોદય સમિતિ ગ્રંથાંક ૫૧ ). ગૂજરાતીમાં નવતત્ત્વ ચોપઈ, શત્રુંજયતીર્થ પરિપાટી ( સં. ૧૬૯૫ ), પૃથ્વીચંદ્રકુમાર રાસ રચેલ છે. ( જુઓ મારો ' જૈન ગૂર્જર કવિઓ ' ભાગ ૧, પૃ. ૫૭૯ ) આ છેલ્લા ગ્રંથની પ્રત ઉક્ત મારો ગ્રંથ છપાયો ત્યારે મને જોવા મળી ન હતી, પરંતુ પછી મળતાં તેની પ્રશસ્તિમાં તેની રચ્યા સાલ તેમાં છપાયા પ્રમાણે સં. ૧૬૮૬ નથી પણ સં. ૧૬૯૬ છે:—

સાવલીનગરિ રહી ચોમાસિ, સંવત સોલ છન્નુંઈ ઉલાસિ;
ફાગુણ સુદિ એકાદશિ ધારિ. વાર કહું તે હવઈ વિચારિ. ૧૭૧
સાગર સુત ભગની પતિ પુત્ર. વયરી સુત વાહન ભખ્ય શત્રુ;
તેહની ગતિ જિહાં તેહનું રત્ન. તેહવાર જાણો કવિરત્ન. ૧૭૨
પુષ્ય નક્ષત્રિં કીધો રાસ, શીલવંતનો હું છું દાસ;
તપગછપતિ ગુરુ ગોયમ સમાન, વિજયદેવસૂરિ યુગહપ્રધાન. ૧૭૩
તાસ પાટિ પ્રગટ્યો જિમ ભાણ, વિજયસિંહસૂરિ ગુણનો જાણ;
વાચક ભાનુચંદનો સીસ. દેવચંદ પ્રણમેં નિશદીસ. ૧૭૪

આ દેવચંદ્રના શિષ્ય વિવેકચંદ્ર તેના શિષ્ય તેજચંદ્ર–જિનચંદ્રના શિષ્ય જીવનચંદ્રે સં. ૧૭૫૩ માં જ્ઞાનસાગરકૃત સિદ્ધચક્ર રાસની પ્રત લખી ('જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૧, પૃ. ૭૫). આમાંના વિવેકચંદ્રે પોતાને ભાનુચંદ્રના શિષ્ય જણાવી સં. ૧૭૦૯ માં ત. વિજયસિંહસૂરિની પાદુકા પ્રતિષ્ઠિત કરી છે. (જુઓ લેખાંક ૫૧૪, પ્રાચીન જૈન લેખ સંગ્રહ પૃ. ૩૧૮–૯)

હીરચંદ્રગણિ—સં. ૧૬૯૪ માં સીરોહીના સંઘ સાથે આબૂની યાત્રા કરી તેવો લેખ અપ્રકટ આબૂ પ્રાચીન જૈન લેખ સંદોહમાં નં. ૮૨ નો છે. તેમાં હીરચંદ્રના ગુરુભાઈ કુશલચંદ્રગણિ અને અમરચંદ્રગણિ જણાવેલ છે, અને પરિવારમાં મુનિ હીમચંદ્ર, રામચંદ્ર, જિનચંદ્ર જણાવેલ છે. આ હીરચંદ્રના શિષ્ય રવિચંદ્રે ખંભાતમાં સં. ૧૭૨૨ માં ઉપાસક દશાંગની પ્રતિ લખી (આ. ક. પાલીતાણા.)

આ પૈકી જિનચંદ્રના શિષ્ય જિતચંદ્ર–લબ્ધિચંદ્ર–દેવચંદ્ર–ભવાનીચંદ્રના ગુરુભાઈ સોમચંદ્રે ટંકારીયામાં હંસરત્નકૃત શત્રુંજય–માહાત્મ્યસારની પ્રત સં. ૧૮૩૩ માં લખી (પુરાતત્વ મંદિર, અમદાવાદ.)

ઋદ્ધિચંદ્રગણિ—તેમણે મૃગાંકચરિત્ર (પ્ર. આત્માનંદ સભા) વિજયદેવસૂરિના સમયમાં રચ્યું કે જે તેમના ગુરુભાઈ ઉદયચંદ્રે સંશોધિત કર્યું.

સોમચંદ્રગણિ—તેમણે વિવેકવિલાસની પ્રતિ સં. ૧૬૮૫ માં લખી (પી. ૪ પૃ. ૧૧૫)

ભાવચંદ્રગણિ—તે સિદ્ધિચંદ્રના સહોદર હતા. તેના શિષ્ય કનકચંદ્રગણિ–કપૂરચંદ્ર–મયાચંદ્ર–ભક્તિચંદ્ર–ઉદયચંદ્ર–ઉત્તમચંદ્ર–શિવચંદ્રે રાધનપુરમાં સં. ૧૮૭૪ માં તારંગા-મંડન અજિતનાથ સ્તવન લખ્યું. (ભરુચ ભંડાર)

ભાનુચંદ્ર ચરિતમાં મુખ્યત્વે મોગલ દરબારમાં રહી કરેલ કાર્યોની હકીકત આવે છે, તેમાં તેમની પૂર્વાવસ્થા અને અંતિમાવસ્થા–સ્વર્ગવાસ આદિની વાત આવતી નથી. આખું ચરિત ઘણી ઐતિહાસિક બીનાઓ પૂરી પાડે છે ને હીરસૌભાગ્ય કાવ્ય, વિજય–પ્રશસ્તિ કાવ્ય, હીરસૂરિ રાસ, વિજયતિલકસૂરિ રાસ આદિ ઐતિહાસિક સામગ્રીમાં એક વિશેષ ઉપયોગી સાધન પૂરું પાડે છે.




**૧ ત્રણ પ્રતો**

પજ્જુણ કહા–પજ્જુણ ચરિયં એટલે પ્રદ્યુમ્ન કથા–પ્રદ્યુમ્ન ચરિત્ર એ નામનું અપભ્રંશ ભાષામાં સુન્દર કાવ્ય સાંપડ્યું છે. તેના રચનારનું નામ **સિંહ** કવિ અપરનામા **સિદ્ધ** કવિ છે. આની એક અપૂર્ણ પ્રત સ્વ૦ શ્રી મણિલાલ બકોરભાઈ વ્યાસનો ગ્રંથસંગ્રહ સને ૧૯૨૬ ના એપ્રિલમાં મુંબઇના શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં ભરાયેલી આઠમી સાહિત્ય પરિષદ્‌ના પ્રદર્શનમાં મૂકાયેલ હતો તેમાંથી મેં શોધી કાઢી, તેની અંતિમ પ્રશસ્તિ ખંડિતવ્યસ્ત દશામાં હતી તે લખી લીધી હતી. તે પ્રત સં. ૧૫૩૨ ના આશ્વિન શુક્લ અષ્ટમી શુક્રવારે રામસેણિ[1] ( રામસૈન્ય ) ગઢ–મહાદુર્ગમાં ખલચી સુરતાણ ( ખીલજી સુલતાન ) ગયા[2] ( સુદીન ) રાજ્યમાં તેના વાસી વિપ્ર પંડિત લક્ષ્મીધરના પુત્ર પંડિત અંબદેવના પુત્ર...એ લખેલી હતી. પછી મહુવામાં સને ૧૯૩૧ ના અકટોબરમાં જતાં ત્યાંની હસ્ત-પ્રતોની શોધ કરતાં મુનિ ગુલાબનો પુસ્તકસંગ્રહ શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમમાં હતો તેમાંથી સુભાગ્યે આ કાવ્યની પ્રત સાંપડી. તે ૧૨૧ પત્રની છે અને સંવત્ ૧૫૭૯–શાકે ૧૪૪૪ માં કાર્ત્તિક વદ બીજ સોમવારે તોડા નામના ગામમાં સૂર્યસેણિ રાજાના રાજ્યમાં લખાયેલી છે. આ બીજી પ્રતમાં ઉપરની પહેલી પ્રતની છેવટે જે સંસ્કૃત અને અપભ્રંશ ભાષામાં કવિની પ્રશસ્તિ છે તે દુર્ભાગ્યે લિપિબદ્ધ કરવામાં આવી નથી, તેથી પહેલી પ્રતની ખંડિત પ્રશસ્તિ ખંડિતજ રહી છે. સ્વ૦ મ. બ. વ્યાસનો સંગ્રહ સાહિત્યપ્રિય સુરતવાસી ઝવેરી જીવણલાલ સાકરચંદે ખરીદેલ છે તો તેમાં આ કાવ્યની ઉક્ત પ્રત હોવા સંભવ છે. સુરતમાંથી કોઇ કાઢી મોકલાવે તેમ નથી એટલે તે આ લેખ લખતી વખતે ઉપલબ્ધ નથી, જ્યારે બીજી પ્રત મારી સામે મોજૂદ છે. આ લેખ લગભગ લખાઇ ગયા પછી મુંબઇના શ્રી ઐલક પન્નાલાલ દિ૦ જૈન સરસ્વતી ભવનમાં સાક્ષર શ્રી નાથૂરામ પ્રેમીદ્વારા તપાસ કરાવતાં ૧૦૪ પત્રની અશુદ્ધ પણ સુંદર અક્ષરમાં તાજી એટલે ' સં. ૧૯૮૯ વર્ષે ચૈત્ર શુક્લા પંચમી

---

૧ રામસેણ–રામસૈન્ય એક શ્વેતાંબર તીર્થ પણ છે. તે સંબંધી વાંચો સાહિત્યરસિક ઇતિહાસજ્ઞ મુનિશ્રી કલ્યાણવિજયજીનો લેખ નામે ' જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય ' જૈનયુગ માસિક ભાદ્રપદથી કાર્ત્તક સં. ૧૯૮૫–૮૬ ના અંક.

૨ માંડવગઢ–માંડુનો ખીલજી ગયાસુદ્દીન કે જેણે સં. ૧૫૨૫ થી ૧૫૫૬ સુધી રાજ્ય કર્યું. જુઓ ટિ. પૃ.૪૫૯ પૃ. ૪૮૧ મારો ' જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.'

સોમવાસરે લિખિતં છાજૂરામ જૈન ઔસવાલ પાલમગ્રામનિવાસી સૂબા દેહલી ' એ પ્રમાણેની નં. ૩૦૭૭ જ/૭૫૭ કની પ્રાપ્ત થઈ તેમાં છેવટે 'इति प्रद्युम्नचरित्रं सिद्ध तथा सिंहकवेः कृतं समाप्तम् ।' એમ લખ્યું છે તે પરથી કવિનાં નામ સિદ્ધ અને સિંહ બંને હતાં એમ સ્પષ્ટ જણાય છે, આમાં પણ દુર્ભાગ્યે ઉપરની પહેલી પ્રતની છેલ્લી પ્રશસ્તિ નથી.

**૨ મંગળાચરણ**

કવિ પ્રથમ સંધિમાં મંગલાચરણ, ચરિત્રનાયક પ્રદ્યુમ્ન જેમના તીર્થાધિપત્યમાં થયા છે તે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથની સ્તુતિરૂપે આ પ્રમાણે કરે છેઃ—

**खम—दम—जम—णिलयहो, तिहुअण—तिलयहो, विवलिय—कम्म—कलंकहो**
**थुइ करमि ससत्तिए, अइणिरुभत्तिए, हरिकुलगयणससंकहो ॥**

—ક્ષમા, દમ, યમના ભંડાર, ત્રિભુવનના તિલક, કર્મરૂપી કલંકને દૂર કર્યું છે જેણે એવા, હરિકુલ–હરિવંશરૂપી ગગનમાં ચંદ્ર( નેમિનાથ )ની સ્તુતિ સ્વશક્તિથી અને અતિ વિશેષ ભક્તિથી કરું છું. [ તે નેમિ જિનેશ્વરને પ્રણમીને તેમનાં વિશેષણ આપે છે. ]

**पणवेप्पिणु णेमिजिणेसरहो, भव्वयण—कमल—सरणेसरहो**
**भवतरु—उम्मूलण—वारणहो, कुसुमसर—पसर—विणिवारणहो**
**कम्मट्ठ—विरुक्ख—पहंजणहो, मय—घण—पवहंतपहंजणहो**
**भुवणत्तय—पयडिय—सासणहो, छब्भेय—जीव—आसासणहो**
**णिरवेक्ख—णिमोह—णिरंजणहो, सिव—सिरि—पुरंधि—मणरंजणहो**
**पर—समय—भणिय—णय—सयमहहो, कम—कमल—जुयल—णयसयमहहो**
**महिसेसिय दंसिय सुप्पहहो, मरगयमणिगणकरसुप्पहहो**
**माणावमाण—समभावणहो, अणवरय—णमंसिय—भावणहो**
**भयवंतहो संतहो पावणहो, सासय—सुह—संपय—पावणहो ॥**

**घत्ता—भुवणत्तयसारहो णिज्जियमारहो अवहेरिय—घरदंदहो**
**उज्जिलगिरि—सिद्धहो णाणसमिद्धहो दयवेल्लिहि कलकंदहो ॥ १ ॥**

—નેમિ જિનેશ્વરને પ્રણામ કરીને–( તે જિનેશ્વર કેવા છે ? ) જે ભવ્યજનરૂપી કમલ પંક્તિને સૂર્યરૂપ છે, ભવરૂપી વૃક્ષને મૂલમાંથી ઉખેડનાર હાથીરૂપ છે, કામદેવના પ્રસારને રોકનાર છે, આઠ કર્મરૂપી વૃક્ષને તોડનાર છે, મદરૂપી વાદળને દૂર કરનાર છે, ત્રણે ભુવનમાં શાસન જેણે પ્રકટ કર્યું છે, છએ પ્રકારના જીવના આશ્વાસનરૂપ છે, નિરપેક્ષ, નિર્મોહ અને નિરંજન છે, શિવલક્ષ્મીરૂપ સ્ત્રીનું મનરંજન કરનાર છે, પરમતમાં કથેલા નયોનો સમન્વય કરનાર, જેના ચરણકમલમાં શતમખ એવા ઇંદ્ર નમેલા છે એવા, મરકત મણિના સમૂહના કિરણથી વિશેષ પ્રભાવંતા, માન–અપમાનમાં સમ ભાવનાવાળા, સદોદિત ભવનવાસી ઇંદ્રોવડે નમસ્કૃત, ભગવંત, સંત, પાવન કરનાર, શાશ્વત સુખ-

સંપદને પ્રાપ્ત કરાવનાર, ભુવનત્રયના સાર, કામદેવને જીતનાર, ગૃહસ્થાશ્રમના મોહની અવગણના કરનાર, ઉજ્જ્વલ (ગિરનાર) પર સિદ્ધિ પામનાર, જ્ઞાને કરી સમૃદ્ધ અને દયારૂપી વલ્લીના કંદરૂપ છે.

આ મંગલાચરણનું કાવ્ય એ એક કાવ્યચમત્કૃતિનો નમૂનો છે. એવા નમૂના પ્રસિદ્ધ પુષ્પદંત કવિ પોતાના મહાપુરાણ અને યશોધર ચરિતમાં પૂરાં પાડે છે:—દા. ત.

सुपरिक्खिय रक्खियभूयतणुं, पंचसयधणुण्णयदिव्वतणुं
पयडियसासयपयणयरवहं, परसमयभणियदुण्णयरवहं ॥

મંગલાચરણ—મહાપુરાણ

આ કવિએ પુષ્પદન્તના ઉક્ત કાવ્યો જોયાં—અભ્યાસ્યાં હોવાં જોઇએ એ નક્કી લાગે છે. (૧) પુષ્પદન્તનો સમય સં. ૧૦૨૨ આસપાસ છે તેથી તે આપણા કવિનો પુરોવર્તી છે. (૨) ઉપરના મહાપુરાણના ટાંકેલ મંગલાચરણમાં परसमयभणियदुण्णयरवहं એ સામાસિક શબ્દ જેવો જ સામાસિક શબ્દ આપણા કવિના ઉપર્યુક્ત મંગલાચરણમાં परसमयभणियणयसयमहहो છે. વળી તેની સામે આપણા કવિએ વાપરેલ कम–कमल–जुयल–णयमयमहहो એ સામાસિક શબ્દ પુષ્પદન્તે પોતાના યશોધર ચરિતના મંગલાચરણમાં વાપરેલ चरणजुयल-णयसयमहहोની આબાદ નકલ છે.

પુષ્પદન્તે પોતાના પૂર્વવર્તી કવિઓ વગેરેનો ઉલ્લેખ કર્યો છે તે પ્રમાણે આપણા કવિએ પોતાની પહેલાના કોઇ પણ કવિનો ઉલ્લેખ કર્યો નથી; કર્યો હત તો પુષ્પદન્તનો અવશ્ય કરત.

## ૩ સરસ્વતી પ્રત્યે વરયાચના

गय–दुरिय–रिणं तइ–लोय–इणं भवभयहरणं णिज्जियकरणं,
सुहफलतरुहं वंदिवि अरुहं पुणु सत्थमई कलहंसगई,
वरवण्णपया मणिधरिविसया पयपाणिसुहा तोसियविबुहा,
सग्गंगिणिया बहुभंगिणिया पुव्वाहरणा सुविसुद्धमणा ।
सुयवरवरणी णयगुणणयणी कइयणजणणी,
तंदुविहणणी मेहाजणणी सुयसयकरणी ॥ १ ॥

घर–पुर–पवरे गामे णयरे णिवविज्जसहे सुयझाणवहे सरसइ सुमरा महु होउ वरा ।
इम वज्जरइ छुडु सिद्धकई हयचोरभए णिसिभरिविगए पहरद्धिट्ठिए चिंतंतु हिए ॥
घत्ता ॥ जा सुत्तउ अच्छइ ता तहिं पिच्छइ णारि एक्कु मणहारिणिया ।
सिय–वत्थ णियत्थिय कंजयहत्थिय अक्खसुत्तसुयधारिणिया ॥ २ ॥

—એ જિનેશ્વર કે જેમણે દુરિતરૂપી કરજ ફેંડી નાંખ્યું છે, જે ત્રણ લોકના સ્વામી છે, જે ભવરૂપી ભયના હરનાર, ઇંદ્રિયના જીતનાર છે, જે સુખરૂપી ફલના વૃક્ષ છે, એ અર્હતને વંદીને પુનઃ સરસ્વતીની સ્તુતિ કરું છું. તે શાસ્ત્રમયી, કલહંસગતિ, વર વર્ણપદા છે, તેમજ સ્ફટિક, મણિ જેવા તેના વિષય છે, જેના પગ અને હાથ શુભ છે, જેથી પંડિતો તુષ્ટ રહે છે, જે સ્વર્ગાંગિની છે,

બહુ ભંગિવાળી છે, જેનાં આભૂષણો પૂર્વો છે અને જે સુવિશુદ્ધ મનવાળી છે, જેનાં વચનો ઉત્તમ શ્રુત છે, નય જેની આંખો અને ગુણ છે, તંદ્રાનો નાશ કરનારી, બુદ્ધિની ઉત્પાદક, સેંકડો સુખો આપનારી છે, ઘર, નગરની પોળ, ગામ, નગરમાં નૃપ વિદ્વાનોની સભામાં શ્રુતધ્યાનને વહનારી છે. એ સુસ્વરવાળી સરસ્વતી મને વર–પ્રસન્ન થાઓ. આમ સિદ્ધકવિ જે વખતે ચોરનો ભય નાશ પામ્યો છે અને રાત્રિનો ભાર ચાલી ગયો છે તે વખતે અર્ધ પ્રહર બાકી હતો ત્યારે ( મોટે મળસ્કે ) હૃદયમાં ચિંતવે* છે. જ્યારે તે સૂતો છે ત્યારે તે એક મનોહારિણી સ્ત્રીને જુએ છે. તેણે શ્વેત વસ્ત્ર પહેર્યાં છે, હાથમાં કમલ રહેલું છે, અક્ષસૂત્ર અને શ્રુત–પુસ્તકને ધારણ કરેલાં છે.

**૪ સરસ્વતી પ્રસન્ન થઈ**

सा चवेइ सिविणंति तक्खणे । ' काइ सिद्ध चिंतवहि णियमणे । '
तं सुणेवि कइ सिद्धु जंपए । ' माए मज्झु णिरु हियउ कंपए ।
कव्वबुद्धि चिंतंतु लज्जउ । तक्कछंद–लक्खण–विवज्जिउ ।
णवि समासु णवि विहत्ति कारउ । संधि–सुत्त–गंथह असारउ ।
कव्वु कोवि ण कयावि दिट्ठउ । महु णिघंटु केणवि ण सिट्ठउ ।
तेण वहिणि चिंतंतु अच्छमि । खुज्जुहो वि तालह लुयंछमि ॥
अंधुहो वि णवणट्ट पेच्छिरो । गेय सुणणि वहिरो वि इंछिरो । '
तं सुणे वि जाजइ महासई । णिसुणि सिद्ध जंपइ सरासई ॥
घत्ता—आलसु संकेल्लहि हियउ म मेल्लहि, मज्झु वयणु एउ दिढ्ढु धरहि ।
हउ मुणिवरवेसें कहमि विसेसें, कव्वु किंपि तं तुहु करहि ॥ ३ ॥

—તત્ક્ષણે સ્વપ્નમાં તેણી વદે છેઃ ' હે સિદ્ધ ! તારા મનમાં શું ચિંતવે છે ? ' આ સાંભળી કવિ સિદ્ધ બોલે છેઃ ' માતા ! મારું હૃદય અતિશય કંપે છે. કાવ્યબુદ્ધિનો વિચાર કરતાં લજ્જા આવે છે, ( કારણ કે ) તર્ક, છંદ, વ્યાકરણથી રહિત છું, સમાસ, વિભક્તિ અને કારક નથી ( આવડતાં ) તેમ સંધિ, સૂત્ર, ગ્રંથ મને અસાર છે એટલે તે વગરનો હું છું, કોઈ પણ કાવ્ય મેં કદાપિ જોયું નથી,

* આ સરસ્વતીની સ્તુતિ એક સંસ્કૃત શ્લોકથી ૧૧ મી સંધિ પછી કર્તાએ કરી છેઃ—

या साश्वेतविभूषणांगरुचिरा श्वेतांशुकैः शोभिता,
या पद्मासनसंस्थिता शुभतमा ज्ञानप्रमोदप्रदा ।
या वृंदारकवृंदवंदितपदा विद्वज्जनानां प्रिया,
सा मे काव्यकथाप्रथाश्रितवतो वाणी प्रसन्ना भवेत् ॥

—જે શ્વેત વિભૂષણો અંગે ધરીને સુંદર છે, શ્વેત વસ્ત્રોથી શોભિત છે, પદ્માસને બેઠેલી, ઉત્તમોત્તમ અને જ્ઞાનનો આનંદ આપનારી છે, દેવસમૂહથી જેનાં ચરણો વંદિત થયાં છે, વિદ્વજ્જનોની જે વ્હાલી છે તે સરસ્વતી કાવ્યકથાની પ્રથાનો આશ્રય કરનાર એવા મને પ્રસન્ન થાઓ.

મને નિઘંટુ-કોશ કોઈએ શીખવ્યો નથી, અંધ હોઈ નવાં નવાં નૃત્યો જોવા ઇચ્છું છું, બહેરો છતાં ગીતો સાંભળવા ચાહું છું, તો હે મહાસતિ ! મારું આ સાંભળ.' સિદ્ધનું આ સાંભળી સરસ્વતી કહે છે: 'આળસને સંકેલી લે, હૃદયને તજી ન દે-ધૈર્ય ધર, આ મારું વચન દૃઢપણે ધાર કે હું મુનિવરના વેશમાં વિશેષપણે જે કહીશ તે કોઈ કાવ્ય તું કરજે.'

આમ કવિ પોતે સરસ્વતીનાં સાક્ષાત્ દર્શન સ્વપ્નમાં કરી તેનો વર પ્રાપ્ત કરે છે.*

**૫ કવિના ગુરુ**

ता **मलधारिदेउ** मुणिपुंगमु । णं पच्चक्खु धम्मु उवसमु दमु ।
**माहउचंदु** आसि सुपसिद्धउ । जो खम-दम-जम-णियमसमिद्धउ ।
तासु सीसु तव-तेय-दिवायरु । वय-तव-णियम-सील-रयणायरु ।
तक्क-लहरि-झंकोलिय-परमउ । वर-वायरण-पवर-पसरिय-पउ ।
जासु भुवण दूरंतरु वंकिवि । ठिउ पच्छण्णु मयणु आसंकिवि ।
**अमयचंदु** णामेण भडारउ । सो विहरंतु पत्तु बुहसारउ ।
सरि-सर-णंदण-वण-संछणउ । मढ-विहार-जिणभवण-रवण्णउ ।
**बंभणवाडउ** णामें पट्टणु । अरिणरणाह-सेण-दलवट्टणु
जो भुंजइ अरिणखयकालहो । रणधोरियहो सुयहो **बल्लालहो** ।
जासु भिच्चु दुज्जण-मणसल्लणु । खत्तिउ **गुहिलउत्तु** जहिं भुल्लणु ।
तहिं संपत्तु मुणीसरु जावहिं । भव्वु लोउ आणंदिउ तावहिं ॥
घत्ता । णियगुण अपसंसिवि मुणिहि णमंसिवि जो लोएहिं अदुगंछियउ ।
णय-विणय-समिद्धइ पुणु कइ **सिद्धइ** सो जइवरु आउंछियउ ॥ ८ ॥

—ત્યારે મલધારી દેવ પદવીવાળા મુનિપુંગવ માધવચંદ્ર સુપ્રસિદ્ધ હતા કે જે પ્રત્યક્ષ ધર્મ, ઉપશમ અને દમની મૂર્તિરૂપ હતા, અને ક્ષમ, દમ, યમ, નિયમથી સમૃદ્ધ હતા. તેમના શિષ્ય તપતેજથી સૂર્ય જેવા, વ્રત, તપ, નિયમ, શીલના સમુદ્ર જેવા, તર્કરૂપી લહેરથી જેણે પરમતને ડગાવ્યા છે, ઉત્તમ

* આ વાતની પુષ્ટિ ૧૩ મી સંધિ પછી એક સંસ્કૃત શાર્દૂલમાં કર્તાએ કરી છે કે:—

छंदोऽलंकृतिलक्षणं न पठितं नाऽश्रावि तर्क्कागमो,
जातं हंत न कर्णगोचरचरं साहित्यनामाऽपि च ।
**सिद्धः** सत्कविरग्रणीः समभवत् प्राप्य प्रसादं परं,
वाग्देव्याः सुकवित्वजातयशसा मान्यो मनस्विप्रियः ॥

—છંદ, અલંકાર, વ્યાકરણ ભણ્યો નથી, તર્કશાસ્ત્ર સાંભળ્યું નથી, તેમ સાહિત્યનું નામ પણ કર્ણગોચર થયું નથી (છતાં) વાગ્દેવી-સરસ્વતીનો ઉત્તમ પ્રસાદ પામીને સિંહ સત્કવિઓમાં અગ્રણી, સુકવિપણે પ્રસિદ્ધ થયેલાઓમાં માન્ય, શાણાઓનો પ્રિય થયો.

વ્યાકરણથી જેના શબ્દો પ્રસરેલા છે, જેના ભુવનમાં મદન દૂરંતરે વાંકો રહી આશંકાવાળો થઈ પ્રચ્છન્ન રહ્યો છે એટલે જેના માર્ગમાં કામદેવ આવી શકતો નથી એવા **અમૃતચંદ્ર** નામના ભટ્ટારક, અને વિદ્વાનોમાં શ્રેષ્ઠ વિહરતા વિહરતા આવી પહોંચ્યા.

નદી, સરોવર, નંદનવનથી આચ્છાદિત, મઠ, વિહાર, જિનમંદિરથી રમણીય એવું **બંભણવાડા** નામનું પટ્ટણ–શહેર છે કે જે શત્રુરાજાના સૈન્ય–સમૂહને નષ્ટ કરનારું છે, જેને **અર્ણોરાજનો** ( શત્રુજનનો ) ક્ષય કરનારા કાળ જેવો અને રણધોરી( રણધીર )નો પુત્ર **બલ્લાલ** ભોગવે છે. તેના ભૃત્ય–માંડલિક દુર્જનોના મનને શલ્યરૂપ એવો ગોહિલપુત્ર–ગુહિલોત ( ગોહિલવંશીય ) ક્ષત્રી નામે **ભુલ્લણ** છે. (આવા સમર્થ રાજા **બલ્લાલના** માંડલિક **ભુલ્લણના** રાજ્યમાં **બંભણવાડામાં**) જ્યારે તે મુનીશ્વર પધાર્યા ત્યારે ભવ્યલોક આનંદ પામ્યા.

પોતાના ગુણની પ્રશંસા કર્યા વગર, જે મુનિ કે જેની લોકદ્વારા દુગંછા થતી નથી તેને નમસ્કાર કરીને નય–વિનયથી સમૃદ્ધ એવા કવિ **સિદ્ધે** તે યતિવર્યનો–**અમૃતચંદ્રનો** સત્કાર કર્યો.* ( નીચેની વાણીવડે )

**' अहो अहो परमेसर वुह पहाण । तव–णियम–सील–संजम–णिहाण ।**
**सुविणंतरु जो मइ कल्लि दिट्ठु । सो हुउ मणि मण्णमि अइ विसिट्ठु ।**
**तुम्हागमणें जाणियउ अज्जु ।' ता मुणिणा जंपिउ अइमणोज्जु ।**
**' णाणाविह–कोऊहलइ भरिउ । तु हु तुरिउ करइ पज्जुण्ण–चरिउ ।'**
**ता सिद्ध भणइ ' महु गरुव संक । दुज्जणह ण छुट्टइ रविमयंक ।**
**तहि पुण अम्हारिसु कवण मत्त । ण मुणइ जि कयाइ कइत्तवत्त ।**
**कुडिलच्छि कुडिल–गइ–गवण–लील । पर–छिद्द–णिहालणि–हसणसील ।**
**दुव्वयण–गरल–पूरिय–सदप्प । दुज्जीह–दुट्ठ–दुज्जणविसप्प ।**
**जे वयणि चउम्मुह किण्हचित्त । दंसणि ण रुह अववरिय–मत्ति ॥**
**घत्ता । दुज्जण गुण झंपिरु दोस पयंपिरु सुयणसहावें मज्झमई ।**
**पच्छण्ण मझत्थहं करमि पसत्थहं गुणदोसहं जं णिउणमई ॥ ५ ॥**

---

* આ **અમૃતચંદ્ર** માટે વિશેષમાં છેવટની પ્રશસ્તિમાં કર્તાએ જણાવ્યું છે કેઃ—

पर–वाइय–वाया–हरुअ–छम्मु, सुयकेवलिजो पव्वरक्खुधम्मु ।
सो जयउ महामुणि **अमियचंदु**, जो भव्वनिवहकइरवह चंदु ।
**मलधारिदेव**–पय–पोम–मसलु, जंगम सरसइ सव्वत्थकुसलु ।

—જે પરવાદીઓના વાદો હરવામાં ક્ષમ–શક્તિમાન્ છે, અને જે શ્રુતકેવલીના ધર્મની રક્ષા કરવામાં યોગ્ય છે, જે ભવ્યોના સમૂહરૂપી કમલને ચંદ્ર સમાન છે જે **મલધારિદેવના** ચરણકમલમાં રમતો ભ્રમરરૂપ છે, જે જંગમ સરસ્વતી સમ સર્વ અર્થમાં કુશલ છે તે મહામુનિ **અમૃતચંદ્રનો** જય હો !

—અહો અહો પરમેશ્વર ! બુધોમાં પ્રધાન ! તપ–નિયમ–શીલ–સંયમના નિધાન ! સ્વપ્નાંતરે જે મેં કાલે દીઠું તે હું મનમાં અતિ વિશિષ્ટ માનું છું; આપના આગમનથી તે મેં જાણી લીધું. ત્યારે તે મુનિ અતિ મનોજ્ઞ–સુંદર બોલ્યાઃ 'તું ત્વરિત નાના પ્રકારના કૌતુહલથી ભરેલું એવું પ્રદ્યુમ્નચરિત રચ.' ત્યારે **સિદ્ધ** કહે છેઃ મને મોટી શંકા છે. દુર્જનોથી સૂર્ય–ચંદ્ર પણ છૂટી શકતા નથી તો પછી અમે કે જે કદાપિ કવિત્વની વાત જાણતા નથી, એવા અમારા જેવા કોણ માત્ર ? દુર્જનો સર્પ જેવા છે,–તેઓની આંખો કુટિલ છે, તેમની ગતિ, ગમનલીલા પણ કુટિલ–વાંકી છે. પરછિદ્રોને જોવાની અને બીજાને ડસવાની ટેવવાળા છે, તેમનો આત્મા સદાય દુર્વચનરૂપી ઝેરથી પૂરિત હોય છે, તેમની જીભ ખરાબ છે, દુષ્ટ–દુર્જન સર્પ છે. ( આ વિશેષણો દુર્જન અને સર્પ એ બંનેને લાગુ પડે છે ) ( વળી દુર્જનો ) વચનમાં ચાર મોઢાવાળા અને ચિત્તમાં કાળા, દેખવામાં રૌદ્ર અને મતિમાં ભ્રષ્ટ હોય છે. ( હા ! ) દુર્જનો ( અન્યના ) ગુણને ઢાંકે છે, દબાવે છે ને દોષને જણાવે છે, જ્યારે સુજનો સ્વભાવે સ્વચ્છ મતિવાળા હોય છે. હું પ્રચ્છન્નપણે મધ્યસ્થ રહીને નિપુણમતિ જેમ કરે તેમ ગુણ–દોષને પ્રશસ્ત કરીશ.

**૬ કવિના માતાપિતા અને કથાનો ઉપક્રમ**

**पुण पंपाइय–देवण–णंदणु, भविथणजणमणणयणाणंदणु ।**
**बुह्यण–जणपय–पंकयछप्पउ, भणइ सिध्धु पणमिय परमप्पउ ।**
**विउलगिरिहि जिहहय भवकंदहो, समवसरणु सिरि वीर जिणिंदहो ।**
**णरवर खयरामरसमवाए, गणहरु पुच्छिउ सेणियरायें ।**
**मयरद्धयहो विणिज्जिय मारहो, कहहि चरिउ पज्जुण्णकुमारहो**
**तं णि सुणेविणु भणइ गणीसरु, णिसुहण सेणिउ मगहणरेसरु ॥**

—પુનઃ [1]**પંપાઇય** માતા અને **દેવણ** પિતાનો પુત્ર, ભવિજનોનાં મન અને નયનને આનંદ આપનાર, બુધજનોનાં ચરણકમલોમાં ભ્રમર એવો **સિદ્ધ** ( કવિ ) પરમાત્માને પ્રણમીને કહે છે. **વિપુલગિરિ** પર જેમણે ભવકંદનો નાશ કર્યો છે એવા શ્રી **વીર** જિનેંદ્ર સમવસર્યા ત્યારે ઘણા માણસો, ખેચર અને અમરથી સંયુક્ત એવા **શ્રેણિક**રાયે ગણધરને પૂછ્યું 'મકરધ્વજ અને કામદેવને જીત્યા છે એવા **પ્રદ્યુમ્ન**કુમારનું ચરિત કહો.' તે સાંભળી ગણધર કહે છે અને **મગધનરેશ્વર શ્રેણિક** સાંભળે છે.

**૭ કથા અને આત્મપ્રશંસા**

આ પછી કથા શરૂ થાય છે. તેનું ગ્રંથપ્રમાણ ૩૫૦૦ છે. તે ૧૫ સંધિમાં વહેંચાયેલ છે. તેને पयडियधम्मत्थकाममोक्खा—જેમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રકટ થયાં છે એવી દરેક સંધિને અંતે પોતે જણાવે છે. ૩, ૪, ૬, ૭, ૮ સંધીનાં નામ અનુક્રમે **पज्जुण्णकुमारावहरणं, अग्नि-**

---

૧ મહુવાની પ્રતના હાંસીઆમાં પંપાઇ તે માતા ને દેવણ તે પિતા એમ જણાવ્યું છે, પણ રલ્હણનો પોતે પુત્ર હતો એમ અન્યત્ર ઘણે સ્થળે પોતે જણાવ્યું છે તેથી દેવણ તે રલ્હણનું બીજું નામ હશે.

**भूयमरुभूयजम्मवण्णणं, महुकइडिह–कहंतरं, कणयपहावहरणं, पज्जुन्नविज्जालाभवण्णणं, कुमारविज्जालाभ मानाभिलावषण्णणं**, અને ૧૦ મોથી ઠેઠ ૧૫ મી સુધીની સંધિઓનાં નામ અનુક્રમે **भाणुकण्ण–माणभंगो, सच्चहामादेवी–माणभंगो, पज्जुण–वासुएव–संगामो, पज्जुण्ण–वासुएव–बलभद्द–मेलावउ, रूविणि–कण्णाहरणं**, અને **पज्जुण–संबु–भाणु–अणिरुद्ध–णिव्वाणगमनं** આપ્યાં છે.

કેટલીક સંધિને અંતે એક એક સંસ્કૃત શ્લોક મૂકી પોતાનાં વખાણ કર્યાં છે.

**यत्काव्यं चतुराननाऽब्जनिरतं सत्पथदानत्वकं,**
**स्वैरं भ्राम्यति भूमिभागमखिलं कुर्वन् बलक्षं क्षणात् ।**
**तेनेदं प्रकृतं चरित्रमसमं सिद्धेन नाम्ना परं**
**प्रद्युम्नस्य सुतस्य कर्णसुखदं श्रीपूर्वदेवद्विषः ॥**

—જેનું સારાં પદવાળું ચતુરોના મુખે ચઢેલું ( અથવા ચતુર્મુખ સ્વંભૂ કવિના–હરિવંશ પુરાણ કાવ્યરૂપી–કમલમાંથી નીકળેલું ) કાવ્ય અખિલ પૃથ્વીને એકદમ શ્વેત કરતું સ્વેચ્છાએ ભમે છે એટલે કે જેના કાવ્યની સર્વત્ર વિખ્યાતિ થઇ છે તે અપરનામ **સિદ્ધે** આ શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નનું કર્ણને આનંદ આપનારું આ પ્રસ્તુત મોટું ચરિત્ર ( બનાવ્યું )

[ આ પરથી અને નીચે મૂકેલ દશમી સંધિ પછીના શ્લોક પરથી જણાય છે કે આ કવિએ આ કાવ્યની પહેલાં વિષ્ણુ સંબંધી બીજું નાનું સુપ્રસિદ્ધ કાવ્ય બનાવ્યું હતું. ] નવમી સંધિને અંતે

**सारासारविचारचारुधिषणः सद्धीमतामग्रणी–**
**र्जातः सत्कविरत्र सर्वविदुषां वैदुष्यसंपादकः ।**
**येनेदं चरितं प्रगल्भमनसा शांतः–प्रमोदप्रदं,**
**प्रद्युम्नस्य कृतं कृतीकृतवतां जीयात् स सिंह क्षितौ ॥**

—સારાસાર વિચાર કરવામાં સુંદર બુદ્ધિવાળો, ઊંચા વિદ્વાનોમાં અગ્રણી, સર્વ વિદ્વાનોની વિદ્વત્તા સંપાદક એવો જે સત્કવિ થયો, અને જેણે શાંતરસનું આનંદપ્રદ એવું આ પ્રદ્યુમ્નનું ચરિત પ્રગલ્ભ મનવડે રચ્યું તે કૃતાર્થમાં કૃતાર્થ એવો [સિંહ પૃથ્વી પર જીવન્ત રહો.

દશમી સંધિને અંતે—

**विष्णोः स्लोकचरित्रसूक्तिवशतः कीर्त्तिः कवेः सांप्रतं,**
**श्रीसिंहस्य भुवस्तले सुभगावत्संभ्रम्यतेऽहर्निशं ।**
**ग्रामाऽरामप्रदंबपत्तनवनक्ष्माभृत्समाभृत्सरिः,**
**निःशेषं सममेव शुक्लममकृत् श्रीकुर्वतीदं जगत् ॥**

—વિષ્ણુ (કૃષ્ણ)ના નાના ચરિત્રની સૂક્તિને લીધે શ્રી સિંહની કીર્તિ સાંપ્રતકાલે અહર્નિશ સુભગપણે ભુવનતલે ભમે છે. તે કીર્તિએ ગામ, આરામ, મડંબ, તેમજ પત્તન, વન, પર્વત, નદીમાં ભટકીને સમસ્ત જગતને અનેક વખત સરખી રીતે શુક્લ કરી નાંખ્યું.

ચૌદમી સંધિને અંતે—

साहाय्यं समवाप्य नात्र सुकवेः प्रद्युम्नकाव्यस्य यः,
कर्त्ताऽभूद् भवभेदनैकचतुरः श्रीसिंहनामा शमी ।
साम्यं तस्य कवित्वगर्व्वसहितः को नाम जातोऽवनौ ?
श्रीमज्जैनमतप्रणीतसुपथे सार्थः प्रवृत्तेः क्षमः ॥

—કોઇ સુકવિની સહાય મેળવ્યા વગર પ્રદ્યુમ્ન કાવ્યનો જે કર્તા તે ભવના ભેદ ઉકેલવામાં એકલો ચતુર એવો શમવાન્ શ્રી સિંહ નામનો થયો. તેની બરોબરી કરે એવો કવિત્વના ગર્વવાળો અને શ્રીમદ્ જૈનમતમાં પ્રણીત કરેલા સુમાર્ગમાં સાર્થક પ્રવૃત્તિ કરનાર એવો કયો થયો છે ? ( કોઇ નહિ )

અંતિમ પંડિત પ્રશસ્તિ નીચે પ્રમાણે છે:—

कृतं कल्मषवृक्षस्य शास्त्रं शस्त्रं सुधीमता ।
सिंहेन सिंहभूतेन पात्रासामजभंजनं (?) ॥ १ ॥
काम्यस्य काम्यं कमनीयवृत्तैर्वृत्तं कृतं कीर्त्तिमता कवीनां ।
भव्येन सिंहेन कवित्वभाजां, लाभाय......सदैव कीर्त्तिः ॥ २ ॥
सव्वण्हु सव्वदंसी भव......... ........रस्समारो
सव्वाणं भव्वयाणं सवणमणहरो सव्वलोयाण सामी ।
सव्वे सुवच्छरु.........
.........सव्वयालं जओसो ॥
जं देवं देवदेवं अइमयसहिदं अंगदाराति हंतं
सिद्धं सिद्धी हत्थकालमलर............. ।
.........................विबुहरमणं खिज्ज देदीयमाणं
वाएसीए पवित्तं विजय...तं विरय हि सुइरं णाणलाहं वदंत ॥
घत्ता । जइइ हीणाहिउ, काइंमि साहिउ, अमुणिय सत्थ-परंपरइ ।
..................वाएसरि भव्वायरइं ॥ ३ ॥
दुवइ—जा णिरु सत्तहंग-जिणवयण-विनिग्गय दुह-विणासणी ।
होउ प्रसन्न....उज्जुण सुहपरि इयरण-कुमइ-णासणी ॥ छ ॥

આ પછી पर वाइयथी-कुसल्लु સુધીની ત્રણ પંકિત અમૃતચંદ્ર મુનિ માટે છે તે અગાઉ પૃ. ૨૫૧ ની 'ફુટનોટ'માં આપી છે.

## ૮ કવિના પિતા-માતા

પછી કવિ સ્વપિતા સંબંધી જણાવે છે. જો કે અગાઉ સ્વ-પિતાનું નામ દેવણ આપેલું છે, તો પણ પોતે અનેક સંધિઓની અંતે ' बुह रल्हण सुअ कइ सीह विरइआए—એટલે ' બુધ પંડિત રલ્હણના સુત કવિ સિંહવિરચિત ' અમુક સંધિ સમાપ્ત એમ જણાવે છે તેથી રલ્હણ પંડિતનો પોતે પુત્ર છે એ સ્પષ્ટ છે, અને વિશેષમાં ઉક્ત પ્રશસ્તિમાં એમ કહે છે કે:—

**तह पय-रउ णिरु उवम मइयमाणु, गुज्जर-कुल-नह-उज्जोय-भाणु ।**
**जो उहयपवरवाणीविलासु, एहंविह विउसहो रल्हणासु ॥**

—તેના ( અમૃતચંદ્ર મુનિના ) પદની રજ, નિરૂપમમતિવાળા ગૂર્જર કુલરૂપી આકાશમાં ઉદ્યોતિત સૂર્ય જેવા, ઉભય ઉત્તમવાણી( સંસ્કૃત અને પ્રાકૃત )ના વિલાસી એવા પ્રકારના વિદ્વાન્ રલ્હણ હતા. ( એટલે દેવણ એ રલ્હણનું બીજું નામ જણાય છે. )

**तहो पणइणि जिणमइ सुद्धसील, सम्मत्तवंति णं धम्मलील ।**
**कइ सीहु ताहि गब्भंतरंमि, संभविउ कमलु जिह सुरसरंमि ॥**

—તેની સ્ત્રી જિનધર્મમાં બુદ્ધિવાળી, શુદ્ધ શીલવાળી, સમ્યક્‌ત્વવાળી ધર્મલીલાવાળી હતી, તેના ગર્ભની અંદર જેમ ગંગામાં કમલ સંભવે તેમ કવિ સિંહ ઉત્પન્ન થયો. ( જેણીનું નામ પંપાઇય હતું એમ અગાઉ કહેવાઇ ગયું છે. )

## ૯ કવિના ભાઇઓ

પોતાને ત્રણ ભાઇઓ પણ હતા તે પણ પછી તુરતમાં જણાવે છે.

**जणवच्छलु सज्जण-जणिय-हरिसु, सुइवंतु तिविहवइ राय-सरिसु ।**
**उप्पण्णु सहोयरु तासु अवरु, नामेण सुहंकरु गुणहं पवरु ।**
**साहारण लघु वउ तासु जाउ, धम्माणुरत्तु अइ दिव्वकाउ ।**

—લોકવત્સલ, સજ્જનને હર્ષ ઉપજાવનાર, શ્રુતવંત, ( ' તિવિહવઇ ' એ સમજાતું નથી, તેમાં એક ભાઇનું વિશેષ નામ સંભવે છે. ), રાજા સરીખા તેને બીજો ગુણવાન્ સહોદર—ભાઇ નામે શુભંકર થયો, તેનાથી લઘુવયનો સાધારણ ( નામે ) થયો કે જે ધર્મમાં અનુરક્ત અને દિવ્ય શરીરવાળો હતો.

આ પછીની છેવટની ખંડિત પ્રશસ્તિ શોધકને ઉપયોગી થશે તેથી અત્રે આપી છે.

**तहो अणु वडमइ एउ दिसु साह, सविणोउ विणंकुस न सरुधारु ।**
**जावच्छंहिं चत्तारि वि सुभाय, पर उवयारिय जणजणियराय ।**

एकं हिं दिणि गुरुणा भ...,...छा णिसुणहि छप्पय कइराय हृच्छ ।
भो बाल–सरासइ गुणसमीह, किं अविणोए दिण गमहिं सीह ! ।
चउविह–पुरिसत्थ–रसोह भरिउ, णिव्वाहहि जइ पज्जुण्णचरिउ ।
कइ सिद्ध हो ति रयंत हो विणासु, संपत्तउं कम्मवसेण णासु ।
महु वयणु करहि किं तुव मणेण,.........वच्छा य समेण ।

घत्ता । किं तेण पहू...धणइं, जं विहलिय इंणउ ववण इं ।
कव्वेण तेण किं कइयण हो, जं न छइ...वइ
गुरुणा पुणो...चित्ते ।

गुणिणो गुणं लहेविणु, जइ लो तुं दूसणं थवइ । १
को वारइ सविसेस खु...........सद्भावं ॥ २
संभव इव हुय विग्घं मुग वाण स ज माग्ग लग्ग
...तुरंतो वि ॥ ३

सुह.........चिरं धीरे वित्तं जए वत्ता ।
परकज्जं परकव्वं, विहडंतं जेहिं उद्धारय ॥ ४ ...............
निम्मवियं नंदतु ससिदिणमणी जाम ॥ ५
को लेखइ सत्थम दुह......सुहयरं ।
सुयणं सुद्धसहावं करमउल रइ वि पच्छामि ॥ ६
जं किंपि हीण अहियं विउसा सोहंतु तं पि.........
थिहत्तणे णद्धइयं, समंतु सव्वेवि मह गुरुणो ॥ ७

ઉપરનું બરાબર સમજાતું નથી પણ તેમાંથી એટલું તો સમજાય છે કે ગુરુએ કવિને એક દિને કહ્યું: 'હે બાલ સરસ્વતિ ! ગુણસંપન્ન સિંહ ! કેમ વ્યર્થ દિન નિર્ગમે છે ? ચાર પુરુષાર્થના રસથી ભરેલું પ્રદ્યુમ્ન ચરિત બનાવ.' એટલે તેણે તે કાવ્ય બનાવ્યું.

**૧૦ કવિ પોતે**

કવિ પોતે ચાર ભાષામાં પ્રવીણ હતો અને પોતાના પિતા રલ્હણનું કુલ ગૂર્જર હતું એ બારમી સંધિ પૂર્ણ કરી મૂકેલા શ્લોકમાં છે:—

जातः श्रीजिनधर्म्मकर्म्मनिरतः शास्त्रार्थसर्व्वप्रियो,
भाषाभिःप्रवणश्चतुर्भिरभवच्छ्रीसिंह नामा कविः ।
पुत्रो रल्हणपंडितस्य मतिमान् श्रीगूर्ज्जरागोमिह
दृष्टिज्ञानचरित्रभूषिततनुर्वंशे विशालेऽत्रनौ ॥

—શ્રી જિનધર્મ અને કર્મમાં લીન, શાસ્ત્રાર્થમાં જે સર્વને પ્રિય છે એવો શ્રી સિંહ નામનો કવિ ચાર ભાષા( સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, દેશી )માં પ્રવીણ થયો. તે રલ્હણ પંડિતનો મતિમાન્ પુત્ર હતો અને જગતમાં વિશાલવંશ નામે ગુર્જર કુલમાં તે દર્શન, જ્ઞાન અને ચરિત્રથી ભૂષિત હતો.

## ૧૧ કવિનો સમય

આ ગ્રંથનો રચનાસંવત્ આપ્યો નથી તેથી કવિએ ઉલ્લેખેલ રાજા બલ્લાલ આદિનો સમય નક્કી કરવાથી તેના સમકાલીન તરીકે કવિનો સમય નિશ્ચિત થઇ શકે.

એક બલ્લાલ નામનો માલવાનો રાજા હતો તેવો સં. ૧૨૮૭ ની આબૂ પરની ગુર્જર મહામાત્ય શ્રી તેજપાલે કરાવેલી લૂણસિંહવસહિકા–લૂણવસતિના શિલાલેખના ૩૫ મા શ્લોકમાં ઉલ્લેખ છે:—

> रोदः कंदरवर्त्तिकीर्त्तिलहरी लिप्तामृतांशुद्युते–
> रप्रद्युम्नवशो यशोधवल इत्यासीत्तनूजस्ततः ।
> यश्चौलुक्यकुमारपालनृपतिः प्रत्यर्थितामागतं,
> मत्वा सत्वरमेव मालवपतिं ब(व)ल्लालमालब्धवान् ॥

**ભાવાર્થ**:—( આબૂના પરમારવંશના રામદેવને ) યશોધવલ નામનો પ્રતાપી પુત્ર થયો, કે જેણે ચૌલુક્યનૃપતિ કુમારપાલના શત્રુ માલવપતિ બલ્લાલને ચઢી આવેલો જાણી તુરત તેની સામે થયો અને તેને મારી નાંખ્યો.

એ જ પ્રમાણે, આબૂ પાસે અચલેશ્વરના મંદિરના લેખમાં ૧૫ મા શ્લોકમાં યશોધવલે ગુર્જર રાજાના શત્રુ માલવપતિ બલ્લાલને લડાઇમાં મારી નાંખ્યો એમ જણાવ્યું છે:

> तस्मान्महीं...विदितान्यकलत्रयात्र स्पर्शो यशोधवल इत्यवलम्बते स्म ।
> यो गुर्जरक्षितिपतिप्रतिपक्षमाजौ बल्लालमालभत मालवमेदिनीन्द्रम् ॥

આ યશોધવલનો સં. ૧૨૦૨ નો શિલાલેખ અજારી ગામમાં મળ્યો છે તેમાંના प्रमारवंशोद्भव महामण्डलेश्वरश्रीयशोधवलराज्ये એ ઉલ્લેખથી તે સમયે યશોધવલ ગુર્જરનરેશ કુમારપાલનો સામન્ત–માંડલિક રાજા આબૂ પ્રદેશમાં રાજ્ય કરતો હતો; અને સં. ૧૨૨૦ નો તેના પુત્ર ધારાવર્ષનો શિલાલેખ મળે છે તેથી તે વર્ષ પહેલાં યશોધવલનો દેહાન્ત થયો હોવો જોઇએ.

( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભાગ ૧, પૃ. ૭૬–૭૭ )

માલવાના પરમાર રાજા યશોવર્માને ગુર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહે જીત્યા પછી માલવા પર ગૂજરાતરાજાનો અધિકાર થયો હતો. યશોવર્માના દેહાન્ત બાદ માલવાધિપતિનું બિરુદ બલ્લાલદેવની સાથે લગાડેલું મળે છે, પરંતુ તે પરમારોની વંશાવલીમાં એ નામ મળતું નથી તેમ તે રાજા કયા વંશનો હતો તે જણાયું નથી.

કુમારપાલ ગૂજરાતની ગાદીએ આવ્યા પછી માલવાનો બલ્લાલ, ચંદ્રાવતી( આબૂ પાસે )ના પરમાર રાજા વિક્રમસિંહ અને સપાદલક્ષ–સાંભરનો ચોહાણ રાજા અર્ણોરાજ એમ ત્રણેએ મળી જઇ

કુમારપાલ સામે વિરોધી વ્યૂહ રચ્યો; પરંતુ અંતે તેમનો બધો પ્રયત્ન નિષ્ફલ થયો. વિક્રમસિંહનું રાજ્ય તેના ભત્રીજા યશોધવલને કુમારપાલે આપ્યું. આ યશોધવલદ્વારા બલ્લાલ મરાયો અને માલવ એક વાર ફરીને ગૂજરાતમાં ભેળવવામાં આવ્યું. [ Epi. Ind. Vol VIII P. 200. ]

બલ્લાલના મૃત્યુની નોંધ અનેક પ્રશસ્તિઓમાં મળે છે. વડનગરમાં મળેલી કુમારપાલની પ્રશસ્તિના ૧૫ મા શ્લોકમાં બલ્લાલ પર કરેલી જીતનો ઉલ્લેખ છે. તેમાં લખેલ છે કે બલ્લાલનું મસ્તક કુમારપાલના મહેલના દ્વાર પર લટકાવવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૧૪૩ ના નવેંબરમાં કુમારપાલનો રાજ્યાભિષેક અને ઇ. સ. ૧૧૫૧ સપ્ટેંબરની લખેલી ઉક્ત વડનગર પ્રશસ્તિ છે તેથી તે બે સમયની વચ્ચે બલ્લાલની મૃત્યુ-ઘટના બનેલી સિદ્ધ થાય છે.

સોમેશ્વરની કીર્તિકૌમુદીમાં લખ્યું છે કે માળવાના બલ્લાલદેવ અને દક્ષિણના મલ્લિકાર્જુનને કુમારપાલે હરાવ્યા. આ વિજયનો ઠીક ખ્યાલ ઇ. સ. ૧૧૬૯ ના સોમનાથના લેખમાં મળે છે. ઉદયપુર ( ગ્વાલિયરનું )માં મળેલા ચૌલુકયોના લેખો પરથી પણ તેનું સમર્થન થાય છે. તે ઉદયપુરમાં કુમારપાલના બે લેખ સં. ૧૨૨૦ અને ૧૨૨૨ ના મળ્યા છે અને અજયપાલનો સં. ૧૨૨૯ નો એક મળ્યો છે; તેથી માલૂમ પડે છે કે સં. ૧૨૨૯ સુધી પણ માળવા ઉપર ગૂજરાતનો અધિકાર હતો. સિદ્ધરાજ જયસિંહની માફક કુમારપાલ પણ અવન્તીનાથ કહેવાતો હતો.

એમ કહેવાય છે કે ઉન નામનું ગામ બલ્લાલદેવે વસાવ્યું હતું. ત્યાંના એક શિવમંદિરમાં બે લેખ-ખંડ મળ્યા છે. તેની ભાષા સંસ્કૃત છે. તેમાં બલ્લાલદેવનું નામ છે, પરંતુ એ વાત નિશ્ચયપૂર્વક કહી શકતી નથી કે ભોજપ્રબંધના કર્તા બલ્લાલ અને આ બલ્લાલ બંને એક જ હતા. જો એક જ હોય તો બલ્લાલ પરમાર વંશજ હતો તેમાં વિશેષ સંદેહ નહી રહે, કારણ કે આ વંશમાં વિદ્વત્તા પરંપરાગત હતી. ( ભારત કે પ્રાચીન રાજવંશ, પૃ. ૧૫૦ થી ૧૫૨ ) આપણા કવિએ બલ્લાલનો વંશ કે તે કયા પ્રાંતનો મુખ્ય રાજા હતો તે આપેલ નથી, પણ તે રણધોરીય( રણધીર )નો પુત્ર હતો એ ખાસ જણાવવા ઉપરાંત તે એક સમર્થ રાજા હતો અને જેનો માંડલિક ગોહીલવંશીય ભલ્લણ બાંભણવાડામાં રાજ્ય કરતો હતો અને જે અર્ણોરાજનો કાળ હતો એમ વિશેષ જણાવ્યું છે.

જોકે ભલ્લણ સંબંધી કંઇ જણાયું નથી, પરંતુ અર્ણોરાજ સંબંધી ઇતિહાસનાં પાનાં ખોળતાં જે કંઇક મળી આવે છે તે એ છે કે શાકંભરી સાંભર( સપાદલક્ષ )નો ચોહાણવંશી અર્ણોરાજ તે અજમેરનો સ્થાપક અજયરાજનો પુત્ર અને ઉત્તરાધિકારી હતો. તેને આનાલ, આનલદેવ અથવા આનાજી પણ કહે છે. તેને ત્રણ રાણી ( ૧ ) મારવાડની સુધવા, ( ૨ ) ગૂજરાતના સિદ્ધરાજ જયસિંહની પુત્રી કાંચનદેવી અને ( ૩ ) કુમારપાલની બહેન દેવલદેવી-હતી. પહેલી રાણીથી જગદેવ અને વીસલદેવ (વિગ્રહરાજ) નામના બે પુત્ર, અને બીજી રાણીથી સોમેશ્વર નામનો પુત્ર થયો કે જે સોમેશ્વરનો પુત્ર પ્રસિદ્ધ પૃથ્વીરાજ ચોહાણ થયો. આ અર્ણોરાજે 'આનાસાગર' નામનું તળાવ અજમેરમાં બંધાવ્યું હતું.

સિદ્ધરાજ જયસિંહે અર્ણોરાજ પર હુમલો કર્યો હતો, પરંતુ અંતે પોતાની કન્યા કાંચનદેવીનાં લગ્ન તેની સાથે કરી મૈત્રી કરી હતી. સિદ્ધરાજના મરણ પછી અર્ણોરાજે ગૂજરાત પર ચઢાઇ કરી, પરંતુ સફલતા પ્રાપ્ત થઇ નહિ. આનો બદલો લેવા વિ. સં. ૧૨૦૭ આસપાસ ગૂજરાતના રાજા કુમારપાલે તેના રાજ્ય પર આક્રમણ કરી તેને હરાવ્યો.

આ સંબંધી ગૂજરાતના ઐતિહાસિક ગ્રંથોમાં વર્ણન છે. શ્રી હેમચંદ્રસૂરિ દ્વયાશ્રય કાવ્યમાં જણાવે છે કે ' કુમારપાલે રાજ્યાધિકારી થયા પછી ઉત્તરના રાજા અન્ને તેના પર ચઢાઈ કરી. આ ખબર સાંભળી કુમારપાલ પણ પોતાના સામંતો સાથે સામી ચઢાઈ કરી. માર્ગમાં આબૂની પાસેની ચંદ્રાવતીના પરમાર રાજા વિક્રમસિંહ પણ તેને આવી મળ્યો. આગળ જતાં ચોહાણ અને સોલંકી વચ્ચે યુદ્ધ થયું. તેમાં કુમારપાળે લોહના તીરથી અન્નને ઘાયલ કરી હાથી પરથી નીચે પાડી દીધો અને તેના હાથી-ઘોડા છીનવી લીધા. આથી અન્ને પોતાની બ્હેન જલ્હણાનાં લગ્ન કુમારપાલ સાથે કરી આપસમાં મૈત્રી કરી લીધી. [ આ યુદ્ધમાં પૂર્વોક્ત પરમાર વિક્રમસિંહ અર્ણોરાજ સાથે મળી ગયો હતો તેથી તેને કેદ કરી ચંદ્રાવતીનું રાજ્ય કુમારપાલે તેના ભત્રીજા યશોધવલને આપી દીધું હતું. ]

આ ઉપરાંત મેરુતુંગના પ્રબંધચિંતામણી અને જિનમંડનકૃત કુમારપાલ પ્રબંધમાં સપાદલક્ષ-શાકંભરીના અર્ણોરાજ સંબંધી વાતો આવે છે અને કુમારપાલે યુદ્ધમાં અર્ણોરાજને જીતી લીધો હતો એવું અંતે જણાવેલું છે. આ ગ્રંથોમાં થયેલ યુદ્ધનું વર્ણન કદાચ અતિશયોક્તિવાળું કોઇને લાગે પણ બન્ને વચ્ચે યુદ્ધ થયું ને તેમાં કુમારપાલનો વિજય થયો હતો એ ઐતિહાસિક સત્ય છે; કારણ કે સં. ૧૨૦૭ નો ચિતોડના કિલ્લામાં સમિધ્ધેશ્વર( શિવ )ના મંદિરમાં એક લેખ છે તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે શાકમ્ભરીના રાજાને જીતી અને સપાદલક્ષ દેશનું મર્દન કરી જ્યારે કુમારપાલ શાલિપુર ગામે પહોંચ્યો ત્યારે પોતાની સેનાને ત્યાં રાખી પોતે સ્વયં ચિત્રકૂટ ( ચિતોડ ) શોભા જોવા અહીં આવ્યો. આ લેખ તેણે જ કરાવ્યો છે.

અર્ણોરાજ સં. ૧૨૦૭ અને ૧૨૦૮ ની વચ્ચે તેના જ્યેષ્ઠ પુત્ર જયદેવના હાથે મૃત્યુ પામ્યો. ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પૃ. ૨૩૯ થી ૨૪૨ ) આ અર્ણોરાજનો જ ઉલ્લેખ આપણા કવિએ બલ્લાલનું જે વિશેષણ આપ્યું છે. ' **अरिणरवसय कालहो** ' એમાં કરેલ છે એમ મને જણાય છે. એ વિશેષણ પરથી એમ લાગે છે કે અર્ણોરાજ અને બલ્લાલ અરસપરસ શત્રુઓ હતા અને બલ્લાલ અર્ણોરાજનો કાલ હતો એટલે તેનાથી વધારે સમર્થ હતો. આ કારણે ઉપર જણાવ્યું તેમ અર્ણોરાજ બલ્લાલને મળી ગયો હશે અને બલ્લાલને ગૂજરાતના કુમારપાલ સામે ચડાઈ કરતાં યશોધવલે મારી નાંખ્યો હશે.

કુમારપાલે અર્ણોરાજ સાથે મળી જનાર વિક્રમસિંહને કેદ કરી, આબૂ પાસે ચંદ્રાવતીનું રાજ્ય તે વિક્રમસિંહના ભત્રીજા ઉક્ત યશોધવલને આપ્યું હતું તે ઉપર કહી ગયા છીએ.

આ પ્રમાણે બલ્લાલ, યશોધવલ, અર્ણોરાજ અને કુમારપાલ એ સર્વે સમકાલીન હતા, અને તે સમયમાં આપણો કવિ થયો હતો એટલે વિ૦ સં. ૧૨૦૦ થી ૧૨૦૭ ની વચ્ચે તે અવશ્ય વિદ્યમાન હતા એમ સિદ્ધ થાય છે.

## ૧૨ પ્રકીર્ણ

આ કાવ્ય મુખ્યપણે ઘત્તા જેની અંતે આવે છે એવાં અપભ્રંશ કાવ્યોમાં ખૂબ પ્રચલિત પદ્ધડી છંદમાં છે. તદુપરાંત બીજા અપભ્રંશ ભાષાના છંદો છે. દુવઇ ( દ્વિપદી ), વત્થુ (વસ્તુ), ગાહા (ગાથા), ખંડય ( ખંડક ), આરનાલં-આરણાલં, ચઉપ્પદી ( ચતુષ્પદી ). શબ્દસૌષ્ઠવ, મનહર ઉપમા આદિ અલંકારથી પૂરેલું રસભર્યું અને કવિત્વવાળું આ કાવ્ય છે.

કવિ ગુર્જરવંશમાં થયેલ હોઇ તેમજ બાંભણવાડા( આબૂ-શિરોહી*પાસે )ના ગામમાં થયેલ હોઇ એક ગૂજરાતી છે, કારણ કે તે સમયે આબૂ આદિનો ભાગ ગૂજરાતવશવર્તી હતા. તેનો સમય સુનિશ્ચિતપણે સં. ૧૨૦૦ થી ૧૨૭૭ માં લાગે છે.

સામાન્ય રીતે અપભ્રંશ કાવ્યોનો મોટો સમૂહ દક્ષિણ દેશના-મહારાષ્ટ્રીય દિગંબર જૈનોનો રચેલો સાંપડે છે, પરન્તુ ગૂજરાતમાં શ્વેતાંબરીય મુનિઓનું 'અપભ્રંશ કાવ્યત્રયી' વગેરે રચેલું અપભ્રંશ સાહિત્ય પણ ઉપલબ્ધ થાય છે. [ જુઓ મારો લખેલ 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' કે જે જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લાની પ્રસ્તાવનારૂપે છપાઇ ગયો છે. ]

આ કવિ શ્વેતાંબર કે દિગંબર છે તે તો આખું કાવ્ય બરાબર વાંચીને તેની કથા શ્વેતાંબરીય કે દિગંબરીય છે તે પરથી નિશ્ચિતપણે કહી શકાય, પરંતુ ( ૧ ) સામાન્ય રીતે મલધારીદેવ-માધવચંદ્ર, તેમના શિષ્ય અમૃતચંદ્ર ભટ્ટારક એ નામો દિગંબરીય જણાય છે, ( ૨ ) કથાનો ઉપક્રમ વિપુલગિરિ પર ગૌતમ ગણધર પાસે મગધપતિ શ્રેણિક આવીને પૂછે છે ને તેને તેઓ સંભળાવે છે એ પ્રકારનું વર્ણન વિશેષે કરી દિગંબર કથાકાવ્યોમાં જણાય છે, તેથી આ કવિ દિગંબર જૈન હોવાનો વધુ સંભવ છે. તે શ્રાવક હતો અને પિતા રલ્હણ પંડિતનો અને માતા પંપાઇયનો પુત્ર હતો, અને માતા જિનધર્મ પ્રત્યે વિશેષ અનુરક્ત હતી એમ કવિ પોતે ચોખ્ખું જણાવે છે.

આ કાવ્યની જુદી જુદી શુદ્ધ પ્રતો ઉપલબ્ધ થતાં તેનો સમુદ્ધાર થાય એ ઇષ્ટ છે; તે થયે અપભ્રંશ કાવ્ય-સાહિત્યમાં એક સારી વૃદ્ધિ થશે.

આ લેખમાં સાક્ષરશ્રી નાથૂરામ પ્રેમીજીએ આપેલી સહાય માટે તેમનો ઉપકૃત છું.

---

## અંતિમ મંગલાચરણ.

[ રાગ-યમન કલ્યાણ જય જય ગુર્જરીના લયમાં ]

જય જય જય જય નમો શ્રુતદેવીનો જય,
નમો શ્રમણ ભગવાન શ્રી મહાવીરનો જય જય.

અર્હંત-વાણી ગણધરગુંથી લખી દેવર્દ્ધિ ગ્રહીગ્રહી,
શાસનહિત એ સૂત્ર પ્રવૃત્તિ રત્નાકર સમ જય કહી;
સ્યાદ્વાદમાં નથી અનુજ્ઞા, નથી નિષેધ કશાનો કર્યો,
જિનની સાચી એકજ આજ્ઞા સત્ય-શોધ સદ્વર્તન હો.

જય હો જય હો જય હો નમો વાગ્દેવીનો જય.

પંચાંગી શ્રી ભદ્રબાહુ જિનભદ્ર અને શીલાંકસૂરિ,
અભયદેવ આદિ મલધારી હેમચંદ્ર ને મલયગિરિ;
ઉમા સ્વાતિ ને સિદ્ધસેન વળી હરિભદ્ર હેમચંદ્રસૂરિ,
નવિન સંસ્કૃતિ આણી અંતે યશોવિજયે વિશેષ પૂરી.

જય હો જય હો જય હો નમો સરસ્વતીનો જય.

પ્રાકૃત સંસ્કૃત ગિરા અને અપભ્રંશ દેશી ભાષામાં ભરી,
જ્ઞાન કિલ્લસુરી દુનિયાને દઇ સદાકાળ ઉપકૃત કરી;
બ્રાહ્મણ સંસ્કૃતિ સાથે ભિન્ન આ શ્રમણ સંસ્કૃતિ ખ્યાતિ વરી,
આર્યદેશની આર્ય સભ્યતા આત્મવાદને યોગ્ય કરી.

જય હો જય હો જય હો નમો ભારતીનો જય.